# અનુક્રમણિકા

## ૧. શિક્ષણ



## ૨. સાહિત્ય

## ૩. ગણિત



## ૪. વિજ્ઞાન, આરોગ્ય



## ૫. ઇતિહાસ-ભૂગોળ



## ૬. સામાન્ય

## ૭. ચર્ચાપત્ર



## ૮. ઇનામપત્રક



## ૯. સરકારી જાહેરખબરો



અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

પુસ્તક ૭૬] [અંક

જાન્યુઆરિ........ સને ૧૯૬૭

Registered
No. B. 43.

# ગુજરાત શાળાપત્ર



તંત્રી

એચ ટી. ઘોઘારી, બી.એ., એસ. ટી. સી. ડી.

## અનુક્રમણિકા



## સરકારી જાહેરખબર

### પુરુષો માટેની ટ્રેનિંગ સંસ્થાઓનો નવો અભ્યાસક્રમ

### સુધારો

અભ્યાસક્રમના પહેલા વિષયના ઘ પેટાવિષયની સામેના રિમાર્કના ખાસનના "આમાથી ૫૦ ગુણ વાણી અને છટા માટે રાખવા" એ રિમાર્ક કાઢી નાખવામા આવી છે, અને તે ગુણ "પરીક્ષકો સમક્ષ શીખવવું" એ વિષયના ખાસનમા ઉમેરી તે વિષયની પરીક્ષા માટે ૧૫૦ ગુણ રાખવામા આવ્યા છે, અને એ વિષયની આંકણી તેટલા ગુણમાથી કરવામા આવશે

જુઓ શાળાપત્ર પુ ૭૫ અંક ૩ પા ૧૪૧

(મે ડિ ઓવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબના હુકમ ન. એમ-૬૮/૭૦D તા ૮-૧૨-૧૯૩૬ અને મે એ. ઇ સાહેબના હુકમ ન. ૧૦૪૨૪ તા ૧૭-૧૨-૧૯૩૬ મા કરેલી સૂચનાનુસાર )


કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ત્રિકમલાલ ઘોઘારી** બી એ, એસ. ટી સી. ડી.

હેડમાસ્તર પ્રે. ટ્રે ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ




આ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યુ અખાપોસ રોડ—અમદાવાદ.



ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૬ ] જાન્યુઆરિ ૧૯૩૭ [ અંક ૧

પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને
કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર
જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

---

## પૃથક્કરણશીલ માનસશાસ્ત્ર

( ગતાંક પૃષ્ઠ ૪૫૭થી ચાલુ )

ઘણા દિવસો પછી કોઈ બીજા શહેરમાં એક દિવસ એક વાસણ સમા કરનાર ફેરીઓ પોતાના મદદનિશ છોકરા સાથે દારૂ પીને મસ્ત બની રહ્યો હતો, એટલામાં પેલો છોકરો પણ બોલી ઉઠ્યો કે આજ તો મારી માતાનો જન્મ દિવસ છે. સાથે સાથે એમ પણ તેને યાદ આવ્યું કે તે એજ છોકરો હતો જે પોતાની મા સાથે અમુક જગાએ રહેતો હતો, વહાણવટીઓના જીવનવૃત્તાંત સાંભળતો હતો અને પોતાના ગૃહજીવનને તિરસ્કારતો હતો; પરંતુ આ પૂર્વસ્મરણ થવાથી વચગાળાના વખતમાં જે કંઈ એણે કર્યું હતું એ બધું તે ભૂલી ગયો. પછી તપાસ કરવાથી જણાયું કે અનેકાનેક મુશ્કેલીઓ ઉઠાવતો, માલ ભરી જવાની મોટી મોટી આગબોટ પર નોકરી કરવા તથા બીજા અનેક ધંધાઓમાં પડવા ઉપરાંત છેવટે તે આ વાસણવાળા પાસે આવી પહોંચ્યો હતો.

આ ઘટનાપ્રિય સ્વભાવ પર વહાણવટીઓના વિચિત્ર જીવનવૃત્તાંતદ્વારા જે છાપ પડી હતી તે તે છોકરો પોતાના વાસ્તવિક જીવનમાં જોવા ઇચ્છતો હતો, પરંતુ પોતાની સ્થિતિને લઈને તે તેમ કરવા લાચાર હતો. આથી એની દબાએલી ઇચ્છાઓએ અજ્ઞાતપણામાં પોતાનો આશય પુરો કરવા આ માર્ગ પકડયો હતો. આ ઘટના સ્પષ્ટ સમજાય તેવી છે. ઓછાવત્તા સ્વરૂપમાં દમન બધીજ વ્યક્તિઓમાં હોય છે, પરંતુ બધામાં આવાં લક્ષણ જણાતાં નથી. દરેક વ્યક્તિ પોતાની સ્થિતિ અનુસાર પોતાના વિશેષ સ્વભાવ પ્રમાણે વ્યવહાર કરે છે. દમનનો પ્રભાવ મનુષ્યમાં બે પ્રકારે ખુલ્લો થાય છેઃ કેટલાક મનુષ્યોમાં તો હિસ્ટિરિઆના રૂપમાં કે વિભાજિત વ્યક્તિત્વમાં એનું રૂપ પ્રકટ થાય છે અને કેટલાકમાં, દમનનો સીધો વિશેષ પ્રભાવ એની મનોવૃત્તિ પર પડે છે. આવા મનુષ્યોમાં નિરુત્સાહ, જીવન તરફથી નિરાશા, પોતાનોજ તિરસ્કાર, ચિત્તમાં દરેક સમયે પોતાનો અનુભવ, નિશ્ચયમા દુર્બળતા વગેરે અનેક તુચ્છ વૃત્તિઓ એના માનસને સંતાપ્યા કરે છે. આ ઉપરાંત ઘણા મનુષ્યોના સ્વભાવમાં જે નાની નાની વિચિત્રતાઓ જણાય છે-જેવાં કે પોતાના કોઈ અંગની સ્વચ્છતા માટે અતિધ્યાન આપવું, બંધ અથવા ખુલ્લી જગાઓમાં કે પાણીમાં અસાધારણ ગભરાટ, જોરથી બોલાએલા શબ્દો તરફ અસહિષ્ણુતા અથવા અમુક જાતના જાનવરોથી ઘણા ડરતા રહેવું, આ બધી અકારણ અને અતિખાસ વૃત્તિઓ કોઈ દમનનુંજ પરિણામ હોય છે. હિસ્ટિરિઆ, ગાંડપણ અને સંતાપિત મનોવૃત્તિના રોગીઓથી માંડીને મહાનમાં મહાન બુદ્ધિમાન સુધીનાઓના જીવનમા એમના ચરિત્ર અને કાર્યોમાં દમનશક્તિનાં ચિહ્નોથી ઓળખાણ કરી શકાય છે. એમાં ફક્ત અભિવ્યક્તિ અને ઉત્કટતાનો ભેદ હોય છે. મૂળ કારણ બધામાં સરખું હોય છે, છતાં આ બધા અસ્વસ્થ પરિણામોના બદલામાં કોઈ કોઈ વખતે દમનદ્વારા આપણા સ્વભાવમાં ઉત્કૃષ્ટ અને આધ્યાત્મિક ભાવનાઓ પણ ઉત્પન્ન થાય છે. ઘણાએ સ્વસ્થ અને સામાન્ય મનુષ્યો જે પ્રમાણે પોતાની અનૈતિક અને નગ્ન ભાવનાઓને દબાવી રાખે છે, તે પ્રમાણે પોતાની ઘણીએ ઉચ્ચ અને પવિત્ર આકાંક્ષાઓને પણ મુક્ત કરી શકતા નથી. અવસ્થાને લઇને આપણા આત્મસંયમમાં સારૂં, બુરૂં બધું દબાઈ જાય છે.

અતિદમનનું પરિણામ જે પ્રકારે હિસ્ટિરિઆ, ઉદાસી, ચિંતા, ગાંડપણ વગેરે અનિચ્છનીય લક્ષણોમાં પ્રકટ થાય છે તે પ્રકારે કોઈ કોઈ વ્યક્તિમાં તે અતિવિશિષ્ટ અને ધાર્મિકરૂપે સામે આવીને ખડું થાય છે. એવા મનુ-

જાગૃત અવસ્થામાં આપણા ઇંદ્રિયસંસ્કારો કેવું સ્વરૂપ ધારણ કરે તેનો આધાર તે ક્ષણની આપણી જરૂરિઆત ઉપર છે. સ્વપ્નમાં એવી જરૂરિઆતો કે હેતુ હોતાં નથી, તેથી સંસ્કારના યથેચ્છ અર્થો ધરાવીએ છીએ. દા. ત. આપણે ફુટપાથ ઉપર ઉભા હોઈએ અને એક મોટર ચાલી જાય, એ મોટરથી કદાચ કચરાઇ જવાય. એ ભયનો સંચાર આપણા મનમાં થયો અને બીકની લાગણી ઉત્પન્ન થતી જાણ્યા વગર પણ આપણે જરા પાછા હઠીએ. એ રાત્રે આપણને એવું સ્વપ્નું આવી શકે કે આપણે ગાડી તળે છુંદાઈ ગયા. કેટલાક નબળા મનના મનુષ્યોને ભૂતપ્રેતાદિકની અથવા બીજી ભયાનક વાતો સાંભળીને રાત્રે તેવાં સ્વપ્નાં આવે છે.

જાગૃત ચેતના અને સ્વપ્ન અવસ્થાની ચેતનામાં એક ફરક એવો છે કે સ્વપ્નની ચેતના કોઈ તુલના કરી શકતી નથી, નિદ્રામાં પસંદગીનું જે કામ કરવાનું છે તે ન કરવાને લીધે ખ્યાલો અને સાહચર્યો સ્વચ્છંદે પ્રવર્તે છે, જે પ્રેરણાઓ અને મનોભાવો જાગૃત અવસ્થામાં આપણે સંયમમાં રાખીએ છીએ તે સર્વને સ્વપ્નાવસ્થામાં પ્રગટ થવાની તક મળે છે અને કલ્પિત વ્યવહાર કરવાનો સંતોષ ઉત્પન્ન થાય છે, છતાં એટલું તો ખરૂં છે કે સ્વપ્નાવસ્થાની ચેતના પ્રત્યેક ખ્યાલ કે મનોભાવનો આવિર્ભાવ સહન કરી શકતી નથી. કેટલીક વસ્તુઓ માટે આપણને એટલો બધો અણગમો હોય છે કે સ્વપ્નામા પણ આપણે તે સાંખી શકતા નથી.

પૃથક્કરણશીલ માનસશાસ્ત્રની પદ્ધતિદ્વારા સ્વપ્નાઓની પુરી માહિતી મેળવવાથી મનુષ્યના ગહન મનનો સરળતાથી પત્તો લાગે છે અને એ જ્ઞાનવડે એની દુઃખી અવસ્થા દૂર કરવામા પુરી સહાયતા મળે છે.

માનસશાસ્ત્રના વિષયમાં આ પ્રમાણે સ્વપ્નો ઉપરાંત ભૂતકાળના બનાવ, નામ, ગાડીઓના ઝાખા સ્મરણો તથા વિસ્મરણ, અકસ્માત બનાવો, વાણી તેમજ લખાણની ભૂલો, આપણા અંગો તથા ચહેરાનાં હલનચલન એ સર્વ નિરીક્ષણ (પ્રયોગ) માટે ઉપયોગી વસ્તુઓ છે. સામાન્ય માણસો આ સર્વનું નિરીક્ષણ કરે અને સમજે તેના કરતાં માનસશાસ્ત્રી જુદાજ દૃષ્ટિબિંદુથી તેનું અવલોકન કરે છે તથા તેના ખુલાસા આપે છે, માનસશાસ્ત્રી એકજ નિયમ લક્ષમાં રાખે છે કે ચેતન વ્યાપારના પ્રત્યેક આવિર્ભાવને ગ્રહણ કરી લેવા, તેને જ્ઞાનનો વિષય બનાવવો અને ચૈતન્યની બીજી જાણીતી હકીકતોની સાથે ઘટાવી શકાય તેવી રીતે તેનો અર્થ કરવો. બાળકથી, વૃદ્ધ સુધીના તમામ મનુષ્યો તેમજ બુદ્ધિહીન કે ગાંડા માણસથી માંડીને મોટા તત્ત્વવેત્તાઓ સુધીના માણસો પ્રજા કે રાજા

અથવા રાજદ્વારી પુરુષો કે વેપારીઓ એ સર્વ જેમનામાં ચેતનનો વ્યાપાર છે એ અવલોકનને પાત્ર છે અને તેમને માનસશાસ્ત્રના સિદ્ધાંતોમાં ઉતારવાના છે.

માનસશાસ્ત્રના આધાર માટે તે ઉપરાંત કળા અને સાહિત્યના શિષ્ટ-ગ્રંથો, નાટક, કાવ્ય, શિલ્પ, ચિત્ર અને સંગીત વગેરે મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ અભ્યાસ કરવા યોગ્ય વિષયો છે, કારણકે સામાન્ય જનતાના માનસનો બંધારણનું દર્શન તે વડે થાય છે. વર્તન અને સાહિત્ય, એ ઉપરાંત બીજાં શાસ્ત્રીય વિષયો જેવા કે માનવવિદ્યા, ભાષાશાસ્ત્ર, માનસિક રોગવિદ્યા, મેસ્મેરિઝમ તથા મનોબળ વડે જ્ઞાનતંતુના રોગ મટાડવાની વિદ્યા વગેરે માનસશાસ્ત્ર માટે અભ્યાસનું સાધન પુરૂં પાડે છે. વિચારનું પ્રદર્શન ભાષાદ્વારા થાય છે અને તેથી ભાષાના વિકાસની જુદી શ્રેણીઓ પ્રજાના માનસિક વિકાસની શ્રેણીઓને અનુરૂપ થાય છે. એજ પ્રમાણે પ્રાથમિક સ્થિતિની પ્રજાઓની લાગણીઓ અને માન્યતાઓનો તુલનાત્મક અભ્યાસ ઘણો ઉપયોગી છે. ચિત્તભ્રમવાળાં માણસો, જન્માંધ, બ્હેરાં અને મુગાં તથા સ્પર્શેન્દ્રિય રહિત, ગન્ધની શક્તિ વિનાના, હિસ્ટિરિઆના રોગવાળા મનુષ્યોનું માનસશાસ્ત્રની દૃષ્ટિએ નિરીક્ષણ કરવામાં આવે તો સામાન્ય મનુષ્યની કાર્યપદ્ધતિનું ચોક્કસ જ્ઞાન મેળવવામાં સહાયભૂત થાય. નવા મનોવૈજ્ઞાનિકોએ પૃથક્કરણની પદ્ધત્તિ અને મનુષ્યના તેમજ પ્રાણીઓના મનપર પરોક્ષ સૂચનનું બળ એ બે વડે મનના બંધારણ પર પુષ્કળ પ્રકાશ પાડયો છે અને મનની અંદર રહેલી બહાર ન જણાતી ચેતનાનો (અજ્ઞાત મનોવ્યાપારોના ) ભંડાર ખુલ્લો કર્યો છે.

આમ પ્રથમ જણાવ્યા પ્રમાણે માતાઓ અને શિક્ષકો માનસશાસ્ત્રના અભ્યાસી બને ( જોકે માતાઓને તેમ કરતાં વખત જોઈશે ) તો શિક્ષણનું કાર્ય ઘણુંજ સરળ થઈ જાય અને કેળવણીનો સામાજિક હેતુ કે જે કેવી રીતે વાંચવું, તેના કરતાં કેવી રીતે રહેવું ( વર્તવું ) એ છે તે બર આવે.

આ વિષય અતિગહન છે અને વાંચીને સમજાએ એટલો સરળ નથી, છતાં પણ અભ્યાસથી આ જગતમાં અલભ્ય વસ્તુ પણ સુલભ થાય છે અને કીટમાંથી મહાન પદને પ્રાપ્ત થઈ શકે છે તેમ મનમાં દૃઢ નિશ્ચય કરીને એકેએક શિક્ષક માનસશાસ્ત્રી થવા પ્રયત્ન કરે તો જરૂર તે તેમ થઈ શકે. શિક્ષકવર્ગ બાળકો કે જે દેશની ભવિષ્યની પ્રજા છે તેમનું ભલું હૈયે ધારીને એ પ્રયત્નમાં મંડયા રહેશે એવી ઇચ્છા સાથે વિરમીશું.

# શિશુશિક્ષણશાળા

( ગતાંક પૃષ્ઠ ૪૬૧ થી ચાલુ )

રમતદ્વારા તેને અનુભવ મેળવવા તક આપવી એ સહીસલામતીભરેલું છે, પણ એવી કેટલીક બાબતો છે કે જેને માટે તાત્કાલિક અને નિશ્ચયાત્મક રીતે ઉપાય કે પગલાં લેવા જોઈએ, અને તે એવે વખતે કે જ્યારે શિક્ષકને તેના એક સોબતી તરીકે નહિ પણ માતૃકાર્ય બજાવવા માટે ફરજ ઉત્પન્ન થાય. આ વખતે જરૂરી બધી ટેવો સ્વતઃ પ્રવૃત્તિની રમતોદ્વારા કેળવી શકાય તેમ નથી, તોપણ આડકતરી રીતે તેવા પ્રસંગોદ્વારા તેવી ઘણી ટેવોને ઉત્તેજન મળી શકે અને તેને અર્થસૂચક પણ બનાવી શકાય. જ્યાં વાણી લગભગ અશુદ્ધ કે અપૂર્ણ હોય છે તેવાં ગરીબ કુટુંબમાંથી આવતાં બાળકોને શિક્ષકનું અનુકરણ જે આ બાબતમાં એક અગત્યનું અંગ છે તે સામાન્ય ભાષાશિક્ષણને માટે પુરતું થઈ પડશે નહિ. નવી રીતો, મુખ્યત્વે કરીને રમતો યોજવી પડશે અને તે વડેજ તેની વાગિન્દ્રિયો કેળવવી પડશે; પણ ઉપર જણાવેલી પ્રવૃત્તિઓ કરતાં આ યોજનામાં વધારે કૃત્રિમતા આવશે અને તેમાં બાળકોની સ્વાભાવિક પ્રવૃત્તિ પણ ઓછી જણાશે. વાગિન્દ્રિયોને વધારે કેળવવા માટે જે જાતની કસરતો સૌથી સરસ નીવડે તેમ હોય તે સંબંધી સપષ્ટ વિચાર બાંધી લેવા જોઈએ, અને પછી એ કસરતોને પાયારૂપ બનાવી રમતો રમાડવી જોઈએ. દા. તરીકે, નાનાં બાળકો સામાન્ય જીવનમાં જે ફેરીઆરીઓ સાંભળવામાં આવે છે તેની વારંવાર નકલ કરે છે, બે બાળકો એન્જિનના અવાજનું તથા મજુરોના ઘોંઘાટનું અનુકરણ કરી રેલ્વે સ્ટેશનનો નાટ્યપ્રયોગ કરી શકે. આથી તેમને એક જાતની અગત્યની તાલીમ મળી શકે; રસ્તે જતા લોકના ખુમાટા, પવનના સુસવાટા, મોટરના ભુંગળાં, મીલના ભુંગળાં, અથવા તો દેવળના ઘંટના અવાજો, એનું પણ અનુકરણ કરે. ગ્રામ્ય બાળકો વાડા અથવા ખેતરમાં સાંભળવામાં આવતા અવાજો, પક્ષીઓના કિલકિલાટ-અવાજો અને પવનના અવાજનું અનુકરણ કરી શકે.

અવાજને પારખવો એ અવાજને ઉત્પન્ન કરવાના કાર્ય જેટલુંજ જરૂરી છે, અને એટલા માટે અવાજ પારખવાની શક્તિ બાળકોમાં આવે અને તે શક્તિ કેળવાય એવા હેતુથી રમતો રમાડવી જોઈએ, અને તેમાં બાળકો અટકળ કરતાં શીખે. તે વખતે અક્ષરના ઉચ્ચાર પર ખાસ લક્ષ

દોરવાની જરૂર છે એ બાબત ભૂલી જવી નહિ; તેમજ શબ્દકોષ વધારવા માટે પણ ઘણી જાતની રમતોની યોજનાઓ કરવી જોઈએ, અને તેને લગતી વાર્તાઓ યોજવી જોઈએ. રમતો રમતી વખતે રમતનો અંતર્ગત હેતુ બરાબર સચવાવો જોઈએ; પણ તેની શરૂઆત તો કૃત્રિમ છે, અને તે સંબંધી બાળકને ફરજ પાડેલી છે એ વાત પણ સાથે સાથે સ્વીકારવી પડે તેમ છે; પણ એ સકારણ છે, કારણ કે ઘણાં બાળકો વાણીની બાબતમાં અમુક ધોરણે પહોંચેલાં હોતાં નથી; અને માત્ર જ્યાં આવી પરિસ્થિતિ હોય ત્યાંજ આવી રીતનું ભાષાશિક્ષણ તેમને કૃત્રિમતાથી આપવું જોઈએ. સભ્યતા, ખાતી વખતનું વર્તન, ઊઠવુંબેસવું, પોશાક પહેરવો, તે કાઢવો, હાથપગ ધોવા, દાંત સાફ કરવા અને એવાં બીજાં ઘણાં પ્રસંગો, તે સંબંધી જે ટેવો પડવી જોઈએ તે તો બધી શીખવવીજ જોઈએ, પણ તે ક્યારે ? જ્યારે તેની જરૂર ઉપસ્થિત ત્યારે. રમત દરમિઆન તેવા પ્રસંગો ફરીફરીને જોઈએ તેટલી વાર આવતા નથી, અને તેટલા માટે તે ટેવો પાડી શકાય તેટલા પુરતા નથી. આ પ્રમાણે શિશુશિક્ષણશાળાના શિક્ષકનું મુખ્ય કર્તવ્ય ટેવ, રમત અને યોગ્ય પરિસ્થિતિ, એમાંજ સમાવિષ્ટ થાય છે.

એવા પણ પ્રસંગો ઉત્પન્ન થાય છે કે જ્યારે શિક્ષકે પોતાની સત્તા વ્યક્ત કરવી જોઈએ. અતિશય હઠીલું કે વર્ગના દાદારૂપ જે બાળક હોય તે જો શિક્ષકના કહેવા સમજાવ્યા છતાં ન સુધરે તો તેને પોતાની રીતભાતમાં થતી ભૂલો જોવડાવવીજ પડે, પછીથી શિક્ષાનો પણ પ્રયોગ કરવો પડે. પણ શિક્ષકે તેવા બાળક તરફ શિક્ષા કરતી વખતે દાઝ કે દુશ્મનાવટ રાખવી જોઈએ નહિ; બાળક તેના તરફ પ્રેમ રાખે અને તેનામાં વિશ્વાસ મૂકે એવું તેનું વર્તન હોવું જોઈએ.

બાળકની ચપળતામય પ્રવૃત્તિ ઉપર પણ શિક્ષકે અંકુશ મૂકવો જોઈએ. બાળકને સ્વતંત્રપણે હરવા ફરવા કે રમવા દેવામાં પણ એક જાતનો દૈનિક કાર્યક્રમજ રાખવો પડે; નહિતો તે ઘણા થોડા વખતમાં તેની પ્રવૃત્તિદ્વારા છેક થાકી લોથ થઈ જાય તેમજ અતિશય ઉશ્કેરાઈ પણ જાય, અને પરિણામ એ આવે કે તેના શરીરને એક પ્રકારની ઇજા થાય.

શિક્ષકે સમૂહગત પ્રવૃત્તિ માટે કાર્યની યોજના તૈયાર કરી અમલમાં મૂકવી જોઈએ. આવી યોજનાદ્વારા અમુક ઉંમરનાં બાળકોના જુદા જુદા સમૂહ પાડવામાં આવે, અને તે દરેક સમૂહનાં બાળકોને વ્યક્તિગત કામમાં રોકવામાં આવે, પણ તેવી જાતના કામમાં બાળકોની ધમાધમી ન હોય

અને શાંતિથી તેઓ કામ કરતાં હોય. ઈંટો અથવા માટી, રંગીન ચાકની લાકડીઓ, અથવા તો કાગળ અને કાતર એ સાધનો વડે એક સમૂહ રમતમાં રોકાય, વળી બીજા સમૂહનાં બાળકો શિક્ષકની આસપાસ શાંતિથી બેસી તે વાર્તા કહે તે અથવા તો કોઈ ગીત ગાય તે સાંભળે, અથવા તો તેઓ તેની સાથે તાલબદ્ધ ગીતથી ગીત ગાવા લાગે.

ઇંગ્લંડની એક શિશુશિક્ષણ શાળામાં નીચે પ્રમાણે એવા સમૂહ પાડવામાં આવ્યા હતાઃ—

**બે વર્ષની ઉમરનાં બાળકોનો સમૂહઃ સાહિત્યઃ**—મોટાં સાહિત્યો, કપડાંની ચિત્રપોથીઓ અને રમકડાં-રૂવાંવાળાં પ્રાણીઓ અને મોટી ઈંટો. આ સમૂહનાં બાળકો રમતો રમે, ગીતો ગાય, પોતાની જાતે હાથપગ ધુએ, કપડાં પહેરે, ઘણો વખત રમતો રમવામાં ગાળે. આ જાતની પ્રવૃત્તિને લીધે તેઓ પોતાનાં શરીર ઉપર કાબુ મેળવતાં શીખે.

**ત્રણ વર્ષની ઉંમરનાં બાળકોનો સમૂહઃ સાહિત્યોઃ**—પહેલા સમૂહ કરતાં આ સમૂહમાં સાહિત્ય વધારે ગુંચવણભરેલી રચનાવાળું રાખવામાં આવે છે. એવા સાહિત્યમાં ઇન્દ્રિયો કેળવાય ( રંગ અને આકારને લગતાં ) તેવાં રાખવામાં આવે છે. આનાથી હસ્તચાપલ્ય-આંગળીઓની કેળવણી મળે. કપડાંની ચોપડીઓને બદલે કાગળની ચિત્રપોથી આપવામાં આવે છે; અને બાળકો તેમની સંભાળ રાખતા શીખે.

કોઈ નિયમ અથવા તો બંદોબસ્તપૂર્વક રમતો રમવામાં આવતી નથી તોપણ તેની પ્રવૃત્તિઓ વધારે વ્યવસ્થિત રહે છે. દાખલા તરીકે, બાગબાનીનું કામ અને ફૂલોની વ્યવસ્થા. કોઈ કોઈ વખત બાળકો ધોવાના કામને માટે એકાદો દિવસ નક્કી કરે અથવા એવું બીજું ઘરકામ જેનાથી તેઓ વાકેફ હોય તેવા કામની યોજના કરે.

**ચાર અને પાંચ વર્ષની ઉંમરનાં બાળકોનો સમૂહ**—(મધ્યસ્થ વર્ગ) આ વર્ગ શિશુશિક્ષણશાળા અને પ્રાથમિક શાળાના બાળવર્ગ વિભાગ વચ્ચેનો મધ્યસ્થ વર્ગ છે. આ બંને શાળાના વર્ગોમાં તફાવત સ્પષ્ટ જણાઈ ન આવે તેટલા માટે આ સમૂહના બાળકોને વિવિધ જાતની પ્રવૃતિના કામો સોપવામા આવે છે. પસંદગીને માટે સંપૂર્ણ અવકાશ આપવામાં આવે છે, અને આગલા સમૂહને સોપાએલાં ગૃહકામો આગળ ચાલુ રાખવામાં આવે છે. બાળકો નિયમિત રીતે નહાવાની ઓરડીઓ સાફસુફ કરે છે અને તેમનું પોતાનું ફર્નિચર પણ સ્વચ્છ કરે છે.

ત્રણ વર્ષની ઉંમરનાં બાળકોને જે રમકડાં અને સાહિત્યો આપવામાં આવે છે તેનાં તેજ તેમને આપવામાં આવે છે, પણ જેમ જેમ બાળકો વિકાસ પામે છે, તેમ તેમને જેમાં સાદી સંખ્યાનું જ્ઞાન મળે તેવી પ્રવૃત્તિ સોંપવામાં આવે છે. કાગળ કાપવાનું કામ, માટીનું કામ વગેરે જેમાં ગણતરીનું કામ પણ આવે તે વડે વધારે નિયમપૂર્વકના કામનો પાયો ચણવામાં આવે છે.

શિશુશિક્ષણ અને બાળવર્ગ વચ્ચેનો મધ્યસ્થવર્ગ કે જેમાં છ વરસની ઉંમરનાં બાળકો હોય છે તેવા સમૂહને અપાએલી રમતો ક્રમશઃ વધારે નિયમિત થાય છે.

કામની યોજના વધારે વ્યવસ્થિત હોય છે. એવા પણ સમય વિભાગ (પિરિઅડ) રાખવામાં આવે છે કે જેમાં બાળકોને ખાસ માલમ પડી આવે છે કે તેઓને જે કામ તે વખતે કરવાનું હોય છે તે અમુક હેતુ પુરઃસર કરવાનું હોય છે, અને એ કામ કાંઈ સ્પષ્ટ રમતરૂપે હોતું નથી; દાખલા તરીકે, વાચન, લેખન અને સંખ્યાજ્ઞાન આ સંબંધમાં જે જે કાંઈ કરવાનું હોય છે તેમાં અમુક હેતુ તો હોય છે પણ સાથે સાથે તે સંબંધપૂર્વકનું પણ હોય છે. દા. તરીકે, અર્થ વિનાના શબ્દો કે તેવાં વાક્યો લેખનકામના મહાવરા માટે આપવાં જોઈએ નહિ.

આ ઉંમરે બાળકો વધારે એકાગ્રચિત્ત રહી શકે છે. તેઓ અમુક કામ કરવા, તેનું કામ ફરી ફરીને કરવા રાજી હોય છે, કારણકે તેથી તેઓ તેમાં સંપૂર્ણ ફતેહ મેળવે. હસ્તઉદ્યોગ અને સોયકામની બાબતમાં એકવાર જો તે કામ તેમનાથી બરાબર ન થયું હોય તો તેઓ ફરીથી તેવું કામ કરી તે વધારે સારી રીતે કરવા તત્પરતા બતાવે છે.

શિશુશિક્ષણ શાળામાં રમતો બહુધા સ્વતંત્રપણે અને અનિયમિત રીતે રમવાની હોય છે, ત્યારે આ મધ્યસ્થવર્ગમાં તે વધારે ચોક્કસ સ્વરૂપમાં હોય છે, એટલે તેવી રમતો વ્યવસ્થાપૂર્વકની અને નિયમબદ્ધ હોય છે.

શિશુશિક્ષણ શાળામાં જે સ્વતંત્રતા બાળકોને મળે છે તેનો આ સમયે વધારે વહેવારુ ઉપયોગ થવો જોઈએ. બાળકોની સમાજગત લાગણી આ વખતે ઉદ્‌ભવી હોય છે-તેવી ભાવના તેમનામાં જાગ્રત થએલી હોય છે, અને તેમને માલમ પડે છે કે જે બાબત એક વ્યક્તિની બાબતમાં યોગ્ય લાગતી હોય તેજ બાબત સમાજના સંબંધમાં-સમાજની દષ્ટિએ અયોગ્ય પણ હોય છે.

ગમે તેટલી વિવિધ પ્રકારની રમતો થતી હોય અને સમય પણ તેમાં જતો હોય તોપણ બપોરના નાસ્તાના સંબંધમાં અવશ્ય નિયમિતતા મચવાવવી જોઈએ. તેવીજ નિયમિતતા નાસ્તા પછીની થોડી રમત બાદ ઊંઘવાની બાબતમાં પણ સચવાવવી જોઈએ. આ સમયે દરેક બાળકે આરામ લેવા સુઈ જવું જોઈએ અને તે વખતે એકદમ મૌન ધારણ કરવું જોઈએ. કેટલાંક બાળકો વધારે વખત સુધી સુઈ રહે છે. તેવાં બાળકોને જગાડવાં નહિ, પણ તેમને આપોઆપ જાગવા દેવાં જોઈએ. અપૂર્ણ

## નવી ભૂગોળ

આપણી દુનિયા એ એક બદલાતી રંગભૂમિની પ્રતિમા છે. તેમાં વસતા લોકો પોતપોતાના પાઠ ભજવે છે. રંગભૂમિની જુની અને ચાલુ પરિસ્થિતિની પાત્રો પર અસર થાય છે અને પાત્રો પોતે પણ પરિસ્થિતિ બદલતાં બદલાય છે. જો બદલાતાં પાત્રો અને બદલાતી રંગભૂમિના અભ્યાસને આપણે ભૂગોળનો અભ્યાસ લેખીએ તો આપણી ખાતરી થશે કે અભ્યાસક્રમના બીજા કોઈપણ વિષય કરતાં ભૂગોળનો અભ્યાસ કોઈ રીતે ઓછો આકર્ષક નથી. દીર્ઘદષ્ટિથી વિચારતાં તે ઘણો મોહક લાગશે.

ભૂગોળના અભ્યાસ માટે વિવિધ વિષયોનું વિસ્તૃત જ્ઞાન આવશ્યક છે. એક તરફ માનવકૃતિનું અને બીજી તરફ પ્રકૃતિનું જ્ઞાન ભૂગોળના અભ્યાસકને જરૂરનું છે. સર્વ વિજ્ઞાનોને ભૂગોળના વિષયમાં આથી સ્થાન પ્રાપ્ત થાય છે.




વસ્તુસ્થિતિ આમ હોવાથી ભૂગોળને જો બરાબર શીખવવામાં આવે તો અભ્યાસક્રમમાં સારી એકતા જળવાય તેમ છે. જો ભૂગોળનું

જ્ઞાન આવું સર્વદેશીય હોય તો તે આપણને સમસ્ત જગતનો કોઈપણ પ્રશ્ન ઉકેલવામાં મદદરૂપ થાય તેમાં શંકા નથી. મનુષ્યને મુશ્કેલી ઉભી કરનાર કોઈપણ પ્રશ્નનું નિરાકરણ થાય તેમ છે. પ્રજાકીય કે સામ્રાજ્યને લગતો કે આંતરરાષ્ટ્રીય પ્રશ્ન હોય તોપણ તેને સમજવામાં ભૂગોળનું જ્ઞાન મદદરૂપ થઈ પડે તેમ છે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે નિશાળમાં ભૂગોળના વિષયનું ધ્યેય શું હોવું જોઈએ. જુદા જુદા ભૂગોળશાસ્ત્રીઓ, ભૂગોળનાં જે જે લક્ષણો દર્શાવે છે તેમાં પૂર્ણતા નથી અને ખરેખર તે કાર્ય કરવું એ પણ અતિ દુષ્કર છે. જે દૃષ્ટિથી ભૂગોળ શીખવો તે નિશ્ચિત હોવી જોઈએ. જુની ભૂગોળનાં શાસ્ત્રીય લખાણની વિરૂદ્ધ હવે મનુષ્યને મધ્યસ્થ રાખીને માનુષી ભૂગોળ શીખવવાનું નિશ્ચિત થયું છે, તેટલા માટે ભૂગોળના વિષયનાં જુનાં પેટાને નવી પદ્ધતિસર ગોઠવવાની આવશ્યકતા જણાઈ છે. આથી પૃથ્વીપરના કુદરતી પ્રદેશોમાં રહેતાં મનુષ્યોનો અભ્યાસ કરવો જોઈએ. આ પ્રમાણે અભ્યાસ કરવાથી આપણે મનુષ્ય અને તેની પરિસ્થિતિનો ખ્યાલ મેળવવા શક્તિમાન થઈશું.




હવે બાળકોની દુનિયા વિચારીએ. એ ત્રણ દુનિયામાં રહે છે: પ્રાકૃતિક, સામાજિક અને નૈતિક. આ ત્રણ જગતમાંથી નિષ્પન્ન થતાં ત્રણ ચોકસ ધ્યેય લક્ષમાં લેવાં જોઈએ. શાળામાં શીખવતી વખતે બાળકને આ ત્રણ દૃષ્ટિબિંદુઓ સાથે અનુકૂળતા કરી આપવી જોઈએ.

આકૃતિક જગતનું જ્ઞાન બાળકોને સ્થાનિક ભૂગોળ શીખવીને અને પ્રત્યક્ષ અવલોકન કરાવીને આપી શકાય. ક્રમેક્રમે નકશાઓની મદદથી વિસ્તૃત પ્રદેશો શીખવી શકાય. નિશાળમાં નકશા બનાવવાનું અને તે વાંચી સમજી શકે એવો ક્રમિક વિકાસ સાધવાનું કામ આવશ્યક છે.

સામાજિક જગતનું જ્ઞાન સ્થાનિક ધંધાઓ, વ્યવહારના માર્ગો, અને પાણી કેવી રીતે પુરાં પડે છે, વગેરેના અભ્યાસદ્વારા આપી શકાય. આ વિષયને આસપાસના બીજા પ્રદેશો સાથે જોડી શકાય અને ક્રમેક્રમે આગળ વધતાં આખા જગત સાથે તેનો સંબંધ જોડી શકાય. પરિણામે બાળકો અન્ય પ્રદેશોના લોકો તેમનું જીવન કેવી રીતે ગાળે છે તેની કદર કરી સાચા પ્રજાકીય નાગરિક બની શકશે.

ત્રીજો ઉદ્દેશ સમસ્ત જગતની એકતા પ્રાપ્ત થવાથી સફળ થશે. જગતના જુદા જુદા લોકોનાં અને જુદી જુદી જાતોનાં જ્ઞાનસંપત્તિ વધારે તેવાં ચિત્રોદ્વારા આ ઉદ્દેશ બર આવશે. પરિણામે અખંડ, અણિશુદ્ધ અને અને યોગ્ય આંતરરાષ્ટ્રીય લાગણી બાળકોમાં જાગશે.

શિક્ષણકળા નવા નવાં સર્જન કરવાને અને પ્રજાજીવન મહાન બનાવવા માટે વિવિધ વિષયનો ઉપયોગ કરી રહી છે. તુલનાત્મક - વિવેચક દૃષ્ટિથી ભૂગોળના સિદ્ધાંતો તપાસાઈ રહ્યા છે, અને બદલાએલા દેશકાળમાં, એમાં કેવા ફેરફારથી જીવન મહાન બને તેનો સમન્વય ચાલે છે. પ્રજાજીવનમાં એ અભ્યાસક્રમ કેમ ઉપયોગી નીવડે તેજ દૃષ્ટિ રાખવાની છે. જ્ઞાન વગરનું કર્મ આંધળું છે. વાતાવરણ ગમે તેવું મનોહર હોય તોપણ એમાંથી પ્રેરણા મેળવતાં બધાને એકસરણી નથી આવડતી. આંખથી જોઈએ છીએ તેની પાછળ જે સત્ય રહેલું છે તેનું દર્શન જે ઊંડું જુએ છે અને દૂર જુએ છે તેનેજ માલમ પડે છે. ભૂગોળનું જ્ઞાન વ્યક્તિગત અને પ્રજાજીવનમાં લાયકી આણી આપે તે અર્થે ઉપયોગી છે. તે જ્ઞાનનો ઉપયોગ ચારિત્ર્યવિકાસ માટે કરવાનો છે. જ્યારે આ વિષય પ્રજાજનોની લાગણીઓને ઉન્નત કરશે અને હૃદયને ખીલવશે ત્યારે પ્રતિષ્ઠા પામશે. કાર્ય સાધવા માટે મનુષ્યે પ્રકૃતિનું નિરીક્ષણ કરતા રહેવાનું છે અને સાથે સાથે સરળ સુંદર સહચારના ભાવનું મિશ્રણ કરવાનું છે. આપણે માટે પ્રાકૃતિક પદાર્થ પ્રકૃતિના સજીવ આત્માનાં ભિન્ન ભિન્ન રૂપો હતાં અને છે. તત્ત્વદર્શી બનવાથી માનસિક શક્તિઓ વિકાસ પામે છે. સૂક્ષ્મ અવલોકનથી સૂર્યનું સઘળું તેજ, ચંદ્રની સઘળી શીતળતા, પૃથ્વીનું સમસ્ત સૌંદર્ય, વિશ્વનો બધોય ઉત્કર્ષ અને સૃષ્ટિનું સમસ્ત આકર્ષણ એકજ

સ્થળે આશ્ચર્યજનક અને અવર્ણનીયરૂપે એકત્રિત થાય છે. આવી દૃષ્ટિથી જગતનાં પાત્રોના ઉદ્યોગ, સાહસ, સમર્પણ, સુખ, દુઃખ, સંપતિ, વિપત્તિ, નિરાશા, અકર્મભાવ, વિષમય જીવન વગેરે તાદસ્ય થાય છે. આ પ્રમાણે આપણે નવી ભૂગોળમાં પૃથ્વીને મનુષ્યનો સંબંધ જોડી કાર્ય સરળ રીતે કરી શકીશું.

પી. આર. ટ્રેનિંગ કોલેજ }
અમદાવાદ } ચુનીલાલ બી. પટેલ

# અમારૂં આનંદપર્યટન

અમારી સંસ્થાના પ્રતિવાર્ષિક ક્રમ મુજબ ચાલુ સાલે તા. ૧૯-૧૧-૩૬ થી તા. ૩૧-૧૧-૩૬ સુધીના પર્યટનના દિવસો નક્કી થયા. તા. ૧૯ મી ના બાર વાગે કુલપતિ પૂજ્ય ચોધારી સાહેબની આજ્ઞાનુસાર કોલેજમાં હાજરી આપી તેઓ સાહેબશ્રી શુભાશિષ લઈ અમોએ સ્ટેશન ઉપર પ્રયાણ કર્યું અને અમદાવાદથી મુંબઈ જતી ટ્રેનમાં બેસી, સૃષ્ટિસૌંદર્ય નિહાળતા, અમો ચારતરના મધ્યબિંદુ આણંદ સ્ટેશને ઉતર્યા. અહીંથી અમારા પર્યટનના બે ભાગ પડયા. કેટલાક ભાઈઓ આણંદ ન ઉતરતાં વડોદરા ગયા.

**ચારુત્તરનું કેન્દ્રસ્થાન** આણંદ, રેલ્વે જંકશન હોઈ અગત્યનું સ્થળ છે. આ સ્થળ વ્યાપાર, જ્ઞાન અને આરોગ્યના પુણ્યોજ્જ્વલપ્રકાશથી એકલા ચારુત્તરને નહિ પણ ગુજરાતના બીજા ભાગોને પણ પ્રકાશિત કરે છે. અમારી ટ્રેન સ્ટેશન પર આવતાંજ ગઈ સાલના અમારા સહાધ્યાયી રા. ડાહ્યાભાઈ અમારૂં સ્વાગત કરવા આવ્યા હતા. તેમની કરેલી ગોઠવણ પ્રમાણે અમારો સરસામાન તેમના વતન ગામડી ગામે પહોંચતો કરી, અમો આણંદના સુવિખ્યાત સ્થળોના નિરીક્ષણાર્થે આણંદમાં ગયા. અમોએ જોએલાં સ્થળો નીચે પ્રમાણે હતાંઃ

**આર્યપ્રકાશ પ્રેસ અને છાત્રાલયઃ**—પ્રેસમાં ઘણીજ સફાઈ અને ત્વરાથી કામ થાય છે. "**सत्यं वद धर्मंचर.**"ની શ્રુતિઆજ્ઞાના મુદ્રાલેખથી વિભૂષિત થએલું છાત્રાલય જોતાં વેંતજ પ્રાચીન ઋષિ, મુનિઓ અને તેમના પુનિત આશ્રમોનું પુણ્યસ્મરણ થઈ આવે છે.

**ચારુતર એજ્યુકેશન સોસાઈટીઃ**—આધુનિક ઢબથી ચાલતી શિક્ષણપ્રણાલિકાની છેલ્લી શ્રેણીથી કામ કરતી આ સંસ્થા આકર્ષક છે. આખીએ શિક્ષણપ્રણાલિકા કેળવણીના છેલ્લા સૂત્ર "સ્વયંવિકાસ"ના ધોરણ ઉપર રચાએલી છે.

**પોલ્સન ડેરી ફાર્મ:**—કારખાનું ભવ્ય છે. આજુબાજુનાં ગામડાંનું દૂધ ખરીદી, આ કારખાનું માખણ તૈયાર કરી, તેનો સારા પાયા પર વ્યાપાર ચલવે છે. આર્થિક ઉત્પન્ન માટે આ ડેરી ફાર્મ ઉત્તમ લેખી શકાય. પણ પોતાના કુટુંબને જરૂર પુરતાંજ દૂધાળાં જાનવર પાલવનાર. ગુજરાતના વતનીઓની શારીરિક શક્તિના આધારરૂપ અમૂલ્ય ખોરાકને આવી વ્યવસ્થા દ્રવ્યલોભની લાલચથી છીનવી લે છે. એ ઘણું અનિચ્છનીય ગણાય.

**આઈ. પી. મિશન:**—આ સંસ્થાના નામથી ગુજરાતની જનતા ભાગ્યેજ અજાણી હશે. આ સંસ્થાના વડા અધ્યક્ષને 'ફાધર'ના પૂજ્ય નામથી સંબોધવામાં આવે છે. આ સંસ્થાનું પ્રેસ, બીજાં પ્રેસ કરતાં જુદા પ્રકારનું છે. તેની રચના અને તેમાં છાપકામ કરવાની કળા અમને તેના સંચાલકોએ સમજાવી. આ સંસ્થામાં વણાટકામ ઇત્યાદિ ગૃહઉદ્યોગો સારા પાયા પર ચાલે છે. વિશેષતા તો એ છે કે સારાએ મુંબઈ ઇલાકાની આ સંસ્થા સાથે સંબંધ ધરાવતી શાખાઓ પોતાનો જરૂરી સામાન અહીંથી ખરીદે છે અને છાપકામ કરાવે છે. ગ્રામઉદ્યોગના શિક્ષણ અને સહકારના ધોરણ ઉપર આખી સંસ્થા રચાએલી છે.

આ ઉપરાંત મ્યુ૦ શાળાઓ, મિશન દવાખાનાં વગેરે સંસ્થાઓ જોઈ અમને સંતોષ થયો. ખરેખર આણંદ અમને આનંદપ્રદ નીવડ્યું. સાંજ પડતાં અમારા મુકામી સ્થળ ગામડી જઈ રા. ડાહ્યાભાઈએ કરી રાખેલી ભોજનની સામગ્રીને ન્યાય આપ્યો અને નિદ્રાધીન થયા.

બીજે દિવસે સવારે અમો આણંદ સ્ટેશને આવી આણંદથી વડોદરા જતી ટ્રેનમાં બેસી વડોદરા આવ્યા. અમારા અગાઉ આવી રહેલા અમારા સહાધ્યાયીઓએ મુકામની ગોઠવણ કરી રાખી હતી. મુકામ પર પહોંચી સ્વસ્થ થઈ વડોદરાના સુવિખ્યાત સ્થળો જોવા માટે અમે નીકળી પડયા. વડોદરામા ઘણાં સ્થળો જોયા તેમાંનાં કેટલાંક આદર્શ સ્થળો નીચે મુજબ છેઃ

**લક્ષ્મીવિલાસ મહેલ:**—લાખોને ખરચે બંધાવેલું આ ભવ્ય રાજ્યભુવન ભવ્ય, રોનકદાર અને જાજ્વલ્યમાન છે. રાજ્યભુવનની આજુબાજુએ મનોહર ઉદ્યાન રચી તેને કુદરતના સૌંદર્યમાં મૂકવાનો ભગીરથ પ્રયત્ન કરેલો છે. મહેલની અંદર આવેલું ફર્નિચર સામાન્ય માણસને મંત્રમુગ્ધ બનાવે છે. આ વિશાળ મહેલમાં પ્રાચીન સાહિત્યની ઝાંખી કરાવતાં સાહિત્યો, હથિયારો અને રાજવીઓના સુખસાધનોનું નિરીક્ષણ તેમની જાહોજલાલીની યાદ આપે છે.

**મકરપરા મહેલઃ**—લક્ષ્મીવિલાસ રાજમહેલના જેવોજ પણ તેનાથી રચના અને સાહિત્યોમાં જુદો પડતો આ બીજો રાજમહેલ છે. મહેલની આજુબાજુએ કુદરતને બંધબેસતો બગીચો બનાવવા પ્રયાસ કરેલો છે. આ કુદરતી સૌંદર્ય આપતો બગીચો અને તેમાં આવેલો રાજ-મહેલ અન્યોન્યની ન્યૂનતા પૂરતા આલ્હાદજનક લાગે છે.

**સંગ્રહસ્થાન અને પિકચર ગેલેરીઃ**—આવું સંગ્રહસ્થાન મહા-ગુજરાતમાં કયાંએ નથી. ઇતિહાસ, સાહિત્ય, કળા, અને ભૌગોલિક દૃષ્ટિએ સંગ્રહસ્થાન મહામૂલ્યવાન છે. જગતના પ્રાણીઓનાં મૃત શરીરો તેમજ સજીવ પ્રાણીઓ અત્રે રાખવામાં આવેલા છે. જુદા જુદા પ્રદેશનાં પ્રાણી-ઓનું અવલોકન કરવું હોય તો ગુજરાતમાં આ એકજ સ્થળ છે.

સમય પ્રમાણે પિકચર ગેલેરી ગોઠવવામાં આવી છે. ઇતિહાસના અભ્યાસકો માટે આ વિશાળ ક્ષેત્ર છે. આપણા દેશની ચિત્રકળા ઉપરાંત પશ્ચિમના દેશોની ચિત્રકળાનું તેમાં સંમેલન કરવામાં આવ્યું છે. ચિત્ર-કારને પણ આ એક અમૂલ્ય શિક્ષકની ગરજ સારનાર સ્થળ છે. આ ઉપરાંત સ્થાપત્યો, સાહિત્યો, પ્રાણીઓ, કળાના નમુના, ખનીજ દ્રવ્યો અને બીજાં અનેક વિવિધ સાધનોથી ભરપૂર આ સ્થળ છે. કળાના અભ્યાસકો માટે આ એક મહા વિશાળ ક્ષેત્ર છે.

આ ઉપરાંત બીજે દિવસે અમોએ નજરબાગ, લાઇબ્રેરી, ટ્રેનિંગ કૉલેજ અને શહેરમાં જોવા લાયક રાજાઓના યુદ્ધની સામગ્રીનાં ખાસ સ્થળો જેવાંકે હાથીખાનું, તોપખાનું વગેરેનું નિરીક્ષણ કર્યું.

બીજે દિવસે અમો આજવા તળાવ જે સયાજી સરોવરના નામથી પ્રખ્યાત હોઇ વડોદરા શહેરને પાણી પુરૂં પાડે છે અને જે વડોદરાથી તેર માઇલ દૂર આવેલું છે તે જોવા માટે મોટરોમાં બેસી ગયા.

લોકોમાં કહેવત છે, કે "માંડવીની ટોચ તે સયાજી સરોવરનું તળીઉં." પાણીને કોઇપણ યાંત્રિક બળનો ઉપયોગ કર્યા સિવાય ઢાળ તરફ ઢળી જવાના તેના કુદરતી નિયમ પ્રમાણે શહેરમાં નળ વાટે લઈ જવામાં આવે છે. તળાવથી આઠેક માઇલ દૂર મોટા હોજો બાંધી રેતી, કોલસા અને બીજાં શુદ્ધિકારક દ્રવ્યોના ઉપયોગથી પાણીને સાફ કરવામાં આવે છે. પાણીને ચોકખું કરવાની રીતો ત્યાંના અધિકારીએ ઘણી સહેલી ભાષામાં માયાળુપણે સમજાવી. સ્વચ્છતા માટે આ સ્થળે પૂરતી કાળજી રાખવામાં આવે છે.

અપૂર્ણ

# શારીરિક કેળવણી

(ગતાંક પૃષ્ઠ ૪૭૫ થી ચાલુ)

કોઇપણ દેશની સંપત્તિ તેની દોલતથી મપાતી નથી. તેના વૈભવથી અંકાતી નથી. દેશનું ખરૂં ધન તો તેની પ્રજાની શારીરિક સંપતિ છે. આપણે આપણી ઉન્નતિ ચાહતા હોઈએ તો રાષ્ટ્રનું ખરૂં ધન જે ભવિષ્યની ઉછરતી પ્રજા છે તેની તંદુરસ્તી સાધવી જોઈએ. એ બાબત-પર શિક્ષકો અને શિક્ષિત માબાપોએ, સમાજ—સુધારકોએ ખૂબ ધ્યાન આપવું જોઈએ. આપણા ધર્મશાસ્ત્રમાં પણ ચરક અને સુશ્રુત જેવા વૈદો કહી ગયા છે કે મનુષ્યજીવનની અભિલાષા ધર્મ, અર્થ કામ અને મોક્ષ છે. એ આરોગ્ય મેળવવાથીજ મેળવાય છે. જો મૂળને કાપી નાખ્યું તો ડાળાં ક્યાં સુધી જીવતાં રહેશે. દિન પર દિન આપણા શરીર બગડતાં જાય છે. નવયુવાનોના મુખપર હમેશાં શોક અને દુઃખ જણાય છે. તેમનામાં તેજ કે શૌર્ય નથી. આપણા પ્રાચીન પૂજ્ય કુલપતિ ઋષિઓના આશ્રમનાં બાળકો ક્યાં અને આજના આ માયકાંગલાં બાળકો ક્યાં? બંનેમાં આસમાન જમીન જેટલો ફેર છે; કારણ એટલુંજ કે શરીરની ખીલવટ માટે (૧) સાદો ખોરાક (૨) યોગ્ય કસરત (૩) બ્રહ્મચર્ય અને (૪) આનંદ, આ ચાર વાતની ખોટ છે. આ બાબત હાલમાં કેટલી પળાય છે તેનો ખ્યાલ વાંચકોએ કરી લેવો.

આત્રેયી, સીતા, સરસ્વતી, ગાર્ગી, અનસુયા, દ્રૌપદી વગેરે વિદુષી સ્ત્રીઓ અને ભીષ્મ, કૃષ્ણ, અર્જુન જેવા વીર પુરુષો આજ ભૂમિમાં પાકયા હતા. પહેલાં સ્ત્રીઓ પણ બળવાન અને શૂરવીર હતી. તંદુરસ્ત માતાજ તંદુરસ્ત અને વીર પુત્ર–પુત્રીને જન્મ આપે છે.

નિરોગી કેમ રહેવાય તે દરેકે જાણવું જોઇએ. જેમ માણસ રોગી થાય છે તેમ બુદ્ધિ અને આયુષ્ય ઘટે છે. પરિણામે દેશ ખતમ થાય છે. બુદ્ધિ ઘટવાથી સંસ્કૃતિ–વિદ્યા, વિજ્ઞાન, તત્વજ્ઞાન, અધ્યાત્મજ્ઞાન વગેરે ક્ષીણ થાય છે. આયુષ્ય ઘટવાથી જિંદગીના અમૂલ્ય લાભ, દેશની શક્તિ, દેશનું જીવન, આશા વગેરે અકાળે જતું રહેવાથી દેશને, સમાજને, ગામને, કુટુંબને, જ્ઞાતિસંસ્થાને અને કેળવણીસંસ્થાને ઘણું સોસવું પડે છે. તેમની મહેનત નકામી જાય છે. "પહેલું સુખ તે જાતે નર્યાં" એ કહેવત આપણામાં જાણીતી છે.

ગામડે ગામડે અને પોળે પોળે પહેલાં અખાડા હતા તે નાશ પામ્યા છે. પણ કેટલીક જગ્યાએ અખાડા વધતા જાય છે એ આનંદની વાત છે. હાલમાં માનસિક કેળવણીમાં જેવું ધ્યાન આપવામાં આવે છે તેટલું શારીરિક કેળવણી પર આપવામાં આવતું નથી. ઘરમાં કેટલાક કામમાં કસરત મળે છે, પણ બાળકને રમવામાં જેવો આનંદ મળે છે તેવો ઘરના કામમાં થતો નથી. એવી જાતની રમતોથી શરીર સુખી અને દુરસ્ત બને છે. સ્ત્રીઓની માનસિક શક્તિ સાથે શારીરિક શક્તિ ખીલશે ત્યારેજ તેનાં બાળકોની ઉન્નતિ થશે. માબાપોએ સમજવું જોઈએ કે બાળકોને સદ્ગુણી, સુદઢ, ગુણીઅલ, ચતુર, બુદ્ધિશાળી બનાવવા છે. તમે તેમને ભીષ્મ, અર્જુન, પરશુરામ બનાવવા ઇચ્છો છો ? તો તેમ કરવાનો એકજ માર્ગ છે. બળહીનથી કોઈ કામ થતું નથી, દરેક બાળકને અંગકસરત નિયમિત કરાવો, અને મુક્તિના મોહનમંત્ર આરોગ્યને બક્ષો. નિયમિત કસરત, પૌષ્ટિક ખોરાક, અને આનંદથીજ શરીર બળવાન બને છે, અને ઉપરની બાબતનો સુમેળ હોય તોજ બ્રહ્મચર્ય પળે છે.

વ્યાયામ સામે એ ફરિઆદ છેઃ તેનાથી આળસ અને તુમાખીપણું આવે છે. એ બંને બાબત ખોટી છે. વધારે પડતો ખોરાક ખાવાથી આળસુ થવાય-સુસ્ત થવાય, અને વ્યવસ્થા, ગૌરવ જે વ્યાયામથી આવે છે તે તુમાખીપણું નથી; તેથી બાળક વિનયી-નમ્ર બને છે. દરેકે નમ્રતાનો ગુણ કેળવવો જોઈએ.

અપૂર્ણ



# હિંદુસ્તાનની વનસ્પતિ

( ગતાંક પૃષ્ઠથી ૪૮૦ ચાલુ )

વનસ્પતિઓ વિષેનું આપણું પ્રાચીન સાહિત્ય અત્યંત પ્રાચીન છે એટલુંજ વિપુલ છે. ઋગ્વેદમાં અનેક વનસ્પતિઓનાં વર્ણનો મળે છે એટલુંજ નહિ, પરંતુ તેમના જુદા જુદા રોગો ઉપર જુદા જુદા પ્રયોગો પણ બતાવ્યા છે. યજ્ઞયાગાદિમાં વડ, ખાખરો, ઉમરો, શમી, બીલી વગેરે વનસ્પતિઓની સમિધિનો ઉપયોગ થતો હતો અને આજે પણ નિત્યહોમ અગર તો મહાયજ્ઞમાં તે સમિધોની આવશ્યકતા રહેજ છે. વેદમાં મહાદેવની વનસ્પતિઓના પતિ તરીકે સ્તુતિ કરી છે. ચંદ્રની પણ વનસ્પતિના રાજા તરીકે પ્રાર્થના કરી છે. યજ્ઞમાં બ્રાહ્મણોએ સોમરસ પીવોજ જોઈએ એવો નિયમ હતો. એ સોમ લતા વિષે ઘણાં વર્ણનો મળે છે. સોમલતા-

સોમરસનાં વર્ણનોની સાથે સાથે ભગવાન સોમની પણ પ્રાર્થનાઓ કરેલી છે. અથર્વવેદમાં વનસ્પતિઓનો દવા તરીકે ઉપયોગ બતાવ્યો છે, તે ઉપરાંત જંતરમંતર તરીકે પણ તેમના અનેક ઉપયોગ જણાવેલા છે. ભેડસંહિતા, હારીતસંહિતા, ચરકસંહિતા અને વાગ્ભટસંહિતામાં વનસ્પતિઓનાં વર્ણનો, વર્ગો અને પ્રકરણો મળે છે; પરંતુ ત્યારપછી દ્રવ્યગુણ વિષે ખૂબ વિચાર થયો હોવાથી તેમનાં નામ, રૂપ ને યોગ વિષે સ્વતંત્ર પુસ્તકો રચાયાં છે અને તેમને "નિઘંટુ" કહેવામાં આવે છે. નિઘંટુનો અભ્યાસ કર્યા વિના વૈદકનું જ્ઞાન થઈ શકેજ નહિ. નિઘંટુનું જેને જ્ઞાન નથી તે વિદ્વાનજ નથી, એમ કહેલું છે. ત્યારપછી દેશ્ય ભાષાઓમાં પણ અનેક વર્ણનાત્મક ગ્રંથો લખાયા છે.

આપણા હિંદુધર્મને અનેક રીતે વખોડવામાં કેટલાક લોકો રસ લે છે. હા, ઘણીવાર અમુક વસ્તુમા કાળે કરી બાહ્ય વસ્તુઓમાં જડતા આવી જાય છે અને તેથી પરિવર્તન માગતા માનસને એ વસ્તુઓ પ્રત્યે તિરસ્કાર થાય એ સ્વાભાવિક છે; પરંતુ એ સૈકાંઓનાં જામેલાં ધૂળનાં પડને ખંખેરી જો આપણે અંદરની વસ્તુને જોઇએ છીએ તો મુગ્ધ થયા વિના રહેતા નથી. હિંદુ ધર્મની વિશિષ્ટતા એ છે કે એણે જીવનનાં બધાંજ અંગોનો સમગ્ર વિચાર કર્યો છે. વળી એના ક્રિયાકાંડોની જડતાને ઘસી નાખીએ, તો તેમાં કળા પણ સભર ભરી દેખાય છે. હિંદુ ધર્મ આયુર્વેદના પાયા પર રચાએલો છે. વળી આપણે જે જે દેવોની કલ્પના કરી છે તેમાં મહાદેવને બીલી ને ધંતૂરોજ ચડે, હનુમાનને આકડોજ ચડે, દેવીને કરેણજ ચડે, વિષ્ણુને તુલસીજ ચડે, ગણપતિને દુર્વાજ જોઈએ. ગંધ, રંગ ને રૂપ વગરની આવી ચીજોની કલ્પના ધર્મે શા માટે કરી હશે ? રૂપ, ગુણ અને સુગંધમાં એથી ચડિઆતા પુષ્પો ને પત્રો શું ઓછાં છે ! છતાં જે જે દેવો જે જે પ્રકૃતિના કલ્પ્યા છે તે તે પ્રમાણે તેમને માટે તેને વનસ્પતિ ચડાવવાની લખેલી છે. વળી તુલસીપૂજા, વટપૂજા, અશ્વત્થપૂજા, શમીપૂજા, અર્કપૂજા વગેરે વનસ્પતિઓની પૂજાઓને પાશ્ચાત્યો કદાચ જડપૂજા માનતા હોય, પરંતુ એ પૂજાઓની પાછળ પણ આયુર્વેદીય દષ્ટિએ રહસ્ય રહેલાં છે. એક દા. આપું. પીંપળામાં સ્ત્રીઓનાં પ્રદર, લોહીવા વગેરે મટાડવાના ગુણો રહેલા છે એટલુંજ નહિ, પરંતુ સ્ત્રીને ગર્ભપ્રાપ્તિ પણ કરાવવાનો એ વનસ્પતિમાં ગુણ રહેલો છે. તેથીજ સોમવતી અમાસે એની પૂજા કરવાનો વિધિ કરાયો છે. એવીજ રીતે વડમાં પણ સ્ત્રીઓના રોગો મટાડવાના ગુણો રહેલા છે. તુલસીના આયુર્વેદીય દષ્ટિએ કંઈ ઓછા ગુણો છે કે ?

આપણી અન્ય ધાર્મિક ક્રિયાઓમાં જવ, તલ, દર્ભ, અઘેડો, વગેરે વનસ્પતિઓના ઉપયોગ જણાવેલા છે તે પણ આયુર્વેદની દૃષ્ટિએજ. આયુર્વેદ શાસ્ત્ર ધર્મશાસ્ત્ર કરતાં એટલે શ્રુતિસ્મૃતિ કરતાં કંઇક વધારે સમતાવાળા વિચારોનું છે. દરેક વસ્તુમાં દોષો છે તેમ ગુણો પણ છે. દા. ત. લસણ, ડુંગળી, ગાજર વગેરેમાં ઉગ્ર વાસ હોવાને લીધે તથા તે રજોગુણ પ્રધાન ચીજો હોવાથી તેનો આત્યંતિક નિષેધ કર્યો, પરંતુ આયુર્વેદે તો એમાં રહેલા ગુણોનું પણ નિરીક્ષણ કર્યું અને દોષો સાથે તેમના ગુણો બતાવી તેમનો ઉપયોગ કેવળ રોગનિવારણ માટે નહિ, પરંતુ આરોગ્ય માટે, પુષ્ટિ માટે કેવી રીતે કરવો તે પણ બતાવ્યું. લસણના કેટલાક ગુણો તો એવા અદ્ભુત છે કે લસણ દરેકે અમુક પ્રમાણમાં ખાવુંજ જોઈએ એમ કહેવામાં જરા પણ દગડગો થાય નહિ. ક્ષય ઉપર અને વાતરોગો ઉપર એ દિવ્યૌષધી છે. તેવુંજ ડુંગળી, ગાજર વગેરેનું. જેમ કેટલાંક વિષોનો ઉપયોગ પણ આયુર્વેદ શાસ્ત્રે કરી જાણ્યો તેમ માદક ચીજોને પણ યુક્તિપુર:સર ઔષધ તરીકે યોજી, ઝેરકોચલાં, વછનાગ ઇત્યાદિ હળાહળ વિષોનો ઉપયોગ અમૃત જેવી દવા તરીકે કર્યો. તમાકુ, ભાંગ, ગાંજો અને મદ્ય જેવી ચીજોને પણ સારી ને યોગ્ય રીતે વાપરવાથી તે કેવાં અદ્ભુત કાર્યો કરે છે તેની શોધ આયુર્વેદેજ કરી છે. એ તો કહે છે. ઝેર પણ **युक्तियुक्तं रसायनम्**–યુક્તિપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો રસાયનરૂપ છે.

**આજની પરિસ્થિતિ**—જે દેશમાં અઢારે ભાર વનસ્પતિઓ થતી હોય, તે દેશને દવાઓ માટે પરદેશ ઉપર આધાર રાખવો પડે એ શરમજનક વાત છે. અરડૂસી, હરડે, દીમજ, આકડો, થોર, લીમડો, વડ, પીંપળો, અરડૂસો, અરણી, કડો, કડુ, જેઠીમધ, કાચકાં, સાગટી જેવી સાધારણ વનસ્પતિઓ આપણે ત્યાં પુષ્કળ પ્રમાણમાં થાય છે. કલકત્તાની ટ્રોપિકલ સ્કૂલ ઓફ મેડિસિનના અધિષ્ઠાતા એક કર્નલ પોતાની 'ઇન્ડિજિનસ ડ્રગ્સ ઓફ ઇંડિઆ''માં લખે છે કે પરદેશથી આવતા મલ્લાકોમાં જેટલી રોગનિવારણશક્તિ છે તેના કરતાં અનેકગણી શક્તિ ગાંધીઓને ત્યાંથી આણેલી વસ્તુઓના ઉકાળાઓમાં છે; પરંતુ મારે તેથી આગળ વધીને કહેવું જોઈએ કે એથીએ વધારે તાજી વનસ્પતિઓના સ્વરસમાં છે.

કેટલીક વનસ્પતિઓ વિષે હજુ પણ સંદિગ્ધતા ચાલે છે. દા. ત. રાસ્ના, સોમ, અષ્ટવર્ગની જીવક વગેરે વનસ્પતિઓ અત્યંત પૌષ્ટિક ગણાવી છે. તેમને ઉત્પન્ન થવાનાં સ્થાન "મોરંગ" વગેરે પર્વતો ગણાવેલા છે. પરંતુ આજે એ મોરંગ પર્વત તે કયો તેની કોઈને ખબર નથી, તેમજ એ અષ્ટવર્ગની વનસ્પતિઓ વિષે સંપૂર્ણ અજ્ઞાન અત્યારે તો પ્રવર્તી રહેલું

છે. કેટલાક લોકો હિમાલયમાંથી કાકોલી, ક્ષીરકાકોલી વગેરે વસ્તુઓ લાવે છે, પરંતુ તે કેટલે દરજ્જે સાચી છે તેની કોઈને ખબર નથી. આમ આપણા વનસ્પતિશાસ્ત્રની દિશામાં અભ્યાસ અને સંશોધનની ઘણી જરૂર છે. સંશોધન થતાં **दिव्यौषधीनां बहवः प्रभेदा वृन्दारकाणामिव विस्फुरन्ति ।** એ શાર્ઙ્ગધરનું કાવ્ય સાચું પડશે.*



## રાગ ઝીલ્લા, તાલ ત્રિતાલ માત્રા ૧૬

| | | | |
|---|---|---|---|
| પ પ રી ગ | મ પ ધ મ | ગ રી સ રી | ની – સ – |
| પ્ર ભુ ત ને | પ્ર સ – ન્ન | તે – કે મ | થા – એ – |
| — | 7 | — | — |
| ૧ ૨ રી મ | મ મ પ પ | પ પ રી ગ | મ – ગ – |
| તા રા | દિ લ નું ક | પ ટ ન વ | જા – ઓ – |
| — | 7 | — | — |
| ની ની ની ની | સ સ સ સ | ગ – ગ સ | ગ મ પ – |
| પ્ર ભુ કિ ર | ત ન પ્ર ભુ | ના – મ રગ | ર ણુ માં – |
| 7 | — | — | — |
| મ ધ પ મ | ગ રી સ રી | ની – સ – | – – – – |
| અ તિ શે – | આ – ળ સ | તા – રે – | – – – – |
| 7 | — | — | — |
| ૧ પ પ – | પ ધ ગ મ | પ પ પ ધ | ની – સ – |
| ડા આ – | કુ ટ ળ વ | પ ર નિ – | દા – માં – |
| 7 | — | — | — |
| ૧ સ સ સ | સ ની ધ પ | મ – ગ – | |
| આ ખો દિ | વ સ ન વ | દા – રે – | |
| 7 | — | — | |

* રે. ડો. માં રા. શિવશંકર પ્રાણશંકર શુક્લે આપેલું ભાષણ

નોંધ—પછીની બધી તૂકો 'પ્રભુકિરતન'થી 'આખો દિવસ નવ હારે' પ્રમાણે વગાડવી.

સૂચના—નિશાની માટે શાળાપત્ર ઓક્ટોબર–નવેમ્બર ૧૯૩૬ માં જોશો.

## 'વ્યાપારી પવનો' કેમ કહેવાય છે ?

'વ્યાપારી પવનો' એ શબ્દ અંગ્રેજી 'ટ્રેડ વિન્ડ્ઝ'નો તરજુમીઓ પ્રયોગ માત્ર છે. ભણેલા ગણેલા માણસો પણ એ પ્રયોગનો એવો ખોટો ઉપયોગ કરે છે. વ્યાસ અને પટેલ કૃત અંગ્રેજી–ગુજરાતી શબ્દકોશમાં પણ 'વ્યાપારને અનુકૂળ પવન' અથવા વ્યાપારાનુરૂપ વા' એવી રીતનો અર્થ આપ્યો છે, પરંતુ ખરી રીતે જોતાં એ પવનને વ્યાપાર સાથે કંઈ સંબંધ જ નથી. વ્યાપાર એટલે અંગ્રેજીમાં 'ટ્રેઈડ' (Trade) ખરું, પણ "ટ્રેડ વિન્ડ'માંનો 'ટ્રેડ' તો Tread એટલે 'વેગથી ચાલવું' એવા શબ્દ પરથી ઉતરી આવ્યો છે. ખરી રીતે જોતાં તો અંગ્રેજીમાં પણ 'ટ્રેઈડ વિન્ડ'ને બદલે 'ટ્રેડલ વિન્ડ' એ સાચો શબ્દ છે. આમ હોવા છતાં પણ 'વ્યાપારી પવન' રૂપી ખોટો શબ્દપ્રયોગ ચલણી બની ચૂક્યો છે.

એ 'વ્યાપારી પવન'નો ખરો અર્થ તો એ થાય છે કે અમુક પ્રમાણના સુસવાટાપૂર્વક ફુંકાતો અમુક પ્રકારનો પવન. ઉત્તર ગોળાર્ધમાં ઈશાનમાંથી નૈઋત્ય તરફ ફૂંકાતા પવનને આ 'વ્યાપારી પવન' તરીકે ઓળખાવવામાં આવે છે અને દક્ષિણ ગોળાર્ધમાં અગ્નિકોણમાંથી વાયવ્ય તરફના પવનને એ નામ આપવામાં આવે છે. કોઈ કોઈ પ્રદેશમાં તો એ પવન ૭ મહીના સુધી લાગલાગટ એક દિશામાં અને બીજા ૭ માસ સુધી એથી ઉલટી દિશામાં ફુંકાયા કરે છે. વિષુવવૃત્તના ઉત્તર–દક્ષિણ તરફના ત્રીશ ત્રીશ અંશ સુધીના વિસ્તારમાં આવેલા મહાસમુદ્રોમાં આ વ્યાપારી પવનો ફુંકાતા માલમ પડે છે અને વહાણવટીઓને ઘણી રીતે તે ઉપયોગી માલમ પડે છે.

'વ્યાપારી પવન'ને અંગ્રેજીમાં 'મૉનસૂન' તરીકે પણ ઓળખાવવામાં આવે છે. એ શબ્દ અરબી ભાષા પરથી ઉતરી આવ્યો હોય એમ જણાય છે. અસલ શબ્દ 'માઉસિન' (Mausin) છે, અને તેનો અર્થ 'મોસમ' (Season) એવો થાય છે. આમ હોવાથી આપણે પણ એ વ્યાપારી પવનને મોસમી પવન તરીકે ઓળખાવીએ તો વધારે સૂચક ગણાય. ભારતવર્ષમાં તો તેને ચોમાસાના પવનો તરીકે પણ ઓળખવામાં આવે છે.

ખોડપુરા, જેતપુર–(કાઠીઆવાડ). **ત્રિભુવન વીરજીભાઈ હેમાણી**

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ



## ભાગ ૧

### પ્રકરણ ૧

### ઉપોદ્ઘાત અને સામાન્ય સિદ્ધાન્ત

**શારીરિક કેળવણીનો હેતુ.—**

શારીરિક કેળવણી અને તાલીમનો હેતુ શરીર અને મનનું આરોગ્ય ઉત્પન્ન કરવામાં અને જારી રાખવામાં મદદ કરવાનો છે.

અર્વાચીન અભ્યાસના સંજોગો, તેનાં ગીચ સ્થળો, બંધીઆર જગ્યાઓ, બેઠાખાઉ ધંધા, અભ્યાસ તથા માનસિક ક્રિયાની વધતી જતી જરૂરિઆત, અને ઘણા સામાજિક સંજોગો અને મુશ્કેલીઓ કે જેને લીધે કુદરતી શારીરિક વિકાસ માટેની તકો ઓછી થાય છે, આ બધાંને લીધે આરોગ્ય અને મન તથા શરીરની ખીલવણીની વૃદ્ધિ થાય અને ઉત્તેજન મળે તેવી સારી રીતે વિચારાએલી અને વિશાળ અને ઉદાર જુસ્સાથી યોજાએલી પદ્ધતિથી બાળકો અને જુવાન લોકોને શારીરિક તાલીમ મળવાની જરૂર છે.

શારીરિક આરોગ્યની વૃદ્ધિ થવાનો સંભવ હોય તેવી બધી ક્રિયાઓનો સમાવેશ શારીરિક કેળવણીમાં થાય છે. ફક્ત કસરતો, રમતો, તરવું અને નાચવુંજ નહિ પણ તેમાં મરદાનગીની રમતો, સ્વતંત્ર રમત, ચાલવાનાં પર્યટનો, શાળાની મુસાફરી, છાવણી નાંખવી, અને બધા પ્રકારની પ્રવૃત્તિ અને કસરતો કે જેને લીધે ખુલ્લી હવાનો પ્રેમ અને જીવવા માટેનો સુખાકારી માર્ગ ઉત્પન્ન થવાનો સંભવ હોય તેનો સમાવેશ થાય છે. આ અભ્યાસક્રમ શારીરિક કેળવણીનું ક્ષેત્ર દર્શાવ્યા સિવાય વધુ કરી શકે નહિ અને એટલું સ્વીકારવું જોઈએ કે શાળામાં કે શાળાના સંબંધમાં અપાતી શારીરિક કેળવણી આખા વિષયનો એક ભાગ છે, અને તે ઘણો અગત્યનો ભાગ છે.

ખાસકરીને વૃદ્ધિના સમયમાં કે જ્યારે મન, શરીર અને ચારિત્ર્ય અપક્વ અને સંસ્કાર ગ્રહણ કરે તેવાં હોય છે ત્યારે શારીરિક તાલીમની લાભકારી અસરો ઘણી સ્પષ્ટ જણાય અને લાંબો વખત ટકે તેવી હોય છે; અને ફક્ત મનની ખીલવણી અધુરી છે અને શારીરિક કસરત ફક્ત

શરીરની વૃદ્ધિ માટેજ નહિ પણ મન અને ચારિત્ર્યની વૃદ્ધિ માટે પણ જરૂરી છે તેવો સાક્ષાત્કાર જ્યાંસુધી થાય નહિ ત્યાંસુધી કેળવણીનાં ઉચ્ચતમ અને શ્રેષ્ઠ પરિણામો પ્રાપ્ત કરી શકાય નહિ.

જ્યારે બાળક શાળામાં પહેલું હાજર થાય ત્યારે શારીરિક તાલીમ આ રીતે શરૂ કરવી જોઈએ અને ઓછામાં ઓછી વૃદ્ધિના આખાએ સમય દરમિઆન જારી રાખવી જોઈએ. જિંદગીની શરૂઆતમાં શારીરિક કસરત માટેની બધી જરૂરિઆત ઘણા નાના બાળકની કુદરતી છૂટી હીલચાલોથી પુરી પડે છે; છતાં જ્યારે બાળક પહેલું શાળામાં આવે છે ત્યારે તેની હીલચાલની કુદરતી ઇચ્છા વ્યવસ્થા અને શિસ્તના હેતુને લીધે ચોક્કસ અંકુશમાં આવે છે. છૂટી હીલચાલ માટે વારંવાર તક આપીને આ અંકુશનો બદલો આપવો જોઈએ. એ હીલચાલને મુખ્યત્વે રમતનું સ્વરૂપ આપવું જોઈએ. શારીરિક તાલીમ ગણી શકાય તેવું આ પહેલું પગથીઉં છે. ધીમે ધીમે થોડી સાદી કસરતો અભ્યાસક્રમમાં દાખલ કરી શકાય. આ અભ્યાક્રમમાં હજી રમતનું મોટું તત્ત્વ હોવું જોઈએ, પણ તે રમતો શિક્ષકથી દોરવેલી જોઈએ. હવે પછી દર્શાવેલે માર્ગે કસરત તે નિયમિત પાઠનું સ્વરૂપ લે ત્યાંસુધી ધીમે ધીમે વધારવી જોઈએ. જો પરિણામ મેળવવાં હોય તો આનંદ આપી થાક ઉતારનાર તત્ત્વ કદી છોડી દેવું જોઈએ નહિ; આ બાબત ઘણી અગત્યની છે. શરીરના કલ્યાણ સંબંધી લગભગ દરેક બાબતમાં આનંદ એ સૌથી અગત્યનું અંગ છે, અને જો કસરત ન ગમે તેવી અને કંટાળાભરેલી હોય તો તેની શારીરિક તેમજ માનસિક કિંમત ઘણી ઘટી જાય છે.

**શારીરિક તાલીમની અસર**—શારીરિક તાલીમની બેવડી અસર છે કે હોવી જોઈએ. એક બાજુ શારીરિક અસર અને બીજી બાજુ માનસિક અને નૈતિક અસર કે જે સગવડની ખાતર લોકપ્રિય અર્થમાં કેળવણી કહી શકાય. બાળકના આરોગ્ય અને દેહ ઉપરની સીધી અસર શારીરિક અસર તરીકે વર્ણવી શકાય. બાળક વૃદ્ધિ પામતું દેહી છે કે જેની શારીરિક શક્તિ માટેની શક્તિ જુદી જુદી ઉમ્મરે ચોક્કસ રીતે અને ઘણી રીતે જુદી પડે છે. તેનું ચોકખું ભાન શિક્ષકને હોવું જોઈએ.

સતત વિકાસ અને વૃદ્ધિના ખાસ સંજોગોને યોગ્ય બન્ને જાતિનાં બાળકોને માફક આવે તેવી ક્રમિક કસરતોનો ક્રમ યોજવામાં આવ્યો છે. જેનો હેતુ શરીરના દરેક અંગને સુમેળથી તાલીમ આપવાનો છે. જુદી જુદી ઉમ્મરનાં બાળકોને માટે તે અનુકુળ કરી શકાય તેવો છે એટલુંજ

નહિ, પણ વૈદકીય દેખરેખ નીચે નબળાં બાળકોની શારીરિક ખોડોની અસર દૂર કરવા માટે તેમજ સુધારવા માટે તેનો ઉપયોગ કરી શકાય તેમ છે.

જો કસરતો યોગ્ય રીતે દોરવવામાં આવે તો બાળકોમાં આનંદી અને ખુશમિજાજી જુસ્સો ખીલવવામાં અને તેની સાથે ચપળતા, નિશ્ચય, ધ્યાન, અને શરીર ઉપરનો મનનો પૂર્ણ કાબુ, એ સદ્‌ગુણો ખીલવવામાં કાંઈ ઓછી અગત્યની અસર થતી નથી. ટુંકાણમાં, આ શિસ્ત છે અને તે કેળવણીની અસર કહી શકાય.

દરેક યોગ્ય પાઠમાં આ બે તત્ત્વોનું મિશ્રણ દેખીતી રીતે ઓછાવત્તા પ્રમાણમાં કરવામાં આવ્યું છે. કેટલીક વખત એક દૃષ્ટિબિંદુ અને કેટલીક વખત બીજું વધારે અગત્યનું ગણવાનું છે.

**સુધારાની જરૂર**—ઇ. સ. ૧૯૦૪માં શારીરિક તાલીમનો અભ્યાસક્રમ બહાર પાડવામાં આવ્યો હતો, પણ પછીથી તેમાં સુધારા કરવામાં આવ્યા, અને પહેલાના અભ્યાસક્રમ પછીનો દરેક અભ્યાસક્રમ નિશ્ચિત પ્રગતિ બતાવે છે. નિશાળોને લાગુ પાડી શકાય તેવી શારીરિક કેળવણીને લગતી માહિતી અને જ્ઞાનમાં વધારો કરવા માટે કેટલાંક વર્ષો થયાં છે એટલુંજ નહિ, પણ વ્યવહાર અનુભવને લીધે શરૂઆતમાં રાખેલા અભિપ્રાયોમાં ફેરફાર અને વિકાસ કરવો પડ્યો છે અને જે શિક્ષકોને ચોપડી વાપરવાની છે તેમને માટે નિષ્ણાત તરીકેનું ઉચ્ચતર ધોરણ વધારે પ્રગતિને લીધે સંભવિત બન્યું છે.

ત્રીસ વર્ષ પહેલાં શિક્ષકોમાં નિષ્ણાત તરીકેનું જ્ઞાન લગભગ શૂન્ય હતું. હવે શારીરિક તાલીમનો સમાવેશ ટ્રેનિંગ કોલેજના અભ્યાસક્રમમાં થયો છે. કેળવણીની સ્થાનિક સત્તાઓએ શારીરિક કેળવણી માટે વ્યવસ્થાપકો નીમ્યા છે અને ટ્રેનિંગના વર્ગો અને જુદી જુદી જાતના ખાસ શિક્ષણને માટે તકો પુરી પાડવામા આવી છે. આ બધાને લીધે સામાન્ય રીતે શિક્ષકોને આ વિષયનું જરૂરી અને વ્યાવહારિક જ્ઞાન છે અને તેમાંની મોટી સંખ્યાએ વધારાની લાયકાત મેળવવા માટે સમય અને મહેનતનો ભોગ આપ્યો છે.

હાલની શિક્ષણની પદ્ધતિ સાથે અભ્યાસક્રમને બંધબેસતો થવા માટે તથા બાળકની શારીરિક ખીલવણીનાં ઇચ્છિત પરિણામો સહેલાઇથી અને વધારે ખાતરીપૂર્વક પ્રાપ્ત કરવા માટે, તેમજ પહેલાનો અભ્યાસક્રમ મુકાબલે અણઘડ હાથે શિખવાતો હોવાથી તેમાં એવો સંભવ ઉત્પન થાય કે તેનાથી બેસવા, ઉભવાની તેમજ ચાલવાની ઢબની ખામીઓ દૂર થવાને બદલે તે ઉત્પન્ન થાય એટલા માટે તે તે દૂર કરવા કેટલાક સુધારા આવશ્યક છે. વળી કેટલીક નિયમિત કસરતો અત્યારસુધી તાલીમમાં ઘણી વહેલી

દાખલ કરવામાં આવી છે. બીજી બાજુએ શિક્ષણમાં વધારે આનંદ આપે તેવા અને અખાડાના વિભાગમાં શિક્ષકો અને વિદ્યાર્થીઓને એવો સારો રસ પડશે છે કે પહેલાં સૂચના આપેલી તેના કરતાં વહેલી ઉમ્મરે કેટલીક ક્રિયાઓ શરૂ કરવાનું અને આ દિશાએ યોજનામાં વધારો કરવાનું સંભવિત લાગ્યું છે.

આ સુધારાઓ અને મતભેદના મુદ્દાની ચર્ચા યોગ્ય પ્રકરણોમાં કરવામાં આવશે. જે ફેરફારો કરવામાં આવ્યા છે તેનો ટૂંકો નિર્દેશ અહીં કરવો બસ થશે અને ફક્ત અભ્યાસક્રમનાજ અભ્યાસથી નવી પદ્ધતિનું પુરૂં ભાન નહિ થાય એ ઉપર ભાર મુકવામાં આવશે. નિષ્ણાત શિક્ષક પાસેથી વ્યવહારૂ શિક્ષણ અને નમુનાનો પાઠ લેવો જરૂરી છે.

**અભ્યાસક્રમની મર્યાદા.**—શાળાઓની પુનર્વ્યવસ્થા થઈને જુનીઅર અને સીનીઅરમાં વહેંચણી થઈ છે તેને બંધબેસતો થવા માટે અને કસરતનું ધોરણ ઉચુ થયું છે તેથી ૧૧ વર્ષની ઉપરની ઉમ્મરનાં છોકરા, છોકરીઓની જરૂરિઆત જુદી પડે છે અને જે ભિન્નતા તરી આવે છે તેને પહોંચી વળવા અભ્યાસક્રમની મર્યાદા બદલવાનું નક્કી થયું છે અને હવે પછીથી જુનીઅર શાળાઓ માટે અને મુખ્યત્વે ૫ થી ૧૧ વર્ષ સુધીનાં બાળકો માટે અભ્યાસક્રમ ઘડવાનું નક્કી થયું છે. એવી આશા રાખવામાં આવે છે કે ૧૧ થી ૧૫ વર્ષ સુધીના સીનીઅર છોકરા માટે તથા તેજ ઉમ્મરના જુથની છોકરીઓ માટે એક જુદો એમ જુદા અભ્યાસક્રમ હવે પછી બહાર પાડવામાં આવશે. તે દરમિઆન જેટલી શાળાઓમાં હજી સુધી પુનર્વ્યવસ્થા થઈ નથી તેમનાં મોટી ઉમ્મરનાં બાળકો માટે આ પુસ્તકમાં અત્યારે જોગવાઈ કરવામાં આવી છે અને શિક્ષણના વધારાનો સમાવેશ તેમાં કરવામાં આવ્યો છે કે જેથી કરીને જુનીઅર અને સીનીઅર શાળા વચ્ચેની એકતા જળવાઈ રહે. પ્રાથમિક શાળાઓ માટેની શારીરિક કેળવણીને યોગ્ય બધી શાળાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. શારીરિક કસરત અને રમતોની બાબતો કાંઈ પણ બાકી રાખ્યા સિવાય ચર્ચવામાં આવી છે અને તરવાની, નાચવાની, અને શાળાઓની રમતો અભ્યાસક્રમમાં શરૂઆત કરવા સંબંધી સામાન્ય માર્ગદર્શન કરવામાં આવ્યું છે. ગ્રામ્ય શાળાઓનાં ચોપાનીઆનો સાર અને મોટી ઉમ્મરની કન્યાઓ માટેની પુરવણી દાખલ કરવામાં આવ્યાં છે. બધી શારીરિક કેળવણીમાં રહેલા મૂળભૂત સિદ્ધાન્તો પુસ્તકમાં

સમજાવ્યાં છે અને સામાન્ય રીતે બાળકોને લાયકની શિક્ષણનીપદ્ધતિઓ વર્ણવી છે. તેથી કરીને તેને પ્રાથમિક શાળાના ઉપયોગ માટે શારીરિક તાલીમની પોથી ગણવી જોઈએ અને સીનીઅર તેમજ જુનીઅર ખાતામાં કામ કરતા શિક્ષકો તેનાથી માહિતગાર હોવા જોઈએ.

## ઉભા રહેવાની સારી સ્થિતિ.—

સારી રીતે સમતોલ શારીરિક કેળવણીની યોજનામાંથી મળતી શારીરિક અને કેળવણીની અસરોનો ઉલ્લેખ ક્યારનોએ કરવામાં આવ્યો છે. શારીરિક તાલીમનો પ્રથમ હેતુ સારી રીતની સ્થિતિ (posture) જારી રાખવાનો છે અને આ પુસ્તકનો એક મુખ્ય હેતુ બેસતાં, ઉભા રહેતાં અને દરરોજના જીવનના સામાન્ય વ્યવસાયોમા ખરી સ્થિતિ ટેવ તરીકે કેવી રીતે રાખી શકાય તે બતાવવાનો છે. આવી તાલીમનાં પરિણામનો બહારનો આવિર્ભાવ અને શારીરિક કેળવણીની દરેક પદ્ધતિની જે અંતિમ કસોટીથી પરીક્ષા થવી જોઈએ તે, ફક્ત કસરતનાજ પાઠોમાં નહિ પણ વર્ગના ઓરડામાં અને રમતના મેદાનમાની બાળકોની સ્થિતિ અને સામાન્ય ચાલવાની ઢબમાં માલમ પડે છે; જો વર્ગ કે વ્યક્તિ ખરાબ રીતે ઉભો હોય તો ખરેખર શિક્ષણમાં કાંઈ નિષ્ફળતા મળેલી છે. જો તેના વિદ્યાર્થીઓ શરીરની સારી સ્થિતિ કુદરતી રીતે અને ટેવ તરીકે પ્રયત્ન કે કડકપણાના દેખાવ સિવાય રાખે નહિ તો શિક્ષક ફત્તેહમંદ ગણી શકાય નહિ.

સારા આરોગ્ય અને સંપૂર્ણ શારીરિક ખીલવણી માટે ખરી સ્થિતિ આવશ્યક છે. તે શરીરને વધારે ઉપયોગી, સ્વસ્થ અને સુંદર બનાવે છે. તે સ્વમાન અને તેથી કરીને આત્મવિશ્વાસ ઉત્પન્ન કરવામાં મદદ કરે છે અને આ રીતે સાંકડા ઉપયોગવાદના દૃષ્ટિબિંદુએ પણ તેની સ્પષ્ટ કિમ્મત છે. જો બાળક સીધું ઉભું રહેતાં અને તેનું માથું ઉંચું રાખતાં શીખ્યું છે તેમાં બીજી બાબતો સરખી હોય તો બીજું બાળક જે વાંકુ વળીને ચાલતું હોય અને નબળા બાંધાનું હોય તેના કરતાં જિંદગીનો માર્ગ કરવામાં તેને વધારે સારી તક છે. વ્યવહારૂ રીતે મોટી ઉમ્મરે સારી સ્થિતિ રાખવાની શારીરિક શક્તિ સાથે બધાં બાળક જન્મે છે. જો અનુકૂળ વાતાવરણ અને કુદરતી ખીલવણી માટે અનુકૂળ તક મળ્યાં હોત તો વિધિસરની અને સુધારણાની કસરતોની ખાસ તાલીમ આપવાની થોડીજ જરૂર રહેત. પણ કમનસીબે મોટી સંખ્યાનાં બાળકોના સંબંધમાં ઘણી બાબતો એવી હોય છે કે જે તેમના સ્વતંત્ર સાધારણ વિકાસને બાધક હોય છે.

**સારી અને ખરાબ સ્થિતિનું શિક્ષક તરફથી નિરીક્ષણ.—**

ખામીઓ જોવાની શક્તિ સિવાય સારી અને ખરાબ સ્થિતિના સિદ્ધાન્તનું જ્ઞાન શિક્ષકને થોડાજ કામનું થશે. સારી સ્થિતિમાં શેનો સમાવેશ થાય છે તેની સારી કદર કરી શકાય, ખરા શિક્ષણની અગત્ય સમજવામાં મદદગાર થાય અને શું જોવું તે શિખાય તે ઇરાદાથી નીચેની નોંધ આપવામાં આવી છે. શિક્ષકોએ પોતાની મેળે મનુષ્યના શરીરની રેખા અને રૂપનું અવલોકન કરવાં અને હંમેશાં પોતાની પાસે હમેશની ઉભા રહેવાની સ્થિતિનું સારૂં ચિત્ર રાખવા પોતાની જાતને કેળવીને પોતાના જ્ઞાનને વ્યવહારૂ ઉપયોગમાં ફેરવવું જોઈએ. જો તેઓ જાતે સારી રીતે ઉભા રહે તો તેઓ વર્ગને તેમ કરવામાં મદદ કરવામાં વધારે સારી રીતે મદદગાર થાય છે. એક વખત જે આ બરાબર દૃઢ થાય તો બાળકો ઉપર આંખ ફેરવીને વર્ગ સમગ્ર રીતે સારી રીતે ઉભો છે કે ખરાબ રીતે ઉભો છે તે નક્કી કરવું અથવા સામાન્ય સ્થિતિ સારી છે અને ખામીવાળી સ્થિતિ થોડામાંજ છે તે નક્કી કરવું સહેલું પડે છે. જો વર્ગ ખામીવાળો હોય તો બધાં બાળકો ઉપરની અસરનું અવલોકન કરતાં કરતાં સ્થિતિ સુધારવાની સામાન્ય કસરતો કરાવવી જોઈએ. જો બીજી બાબત હોય તો લાગતાં વળગતાં બાળકોની વ્યક્તિગત સુધારણા કરવી. ગમે તો છોકરાં ઉભાં હોય, કસરત કરતાં હોય કે રમત રમતા હોય તોએ શિક્ષકે વર્ગની સ્થિતિ ઉપર ખાસ ધ્યાન આપવું જોઈએ એ અગત્યનો મુદ્દો છે. સારી સ્થિતિ કરતાં ખરાબ સ્થિતિ ઘણીજ વધારે સામાન્ય છે એ ધ્યાનમાં રાખવું જોઈએ અને ઘણી શાળાઓમા ૭૫ ટકા જેટલાં બાળકો ખરાબ રીતે ઉભાં રહે છે એટલુંજ નહિ, પણ તેમનામાં ખરાબ સ્થિતિ જોડે સાધારણ રીતે સંબંધ ધરાવતી એક કે વધારે નાની ખોડો પણ હોય છે.

સપાટ છાતીવાળું, ગોળ ખભાવાળું, આગળ વધેલા માથાવાળું અને વધેલા પેટવાળું બાળક અપવાદ રૂપે નહિ પણ સામાન્ય નિયમ તરીકે હોય છે અને આવા દાખલામાં કેટલેક દરજ્જે કરોડરજ્જુનો વાંક, સપાટ પગ અથવા છાતીનો નીચેના ભાગની ઓછી વૃદ્ધિ હોય છે.

આ ખામીઓ કપડાંથી ઢંકાએલી હોય છે અને શિક્ષકની આંખ કંગાલ ઢબથી ટેવાએલી છે તે કારણથી આ ખામીઓ ઘણીજ સામાન્ય છે, છતાં વર્ગની સરેરાશ સ્થિતિ તદ્દન ખરાબ છે તે જાણવામાં ઘણીવાર સંપૂર્ણ નિષ્ફળતા માલમ પડે છે. દેખીતી ખોડો અથવા સામાન્ય કરતાં ધ્યાનમાં આવે એવા તફાવત પકડવા સહેલા છે. પણ આ બાબતો નિશાળ

કરતાં દાક્તરને વધારે લગતી છે. છુપી અને નાની ખામીઓ જે સામાન્ય વર્ગના કામથી અટકાવી શકાય કે સુધારી શકાય તેજ સહેલાઈથી પકડાતી નથી. ખામીઓ અટકાવવી એ બધા કરતાં ચઢિઆતો ઉદ્દેશ હોવો જોઈએ. આરામમાં કે ક્રિયામાં હોય તે વખતે શરીરનો આકાર જોવાનું કામ પહેરેલાં કપડાંને લીધે મુશ્કેલ બન્યું છે અને છોકરાઓ કરતાં છોકરીઓમાં તે વિશેષ છે. ખાસ કરીને કમર અને જાંગની રેખા જોવી મુશ્કેલ છે. શિક્ષક અને બાળકની દૃષ્ટિએ યોગ્ય પોશાકને ઉત્તેજન આપવું જોઈએ. બહારથી દેખાતી સંતોષકારક સ્થિતિ કસોટીમાંથી પસાર થાય છે કે નહિ તે જોવા ઓળંબાનો ઉપયોગ કોઈક વખત મદદગાર થશે.

એકલી ચડ્ડી પહેરી હોય તેવા બાળકને સારી સ્થિતિ બતાવવી એ આ વિષય સંબંધી તાલીમ આપવાના અભ્યાસક્રમ કે ભણતરનું એક અગત્યનું અંગ છે. (જુઓ આકૃતિ ૧)

આકૃતિ ૧

સ્થિતિ ઉપર ખરાબ રીતે અસર કરનારાં ઘણાં અને વિવિધ પ્રકારના સંજોગો સ્નાયુનો થાક અને નબળાઈ ઉત્પન્ન કરીને, ટેવ તરીકે થએલી ખરાબ સ્થિતિને ઉત્તેજન આપીને, જેવાં કે ઊંઘ અને આરામની ઉણપ, અને ઊંઘ અને આરામ માટેના સારા સંજોગોની ઉણપ, યોગ્ય ખોરાક, યોગ્ય કપડાં અથવા તાજી હવા વગેરેની ઉણપ સંબંધી વિગત આપવાની નથી. આરોગ્ય અને યોગ્ય જીવનના મૌલિક સિદ્ધાન્તો બોર્ડ ઓફ એન્યુકેશને તેમની આરોગ્ય શિક્ષણની સૂચનાઓ× નામની ચોપડીમાં આપ્યા છે, પણ પોષણ અને સ્થિતિના અરસપરસ સંબંધ અને જે બાળકનું આરોગ્ય સરેરાશ કરતાં ઉતરતું હોય તેની ખરાબ સ્થતિનો બનાવ સામાન્ય છે તેની નોંધ લઈ શકાય.

સંપૂર્ણ ખીલવણી માટે શરીરનો, તેના સાંધા, સ્નાયુઓ અને માનસિક અને શારીરિક ક્રિયાઓના પરસ્પર સંબંધી માટેની વિચિત્ર યાંત્રિક રચનાનો નિયમિત ઉપયોગ આવશ્યક છે. કેળવણીકારોને લાગ્યું છે

× હેન્ડ બુક ઓફ સજેશન્સ ઓન હેલ્થ એજ્યુકેશન ૧૯૩૩ એચ. એમ. સ્ટેશનરી ઓફિસ.

કે દિવસના સારામાં સારા પાંચ કે છ કલાક વૃદ્ધિ પામતાં બાળકોને રહેવાનું હોય અને તેમાંનો ઘણો વખત મેજ પાસે બેસવાનો હોય તો કસરત માટેનો નિયમિત સમય રાખવો જોઈએ. નિશાળના સામાન્ય અભ્યાસક્રમના એક ભાગ તરીકે શારીરિક કેળવણી માટે આપેલા સમયનો મોટો ભાગ બાળકોની કુદરતી અને થાક ઉતારનારી ક્રિયાઓમાં–રમતોમાં, રમવામાં, કસરતોમાં, નાચવામાં અને આ-પ્રવૃત્તિઓની તૈયારીઓમાં વાપરવો જોઈએ. અને આ કસરત અને તાલીમની શરીરની સ્થિતિ ઉપર સારી અસર થાય છે. પહેલાં તો ખુલ્લી હવામાં કસરત અને રમત સામાન્ય બાળકને મજબુત, ચપળ અને લાયક બનાવે છે. સ્નાયુની સામાન્ય મજબુતી ટકી રહે છે, વૃદ્ધિ પામતા શરીરમાં શ્વાસ અને લોહીનું ભ્રમણ નિયમિત વૃદ્ધિ પામે છે. થાક ઉતારનારી ખુલ્લી હવાની કસરતો બીજી રીતે પણ કામ કરે છે. તેની આખી અસર ઉત્સાહ આપનારી છે, તે સુખ અને સારા જુસ્સાની લાગણી ઉત્પન્ન કરે છે. જે બાળકોને કદાચ ઘેર ચિંતા અને જોખમનો બોજો ઉપાડવો પડતો હોય, જે બાળકોને નિશાળમા વધારે સારૂં કામ કરવા માટે વધુ બોજો પડ્યો હોય, અથવા જેમને કંટાળાભરેલું ઘર હોય તેમને રમતોમાં અને શારીરિક પ્રવૃત્તિઓમાં આનંદ, આરામ અને જિંદગીમાં વધારે જુસ્સો માલુમ પડે છે; અને પરિણામે તેમની ચપળતા, ઢબ અને સ્થિતિ ઉપર તે સારી અસર કરે છે. પણ જો ખરાબ અસરો કામ કરી રહી હોય તો ખાસ. ખામીઓ અટકાવવામા શારીરિક તાલીમના રોજના પાઠો હોય છતાં આ સામાન્ય પ્રવૃત્તિઓ પુરતી થઇ પડતી નથી. સારી સ્થિતિને ઉત્તેજન આપવા માટે ખાસ યોજેલી કસરતો જરૂરી છે. એવું માલુમ પડશે કે અભ્યાસક્રમમાં ભલામણ કરેલા ૨૦ મિનિટના શારીરિક કસરતના પાઠો એક ભાગે ખીલવણીની કસરતો, અને એક ભાગે આગળ વર્ણવી ગએલી બીજી શાખાઓની તૈયારીના કામના છે. આ ખાસ ખીલવણીની અને સુધારણાની કસરતો દરેક પાઠનો મુખ્ય ભાગ બનવી જોઈએ. અને જો વધારામાં દરરોજ કેટલીક મિનિટો એના જેવી કસરતોમાં યોગ્ય રીતે વાપરવામાં આવે તો બાળકોની સ્થિતિ ઉપર સારી અસર થશે. જો કેળવણીના સત્તાધીશો શારીરિક કેળવણીના નિષ્ણાત વ્યવસ્થાપકની સેવા મેળવે નહિ અને તે અસંગોપાત કસરત થતી જુએ નહિ અને કીમતી વખત ગુમાવવામાં નથી આવતો તે જુએ નહિ તો પરિણામ પુરેપુરૂં સંતોષકારક આવવાનો સંભવ નથી તે ધ્યાનમાં રાખવું જોઈએ.

## સરકારી જાહેરખબર

### સ્ત્રીઓ માટેની પ્રાથમિક ટ્રેનિંગ સંસ્થાઓનો નવો અભ્યાસક્રમ

શુદ્ધિપત્રક.—

પહેલું વર્ષ જુનિઅર-હસ્તઉદ્યોગ, વિષય ૮.

નીચે પ્રમાણે સુધારી વાંચવું:— શાળાપત્ર અંક ૫-૬ સને ૧૯૩૬ પૃષ્ઠ ૨૧૭, લીટી ૨૧-

| અશુદ્ધ | શુદ્ધ |
|---|---|
| ૧. સાહિત્યો (મેક્રેટોગ્રાફ સહિત) બનાવવા. | ૧. સાહિત્યો (હેક્ટોગ્રાફ સહિત) બનાવવાં. |

(મે. ડિરેક્ટર ઓવ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સા. ના હુકમ નં. એસ. ૬૮/૭૦ ડી. તા. ૧૮-૧૧-૩૬ અને મે. એજ્યુ. ઇન્સ્પે. સાહેબના હુકમ નં. ૯૫૭૧ તા. ૨૩-૧૧-૧૯૩૬ માં કરેલી સૂચના અનુસાર)

---

## સને ૧૯૩૬માં લેવાએલી છોકરાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોના કામની સમાલોચના, સુધારા માટે સૂચના સાથે

**ભાષા:**—આ વિષયમાં ઉમેદવારોએ ભાષા સંબંધી સામાન્ય પ્રશ્નોના તેમજ સમજુતી વગેરેના ઉત્તર ઠીક રીતે આપ્યા હતા, પણ પદ્ય, વ્યુત્પત્તિ અને વ્યાકરણ સંબંધીના પ્રશ્નોના જવાબ અસંતોષકારક હતા. ઘણા ઉમેદવારોની જોડણી કાચી હતી, તેમજ તેઓ વિરામચિહ્નોનો ઉપયોગ યોગ્ય રીતે કરી શકયા નહોતા. પદ્યની સમજુતી આપતી વખતે તેઓ લીટીઓને ગદ્યમાં મૂકીને સંતોષ માનતા હતા. તેઓ કેટલાક 'પૂર્ણવર્તમાન કાળ,' 'મૂર્ધન્યવ્યંજન', 'અહિઅસર', 'પુષ્કર', 'સાનુકૂળ' જેવા શબ્દોનો અર્થ બરાબર આપી શકયા ન હતા એટલુંજ નહિ, પણ તેઓએ અર્થનો અનર્થ કરી નાખ્યો હતો. લખાણમાં અસ્વચ્છતા હતી. આ વિષયના અભ્યાસ પરત્વે વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકો શિક્ષણ પરત્વે લક્ષ આપતા નથી એવું જણાય છે.

**સૂચના:**—ભાષાનો વિષય વિદ્યાર્થીઓ રસપૂર્વક શીખે તેટલા માટે શિક્ષકોએ પણ તે વિષયનો અભ્યાસક્રમ પુરતોજ અભ્યાસ કરાવવા લક્ષ આપવું જોઈએ નહિ. વિચાર પ્રદર્શિત કરવા માટે ભાષાનું ભંડોળ વધા-

**(૪) આળસત્યાગ:**—પોતાની ફરજનો અમલ સદાકાળ કરવોજ જોઈએ; કારણ કે પોતાની ઉત્તમ ફરજનો સાકાર અમલ તાબાના નોકરો કરી શકે છે, માટે આદર્શરૂપ બનવાને માટે આલસ્યનો ત્યાગ કરી, પોતાની ફરજ સમજી જે ઘટિત કાર્ય કરશે તો તેમનું વર્તન બીજાઓને દાખલા-રૂપ બનશે.

**(૫) સમદૃષ્ટિ:**—જે કાર્ય તેમને સોંપવામાં આવ્યું છે તે કાર્ય માટે કોઈ જાતનો ભેદાભેદ રાખ્યા સિવાય કરવું જોઈએ. તાબાના નોકરો પ્રત્યે ભેદભાવ બતાવે તો તેમના કાર્યની ઉણપતા જણાય, જો કે તાબાનો માણસ રૂબરૂ ન કહી શકે તોપણ તેનો અંતરાત્મા જરૂર તેના કાર્યને વખોડેજ. ભેદભાવવાળા ઇન્સ્પેક્ટર તરફ માનની દૃષ્ટિ ઓછી થાયજ.

**(૬) વિનયી વર્તન:**—મનુષ્ય પોતાની જાતેજ મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકે છે, અને સારા ગુણોનો વિકાસ આત્મસંયમથી કરી શકે છે. તે ન્યાયે સારા ગુણોના સારરૂપ વિનય અને તે ગુણોને શોભાવનાર વિનયી પોતાનું વર્તન શુદ્ધ કંચન જેવું રાખે, તો તેવા પ્રભાવશાળી વિનયી મનુષ્ય પ્રત્યે જરૂર બીજાનો અગાધ પ્રેમ ઉત્પન્ન થાય. આ ઉપરાંત વાણીમાં-વર્તનમાં-રહેણીમા-કહેણીમા સર્વ રીતે વિનય સાચવે, તો તેવી જરૂરિઆ-તોમા તેને પ્રત્યેક ક્ષણે સંભારી તાબાના માણસો તેનું નામ સ્મરણ જરૂર કરે.

**(૭) મધુર ભાષા:**—વાણી ઉપરથી મનુષ્યની પરીક્ષા થાય છે, એ ભૂલવું જોઈતું નથી જેથી તેમના વાક્ચાતુર્યમા સુંદર શબ્દસમૂહ યોજના-એલો હોવોજ જોઈએ, તેથી તેમની બોલવાની શૈલીની મિઠાસનો તનગનાટ બીજાને અસર કરશેજ.

**(૮) વ્યવહારકુશળતા:**—ભણતર એકલું નિરર્થક છે; કારણ કે ગણ્યા વિનાનું ભણવું અર્થશૂન્ય છે. તેવી રીતે વ્યાવહારિક બાબતથી અજ્ઞાત ઇન્સ્પેક્ટર વ્યાવહારિક જ્ઞાનનો પદાર્થપાઠ આપી શકે નહિ, તે સાથે દાખલાદલીલોથી પોતાનો મત પણ પુરવાર કરી શકે નહિ, જેથી તે યથેચ્છ પ્રતિષ્ઠાને સંપાદન કરવામાં પાછળ પડે. ડિસ્ટ્રિક્ટનાં ક્ષેત્રો તપાસી અનુભવી થઈ યોગ્ય સમય ને લાયક તાલીમ મેળવવામાં બુદ્ધિનો ઉપયોગ કરી, બીજાને દાખલાદલીલોથી તે તરફ આકર્ષે તેટલી વ્યવહારકુશળતા હોવી જોઈએ.

**(૯) બહોળું વાચન:**—સારા સારાં પુસ્તકોનું વાચન, દાખલાઓ, રીતરિવાજો, ભાષા વગેરેથી જાણીતો ઇન્સ્પેક્ટર બીજા પર સરસાઈ ભોગવે, એ દીવા જેવું છે; કેમકે તાબાના નોકરોનો અજ્ઞાનરૂપી અંધકાર જ્ઞાનરૂપ

પ્રકાશથી બતાવી આપે, તેવો વિચિક્ષણ, બહુશ્રુત તેમજ ઉપરની લાયકાતવાળો ઇન્સ્પેક્ટર હોય તો જરૂર તેના તરફ માન અને પ્રેમ સ્વાભાવિક રીતે ઉદ્ભવે.

**(૧૦) વિશાળપણું:**—મારા તાબાના નોકરો કરતાં અધિકારમાં દૈવવશાત્ મોટો છું, બીજી કક્ષામાં સમાન છું, તે વિચાર મનમાં લાવી; તિરસ્કારવૃત્તિ ન બતાવી, પોતાની મહત્તાને છાજતું વર્તન રાખવું. "મોર પીંછેજ રળિઆમણો છે." તે ભૂલવું નહિ.

## આદર્શ ઇન્સ્પેકટરના ગુણ-લક્ષણો —

**(૧) સદાચાર:**—પ્રથમ પગથીઆરૂપ તેનામાં સદાચારનો ગુણ હોવોજ જોઈએ. આ ગુણ મહત્ત્વનો છે. જેમકે, કોઈ સાધુ (પવિત્ર) પુરુષ પોતાના આચારથી બીજાના માનસ ઉપર જ્વલંત વર્ચસ્વ ભોગવે છે, તે સાથે તેના સદાચારી ગુણો પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન કરાવે છે, તો સદાચારી આચરણવાળો ઇન્સ્પેક્ટર, તે ગુણયુક્ત હોય, તો તેના તરફ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છેજ.

**(૨) સદ્‌વિચાર:**—સારા વિચારો થવા એ પૂર્વકરણીનું ફળ છે. તદુપરાંત સારા સારા વિચારોના અનુભવીઓ સાથેનું બેસવું, ઉઠવું, તેમજ સારા ગ્રંથોનું મનન, અને તે મુજબ મનને દોડાવવું, એ પ્રશંસનીય છે. જેથી તેવા વિચારોવાળા તરફ માનની દૃષ્ટિ ઉદ્ભવેજ.

**(૩) સત્યનિષ્ઠા:**—આ ગુણ પર ખાસ ભાર મૂકવામાં આવે છે. આ ગુણનો સંચય જેમ વધુ, તેમ તેની પ્રતિષ્ઠાની વૃદ્ધિ. કોઈપણ કાર્ય પરત્વે આ ગુણનો જેટલો તાત્કાલિક અમલ તેટલોજ તેના ગુણો પ્રત્યે વધુ પ્રોત્સાહનની લાગણી યુક્ત ઉદ્દીપનભાવ.

**(૪) દ્રઢતા:**—માનસિક વલણ જેમ મજબુત તેમ તે વધુ યશભોગી બને. આ ગુણમાં રહેલાં તત્ત્વો માનસિક વિચારો પર અવલંબે છે. જેથી તે વિચારોનો અમલ કાળજીપૂર્વક વહેલો સધાય તેટલોજ ફાયદો થાય; અને એ નિશ્ચિત વિચારોની છાપ સદાકાળ બીજાના ઉપર પડે. આ વિચારોથી મનનિયમનશક્તિ કેળવાય છે, જેથી કોઈપણ અઘરા કાર્ય પરત્વે પણ ઘણી મહેનતે અંતે વિજયવંત નીવડે છે.

**(૫) પ્રામાણિકતા:**—દ્રઢ વિચારો સાથે પ્રામાણિકતાનો ગુણ જરૂર તેને વિજયવંત બનાવે છે. કેમકે, ઘરાકને શેઠની પ્રામાણિકતા રુચિકર થતાં, ફરી શેઠ તરફ કંઈ પ્રશ્ન ઉપસ્થિત ન કરતાં માલ લઈ જવામાં પોતાની

યોગ્યતા વધારે છે, તે મુજબ આ ગુણ જેટલા પ્રમાણમાં બહોળો, તેટલો જ તેનો પ્રભાવ વિસ્તીર્ણ.

**(૬) સ્વચ્છતા:**—પોશાકની સ્વચ્છતા, લખાણની સ્વચ્છતા, વાણીની સ્વચ્છતા આ ત્રણ ઉપર તેમને માટે ભાર મુકાય છે. આ ત્રણ ગુણો તેમનામાં જેવામાં આવે, તો તેઓ શાળાની સ્વચ્છતા, શિક્ષક–શિષ્યની પોશાકની સ્વચ્છતા, શિક્ષક–શિષ્યની લખાણની સ્વચ્છતા, બાળકોનાં હાથ, મોં, આંખો, વગેરે અવયવો માટે કહી શકે છે, જેથી પગથીઆરૂપ તે હોય તો બીજાને શિખામણના શબ્દોમાં કહી શકે તે સાથે તે ગુણનું અનુકરણ કરવામાં પણ શિક્ષક–શિષ્ય વધુ પ્રયત્નવાન બને.

**(૭) મળતાવડો સ્વભાવ:**— આ સ્વભાવ અધિકારની દષ્ટિએ કેટલાક અભિમાની ઇન્સ્પેક્ટરો પસંદ કરતા નથી, અને કવચિત્ પોતાના શબ્દોમાં જણાવે છે, કે તાબાના નોકરો પ્રત્યે સ્વભાવ કડકજ રાખવો જેઈએ. જે તેવો સ્વભાવ ન રાખીએ, તો તાબાના માણસો શાક, દાળ માફક આપણને ગણે, માટે તેમના તરફ કરડી નજરથી જેવું એજ ઇષ્ટ છે. આ બાબતમાં ગંભીર ભૂલ થાય છે, કે અતડાપણાનો સ્વભાવ પોતાનું ભાન હણે છે અને ગેરલાભ કરે છે. જ્યારે તેમને સમજાય છે ત્યારે બીજાની આગળ કવચિત્ પોતાની ભૂલનો પસ્તાવો કરે છે; તો પસ્તાવો કરવો ન પડે તેથી દરેક સાથે મળતાવડો સ્વભાવ રાખવો એ વધુ જરૂર પુરતું છે. તે સાથે શાળાના શિક્ષક સાથે રહી કામ કરવાની સહકારવૃત્તિની ધગશ હોવી જેઈએ, અને તેઓનું આવાગમન થતાં શિક્ષકના હૃદયમાં પોતાના ઉત્તમ સલાહકાર અને સન્મિત્ર પધાર્યા છે એવી ભાવના ઉદ્ભવવી જેઈએ. જેથી તાબાના માણસો તેની પ્રશંસા કરે અને વધુમાં તેમનાં ગુણકીર્તન પણ ગાયજ.

**(૮) શાંત પ્રકૃતિ:**—શાંતિનો ગુણ વિરલ છે. બુદ્ધિની જેટલી વિશાળતા તેટલો તેનામાં તે ગુણનો આવિર્ભાવ. શિક્ષક–શિષ્યને શાંતિથી પ્રશ્નો પૂછતાં તેના જવાબો જે મળે છે, તે મુદ્દાસરના હોય છે; માટે શાંતિની જેટલી ખામી તેટલીજ બુદ્ધિની ઉણપતા. જેથી આ ગુણનો જેટલો સંયમ તેટલોજ વધુ ફાયદો.

**(૯) ઉમદા સંતોષ:**—સમય–સ્થળ પરિસ્થિતિનું મનન કરી, શિક્ષક–શિષ્યને જરૂર પુરતી ઉણપતાઓ બતાવી, તે ઉણપતાને દૂર કરવાની યુક્તિઓનું ભાન કરાવી, તેમના હૃદયમાં સંતોષ ઉપજાવવો.

**(૧૦) નમ્રતાઃ**—નમે તે સૌને ગમે. તે સૂત્રનો ઉપદેશ સમજી-સમજાવી, ગામ-શહેરના સમાજ પ્રત્યે, આ ગુણનું દર્શન-વાણી-વિચાર શિક્ષા-શિક્ષણ પ્રત્યે થાય છે, તેનું યથાર્થ વર્તન પોતાના વિચારોના કર્ત-વ્યથી કરશે, તો તેમના પ્રત્યે અવશ્ય માન ઉત્પન્ન થશેજ.

આ ઉપરાંત કેટલાક ગુણો, જેવા કે સહનશીલતા, સંયમ, નીડરતા વગેરે કેળવવાથી તેના સંપર્કમાં આવેલા શિક્ષક-શિષ્યને બોધરૂપ થશે.

### વડા આદર્શ ઇન્સ્પેક્ટરની રૂપરેખા —

ઉપરના ગુણો-લાયકાત ઇન્સ્પેક્ટરના કહેવામાં આવ્યા; છતાં શિષ્યમાં સંસ્કાર રેડનાર જેમ શિક્ષક છે, તેમ તાબાના ઇન્સ્પેક્ટરમાં વધુ શુભગુણ લાગણીઓનાં બીજ રોપનાર વડા ઇન્સ્પેક્ટર છે. જેમ વડા ઇન્સ્પેક્ટરનું જ્ઞાન, લાયકાત, કાર્યદક્ષતા, ચાતુરી, શુદ્ધ વિચારો, સંયમ, શુભ લાગણી, નીડરતા, ઉદારવૃત્તિ વધુ પ્રબળ તેમ અનુકરણ કરનાર ઇન્સ્પેક્ટર વધુ ચાલાક બનેજ, અને તે ચાલાકીના ફળરૂપ ઉપરના ગુણો થોડેઘણે અંશે શિક્ષકનામાં ઉતારે, અને શિક્ષક તેના સંપર્કમાં આવતાં, તેનામાં જે ગુણોની ખામી હોય, તેને ગ્રહણ કરી, પોતાનામાં ઉતારી, શિષ્યોમાં તે ગુણો ઉતારવા પ્રયત્ન કરશેજ. કેળવણીનું સુકાન તેઓના હસ્તમાં સોંપવામાં આવ્યું છે, તો તે કાર્ય પરત્વે પોતાની સમગ્ર બુદ્ધિનો ઉપયોગ કરી, આગળ ધપાવવામાંજ તેમની કીર્તિ રહેલી છે. તો વડા ઇન્સ્પેક્ટરના સૂચનરૂપ નાના ઇન્સ્પેક્ટર શિક્ષક પ્રત્યે માન દૃષ્ટિ બતાવી, પોતાની સુચારિત્ર્યવૃત્તિમાં તેમને દોરવશે, એવી આશા રાખવામાં આવે છે.

ઉપરના ગુણો-લાયકાત અને લક્ષણોમાં અઘટિત અવિવેક જણાતો હોય તો ક્ષમ્ય દૃષ્ટિથી નિહાળવા વિજ્ઞાપના છે.

**શિવશંકર વિશ્વનાથ જોશી**
આસિ૦ માસ્તર, તાલુકાસ્કૂલ-કાલોલ-પંચમહાલ.

## આદર્શ શિષ્ય

શાળાપત્રના વાચકવર્ગ પાસેથી ઓકટોબરના અંકમાં 'આદર્શ ઇન્સ્પેક્ટર' ના શીર્ષક નીચે વિચારો માગ્યા હતા. ઉપર જણાવ્યા પ્રમાણે શિક્ષકો તરફથી ઠીક પ્રમાણમાં સહકાર મળ્યો હતો. શ્રીશિક્ષકોએ એ સંબંધી વિચારો જણા-વવાની તસ્દી લીધેલી જણાતી નથી. પ્રથમ જણાવ્યા પ્રમાણે વિષય તેમના ગજા ઉપરાંતનો લાગ્યો હશે, જો કે તેવો છે તો નહિ; પરંતુ આ નવા શીર્ષક નીચે

'આદર્શ શિષ્ય (શિષ્યા)' કેવા જોઈએ તે સંબંધી જે વિચારો માગ્યા છે તે સંબંધી સારા પ્રમાણમાં નિબંધો મોકલી આપશે એવી આશા છે. શિષ્યમાં શિષ્યાનો સમાવેશ થઈ જાય છે, છતાં કૌંસમાં જણાવીને સ્પષ્ટીકરણ કરવામાં આવેલ છે. આ વિષય તો એકેએક શિક્ષકનો છે કે જે માટે ભાગ્યેજ વધુ વિચાર કરવાનો હોય. પોતાના વિચારોને ગોઠવવાની મહેનત વખતે લેવી પડે. એ યાદ દેવડાવવાની જરૂર જણાતી નથી કે દરેક શિક્ષકે પોતાની દષ્ટિએ સ્વતંત્ર વિચારો જણાવવાના છે: ઉછીના લીધેલા બીજાને પાછા આપવા પડશે, માટે પોતાની સાથેજ રહેવાવાળા વિચારો જણાવવા ઠીક થઈ પડશે. હેતુ સ્પષ્ટજ છે, તેથી વધુ વિવેચનની જરૂર રહેતી નથી.

## શિશુશિક્ષણશાળા

( ગતાંક પૃષ્ઠ ૧૦ થી ચાલુ )

### શાળાનું સાહિત્ય

૧. વિશાળ અને હવા અજવાળાવાળો એક ઓરડો. નાનાં બાળકોને સંકડાશ જેવું કદાપિ ન લાગે એટલા માટે તેમને માટે તાજી હવા અને તેમની આસપાસ પુષ્કળ જગા જોઈએ.

૨. દૂર્નિચરમા નીચા કબાટ અને નીચે જડેલી છાજલીઓ જોઈએ; અને ટકાઉ રમકડા, ચિત્રપોથીઓ અને બીજું સાહિત્યો ત્યાં રાખી મુકવાં જોઈએ. વળી હરવખતે તેમનો સહેલાઈથી ઉપયોગ થઈ શકે તેવી રીતે તે પુરતી છુટ મળવી જોઈએ. મેજ અને ખુરસીઓ અથવા બિછાનાં ( સાદડી, આસનીઆં ) વગેરે નાનાં અને હલકાં હોવાં જોઈએ જેથી બાળકો જાતે તે બહુ સહેલાઈથી એક જગાએથી બીજી જગાએ ખસેડી શકે. ચિત્રો બહુ આકર્ષક હોવાં જોઈએ અને નીચે લટકાવેલાં રાખવાં જોઈએ. કાળાં પાટીઆ પણ પુરતા પ્રમાણમાં અને સહેલાઈથી મળી શકે તેટલાં રાખવાં જોઈએ.

૩. રમતગમતનાં મેદાનમાં હીંચકા અને ચીચુડા અને ઢળતાં પાટીઆં વગેરે રાખવાં જોઈએ.

૪. શાળાને એક નાનો બગીચો હોવો જોઈએ, સાથે બગીચા માટેનાં ઓજાર, પણ તેમને આપવાં જોઈએ. બગીચામાં કુદરત શું શું કામ કરી

રહી છે તે બાળકો જુએ અને કુદરત ઉપર પ્રેમ રાખતાં શીખે; વળી રોપા, ફૂલોની ઉગવાની ક્રિયામાં, તેમજ જંતુઓ અને પક્ષીઓની ખાસિઅતો અને તદનુસાર તેમના વર્તનનું નિરીક્ષણ કરવામાં તેમને રસ પડે.

૫. મરઘાંબતકાં, સસલાં, બિલાડીનાં બચ્ચાં કે બકરીનાં બચ્ચાં વગેરે શાળાનાં પ્રિય પ્રાણીઓ તરીકે રાખવાં જોઈએ, અને તેમની સંભાળ રાખવાનું કામ બાળકોને સોંપવું જોઈએ, આથી તેઓ તેમના તરફ યોગ્ય વર્તન રાખતાં શીખે.

૬. શાળામાં સૂકી અને ભીની રેતી પુષ્કળ પ્રમાણમાં રાખી મૂકવી જોઈએ, અને જો બને તો એકાદ તળાવની વ્યવસ્થા કરવી, જેમાં બાળકો હોડીથી સહેલગાહ કરે, અને સાથે સાથે તેમને જ્ઞાન પણ મળે કે પાણીમાં કેટલીક ચીજો તરે છે અને કેટલીક ડૂબે છે.

૭. બાળકોને માફક આવે તેટલી ઉંચાઈનાં જાજરૂ અને નાહવા-ધોવાની ઓરડીઓની પણ વ્યવસ્થા હોવી જોઈએ; આનાથી તેઓ સ્વાશ્રયી બનતાં શીખે અને સ્વચ્છતા અને સ્વચ્છતાની ટેવ તેમનામાં આવે.

પણ સૌથી વધારે અગત્યનું શાળાનું અંગ તો શિક્ષક છે. તે બાળકને સારી રીતે ઓળખી શકે તેવો અને તેના ઉપર મમતા ધરાવે એવો જોઈએ. તે સત્યશીલ અને બાળકોમાં શારીરિક, માનસિક કે નૈતિક જે કાંઈ ખોડ હોય તે એકદમ પારખી જોઈ લેવાની અને તે સુધારી લેવાની તેનામાં શક્તિ હોવી જોઈએ. બાળકોને રમતગમતદ્વારા અનુભવ મેળવવાનો હોવાથી શિક્ષકે મુખ્ય ખેલાડી-રમત રમનાર તરીકેજ ભાગ ભજવવાનો છે. પ્રસંગો વખતે જે પ્રમાણે જરૂર પડે તે પ્રમાણે તેણે સૂચન કરવા, સહકાર કરવા, માહિતી આપવા, દોરવા અથવા તો અનુસરવા હંમેશાં તત્પર રહેવું જોઈએ એમ છતાં રમતગમતની પ્રવૃત્તિઓમાં જવાબદારી તો બાળકોનીજ હોવી જોઈએ; કારણ કે તેમાંનાં ઘણાં બાળકો સ્વાભાવિક રીતે રમત રમવાનું જાણે છે, તોપણ કેટલાંક બાળકો એવાં હોય છે કે તેમનામાં અનુભવ અને સ્વતઃ પ્રવૃત્તિની જો ખામી હોય તો તેમને તેવી રમતો સંબંધી ઘણુંજ થોડું જ્ઞાન હોય છે.

# અમારૂં આનંદપર્યટન

( ગતાંક પૃષ્ઠ ૧૫ થી ચાલુ )

અમારા પર્યટનના ત્રીજા દિવસે અમો વડોદરાથી પાવાગઢ જવા તૈયાર થયા. આ સ્થળ વડોદરાથી ત્રીસ માઇલ દૂર છે. રસ્તો સડકનો બાંધેલો સાધારણ ઠીક છે. વડોદરાથી પંદર માઇલ દૂર જતાં જાણે આપણે પર્વતની પાસે ફરતા હોઇએ એવો દૃષ્ટિભ્રમ થાય છે. સડક હાલોલ કસ્બા આગળ પુરી થઇ, ત્યાંથી ચાંપાનેર જતી સડક ઉપર મોટરગાડીઓ પ્રયાણ કરે છે. આ રસ્તે થઇ અમો ગુજરાતના ઇતિહાસપ્રસિદ્ધ શહેર ચાંપાનેરના ખંડિએરોમાં દાખલ થયા. મોટરગાડીમાંથી ઉતરી ધર્મશાળામાં મુકામ કીધો. શહેરની ખંડિએર સ્થિતિ જોતાં સ્વાભાવિક રીતેજ ઉદ્‌ગાર નીકળે છે કે "ખરે કાળની ગતિ મનુજ કૃતિને ભુઝવતી." ચાંપાના અપૂર્વ ઉત્સાહથી વસાવેલું કયાં એ ભવ્ય શહેર! અને કયાં આજે તેનાં ભાગી-તૂટી દશામાં પડેલાં અસ્થિ !!! મહાકાળના ગર્ભમાં અનેક મહાનતાઓ વિરમી ગઇ છે, અને એ મહાકાળને એકાએક પોતાનું શિવ નમાવે છે, એ યથાર્થ છે. ચાંપાનેરનો જ્વલંત ઇતિહાસ અને તેના ખંડિએરોની સ્થિતિનો મુકાબલો કરતા અમે નિદ્રાવશ થયા.

પરોઢીઉં થયું, અને અમોએ જગજુના ગિરિ પાવાગઢ ઉપર ચઢવાનું શરૂ કર્યું. અમારો ચઢાવ પાંચ વાગ્યાથી શરૂ થયો. પર્વત ઉપર એ-એક માઇલનો ચઢાવ પુરો થતાં ભગવાન દિવાકરના ઉદયનો સમય થયો. બધા એકીટસે પર્વત પરથી ઉગતા સૂર્યનો દેખાવ નિહાળવા આતુર જણાતા હતા. જોતજોતાંમાં સૂર્યોદય થયો. આ દેખાવ એટલે સાક્ષાત્ કુદરતની અસ્મિતાનું ભાન. શબ્દોથી તેનું વર્ણન કરવું અશક્ય છે. જાતઅનુભવ એજ તેનું ખરૂં વર્ણન. ભગવાન સવિતાનારાયણના મોહક સ્વરૂપનું દૃશ્ય જોતા જોતા અમો માંચી હવેલી આગળ આવ્યા. પુરાતન કાળમાં અત્રે હવેલી હશે. પણ અત્યારે તે સ્થળે ડિ. લો. બો. ની ધર્મશાળા છે. પાસે તેલ તળાવ નામે નાશ પામતી સ્થિતિમાં આવેલું નાનું તળાવ છે. મુસાફરો આ સ્થળે આરામ લે છે, અને પાછો ગઢનો ચઢાવ શરૂ કરે છે. હવે પછીનો ચઢાવ મુશ્કેલ છે. કુદરતની લીલાનું ભાન કરાવનાર અને શારીરિક શક્તિનું માપ લેનાર આ રસ્તો અગમ્ય છે.

રસ્તે આવતાં કુદરતી દૃશ્યો અને ગઢની ભાગીતૂટી દિવાલો જોતા સાડા સાત વાગે દૂધીઆ તળાવ પાસે આવી પહોંચ્યા. તળાવનું પાણી ઘણુંજ ઠંડું છે; છતાં ભાવિક હિન્દુઓ તેમાં સ્નાન કરી દેહ પવિત્ર કરે છે. તે પછી મહાકાળીનાં દર્શન માટે જાય છે; અમોએ પણ તે પ્રમાણે કર્યું. દુર્ગાષ્ટમીનો દિવસ હતો. માતાજીના ભકતો માતાના દર્શનથી કૃતકૃત્ય થવાશે એ ભાવના સેવતા જણાયા. પર્વતના શિખર પર ૨૫૦૦ ફુટની ઉંચાઈએ માતાજીનું દેવળ આવેલું છે. દેવળમાં જવાના રસ્તાનાં પગથીઆં સાંકડાં અને સીધા ચઢાવનાં છે. ચઢવામાં સાવચેતી રાખવાની જરૂર છે. આથી મુશ્કેલી હોવા છતાં, ધર્મઘેલાં ડોસીમાએ અને નાનાં બાળકો હોંસે હોંસે ચઢે છે. ધર્મના જોગથી આવતો આ જુસ્સો આપણને આશ્ચર્યમાં ગરકાવ કરે છે. માતાજીના મંદિરના શિખર ઉપર સદનશા નામક પીરની દર્ગાહ છે, અને આજુબાજુએ પર્વતના ટેમ્બલેન્સ શિખર ઉપર જૈન દેવાલયો છે. આમ મહાગુજરાતના ત્રણે મહાન ધર્મો કોઈપણ જાતના કોમી વિખવાદ વિના સેંકડો વરસથી સચવાઈ રહેલા છે. કયાં એ કોમી ભેદભાવથી ભરેલું મુંબાઈ અને કયાં આ સર્વ ધર્મની એકતા સાધતું પુનિત સ્થળ!

પર્વતના ટેમ્બલેન્સ શિખર ઉપર પુરાણો કિલ્લો છે. આ કિલ્લામાં જુના કોઠારો નવલખી કોઠાર નામથી ઓળખાય છે. કોઠારની બાંધણી અને સ્થળની પસંદગી ઘણીજ ઉત્તમ પ્રકારની છે. તેની પાસે કેટલાક જળકુંડો આવેલા છે. પ્રાચીન કાળમાં જ્યારે દુશ્મનો ચઢી આવતા ત્યારે કોઠારનું અનાજ અને આ જળકુંડોનો ઉપયોગ થતો. આ કિલ્લામાંથી અમે તેના મુખ્ય દરવાજા આગળ આવી પર્વતની બીજી ગિરિશૃંખલા ઉપર થઈ નીચે ઉતરવાનું શરૂ કર્યું. આ બે ગિરિશૃંખલાઓ વચ્ચે ઉંડી ખીણ છે. તેના ઉપર નાનો પૂલ બાંધવામાં આવેલો છે. જેના ઉપર થઈ એક પર્વત પર થઈ બીજા ઉપર જવાય છે. અસલના વારામાં અહીં પાટીઆંનો પૂલ હતો. દુશ્મનો ગઢને ઘેરો ઘાલતા ત્યારે પાટીઆં લઈ લેવામાં આવતાં, તેથી ઉપરના કિલ્લામાં જવાનો રસ્તો બંધ થતો. આ સિવાય ઉપરના કિલ્લામાં દાખલ થવાનો બીજો એકપણ રસ્તો નથી.

અમોએ આ રસ્તે થઈ નીચેના કિલ્લામાં પ્રવેશ કર્યો. અહીં ભદ્રકાળી માતા અને પતાઈ રાવળના મહેલનાં ખંડિયેરો જોવા માટે ગયા. પાવા-

ગઢના પતનની યાદ આપતાં આ ઇતિહાસપ્રસિદ્ધ સ્થળોની રોમાંચ કથા "આવી આવી નવરાત્રની રાત, કે માતા રમે જોરે લોલ" એ ચરણથી શરૂ થતો અને "ફટ ફટ પાવાના પતાઈ, કે આ શું માગીયું રે લોલ" બુદ્ધિ બગડી તારી ભૂપાલ, કે, હું દેવી કાળકા રે લોલ; આજથી છઠ્ઠે છ માસે, કે પાવો તારો પ્રલય થશે રે લોલ." એ ચરણથી સમાપ્ત થતો ગરબો ગુજરાતી જનતાને ઉજ્વાળે છે. સત્ય ગમે તે હો, કિંતુ રાજા વિવેકભ્રષ્ટ થાય છે ત્યારે તેનો નાશ નક્કી જ હોય છે, એ સર્વદા સત્ય છે.

આ ઐતિહાસિક સ્થળો જોઈ અમે ખાપરા ઝવેરીનો મ્હેલ, વિશ્વામિત્રી નદીનું મૂળ, અને એક રાજપુત કન્યાની સમાધિ, એનાં દર્શન કર્યાં. પ્રાચીન કાળમાં દુશ્મનોથી કિલ્લાનો બચાવ કરતી આ વીર બાળાએ સંખ્યાબંધ દુશ્મનનો નાશ કર્યો. પાછળથી તે તેમના પંજામાં સપડાઈ. તેમણે આ વીર બાળાને આ સ્થળે જીવતી દાટી. વખત જતાં તેના ઉપર તેના સ્મરણ માટે ઇમારત ચણાઈ. આજે ભાગીતૂટી દશામાં તે પુનિત બાળાના વીર ત્યાગની યાદ આપતું આ મકાન અચળ ઉભું છે.

વિશ્વામિત્રી નદીના મૂળ આગળ રાજર્ષિ વિશ્વામિત્રના આશ્રમની જગા હોવાનું ત્યાંના સાધુઓ કહે છે. આ સ્થળેથી ખાપરા ઝવેરીના મહેલ આગળ જવાય છે. પર્વતના અગમ્ય સ્થળમાં બાંધેલી આ ઇમારત ભવ્ય અને ભયંકર છે. તેના ઉપરથી જોતાં પર્વતની તળેટીનું દૃશ્ય પણ જ આકર્ષક લાગે છે. પુરાણા ઐતિહાસિક શહેર ચાંપાનેરના કિલ્લાનો દેખાવ અત્રેથી સાનુબંધ લંબચોરસ બાંધણીમા જણાય છે. બીજા કોઈ પણ સ્થળથી ચાંપાનેરના કિલ્લાનું આટલું સારૂં અવલોકન થઈ શકતું નથી.

**ચાંપાનેરઃ**—હાલમાં અત્રે ૩૦ થી ૪૦ ઘર છે, તેમાં નિવાસીઓ ઘણાખરા બ્રાહ્મણ છે. તેઓ યાત્રાળુઓની સગવડ સાચવી પોતાનો ઉદરનિર્વાહ કરે છે. આ ઉપરાંત દસેક વેપારીની દુકાન, બે ધર્મશાળાઓ અને એક જૈન ધર્મશાળા સિવાય બીજાં મકાનો નથી.

ઉપર પ્રમાણે પાવાગઢ અને ચાંપાનેરના ઐતિહાસિક કિલ્લાઓનું નિરીક્ષણ તથા આજુબાજુના પ્રદેશનું અવલોકન કર્યું. પાવાગઢની આજુબાજુ મોસમી પ્રદેશનાં જંગલો છે. જમીન કઠણ ખડકની હોઈ ખેતી માટે પ્રતિકૂળ છે. પર્વત જુના કઠણ ખડકનો બનેલો છે. પર્વત ઉપર કોઈ કોઈ સ્થળે સમાન્તર પડવાળા પત્થરો જોવામાં આવે છે. અમારા

આ પર્યટનમાં ઇતિહાસ તથા ભૂગોળના આચાર્યો તરફથી અમૂલ્ય પ્રસાદી મળતી.

સાંજના મોટરગાડીમાં બેસી વડોદરા આવી, ગેવાગેટ આગળની ધર્મશાળામાં મુકામ કર્યો. બીજે દિવસે સવારે ગેવાગેટ સ્ટેશનથી છોટાઉદેપુર જતી ટ્રેનમાં બેસી ચાણોદ જવા માટે ઉપડયા. અમારે ડભોઇ સ્ટેશને ટ્રેન બદલવાની હોવાથી ટ્રેનમાંથી ઉતરી મીઆગામથી ચાણોદ જતી ટ્રેનમાં બેસા. ચાલતી ગાડીએ ડભોઈના પુરાણા કિલ્લાનું નિરીક્ષણ કર્યું. શહેરની ચારે બાજુ પુરાણો કિલ્લો છે. કિલ્લો ઘણો મજબુત, અને પત્થરનો બનેલો છે. હાલ તે ખંડિએર સ્થિતિમાં માલમ પડે છે. દંતકથા પ્રમાણે આ કિલ્લો વાઘેલા મહારાજા વિશળદેવે બંધાવેલો કહેવાય છે. ઇતિહાસ વાંચતાં સિદ્ધરાજ જયસિંહનું નામ આવે છે. બેમાં સત્ય કયું તે ઇતિહાસકારો જાણે, પણ એટલું તો નક્કીજ છે, કે આ કિલ્લો મધ્યયુગના રાજપુત સમયમાં બંધાયો હશે. ડભોઇનો કિલ્લો બંધાવતી વખતે તેના ઉમદા પત્થરો હીરા નામના કડીઆએ તેના નામની દાસીની સલાહથી ડભોઇથી આઠ માઇલ દૂર એક તળાવ બાંધવામાં વાપર્યા. રાજાને આ વાતની જાણ થતાં કડીઆને ડભોઈના કિલ્લામાં જીવતો ચણાવ્યો. અત્યારે પણ તે સ્થળ હીરા ભાગોળ નામે પ્રસિદ્ધ છે. પ્રેમ પાસમાં બંધાએલાં માણસો પોતાના પ્રેમીની ભાવના સફળ કરવા માટે પોતાના પ્રાણનું બલિદાન આપવા અચકાતાં નથી, તેનો આ જ્વલંત દાખલો છે. ડભોઈ સ્ટેશનથી ત્રણ ચાર સ્ટેશન વટાવ્યા પછી તેન તલાવ નામનું સ્ટેશન આવે છે. ડભોઈના ઐતિહાસિક સ્થળ સાથે સંબંધ ધરાવતું તેના દાસીની યાદ આપતું આ ઐતિહાસિક સ્થળ છે. સ્ટેશનની બાજુ પર તળાવ આવેલું છે. તેના દાસીની યાદગીરીનું આ તળાવ તેન તળાવ નામથી ઓળખાય છે, અને ગામ પણ તેજ નામથી ઓળખાય છે. ભૂમિતિશાસ્ત્રના નિયમાનુસાર ઉમદા પત્થરોનું બાંધેલું આ તળાવ અદ્યાપિ પર્યંત જેને તે સ્થિતિમાં વિદ્યમાન છે. હીરા કડીઆને અને તેના દાસીની પોતાનું નામ અમર કરવાની ઉત્કૃષ્ટ બુદ્ધિને ધન્યવાદ આપતા, અમો તેમના સાહસોની વાત કરતા હતા તેવામાં ટ્રેન ઉપડી, અને અમો ચાણોદ સ્ટેશને આવી પહોંચ્યા. સરસામાન ગામમાં લઈ જઈ ધર્મશાળામાં મુકામ કર્યો.

અપૂર્ણ

# શારીરિક કેળવણી

## વ્યાયામનો ઇતિહાસ:

( ગતાંક પૃષ્ઠ ૧૭ થી ચાલુ )

પ્રાચીન ગ્રંથો વાંચતાં જણાય છે કે પહેલાં દુનિયાના લોકો શરીરને ચપળ, મજબુત અને સુંદર બનાવવા કસરત કરતા. યાહુદી, ગ્રીક, ઇરાની, મિસરી વગેરે કસરતો અને રમતો રમતા. આજથી ૪૦૦૦ વર્ષો પર મિસરીઓ કેવા સાધનો-અખાડા રાખતા તેના ચિત્રો હાલમાં મળી આવે છે. સ્પાર્ટન લોકો પણ શરીરને કસરત આપતા.

આરોગ્યના અનન્ય ઉપાસક અને લેખક શ્રીમાન હરરાય દેસાઈ જણાવે છે કે ગ્રીક લોકોના અખાડામા શિક્ષકો ઉપરાંત તત્વવેત્તાઓ, કવિઓ અને કલાકારો પણ આવતા અને ઉછરતી પ્રજાને તાલીમ આપતા. મેળાવડાઓમાં ઉત્તમ કામ કરનારને ઇનામ આપતા.

આપણા દેશમાં પણ પાંડવો, કૌરવો વ્યાયામ માટે ભેગા મળેલા એવી વાત છે. છેવટે ઉત્તેજન વિના સામાન્ય લોકમાંથી એ મોહ જતો રહ્યો તેથી મલ્લ લોકોની કુસ્તી દાખલ થઈ. આજે પણ ગામા જેવા જગપ્રસિદ્ધ મલ્લો હિંદુસ્તાનમાં છે. તેઓએ જગતના ઘણાખરા મલ્લોના અભિમાન ઉતાર્યાં છે.

ઉછરતી પ્રજાને વ્યવસ્થિત તાલીમ આપવાનું સ્થળ શાળા છે, એજ આશ્રમ છે, એજ પ્રગતિનું કેન્દ્ર છે અથવા એજ સર્વસ્વ છે. કેટલાંક ગામડાંમાં નિશાળજ બાળકને જાહેર સ્થાન છે. બાળકને કેળવનાર શિક્ષક છે. માટે શિક્ષકને વ્યાયામની યોગ્ય તાલીમ મળવી જોઈએ. શિક્ષક અને શિક્ષિકાએ એ બાબતમાં ધગસ રાખવી જોઇએ.

આપણો દેશ કંગાળ છે. જાહેરજનતા ગામડામાં ઘણે ભાગે અભણ છે. માટે વગર ખર્ચની ઓછાં સાધનની કસરતોજ પાલવે અને તેથીજ કસરત વ્યાપક બને તેમ છે. ગામડાંની કેટલીક શાળામાં કમ્પાઉન્ડ કે મેદાન હોતું નથી. કેટલીક શાળાઓમાં તે નાનાં હોય છે. માટે ઓછી જગ્યામાં રમાય તેવી રમતો યોજવી જોઈએ. "બાળકને માટે રમતના મેદાન નિશાળના મકાન કરતાં વધારે ઉપયોગી છે." એ બાબત તમને ખરી લાગશે. જ્યારે નેપોલિયન બોનાપાર્ટ વૉટર્લુમાં હારી ગયો, ત્યારે તેણે કહ્યું કે ઇંગ્લાંડનો આ વિજય ઇટન અને હેરોના રમતગમતનાં મેદાનનેજ આભારી છે." ઉપરનું વાક્ય ખૂબ સમજવા જેવું છે. ધુકર ટી વૉશિંગ્ટન

એમ કહેતો કે મારૂં બાળપણ એળે ગયું છે. તે નાનપણમાં રમત રમ્યો ન હતો. જ્યારથી તે સમજતો થયો ત્યારથી તે નિયમિત રમત રમવા લાગ્યો. રમત જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. કડીઆકામ ચાલતું હોય ત્યારે, સંચાકામ, ખેતીનું કામ, વગેરેમાં શરીરના અવયવોને કસરત મળે, પણ તેથી રમત જેટલો આનંદ કે લાભ થતો નથી. રમતથી આરોગ્યનેજ કંઈ લાભ થતો નથી. મુખ્ય લાભ નીતિ અને સમાજપ્રિયતા, સમૂહભાવ અને સંઘપ્રેમ, સહકાર અને ઉત્તેજન વગેરે ગુણો અચ્છી રીતે કેળવાય છે. ઇંગ્લાંડનો વડો પ્રધાન મહાન રાજનીતિનિપુણ ગ્લેડસ્ટન પણ નિયમિત રમત તથા કસરત (લાકડાં ફાડવાની) કરતો.

ચાલુ જમાનામાં મોઢેનું જમાખર્ચ તેમજ કાગળ પરનું જમાખર્ચ ઘણું થાય છે; બાકી વ્યવહારમાં નહિ જેવો અમલ થાય છે. તેનું કારણ કાર્યક્રમ છે. એવો કાર્યક્રમ મૂકો કે તે વ્યાવહારિક હોય તોજ તે યોજના અમલમાં મુકાશે. માટે ગામડાંને અનુરૂપ થાય તેવી કસરતો અને રમતો એ વિષયના જાણકારો બહાર પાડે એવી આશા રાખવામાં આવે છે.

ખેડૂતનાં, મજુરનાં કે ગામડાંનાં બાળકની શહેરનાં બાળક મશ્કરી કરે છે, કારણ કે તેમની જાત ખડતલ છે. માથા પર મણનો ભાર ઉપાડે છે, અને ખરે બપોરે ભૂખ છતાં આનંદથી ચાલે છે. પણ શહેરના બાળકને કહે કે તમે એક કલાકજ બહાર તાપમાં કે વરસાદમાં ફરી આવો. પછી શું થાય છે? તરત તે બાળકને માટે ડૉક્ટર, વૈદને બોલાવવા જશે અને તેને દવા કે ઇંજેક્શન આપશે. આપણું શરીર એવું મવાલી હોવું જોઇએ કે જરા જરા મહેનતમાં થાકી જાય, તાપ લાગી જાય, ચક્કર આવે, માથું દુઃખે? એ બધું કસરતના અભાવે થાય છે. કસરતથી શરીર ખડતલ અને મજબુત બને છે. અપૂર્ણ

## ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ:

(ગતાંક પૃષ્ઠ ૨૯ થી ચાલુ)

સુધારનારી કસરતો સૂચવવામાં આવી નથી. સુધારનારી અને ઇલાજની કસરતો યોગ્ય તાલીમ અને લાયકાત ધરાવનારા માણસોએજ કરાવવી જોઈએ. બીજા કોઈથી તેનો સલામત રીતે ઉપયોગ થઈ શકે નહિ.

## સીધી સ્થિતિ.—

સારી સ્થિતિનો શો અર્થ અને તે કેવી રીતે રાખવી? માણસના (પ્રાણીસૃષ્ટિમાંની એકજ વ્યક્તિ છે કે જેણે તે પ્રાપ્ત કરી છે.) ઇતિહાસમાં સંપૂર્ણ સીધી સ્થિતિ એ મુકાબલે હમણાંની ખીલવણી છે અને તે સહેલાઈથી પ્રાપ્ત થઈ નથી.

નાનાં બાળકો લગભગ ત્રણ વર્ષનાં થાય ત્યાંસુધી તે પ્રાપ્ત કરતાં નથી, અને હાથ માથા ઉપર ઉંચા કરતી વખતે કે ઝુલાવતી વખતે સમતોલપણું રાખતાં શીખવામાં હજી તે વધારે વખત લે છે. જ્યારે સ્થિતિ ખરી રાખી શકાય છે ત્યારે પણ શરીરરચના એવી છે કે તે રાખવામાં સામસામા સ્નાયુવિશેષોની સતત ક્રિયાની જરૂર પડે છે. ઉભા રહેવામાં અને બેસવામાં સીધી સ્થિતિ રાખવામા સંબંધવાળા સ્નાયુઓની સતત ક્રિયાનું પરિણામ દર્શાવવાને "સ્થિતિનું બળ" એ શબ્દ વપરાય છે. જો આ સ્નાયુઓ નબળા પડે કે ઢીલા પડે અથવા તેમની ક્રિયા અનિયમિત અને સમતોલપણા વગરની થાય તો યોગ્ય સ્થિતિનો લોપ થાય છે. સાધારણ વલણ સાંધો વધારવાને બદલે સંકોચવાનું છે અને નિશ્ચિત પ્રયત્નથી આ પ્રેરણાના વલણ ઉપર છત મેળવાય છે અને સીધી સ્થિતિ સધાય છે. આ સંકોચના વલણની સામે થવામાં (સિવાય કે જ્યારે આરામની સ્થિતિ ઈરાદાપૂર્વક રાખી હોય) સ્નાયુઓને તાલીમ આપવી જોઈએ અને કસરતદ્વારા તેમને લાયક રાખવા જોઈએ. નબળા સ્નાયુઓ અને અસ્થિબંધનોને લીધે ખરાબ સ્થિતિ થાય છે અને તે સંબંધવાળા સ્નાયુઓને વધારાનો શ્રમ આપે છે. ધડ, કમર અને પગ ઉપર સમતોલ રહે છે. તેની હાડકાંની ધરી કરોડ વળી શકે તેવો થાભલો છે અને કોઈ પણ દિશા તરફ ખસેડી શકાય છે.

કરોડ કે જે એક ઉપર બીજાં મૂકેલાં કેટલાંક નાનાં હાડકાંની બનેલી છે તે સ્થિર કે સીધી નથી અને તેમાં આગળથી પાછળ બેવડો વળાંક છે. કરોડ અને છાતી એ ઉપરના અવયવો (ખભાનો બંધ અને હાથ)ના આધાર છે. ટોક કરોડ ઉપર સમતોલ છે. અવયવો કે શરીરની કોઈપણ ગતિની અસર બંધારણના સમતોલપણા ઉપર થાય છે અને બીજા સાંધાઓમાં પૂરક ગતિ ઉત્પન્ન થવી જોઈએ.

## સીધી સ્થિતિ કેવી રીતે કાયમ રહે છે ?

સીધી સ્થિતિ કાયમ રાખવામાં કામ માગતા સ્નાયુઓના મુખ્ય જુથ નીચે મુજબ છેઃ—

(ક) ઘુંટી અને પગના સ્નાયુઓ

આ સ્નાયુઓ પગની કમાન અને ઘુંટણના સાંધાની વળવાની શક્તિ-શીલચાલ ટકાવે છે.

(ખ) ઢીંચણ સીધા કરનારા અથવા લાંબા કરનારા

(ગ) થાપાના લાંબા કરનારા (કુલાના મોટા સ્નાયુઓ)

(ઘ) કરોડનાં છૂટાં હાડકાંની પાસે આવેલા અને સંબંધમાં રહેલા સ્નાયુઓ

કરોડનાં જુદાં જુદાં હાડકાંને હંમેશાં સ્નાયુઓની નાના ફેરફારોને અનુકૂળ થવાની ક્રિયાઓના સંબંધના મુખ્ય સ્નાયુઓ છે.

(ચ) પેટના સ્નાયુઓ ( પેટની દિવાલ બનાવનારા )

આ સ્નાયુઓની ફરી વાત કરવામાં આવશે.

આ સ્નાયુઓ થાપાના સ્નાયુઓની સાથે કરોડની સ્થિરતા અને કમરના સંબંધી તેની ખરી સ્થિતિ જાળવી રાખે છે. બીજા શબ્દોમાં, કરોડની નીચેના ભાગને સ્થિર રાખી અને આધાર આપી તે સારી સ્થિતિની ચાવી ધારણ કરે છે.

(છ) ગળાના સ્નાયુઓ જે ડોકાની ખરી સ્થિતિ રાખે છે.

ખભાના સ્નાયુઓ, ખભાના બંધ અને હાથના વજનને બહાર પડતાં અટકાવે છે. તેઓ સીધી સ્થિતિ રાખવામાં ચાવીરૂપ નથી.

### સારી સ્થિતિ.—

સ્નાયુઓ અને બંધનો જે હાડકાં અને સાંધાને યોગ્ય સ્થળે રાખે છે તેઓ ઓછામાં ઓછા શ્રમથી સ્થાનમાં રહે એ સારી સ્થિતિ. તેથી કરીને તેનાથી ઓછામાં ઓછો થાક અને શ્રમ પડે છે, અને જેટલા પ્રમાણમાં સ્થિતિ સંપૂર્ણ તેટલા પ્રમાણમાં ઓછો શ્રમ. ખરાબ સ્થિતિ સ્નાયુઓ અને સાંધાઓને વધારાનો શ્રમ આપે છે.

ધડની હાડકાંની બખોલોમાં અંદરના અવયવો રહેલા છે. જોડનારા બંધનો અને ચરબીથી તે પેક થયા છે અને પેટના સ્નાયુઓની દિવાલોથી તેમને ટેકો મળ્યો છે. જો કરોડનો સામાન્ય વાંક બદલાય અથવા સ્નાયુની દિવાલો નબળી હોય તો પેટની દિવાલ ઢીલી પડે છે અને અવયવોને ઓછો ટેકો મળે છે અને તેમનું સ્થાન બદલાય છે કે દબાય છે. સ્થિતિનો કાંઈ

ફેરફાર કે સામાન્ય ટેકામાં ફેરફાર અવયવના યોગ્ય શારીરિક કર્તવ્યમાં અવરોધ કરે છે.

ઉપર કહ્યું તે પ્રમાણેની સારી સ્થિતિની જરૂરિઆત પુરી પાડે તેવી ઉભા રહેવાની સ્થિતિનું નીચે વર્ણન છેઃ

૧ વ્યવહારૂ રીતે પગ સીધા આગળ હોય તેવી રીતે બન્ને પગ ઉપર સરખી રીતે શરીર ટેકવવું જોઈએ. જ્યારે ગતિ હોય ત્યારે અને પગ છૂટા હોય અને ઉભા રહેવામાં આવે ત્યારે સીધા પગ રાખવાની અગત્ય ઉપર અભ્યાસક્રમમાં ભાર મૂકવામાં આવ્યો છે.

૨ ઢીંચણ સીધા હોવા જોઈએ, પણ જરૂર કરતાં વધારે પાછા બળથી નાખવા નહિ.

૩ કમરનો વળાંક કમર અને પેટના સ્નાયુઓથી નિયમિત થવો જોઈએ એ સૌથી અગત્યનું છે. કોઈપણ દિશામાં ઓછા કે વત્તા પ્રમાણમાં વધારો થવાથી ખોટી સ્થિતિ ઉભી થાય છે દાખલા તરીકે, (અ) થાપા પાછા ફેંકવામાં આવ્યા હોય અને નિતંબનું હાડકું વાંકું વાળ્યું હોય કે જેથી કમર પાસેના પ્રદેશનો કરોડરજ્જુનો આગળનો વળાંક સાધારણ કરતાં વધ્યો હોય, પેટ આગળ પડતું હોય અને પીઠ નકામી પોલી થઈ હોય, આની સાથે કેટલીક વખત છાતી વધારે પડતી [illegible] સારી સ્થિતિ સધાય છે. આ પાછા પડયા હોય, આ સ્થિતિ [illegible] (સિવાય કે જ્યારે આરામની સ્થિતિ થાય છે. (બ) ઉંધી [illegible]) સ્નાયુઓને તાલીમ આપવી જોઈએ અને કસરત-શરીર એક લાબો [illegible] રાખવા જોઈએ. નબળા સ્નાયુઓ અને અસ્થિબંધનોને હોય, છાતી [illegible] સ્થિતિ થાય છે અને તે સંબંધવાળા સ્નાયુઓને વધારાનો થાકેલી [illegible] આપે છે. ધડ, કમર અને પગ ઉપર સમતોલ રહે છે. તેની હાડકાની ધરી કરોડ વળી શકે તેવો થાભલો છે અને કોઈ પણ દિશા તરફ ખસેડી શકાય છે.

કરોડ કે જે એક ઉપર બીજાં મૂકેલાં કેટલાંક નાનાં હાડકાંની બનેલી છે તે સ્થિર કે સીધી નથી અને તેમાં આગળથી પાછળ બેવડો વળાંક છે. કરોડ અને છાતી એ ઉપરના અવયવો (ખભાનો બંધ અને હાથ)ના આધાર છે. ડોક કરોડ ઉપર સમતોલ છે. અવયવો કે શરીરની કોઈપણ ગતિની અસર બંધારણના સમતોલપણા ઉપર થાય છે અને બીજા સાંધાઓમાં પૂરક ગતિ ઉત્પન્ન થવી જોઈએ.

પામતા બાળકના વળાંકો સીધા કરવાનું વલણ કરે છે તેનાથી દૂર રહેવું જોઈએ. નિશાળોમાં આ સ્થિતિ સામાન્ય નથી.

૫ ખભા એવી રીતે પડવા દેવા કે હાથ ઢીલા રહે. ખભાના સાંધામાં સ્થિરતા ન જોઈએ. જો છાતી સારી રીતે રાખી હોય અને ખભાના સાંધા ઢીલા ન હોય તો હાથ પગની બાજુએ, હથેળી તેમના સામે હોય તેવી રીતે રહેશે. ખભા આગળ પડેલા અને હાથ પગની આગળ નમેલા સામાન્ય રીતે નજરે પડે છે. શરીરને ખરાબ સ્થિતિમાં રાખવાનું આ પરિણામ છે. કરોડ સીધી રાખો એટલે ખભાનો બંધ અને હાથ સહેલાઈથી ખરી સ્થિતિ રાખશે.

૬ ગળાના પ્રદેશમાંનો કરોડનો આગળનો થોડો વળાંક આંખો આગળ સીધી જુએ એવી ઉન્નત સ્થિતિમાં માથાને લાવે છે. જો ડોકું આગળ વળે છે તો ગમે તો આંખો નીચી બાજુએ જુએ તેવી રીતે માથું લટકે છે અથવા ડોકું ઉંચું રાખવાના પુરવણીના પ્રયત્ન તરીકે દાઢી આગળ ધકેલાય છે. તે વખતે "માથું ઉંચે" તે ખરી રીતે સુધારનારી કસરત નથી. "ઉંચા ખેંચો" અથવા 'માથાનો પાછલો ભાગ ઉપર ધકેલો' અથવા 'તમારી ગરદન લાંબી કરો' એ સાધારણ રીતે વધારે સુધારનારો પ્રયત્ન છે.

**વળવાનો ગુણ, અંકુશ, કડકાઈ.—**

શરીરના વળવાનો ગુણ અને સ્નાયુની ક્રિયાથી સ્થિતિ ઉપર દાબ રાખવાની શક્તિ ઉપર સારી સ્થિતિનો આધાર છે. જો શરીર અક્કડ હોય એટલે કે જો કેટલાક સાંધા સંપુર્ણ હાલીચાલી શકે નહિ તો ગતિ અપૂર્ણ અને ખોડવાળી થશે એટલુંજ નહિ, પણ સારી સ્થિતિ પ્રાપ્ત કરી શકાશે નહિ. સ્નાયુઓની ખામીવાળી ટેવને લીધે સ્નાયુઓને ઢીલા રાખવાની અશક્તિ-ને લીધે ઉત્પન્ન થતું બીજી જાતનું અક્કડપણું છે. ખરાબ રીતે કેળવાએલાં બાળકોમાં અથવા બીનવપરાસને લીધે અક્કડ કે સ્થિર સ્નાયુ પ્રાપ્ત કર્યા હોય તેવાં બાળકોમાં આ ઘણી વાર હોય છે. સખત (હેમરટ્રીંગ) જેવા સ્નાયુ આ અક્કડતાનો દાખલો પુરો પાડે છે અને નાનાં બાળકોમાં પણ તે દેખાય છે. તેનામાં શક્તિ હોય તેટલા પ્રમાણમાં સંપૂર્ણ સાંધાનો ઉપયોગ થઈ શકે તેવી કસરત આપવાથી વળવાનો ગુણ આવે છે.

સ્નાયુના અંકુશ વગરનું અસંત ઢીલાપણું બીજી ખામી છે. જે બાળ-કનાં શરીર ઓછાં વળી શકે એવાં હોય તેના કરતાં જે બાળકનાં ઘણાં વધારે વળી શકે તેવાં હોય તેના બંધારણ અને સ્થિતિમાં વધારે અસર થવાનો

સંભવ છે. શારીરિક તાલીમ આપનારા શિક્ષકે જરૂર પ્રમાણે વળવાની શક્તિ અને કોઈ સ્થિતિ ખરી કાયમ રાખવાની શક્તિ એ બન્ને મેળવવા પ્રયાસ કરવો જોઇએ. સારી અને ખરાબ સ્થિતિની ટેવો વૃદ્ધિના આખા સમયમાં બંધાય છે. તે ઉપરથી સાબીત થાય છે કે બાળકો ખરી સ્થિતિની ટેવ પાડે એ અગત્યનું છે અને કોઠામાં આપેલી કસરતો ખોટી રીતે કરાવવામાં આવે તો તેનું પરિણામ એ થાય કે ભૂલો નક્કી ખરાબ સ્થિતિને ઉત્તેજન આપે અને તાલીમનો આખો હેતુ નિષ્ફળ કરે.

અક્કડપણું તેમજ ખરાબ સ્થિતિના સામી ચેતવણી આપવી જરૂરી છે. આગળના એક પરિચ્છેદમાં 'સરળતા' બીજા શબ્દોમાં શ્રમનો અભાવ સારી સ્થિતિના લક્ષણ તરીકે વર્ણવામાં આવ્યો છે. આનો અર્થ એવો નથી થતો કે ખરાબ સ્થિતિ સુધારી સારી કરવામાં પ્રયત્ન કરવો પડતો નથી–પણ કૃત્રિમ અક્કડતા દૂર કરવી જોઈએ. સ્થિતિ લેતી વખતે અથવા જ્યારે ફક્ત સારી રીતે ઉભા રહેવા પ્રયત્ન કરે છે ત્યારે ઘણાં બાળકો આખું શરીર અક્કડ કરે છે. આ વધારે પ્રયત્ન તેજ ખરાબ સ્થિતિ છે. તે શક્તિનો વ્યય છે અને બાળકને માટે ખરાબ તાલીમ છે. પ્રયત્નની કરકસર (દરરોજના જીવનની નિપુણતા માટે આવી કીમતી ટેવ) જે સ્નાયુઓની ક્રિયા થતી હોય તેમનોજ ફક્ત ઉપયોગ કરવાની ટેવ પાડવાથી પ્રાપ્ત કરી શકાય. શારીરિક કેળવણીનો અંતિમ હેતુ આ સરળતા અને દાબ જે તાલીમ અને ટેવથી આવે છે અને જે મળીને શરીરની સ્થિતિ અને ગતિને સૌંદર્ય અને સુમેળ આપે છે તે પ્રાપ્ત કરવાનો છે.

**કમર અને પેટના સ્નાયુઓ.—**

સ્થિતિના સંબંધમા આ સ્નાયુઓની અગત્યના સંબંધમાં ભાર મૂકવામાં આવ્યો છે. કમનસીબે સામાન્ય જીવનમાં તેમને ઘણી કસરત મળતી નથી; કદાચ છોકરીને છોકરા કરતાં ઓછી મળે છે. સામાન્ય રીતે કહીએ તો પેટના સ્નાયુઓને પગ ઉંચા કરવાથી અથવા પેટ પગ તરફ નમાવવાથી અસરકારક કસરત મળે છે.

આ જાતની કસરતો સુવાની સ્થિતિમાં અથવા સાધનની મદદથી સારી રીતે કરી શકાય, પણ પ્રાથમિક શાળામાં એમાંથી એકે સંજોગ સહેલાઈથી બને તેવો નથી. તેથી બીજી કસરતો જરૂરની છે. દરેક કોઠામ પેટ ઉપર અસર કરનારી કસરતો છે. તે ઉભા રહીને સંપૂર્ણ સહેલાઈથી

કરાવી શકાય અને ગમે તે સ્વરૂપમાં તે દરેક પાઠમાં દાખલ કરવી જોઈએ. શરીરની દેખીતી ગતિ સિવાય પેટના સ્નાયુને ઐચ્છિક વારાફરતી સંકોચવો અને છુટો કરવો એ ઘણું ફાયદાકારક છે. આ ક્રિયા ઉભા રહીને, થોડે અંશે બેસીને અને સુઈને કરી શકાય છે. આનું પરિણામ પેટની દિવાલને સપાટ અને મજબુત કરવી એ છે. આ સંકોચનો નાનાં બાળકને ખ્યાલ આપવો અઘરો પડે પણ 'અહીં કઠણ કરો', 'તમારી જાતને સપાટ બનાવો', અથવા 'પાતળા' એવા શબ્દો વાપરવાથી મદદ મળશે. જો સુવાનું સંભવિત હોય તો બાળકોને નક્કી ખ્યાલ આપી શકાય; જેવો કે 'કમર પાસેનો બરડો જમીનને અડાડો.' સાધારણ રીતે આગળના વળાંકને લીધે બરડા અને જમીન વચ્ચે ખાલી જગ્યા રહેશે. જો દિવાલ પાસેજ અને બની શકે તો ખુણામાં (વધારે સારી બાબત) ધડ આગળ અને નીચા વાળવાની ક્રિયા થાય તો તેજ પ્રયત્ન કરી શકાય; એટલે કે કરોડની આખી લંબાઈ ભીંતને અડાડી શકાય. ઠેઠ માથા સુધી કરેલા આ સ્નાયુ-ઓના પ્રયત્ન સામાન્ય સુધારાની સારી કસરત છે. ભીંત ઉપર બરડો દબાવવાથી પેટના સ્નાયુ અને જાંગના સ્નાયુઓના ખરા સંબંધની લાગણી શિખાય છે, અને પેટના સ્નાયુઓ સંકોચીને ફૂલી પાછા ધકેલવાની સામાન્ય ભૂલ સુધરે છે. આ કસરતનો ઉપયોગ દરેક પ્રસંગે વ્યવહારૂ ન હોય તો-પણ તેનો પુરતો દૃઢ હેતુ શિક્ષકો અને વિદ્યાર્થીઓને સમજાશે અને ફુરસદને વખતે તે કસરત થશે. કોઠાઓમાં ધડ સીધું કરવાની કસરત ઘણી-વાર આવે છે તેનો એજ વિચાર છે. પણ ટેકાને અભાવે ખરી ક્રિયા વધારે અઘરી બને છે. પેટનો સંકોચ આખા શરીરને સીધું કરવાની સાથે કરવો જોઇએ, નહિતો કુલા બહાર નીકળવાનું વલણ કરે છે અને નુકસાન-કારક સ્થિતિ ઉત્પન્ન થાય છે.

### શારીરિક કેળવણી માટે જરૂરી સામાન્ય સંજોગો.—

વ્યવહારૂ અભ્યાસક્રમ અને યોગ્ય શિક્ષક એ ઉપયોગી તાલીમ માટે પહેલી જરૂરિઆત છે. અભ્યાસક્રમના ફતેહમંદ પરિણામની શ્રેષ્ઠ તક આપે તેવા શિક્ષણના સંજોગો આમાં ઉમેરવા જોઈએ.

### રોજના પાઠ.—

રોજના પાઠ તે સૌથી અગત્યનો સંજોગ છે. શારીરિક કેળવણી એ બધી શાળાઓમાં અભ્યાસક્રમનો સારી રીતે અને પુરી રીતે સ્થાપિત થએલો ભાગ છે. જો દરરોજ સમય આપવામાં ન આવે તો

સ્થિતિ, રમતો, નાચવું, તરવું વગેરે પર યોગ્ય ધ્યાન આપીને ચાલુ નિયમિત કસરતો પુરતી પદ્ધતિસર કે જેથી બાળકની શારીરિક ખીલવણી ઉપર ચાલુ અસર થાય અને નિપુણતામાં ક્રમિક પ્રગતિ થાય તેવી રીતે શીખવવી સંભવિત નથી. અઠવાડીઆમાં વીસ મિનિટના પાંચ પિરીઅડ તે ધોરણ પ્રમાણે ઓછામાં ઓછો સમય છે. આમાંના ત્રણ નિયમિત પાઠ અને બીજા રમત અને તરવા જેવા વિશિષ્ટ કામ માટે રાખી શકાય. બાળવર્ગ માટે દરરોજ સવારે અને બપોરે નાના પિરિઅડની કસરત ભલામણ કરવામાં આવે છે. દરરોજના ઓછામાં ઓછા પાઠ ઉપરાંત શારીરિક કસરત માટે જુનિઅર શાળાઓનાં નાના બાળકોને જો વધારાના પિરીઅડ આપવામાં આવશે તો તેમને ઘણો લાભ થશે. બપોરનો રમતનો પિરિઅડ સાધારણ રીતે ૩૦ મિનિટનો હોવો જોઈએ. જુદી જુદી શાળાઓમાં વિગતવાર ગોઠવણ જુદી રહેશે. પણ કસરતના રોજના પિરિઅડના મુખ્ય સિદ્ધાન્તમાં આડું આવે એવું કંઈ થવા દેવું નહિ.

## ખુલ્લી હવામાં શિક્ષણ

બીજો અગત્યનો મુદ્દો એ છે કે જ્યારે બની શકે ત્યારે શિક્ષણ ખુલ્લામાં આપવું. આખા પુસ્તકમાં આના ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. અહીંઆં શારીરિક કેળવણી અને વ્યવહારૂ આરોગ્યનો સંબંધ અને દરરોજના જીવનમાં આરોગ્યકારી ટેવો ઘડવામાં તેની કિંમતનો સંબંધ દર્શાવવો બસ થશે. નિશાળના ઓરડામાંથી ખુલ્લી હવામાં જવાનો ફેરફાર શારીરિક પ્રોત્સાહન આપવાના અને સ્નાયુઓના પ્રયત્નને માટે જરૂરી વધારાનો પ્રાણવાયુ શરીરને પુગે પાડવાના સાધન તરીકે છે એટલુંજ નહિ, પણ તે બાળકોને ખુલ્લી હવામાં ક્રિયાઓ કરવાની ટેવ પાડે છે અને મકાનની બહાર આનંદ શોધવાની ટેવનો પાયો નાખે છે. તે ખરી વાત છે કે આપણા જેવી હવામાં દરેક પાઠ રમતના મેદાનમાં શિખવાય તે ભાગ્યેજ સંભવિત બને અને આ બાબત દરરોજ શારીરિક તાલીમ માટે એક પિરિઅડ આપવાના વધારાના કારણરૂપ છે, કારણ કે તેથી અઠવાડીએ ત્રણ પાઠ મકાનની બહાર આપવાનો પ્રસંગ મળે છે.

**સગવડ.—**

બધી પ્રાથમિક શાળાઓમાં અને ખાસ કરીને જુનિઅર ખાતાંવાળી પ્રાથમિક શાળાઓમાં કસરતશાળા પુરી પાડવી સંભવિત નથી, જો કે ખરાબ ઋતુ માટે શારીરિક તાલીમનો ઓરડો જુદો રાખવામાં આવે તો

શિક્ષણનું અસરકારકપણું ઘણું વધે. આ અભ્યાસક્રમમાંની વધારે વિવિધતા વાળી કસરતો ખાસ કરીને પેટની કસરતો સગવડવાળા રમતના મેદાનમાં કે નિશાળના ઓરડામાં જે શિક્ષકને કરાવવી પડશે તેનામાં સંજોગોને અનુકૂળ થવાની શક્તિની વધારે જરૂર પડશે, પણ કોઠા ઘડતી વખતે મકાનની અંદરની સ્થિતિને અનુકૂળ થવાની દૃષ્ટિ ધ્યાનમાં રાખવામાં આવી છે, અને ખરાબ સગવડને કોઠા અથવા કસરતનાં જુથ છોડી દેવા માટે કારણરૂપ ગણવી નહિ. જો પાઠ વર્ગના ઓરડામાં લેવામાં આવે તો તાજી ખુલ્લી હવાનો સારો જથો મળે તે માટે હવા આવવાની સગવડ પુરતો ઉપયોગ કરવો.

કપડાં.—

છોકરા અને છોકરીઓને કસરતના પાઠો માટે યોગ્ય કપડાં અને ખાસ કરીને યોગ્ય જોડા પુરા પાડવામાં આવે એ ઇચ્છવા યોગ્ય છે. પ્રાથમિક શાળાનાં બાળકો કસરતના પાઠ માટે ખાસ પોશાક મેળવવાની ફરજ પાડવી વ્યવહારૂ નથી, જો કે કેટલીક શાળાઓમાં આવી વ્યવસ્થા થઈ છે. બાળકોની સ્વતંત્ર હીલચાલને કોઇ પણ રીતે બાધક ન થાય તેવાં સામાન્ય કપડાં પહેરી આવવા માટે જો શિક્ષક તેમને પ્રોત્સાહિત કરશે તો તે ઘણું મહત્ત્વનું થઇ પડશે. બાળકોને વધારાનાં કપડાં મંગાવવાં પડે એ પ્રશ્ન નથી પણ તેમનાં કેટલાંક બહારનાં કપડાં ઓછાં કરવાનું સમજાવવાનો પ્રશ્ન છે. સદ્ભાગ્યે રોજના જીવનમાં થોડાં અને હલકાં કપડાં હવે પહેરવામાં આવે છે, અને તેથી બાળકોને શર્ટ, ટયુનિક, કોટ, કોલર, વાસ્કોટ કાઢી નાખવાનું અને નીકર કે પહેરણુ પહેરવાનું કહેવું સહેલું થયું છે. આવો પોશાક બાળકો માટે ઘણો સગવડવાળો છે અને જોસદાર કસરત પછી શરદી થવાનું જોખમ ઓછું કરે છે, કારણ કે શરીરને ઘણી ઝડપથી ઠંડું પડતું અટકાવવાને સાદાં કપડાં ફરી પહેરી શકાય. વળી શરીર અને અંગ ઘાઘરા અને ભારે કપડાંથી ઢંકાએલાં હોય તેના કરતાં વધારે સરળતાથી શિક્ષકને તેમના સ્થાન, સ્થિતિ સંબંધી નિર્ણય કરવાને, ખામી જોવાને અને સુધારવાને શક્તિમાન કરે છે.

# તંદુરસ્તી અને પોશાક

વસ્ત્રઃ—વસ્ત્રના મુખ્ય ઉપયોગો શરીરને ગરમ રાખવાના અને તેને જોઈતું રક્ષણ આપવામાં મદદ કરવાના છે. વળી રૂઢિ પ્રયોગ પણ શરીર-ઢાંકણ માગે છે.

આપણાં કપડાંમાંનાં કેટલાંકને ગરમ અને કેટલાંકને ઠંડાં ગણવાથી આપણે જુદી જુદી ઋતુઓ માટે જુદાં જુદાં કપડાંની પસંદગી કરીએ છીએ. વસ્તુની ગરમી કે ઠંડી તેની મંદવાહકતા કે વાહકતા પર અવલંબે છે. મંદવાહક વસ્તુઓ તેમનામાં થઈને ગરમીને જલદીથી પસાર થવા દેતી નથી અને શરીરની ગરમી નીકળી જવા દેતી નથી. તે પહેરનારના શરીરની ગરમી ટકાવી રાખે છે અને તે વસ્તુઓ શિઆળાના પોશાક માટે અનુકૂળ છે. વાહક વસ્તુઓ તેમનામાં થઈ ગરમીને જલદી પસાર થઈ જવા દે છે. તે શરીરની ગરમી તેમના પોતાનામાં રાખે છે. આ પ્રમાણે શરીરની ગરમી ઓછી થાય છે. તેથી જે વસ્તુઓ ગરમીની વાહક હોય તે ઉનાળાના પોશાક માટે અનુકૂળ છે.

હવા પોતે મંદવાહક છે, તેથી તંતુઓ વચ્ચે થોડી હવા આવવા-જવાની જગ્યાઓવાળા આછાં વણેલાં કપડાં કરતાં ઘટ્ટ વણેલાં કપડાં વધારે ગરમ હોય છે. આ કારણને લીધેજ જે કપડાં ધોવાથી સંકોચાઈ સખત અને મજબુત થઈ જાય છે, તેમની ગરમી જતી રહેલી જણાય છે. કપડાં બરાબર બેસી રહે ને હવાને બહાર રાખે તેવાં વસ્ત્રો ખુલ્લાં પહેરેલાં વસ્ત્રો જેટલાં ગરમ હોતાં નથી. જો તે બરાબર બંધબેસતાં હોય, તો આપણે જોયું તેમ, લોહીના ભ્રમણની શિરાઓને, છાતીમાં શ્વાસોચ્છ્વાસની નળીઓને અને નાભિપ્રદેશમાં પાચનક્રિયાના અવયવોને ખલેલ કરી નુકસાન પહોંચાડે છે.

વસ્તુઓઃ—વનસ્પતિ કે પ્રાણી તરફથી પ્રાપ્ત થતી વસ્તુઓમાંથી વસ્ત્રો બનાવવામાં આવે છે.

રેશમઃ—આ સુંવાળી વસ્તુ રેશમના કીડાઓએ બનાવેલા તારમાંથી વણવામાં આવે છે, અને તેથી તે પ્રાણીમાંથી મળી આવતી પેદાશ છે. તે મંદવાહક હોવાથી શિઆળાની ઋતુમાં પહેરવા માટે અનુકૂળ છે. જેમ ઊન ધોવાથી સંકોચાઈ જાય છે, તેમ રેશમ સંકોચાતું નથી. રેશમ ઘણું મોંઘું હોવાથી આપણે તેને માત્ર શુભ પ્રસંગેજ ખાસ પહેરીએ છીએ. કૃત્રિમ

રેશમ વનસ્પતિની પેદાશ છે. તે હલકું હોય છે અને પહેરવામાં સારૂં છે. તે સારી રીતે ધોઈ શકાય છે અને તે ઉપરાંત લાંબો વખત ચાલે છે. તે પહેરવામાં સારૂં હોવાનું બીજું પણ કારણ છે. તે પ્રકાશનાં કિરણો તેમાં થઈને આવવા દે છે. શિઆળામાં ઊનનું કે તેની સાથે મેળવેલું બદન તેની નીચે પહેરવું જોઈએ.

ઊનઃ—સૌ કોઈ જાણે છે કે ઊન ઘેટાંમાંથી મળી આવે છે. ઊનનાં વસ્ત્રો શિઆળા માટેનો સૌથી ઉત્તમ પોશાક છે, કારણ કે ઊન મંદવાહક છે. વળી ચામડીને સ્પર્શ થાય તે પ્રમાણે પહેરવા માટે બીજી કોઈ વસ્તુ કરતાં તે વધારે અનુકૂળ છે, કારણ કે તે પરસેવો ચૂસી લે છે. પહેરનારને કસરત કર્યા પછી ઠંડી લાગવાનો સંભવ તેનાથી ઓછો રહે છે. જો પરસેવો ચૂસી ન લે, તેવું વસ્ત્ર ચામડીને સ્પર્શ કરે તેવી રીતે પહેરવામાં આવે, અને પહેરનારને પુષ્કળ પરસેવો થાય, તો કદાચ તેને શરદી થવાનો ભય રહે છે. આ બાબતમાં વસ્ત્ર ભીંજાઈ જાય અને તેથી શરદી થાય છે. ઉનાળામાં ચામડીને પહેરવા માટે અનુકૂળ આવે તેવું ઘણું સુંદર ઊન મળી શકે છે. જો તેને માટે ઊન ન વાપરવું હોય, તો રેશમ અનુકૂળ થશે.

જેમના શરીરમાં લોહીનું ભ્રમણ મંદતા ધારણ કરે છે—દાખલા તરીકે, ઘરડાં માણસો અને કુમળાં બાળકો, અને જેમની પાચનશક્તિ મંદ હોય છે અથવા જે સંધિવાના રોગી હોય છે—તેમણે હંમેશાં નીચેનું બદન ઊનનુંજ વાપરવું જોઈએ.

અસલના સમયમાં ઇંગ્લાંડ તેના ઊન માટે પ્રખ્યાત હતું. ખેતરોમાં મજુરી કરનારા ગરીબ માણસો પણ ઊનનાં કપડાં પહેરતા. અલબત્ત, તેમનાં કપડાં સુંવાળાં ન હતાં, પણ ગરમ તો હતાંજ. હાલમાં ઇંગ્લાંડમાં ત્યાંના લોકોને જરૂરિઆત પુરી પાડવા માટે જોઈએ તેટલું ઊન થતું નથી, અને તેની નિકાસ કરવાને બદલે તેમને તેની આયાત કરવી પડે છે. આ કુદરતી રીતે ઘણી ખર્ચાળ રીત છે, અને ઘણા લોકોને પ્રતિકૂળ સુતરાઉ કાપડનાં બદનો આ કારણને લીધે શિઆળામાં પણ પહેરવાં પડે છે.

ઊન જલદ જ્વાલાગ્રાહી નથી. જો તેને જ્વાલા આગળ ધરવામાં આવે, તો તે માત્ર રાખ થઈ જશે. આ એક બીજું કારણ છે, કે જેથી તે પહેરવા માટે અનુકૂળ વસ્તુ છે.

**ઊનનાં વસ્ત્રોની પ્રક્ષાલનક્રિયાઃ**—જો ઊનનાં કપડાંને ઘણી સંભાળપૂર્વક ધોવામાં નથી આવતાં, તો તે સકોચાઈ જાય છે. તેમને સાધારણ ગરમ સાબુવાળા પાણીએ ધોવાં જોઈએ. બહુ ગરમ પાણી કદી

પણ વાપરવું જોઈએ નહિ. ધોયા પછી તેમને સ્વચ્છ સાધારણ ગરમ પાણીમાં પસાળવાં જોઈએ. તેમને છબછબાવવાં નહિ, તેમજ વળ દઈને નીચોવવાં નહિ. સૂકવતાં પહેલાં ખંખેરીને ટાંગવાં.

**રૂ:**—આ વનસ્પતિની પેદાશ છે. કપાસના છોડની બીઆંની આસપાસના તંતુમાંથી તે બનેલું છે. રૂ ગરમીવાહક છે, પણ તે પરસેવો ચૂસી લેતું નથી, તેથી જો કે તે ઠંડું છે, છતાં તે ઉનાળામાં ચામડીને અડકાડીને પહેરવા માટે અનુકૂળ નથી. તે ઉનાળામાં બહારનાં વસ્ત્રો માટે ઘણું અનુકૂળ છે. તે ટકાઉ છે અને સહેલાઈથી ધોઈ શકાય છે.

**લીનન:**—આ વનસ્પતિની પેદાશ છે. ફ્લેકસના છોડવાઓના જંતુમાંથી તંતુઓમાંથી તે બનેલું છે. રૂની માફક તે ગરમીવાહક છે, અને તેનામાં શોષણશક્તિ નથી, તેથી રૂની માફક ઉનાળા માટે બહારનાં વસ્ત્રો માટેજ વાપરવું જોઈએ.

**ફ્લાલીન:**—આ સુતરાઉ વસ્તુ છે, પણ તેની સપાટી રૂવાંટીવાળી બનાવેલી હોય છે. રૂ કરતાં તેનામાં થોડી વધારે શોષણશક્તિ છે, અને તેથી છેક નીચેના બદન માટે તે અનુકૂળ છે. માટે જલદી સળગી ન ઉઠે એવી ખાતરીવાળી ફ્લાલીન ખાસ કરીને નાનાં બાળકો માટે ખરીદવી જોઇએ. સામાન્ય ફ્લાલીન જલદ ન્વાલાગ્રાહી છે.

**વસ્ત્રોનો રંગ:**—રંગોને પણ વસ્ત્રોની ગરમી સાથે કંઈક સંબંધ છે. ઘાડા રંગો ગરમીને શોષે છે, પરંતુ આછા રંગો તેને પાછા ફેંકે છે. જ્યાંસુધી આપણે આપણાં વસ્ત્રો અને સુટ બરાબર ધોઇએ, ત્યાંસુધી આપણે ગમે તે રંગનું બહારનું વસ્ત્ર પહેરીએ તો વાંધો નથી. સામાન્ય રીતે ઉનાળામાં ફીકા રંગનાં અને શિયાળામાં ઘાડા રંગનાં કપડાં પહેરવાનું ઇચ્છવા યોગ્ય છે. શરીરને સ્પર્શ થતા વસ્ત્રો, હંમેશાં આછા રંગનાં હોવાં જોઈએ, અને શ્વેત રંગ તો વળી સૌથી ઉત્તમ છે. આનાં બે કારણો છે: પ્રથમ તો શ્વેત વસ્ત્ર ચામડીને અડકાડીને પહેરવા માટે બહુજ અનુકૂળ છે. બીજું રંગીન વસ્ત્રોમાંથી વારંવાર રંગ ઉતરી આવે છે, અને ચામડીને તેના ડાઘ લાગે છે. ત્રીજું કારણ એ છે, કે સફેદ વસ્ત્ર પર મેલ જણાઈ આવે છે, અને તેથી આપણે તેને વારંવાર ધોવું પડે છે.

કપડાં વારંવાર ધોવાં જોઈએ. આ નિયમ બાળકો તેમજ બાલિકાઓનાં વસ્ત્રોને પણ લાગુ પડે છે. શરીરને અડકીને રહેતાં વસ્ત્રો જેમ બને તેમ વારંવાર બદલવાં જોઈએ અને અઠવાડીઆમાં ઓછામાં ઓછાં એક વખત તો તે બદલવાંજ જોઈએ. દિવસે પહેરેલું દરેક વસ્ત્ર રાત્રે બદલી,

ખંખેરી હવામાં ખુરસીની પીઠ પર નાખવું જોઈએ. આપણે જણાવ્યું તેમ વસ્ત્રો હલકાં અને ગરમ જોઈએ. તેમને ખભાથી કેટ સુધી પટાઓથી આધાર આપવો જોઈએ, અને કોઈ પણ વખત ચામડાના પટાઓ કે દોરીઓ કેડની આસપાસ વીંટવી જોઈએ નહિ. હંમેશાં ગાર્ટર્સને બદલે સસપેન્ડર્સ વાપરવા જોઈએ. મોજાં પણ આછા રંગનાં હોવાં જોઈએ. જો તેમ ન કરીએ તો જ્યારે પગે પરસેવો વળે, ત્યારે ચામડી પર તેના રંગના ડાઘ પડવાનો સંભવ રહે છે. મોજાં પગમાં ઘણાં ખુલ્લાં રહેવાં જોઈએ. કહેવાનું તાત્પર્ય એ છે, કે કપડાંના વપરાશમાં યોગ્ય ફેરફાર કરો, અને ઉપરાંત યાદ રાખો કે દરેક કપડાં દરેક વખતે, જ્યારે તે ધોવાય ત્યારે, સાંધેલાં હોવાં જોઈએ.

**વસ્ત્રોની પસંદગીઃ**—વસ્ત્ર ખરીદવા જતાં પહેલાં ખરીદનારે કેવું વસ્ત્ર જરૂરનું છે તેનો નિર્ણય કરવો જોઈએ; અને જે વસ્ત્ર બરાબર બંધ બેસે અને સુખદાયક લાગે, તેવું વસ્ત્ર ખરીદવાની કાળજી રાખવી જોઈએ. જે બાળકોનો શારીરિક વિકાસ થતો હોય, તેમણે ખુલ્લાં કપડાં પહેરવાં જોઈએ; અને જ્યારે જોઈએ ત્યારે મોટાં થઈ શકે, તે માટે પ્લેટ ભરાવવા જોઈએ. ટોપીઓ અને હાથનાં મોજાં શિયાળામાં ઘરની બહાર પહેરી રાખવાં જોઈએ. ગુંથેલાં કે ઊનની લીટીઓવાળાં મોજાં ઉત્તમ છે.

બૂટ અને શુઝ સંભાળપૂર્વક પસંદ કરવાં જોઈએ, કારણ કે જો તે બરાબર બંધબેસતા ન હોય, તો તે પગને ઇજા કરે. પગ માટે તેમાં પગનો કુદરતી આકાર સમાવવાને બરાબર જગા હોવી જોઈએ. પગનાં આંગળાં ભીંચડાવાં ન જોઈએ. બહુ ઉંચી એડીઓવાળા બુટ ખાસ કરીને નાનાં બાળકોએ પહેરવા ન જોઈએ. સપાટ, લાંબી એડીના બુટ બહુ ઉત્તમ છે. શુઝ લેધરના–કમાવેલા સુંવાળા ચામડાના–બનાવેલા હોવા જોઈએ. પાવડીઓ અને પમ્પશુઝ-ચાલુ પહેરવા માટે ઇચ્છવા યોગ્ય નથી, કારણ કે તેમની સપાટી આંગળાં તરફ દબાતી હોય છે. ભેજવાળા દિવસો માટે રબરના હોલશુટ અને વૉટરપ્રુફ શુઝની જરૂર જણાશે.

**ચુનીલાલ ભીખાભાઈ પટેલ**

---

## હરડે

### [ જુદી જુદી ઋતુઓમાં કેવી રીતે ખાવી ? ]

આયુર્વેદમાં હરડે સર્વોત્તમ ઔષધ ગણાય છે. એને અનુલોમક કહી છે; એટલે કે તે મળને પચવીને-પકી બહાર કાઢે છે. હરડેની ઘણી

જાતો છે અને જુદા જુદા રોગ પ્રમાણે તેની ઘણી ઘણી વસ્તુઓ બનાવવામાં આવે છે. તેના અવલેહ પણ બને છે. પરંતુ જુદી જુદી ઋતુઓમાં તેને અમુક અમુક વસ્તુઓના અનુપાન સાથે લેવાના વિધિ બતાવેલા છે. અતિક્ષીણ, ક્ષતક્ષયી અને ગર્ભિણીને એનું સેવન ન કરાવવું એવી આજ્ઞા છે.

૧. વસંત ઋતુમાં હરડેના ચૂર્ણને મધ સાથે મેળવીને લેવું.

૨. ગ્રીષ્મ ઋતુમાં ગોળ સાથે મેળવીને,

૩. શરદ વર્ષાઋતુમાં સિંધવ સાથે મેળવીને,

૪. શરદમાં સાકર સાથે મેળવીને,

૫. હેમંતમાં સૂંઠની સાથે મેળવીને અને ૬ શિશિર ઋતુમાં પીંપરની સાથે મેળવીને ખાવી જોઈએ.

તેને માટે એક શ્લોક છેઃ—

ग्रीष्मे तुल्यगुडां सुसैंधवयुतां मेघावनद्धेऽम्बरे
तुल्यां शर्करया शरद्यमलया शुंठ्या तुषारागमे ।
पिप्पल्या शिशिरे वसंतसमये क्षौद्रेण संयोजिता
राजन् प्राप्य हरीतकीमिव रुजो नश्यन्तु ते व्याधयः ॥

આ રીતે જુદી જુદી ઋતુઓમાં હરડેનું સેવન કરવાથી તે રોગોનો નાશ કરે છે એટલુંજ નહિ, પરંતુ બુઢાપાને પણ જલદી આવવા દેતી નથી–આયુર્વેદની પરિભાષામાં કહીએ તો તે **रसायन** છે.

આવી રીતે ખાવા માટે જે હરડે લેવી તે વજનદાર અને નાની ઠળીઆવાળી હોવી જોઈએ.

હરડેના આકાર પ્રમાણે સાત પ્રકાર ગણાવેલા છે. ૧ વિજયા, ૨ રોહિણી, ૩ પૂતના, ૪ અમૃતા, ૫ અભયા, ૬ જીવંતી અને ૭ ચેતકી. આપણે તો ચૂર્ણ કરીને કેવી રીતે ઉપયોગ કરવો તે જણાવ્યું છે તેથી ચૂર્ણ માટે "ચેતકી" હરડે સારી ગણાય છે. [ चूर्णार्थे चेतकी शस्ता ] ચેતકીને કેવી રીતે ઓળખવી તે વિષે શાસ્ત્રકારે જણાવ્યું છે કે જે હરડે ઉપર ત્રણ રેખાઓ લીટીઓ હોય તે ચેતકી ( त्रिरेखा चेतकी ज्ञेया । )

હરડેના અનેક ગુણ છે, અને તે અનેક રોગો ઉપર હિતકારી છે, પરંતુ આપણે તો ઋતુઓ વિષે જાણવાનું હોવાથી આવતા અંકમાં વધારે કહેશું.

**વૈદ્ય શિવશંકર પ્રાણશંકર શુકલ**

---

## નોટેશન

રાગ માઢ તાલ દાદરો મધ્યકાલ માત્રા ૬

| | | |
|---|---|---|
| સ ની | સ ગ – મધ પ – | ગ મ ગ પ |
| વા ગે | વૃં દા – વન માં – | વાં સ ળી રે |
| | — 7 | — 7 |
| મ મ | પ ગ રી સ રી ગ | સ – – – – – |
| ઉ ભો | ઉ ભો વ ગા – ડે | કા – – – – ન |
| | — 7 | — 7 |

| | |
|---|---|
| સંસં સં ની ધ મ – | પ પ પ પધ નીસં ની |
| તરૂ નીં શા ખા ઓ – | ઝુ મી ર હી – – – રે |
| — 7 | — 7 |
| પપ પં પપ ધ ની રીં | સં – – – – – |
| ચર ણે નમ વા – ને | કા – – – – – જ |
| — 7 | — 7 |
| સં સં સં સં સં સં | ની ની સં ધ પ – |
| વે લી વૃ ક્ષ સા થે | ઝુ મી ર હી રે – |
| — 7 | — 7 |
| ધ રીં સં ની ધ પ ધ | મ – – – – – |
| ભા – ગ્ય અ મા – રા | આ – – – – – જ |
| — 7 | — 7 |

નોટ—બીજી લીટી પહેલી લીટીના નોટેશન પ્રમાણે સેજ લઘુ ગુરુ ફેરથી ગાવાની છે.

## ધોરણ ૪થું

विषय—ઇતિહાસ.
સામાન્ય હેતુ—ઐતિહાસિક સત્યદ્વારા તુલનાશક્તિ ખીલવવાનો,
સ્મરણશક્તિ વધારવાનો.

વિશિષ્ટ હેતુ—ભીમદેવ બીજો અને ઉત્તર હિંદની પરિસ્થિતિ
સમજાવવાનો: [ બારમા સૈકાનો અંત ]

શિક્ષક-દલસુખરામ ચુનીલાલ ત્રિવેદી
આસિ. માસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ

તા. ૧૯—૧૨—૩૬
સમય—૪૦ મિનિટ

સાહિત્ય—નકશો, પ્રાસંગિક ચિત્રો અને નમુના.

| પાઠના વિભાગ અને મુદ્દા | શિક્ષણશૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|
| ૧. આરંભ<br>અ. વર્ગવ્યવસ્થા<br>બ. પૂર્વજ્ઞાનની કસોટી અને પૂર્વાપર સંબંધ. | કાર્યારંભે ડ્રિલ: સાધનોની વ્યવસ્થિત ગોઠવણ.<br>પ્ર. આપણા પ્રાંતનું નામ શું ? પ્ર. જૈનધર્મી સોલંકી રાજાનું નામ આપો. પ્ર. સોલંકી રાજાઓમાં સમ્રાટ્ કોણ ? પ્ર. કયો રાજા બાણાવળી કહેવાયો ? પ્ર. સોલંકી વંશ કોણે સ્થાપ્યો ? | |
| ૨. મુખ્ય વિષય<br>અ. રજુઆત | આજે આપણે બીજા બે રાજાઓ વિષે વાતો કરીએ. એક "બાળ મૂળરાજ," અને બીજો "ભીમદેવ બીજો." | |
| બ. પરિચય | કુમારપાળ પછી અજયપાળનું ખુન. રાજ્યની વિષમ દશા. બાળ મૂળરાજનું ગાદીએ આવવું. ભીમદેવ બીજાનું સ્થાન. શાહબુદ્દીનની ચડાઈ. સોલંકીઓનો વિજય. આ | બાળ મૂળરાજ<br>ભીમ: શૂરવીર, રાજભક્ત.<br>સોલંકીઓનો વિજય. |

## ભીમદેવ બીજો. ૧૧૭૯–૧૨૪૨ ૬૩ વર્ષ

**સમયરેખા–**
૧૧૯૯–પરાજય
૧૧૮૮–સોમેશ્વરનું મરણ
૧૧૮૫–અજમેરમાં પરાજય
૧૧૮૪–આબુની જીત
૧૧૭૯–રાજ્યપ્રાપ્તિ
૧૧૭૮–વિજય
૧૧૭૫–

ક. રાજ્યપ્રાપ્તિ

પ્ર. બાળ મૂળરાજની વતી રાજ્યકારભાર કોણે ચલાવ્યો ?

પ્ર. ગુજરાત ઉપર કોણ ચડી આવ્યું ? પ્ર. કોનો વિજય થયો ?

બાળરાજાનું મરણ. ભત્રીજાની ગાદીએ કાકો. ભીમની મહત્ત્વાકાંક્ષા.

ડ. ઉત્તર હિંદનાં રાજ્યો
૧. દિલ્હી–અજમેર

દિલ્હીના અનંગપાળ તુંવાર ઉપર કનોજના વિજયપાળ રાઠોડની ચડાઈ.

અજમેરનો સોમેશ્વર ચૌહાણ, દિલ્હીપતિની મદદે. અનંગપાળનો વિજય. ઉપકારનો બદલો. અજમેરનો ઉદય: " પૃથ્વીરાજ–દિલ્હીનો ભાવી સમ્રાટ્." પ્ર. અનંગપાળ ઉપર કોણે સવારી કરી ? પ્ર. કોણ મદદે ગયું ? પ્ર. પરિણામ શું આવ્યું ? પ્ર. દિલ્હીની ગાદીનો વારસ કોણ થયો ?

દિલ્હીપતિ અનંગપાળ. વિજયપાળની ચડાઇ. સોમેશ્વરની સહાય. વિજય અને સંબંધ.

૨. આબુ–અજમેર.

આબુનો રાજા જેતસી પરમાર, પુત્ર સલખ, પુત્રી ઇચ્છનકુમારી. પૃથ્વીરાજ તરફ નજર ઠરવી. વિવાહનો સંબંધ.

આબુ–અજમેર.
ઇચ્છન અને પૃથ્વીરાજ.

૩. ગુજરાત–આબુ–અજમેર

પ્ર. આબુનો રાજા કોના તાબામાં ગણાતો ? પ્ર. કન્યા કોને આપી ? ભીમદેવનું માગું. અમરસિંહની રવાનગી. તેનું સ્વાગત, છતાં સલખનું કડવું વેણ–એજ કજીઆનું કારણ. ભીમની આબુ પર ચડાઈ. પરમારનો પરાજય, પણ કન્યાની રવાનગી. અજમેરનો મામલો–એક બાજુ ભીમનો પડાવ, બીજી બાજુ શાહબુદ્દીનનો,

ભીમનું માગું.
ચડાઈ અને વિજય.
અજમેરનો ઘેરો.
દુશ્મનોની હાર.

# ધોરણ ૪થું

શિક્ષક-હલસુખરામ ચુનીલાલ ત્રિવેદી
આસિ. માસ્તર, પ્રેક્ટિસિંગ સ્કૂલ

તા. ૧૯-૧૨-૩૬
સમય—૪૦ મિનિટ

વિષય—ઈતિહાસ.
સામાન્ય હેતુ—ઐતિહાસિક સત્યદ્વારા તુલનાશક્તિ ખીલવવાનો, સ્મરણશક્તિ વધારવાનો.
વિશિષ્ટ હેતુ—ભીમદેવ બીજો અને ઉત્તર હિંદની પરિસ્થિતિ સમજાવવાનોઃ [ બારમા સૈકાનો અંત ]
સાહિત્ય—નકશો, પ્રાસંગિક ચિત્રો અને નમુના.

| પાઠના વિભાગ અને મુદ્દા | શિક્ષણશૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|
| ૧. આરંભ<br>અ. વર્ગવ્યવસ્થા<br>બ. પૂર્વજ્ઞાનની કસોટી અને પૂર્વાપર સંબંધ. | કાર્યારંભે ડ્રિલઃ સાધનોની વ્યવસ્થિત ગોઠવણ.<br>પ્ર. આપણા પ્રાંતનું નામ શું ? પ્ર. જૈનધર્મી સોલંકી રાજાનું નામ આપો. પ્ર. સોલંકી રાજાઓમાં સમ્રાટ્ કોણ ?_પ્ર. કયો રાજા બાણાવળી કહેવાયો ? પ્ર. સોલંકી વંશ કોણે સ્થાપ્યો ?<br>આજે આપણે બીજા બે રાજાઓ વિષે વાતો કરીએ. | |
| ૨. મુખ્ય વિષય<br>અ. રજુઆત<br>બ. પરિચય | એક "બાળ મૂળરાજ," અને બીજો "ભીમદેવ બીજો."<br>કુમારપાળ પછી અજયપાળનું ખૂન. રાજ્યની વિષમ દશા. બાળ મૂળરાજનું ગાદીએ આવવું. ભીમદેવ બીજાનું સ્થાન. શાહબુદ્દીનની ચડાઈ. સોલંકીઓનો વિજય. આ પ્રસંગોનું વિવરણ કરવું. | બાળ મૂળરાજ<br>ભીમઃ શૂરવીર, રાજભક્ત.<br>સોલંકીઓનો વિજય. |

## ભીમદેવ બીજો. ૧૧૭૯–૧૨૪૨ ૬૩ વર્ષ

**સમયરેખા—**

૧૧૮૯–પરાજય
૧૧૮૮–સોમેશ્વરનું મરણ
૧૧૮૫–અજમેરમાં પરાજય
૧૧૮૪–આબુની જીત
૧૧૭૯–રાજ્યપ્રાપ્તિ
૧૧૭૮–વિજય
૧૧૭૫–

પ્ર. બાળ મૂળરાજની વતી રાજ્યકારભાર કોણે ચલાવ્યો ?

પ્ર. ગુજરાત ઉપર કોણ ચડી આવ્યું ? પ્ર. કોનો વિજય થયો ?

ક. રાજ્યપ્રાપ્તિ

બાળરાજાનું મરણ. ભત્રીજાની ગાદીએ કાકો. ભીમની મહત્વાકાંક્ષા.

ડ. ઉત્તર હિંદનાં રાજ્યો

૧. દિલ્હી–અજમેર

દિલ્હીના અનંગપાળ તુંવાર ઉપર કનોજના વિજયપાળ રાઠોડની ચડાઈ.

અજમેરનો સોમેશ્વર ચૌહાણ દિલ્હીપતિની મદદે. અનંગપાળનો વિજય. ઉપકારનો બદલો. અજમેરનો ઉદય: “ પૃથ્વીરાજ–દિલ્હીનો ભાવી સમ્રાટ્. ” પ્ર. અનંગપાળ ઉપર કોણે સવારી કરી ? પ્ર. કોણ મદદે ગયું ? પ્ર. પરિણામ શું આવ્યું ? પ્ર. દિલ્હીની ગાદીનો વારસ કોણ થયો ?

દિલ્હીપતિ અનંગપાળ. વિજયપાળની ચડાઇ. સોમેશ્વરની સહાય. વિજય અને સંબંધ.

૨. આબુ–અજમેર.

આબુનો રાજા જેતસી પરમાર, પુત્ર સલખ, પુત્રી ઇચ્છનકુમારી. પૃથ્વીરાજ તરફ નજર ઠરવી. વિવાહનો સંબંધ.

આબુ–અજમેર. ઇચ્છન અને પૃથ્વીરાજ.

૩. ગુજરાત–આબુ–અજમેર

પ્ર. આબુનો રાજા કોના તાબામાં ગણાતો ? પ્ર. કન્યા કોને આપી ? ભીમદેવનું માગું. અમરસિંહની રવાનગી. તેનું સ્વાગત, છતાં સલખનું કડવું વેણ–એજ કજીઆનું કારણ. ભીમની આબુ પર ચડાઈ. પરમારનો પરાજય, પણ કન્યાની રવાનગી. અજમેરનો મામલો– એક બાજુ ભીમનો પડાવ, બીજી બાજુ શાહબુદ્દીનનો,

ભીમનું માગું. ચડાઈ અને વિજય. અજમેરનો ઘેરો. દુશ્મનોની હાર.

ઘેરો. પૃથ્વીરાજ અને ચંદનાં પરાક્રમ. બંને દુશ્મનાનો હાર. પ્રસંગોનું વિવરણ.

પ્ર. ધ્રુજનકુમારીનું માગું એ ભીમનું કેવું કામ ગણાય ?

**કજીઆનાં કારણ**—૧. જર
૨. જમીન
૩. જોર

**ઈ. ભીમનાં અવિચારી કામો.**

કજીઆનું બીજું કારણ—સારંગદેવના સાત દીકરાનું મરણ. ( મૂછે તાવ દેવામાંથી )

જુના વેરમાં વધારો—અજમેર પર ચડાઈ. સોમેશ્વરનું મરણ.

**પૃથ્વીરાજની પ્રતિજ્ઞા**—૧. પાઘડી પહેરવી નહિ.
૨. પલંગ પર સુવું નહિ.

**ફ. વેરનો બદલો**

સોમેશ્વરના મરણથી પૃથ્વીરાજની પ્રતિજ્ઞા—ગુજરાત પર ચડાઈ.

ચંદ બારોટનો સંદેશો. ભીમનો ઉડાઉ જવાબ. બળીઆ સામે બાથ ભીડી. પરાજય વહોરી લીધો. પ્રસંગોનું વિવરણ અને પ્રશ્નો.

પ્ર. ભીમે પૃથ્વીરાજને શી રીતે દુશ્મન બનાવ્યો ?

પ્ર. શું પરિણામ આવ્યું ? પ્ર. ઉત્તર હિંદના રાજાઓ શા કારણથી લડી મુઆ ?

પ્ર. ભીમનાં કામો ઉપરથી તેનો સ્વભાવ શોધી કાઢો. "ભોળો" ઉપનામ.

**૩. પુનરાવર્તન**

પાઠના પ્રસંગને લગતાં **દૃશ્ય** ઉપજાવવાં.

૧. કજીઆનું **ઘર**—તેનાં ત્રણ દ્વારઃ જર, જમીન, જોર.

૨. કજીઆનું **વૃક્ષ**—તેનાં ત્રણ મૂળઃ જર, જમીન, જોર.

૩. કજીઆનું **ચક્ર**—તેનાં ત્રણ શૂળીઃ જર, જમીન, જોર.

"જર, જમીન, જોર—ત્રણે કજીઆનાં છોર.
રમે, રમાડે, રીઝવે, આખર આણે વાજ."

વીર **નર્મદે** ગાયું:—

"કુસંપથી તૂટી સહુ, ગયાં સુરાજ્ય તો બહુ."

# છોકરાઓ માટેની વર્નાકયુલર ફાઈનલ પરીક્ષા

## ઉત્તર ભાગ

સને ૧૯૩૮ માં થનારી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષા માટે નીચેના પાઠો નક્કી કરવામાં આવ્યા છેઃ—

### ગુજરાતી

પહેલો વિષય—ગુજરાતી—

ગદ્યઃ—કેળવણીખાતાની સાતમી ચોપડી (સને ૧૯૩૬ની પાંચમી આવૃત્તિ):—

પાઠોઃ—પહેલા ભાગમાંથી સઘળા ગદ્યના પાઠો.

પદ્યઃ—કેળવણીખાતાની સાતમી ચોપડી (સને ૧૯૩૬ની પાંચમી આવૃત્તિઃ—

પાઠોઃ—૩,૭,૧૨,૨૪,૨૮,૪૦,૪૪,૫૧ અને ૫૩ (નવ પાઠ).

### ઉર્દુ ગુજરાતી

પહેલો વિષય—ઉર્દુ—

ગદ્યઃ—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૫ની છઠ્ઠી આવૃત્તિ):—

પાઠોઃ—પહેલા ભાગમાંથી સઘળા ગદ્યના પાઠો.

પદ્યઃ—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૫ની છઠ્ઠી આવૃત્તિ):—

પાઠોઃ—૩,૬,૯,૧૦,૧૭,૨૩,૨૬,૨૯ અને ૩૨ (નવ પાઠ).

છઠ્ઠો વિષય—ગુજરાતી (ઐચ્છિક)—

કેળવણીખાતાની પાંચમી ચોપડી (સને ૧૯૩૬ની પાંચમી આવૃત્તિ)

પાઠોઃ ૨,૩,૬,૮,૧૬,૨૧,૨૮,૩૩,૩૫,૩૬,૪૦,૪૧,૪૨,૪૩,૪૭,૪૯,૫૦ ૫૧,૫૨, અને ૫૫ (૨૦ પાઠ).

### ગુજરાતી—ઉર્દુ

પહેલો વિષય—ગુજરાતી—

ગદ્યઃ—કેળવણીખાતાની સાતમી ચોપડી (સને ૧૯૩૬ની પાંચમી આવૃત્તિ):—

પાઠોઃ—૧,૪,૫ ૬,૮,૯,૧૦,૧૧,૧૩,૧૫,૧૭,૧૮,૨૧,૨૩,૨૫,૨૭,૨૯, ૩૦,૩૧,૩૩,૩૪,૩૫,૩૭,૩૮,૩૯,૪૧,૪૨,૪૩,૪૫,૪૬,૪૭,૪૯,૫૦,૫૨ અને ૫૪ (૩૫ પાઠ).

પદ્ય—કેળવણીખાતાની સાતમી ચોપડી ( સને ૧૯૩૬ની પાંચમી આવૃત્તિ):—

પાઠો: ૩,૭,૪૦,૪૪, અને ૪૮ ( ૫ પાઠ ).

છઠ્ઠો વિષય—ઉર્દુ—

ગદ્ય—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી (સને ૧૯૩૫ની છઠ્ઠી આવૃત્તિ):—

પાઠો:—૧,૭,૧૫,૧૯,૨૧,૨૨,૨૪,૨૫,૨૭.૩૦,૩૧,૩૩,૩૬,૩૮, અને ૩૯, ( ૧૫ પાઠ ).

પદ્ય:—કેળવણીખાતાની ઉર્દુ સાતમી ચોપડી ( સને ૧૯૩૫ની છઠ્ઠી આવૃત્તિ ):—

પાઠો:—૧૦,૧૬,૨૩,૨૬, અને ૩૨ ( ૫ પાઠ ).

ઉ. ભા. ના ગે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઓફિસ, અમદાવાદ તા. ૧૦–૧૧–૧૯૩૬ (અંગ્રેજીમાં સહી) **બી. જે. છ. શાસ્રી**
એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભા. ના ગે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૬–૧૧–૧૯૩૬ ના પત્ર નં. ૯૬૬૮ માં કરેલી સૂચનાનુસાર ).

## કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા, ઉત્તર ભાગ

સને ૧૯૩૮ ની સાલમાં થનારી કન્યાઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચેના પાઠો નક્કી કરવામાં આવ્યા છે:—

### વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા:—

પહેલો વિષય:—વર્નાક્યુલર ( ગુજરાતી )—

ગદ્ય:—કન્યા વાચનમાળા પુસ્તક ૩ જાના સઘળા પાઠો.

પદ્ય:—કન્યા વાચનમાળા પુસ્તક ૩ જામાંથી ૬, ૯, ૧૨, ૨૨, ૨૬ અને ૩૦ ( ७ પાઠો.)

### ઉર્દુ ફાઇનલ પરીક્ષા:—

પહેલો વિષય:—વર્નાક્યુલર ( ઉર્દુ )—

ગદ્ય:—કેળવણીખાતાની ઉર્દુ છઠ્ઠી ચોપડી ( સને ૧૯૩૫ ની ૭ મી આવૃત્તિ ) પાઠો: ૧, ૩, ૪, ૬, ૭, ૮, ૯, ૧૧, ૧૨, ૧૪, ૧૬, ૧૭, ૧૯, ૨૧, ૨૩, ૨૪, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૧, ૩૨, ૩૩, ૩૪, ૩૮, ૩૯, ૪૦, ૪૪, ૪૫, ૪૬ અને ૪૭ ( બધા મળી ૩૧ પાઠો ).

તેની પ્રચંડતા સ્વાભાવિક રીતે મનમાં આવ્યા સિવાય રહેતી નથી. રેવાખંડમાં કહ્યું છે કે

**गंगा कनखले पुण्या, कुरुक्षेत्रे सरस्वती।**
**ग्रामे वा यदिवारण्ये, पुण्या सर्वत्र नर्मदा॥**

હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગંગા, યમુના, ગોદાવરી, નર્મદા, સિંધુ અને સરસ્વતી ઇત્યાદિ નદિઓ પવિત્ર ગણાય છે. તેમાં પણ ગંગા ઘણી પવિત્ર મનાય છે. કુદરતી સાધનોનો પોતાના લાભ માટે ઉપયોગ કરતાં મનુષ્યો શીખ્યાં, અને તેમણે ગંગાની પવિત્રતા હરદ્વાર પછીના તેના પ્રવાહનો ઉપયોગ કરી નષ્ટ કરી; કારણકે હરદ્વાર પાસેથી ગંગામાં એટલી બધી તો નહેરો કાઢી છે કે જો મનુષ્યો ધારે તો ગંગાનો અસલ પ્રવાહ નષ્ટ કરી તેને નહેરોના રૂપમાં ફેરવી નાખે. આજ કારણથી હરદ્વાર પછીના મેદાનમાં ગંગાનો પ્રવાહ હોવો જોઈએ એટલો વિશાળ નથી. હરદ્વાર પછી ગંગા કિનારે કાનપુર, પ્રયાગ, કાશી, પટણા અને કલકત્તા ઇત્યાદિ મોટાં નગરો આવેલાં છે. આ સર્વે શહેરોનું મલમૂત્રાદિના તાજ્યથી વર્જિત થએલું ગંદુ પાણી ગટરોદ્વારા ગંગામાં છોડવામાં આવે છે. આ સિવાય પણ કાનપુરના ચામડાના ઉદ્યોગનું પાણી પણ આ પ્રવાહમાં છોડવામાં આવે છે, તેમજ બીજા અનેક ઉદ્યોગોનું મલિન જળ ગંગાના પ્રવાહમાં સમાય છે, તેથી તેના જળની કુદરતી પવિત્રતા નષ્ટ થાય છે. ચોમાસાના ચાર માસ બાદ કરતાં ગંગાનો પ્રવાહ હરદ્વાર છોડયા પછી નાનો થવા ઉપરાંત ગંદા પાણીથી ભરેલો રહે છે. રેવાખંડમાં કથન છે કેઃ—કલિયુગના ૫૦૦૦ વરસ વીતી ગયા બાદ અર્થાત્ ઇ. સ. ૧૮૯૫ લગભગ ગંગાજીનું મહત્ત્વ ધાર્મિક દૃષ્ટિએ ઓછું થશે. આપણા મહર્ષિઓએ હજારો વર્ષ પૂર્વે ઉચ્ચારેલા શબ્દો આ આર્થિક યુગમાં સત્ય ભાસે છે. આજ રીતે ઉત્તર હિંદની બીજી નદીઓ તેમજ સિંધુ ઇત્યાદિ નદીઓના જળના પ્રવાહો નહેરોદ્વારા બીજી દિશાએ વાળવાથી તેના અસલ પ્રવાહ કુદરતી રહ્યા નથી, તેમજ ઉપર્યુક્ત ગંગાને લાગુ પડતાં જળભ્રષ્ટનાં કારણો તેમને પણ લાગુ પડે છે.

સમસ્ત હિંદમાં નર્મદાજ એવી એક નદી છે કે જેનામાંથી એક પણ નહેર નીકળી નથી, તેમજ કોઈ પણ શહેરના ગંદા પાણીનો નીકાલ તેમાં થતો નથી, યાતો બીજા ઉદ્યોગોદ્વારા તેનું પાણી મલિન કરવામાં આવતું નથી. આવા સબળ કારણોથી નદીનો કુદરતી પ્રવાહ અને તેના જળની સ્વચ્છતા કુદરતી રીતે સચવાઈ રહી છે. આજ કારણથી નર્મદા હિંદની સર્વ નદીઓમાં પવિત્ર મનાય છે.

પુરાણોમાં નર્મદાનું માહાત્મ્ય ધાર્મિક દૃષ્ટિએ ઘણુંજ વર્ણવ્યું છે એક જગાએ લખે છે કેઃ—

स्मरणाज्जन्मजं पापं, दर्शनेन त्रिजन्मजं ।
स्नानाज्जन्म सहस्राख्यं, हंति रेवा कलौ युगे ॥

આવી પવિત્ર નદીમાં સ્નાન કરવાનું સદ્‌ભાગ્ય અમને પ્રાપ્ત થએલું હોવાથી, અમારી જાતને કૃતકૃત્ય માનતા અમો "નર્મદા માત કી જય" ના પ્રચંડ ઘોષથી તેનું નીર ગજાવતા અને તેની અનેક ધાર્મિક સ્તુતિઓ ઉચ્ચારતા ગમન કરવા લાગ્યા. આ પ્રમાણે હૃદયમાં જાગેલી ધાર્મિક-ભાવનાઓ અને તે વડે થએલી ચિત્તની એકાગ્ર સ્થિતિમાં રસ્તો કેટલો કપાય છે, તેનું પણ અમને ભાન રહ્યું નહિ. મધ્યાહ્‌ને તિલકવાડા આવ્યા. નાવિકોએ 'તિલકવાડા આવ્યું' એ સૂચન કર્યું. અમારી એકાગ્રવૃત્તિ તૂટી, અને પનાઈમાંથી ઉતરી તિલકવાડા જોવા ગયા.

**તિલકવાડાઃ**—આ સ્થળે નર્મદાને મેણ નામની નદી મળે છે, આ સંગમ મોરલીસંગમ નામે ઓળખાય છે. નર્મદાના જમણા કિનારાની ઉંચી કરાળ પર તિલકવાડા આવ્યું છે. વડોદરા રાજ્યના તિલકવાડા મહાલની કચેરી આ સ્થળમાં છે. ચાણોદથી સુરપાણ તરફ જતાં આ છેલ્લું બજારી સ્થળ છે. આ સ્થળ મૂકયા પછી નદીના બંને કિનારે રાજપીપળા સ્ટેટની હદ લાગે છે. ભરૂચથી અહીં સુધી મોટી પનાઈઓ આવે છે. ત્યાંથી આગળ જઈ શકતી નથી. વડોદરા રાજ્યના શિનોર ગામથી અહીં સુધી રેલવે સમય પ્રમાણે સ્ટીમલોન્ચો ફરે છે.

રેવાખંડ અધ્યાય ૬૨માં આ સ્થળનું માહાત્મ્ય નીચે પ્રમાણે કરેલું છે. અહલ્યાના ઉદ્ધાર પછી મહર્ષિ ગૌતમે આ સ્થળે તપ કર્યું હતું, અને વૈવસ્વત- મનુના પુત્ર તિલકે અહીં ઈશ્વરચિંતન કરેલું તેથી આ સ્થળ તિલકવાડા નામથી ઓળખાય છે. હાલમાં પણ તેમના સ્થાપિત તિલકેશ્વર મહાદેવનું અતિપુરાણું શિવાલય આ સ્થળે આવેલું છે.

તિલકવાડાથી નદીના સામે વહેણે જતાં રામપુરા નામનું ગામ આવે છે. ત્યાં આગળ એકેક માઇલમાં નદી પોતાનો પૂર્વપશ્ચિમનો પ્રવાહ છોડી ઉત્તર દક્ષિણ વહે છે. નદીનો આ પ્રવાહ "ઉત્તરવાહિની રેવા" નામથી પુરાણપ્રસિદ્ધ છે. આ પ્રવાહમાંથી પસાર થયા પછી નદીના વહેણમાં જવું

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

( ગતાંક પૃષ્ઠ ૭૬ થી ચાલુ )

યોગ્ય પગરખાં પુરાં પાડવાનો સવાલ વધારે મુશ્કેલ છે. બની શકે તેવા જોડાની રમતના મેદાનમાં અગત્ય સ્વીકારવામાં આવી છે. અક્કડ, વિચિત્ર રીતે ખીલા જડેલા બૂટ, અથવા વિચિત્ર બંધબેસતા ન થાય તેવા ઉંચી એડીના શઝ ઘણી કસરતો યોગ્ય રીતે થતી અટકાવે છે એટલુંજ નહિ, પણ તેનાથી અકસ્માત થવાનો ભય રહે છે. મકાનની અંદર અગર સારી સપાટી ઉપર કરવાની કસરતો માટે સ્લીપર બનાવવા માટે શાળામાં કાંઈ કરવું જોઈએ અને કેટલેક દરજ્જે નિશાળનાં સાધનોના એક જરૂરી ભાગ તરીકે સ્લીપર ગણાવી જોઈએ.

મેદાનની રમતો માટે મજબુત બૂટની જરૂર પડે છે અને આ છોકરા તેમજ છોકરીઓને જરૂરી છે.

વધતી જતી શાળાઓની સંખ્યામાં જે શિક્ષક આ વિષયમાં ખાસ રસ લે છે તે નિશાળના પાઠ વખતે કસરતનો ખાસ પોશાક પહેરે છે. આની હંમેશાં વર્ગ ઉપર લાભકારી છાપ પડે છે. કસરતના પોશાકમાં ફેરફાર કરવો સંભવિત ન હોય તોપણ યોગ્ય જોડા પહેરવામાં કાંઈ મુશ્કેલી હોવી જોઈએ નહિ.

**ધોવું—**

કસરત પછી ધારાસ્નાન અથવા શરીર ઘસવું તે તાલીમના વ્યવહારી આરોગ્યનો ભાગ છે. પ્રાથમિક શાળામાં આ ભાગ્યેજ સંભવિત છે, પણ કસરત કર્યા પછી શરીર સ્વચ્છ કરવાની અગત્ય ધ્યાન બહાર રાખવી નહિ. થોડાં કપડાં પહેરવાથી આની સરળતા થાય છે અને જ્યારે રમત કે કસરતમાં બાળકો ગરમ થાય ત્યારે ખાસ સ્વચ્છતાની જરૂર શિક્ષકે બાળકોને યાદ કરાવવી જોઈએ.

**સાધન—**

અર્વાચીન શારીરિક તાલીમ જારી રાખવા માટે કેટલાંક સાધન જરૂરી છે. રમતો અને વર્ણન કરેલી ક્રિયાઓ માટે જોઈતાં સાદાં સાધનો દરેક શાળાને પુરાં પાડવામાં આવશે એમ માની લઈને કોઠા ઘડયા છે. સાધનોમાં જુદા જુદા કદના દડા, બેટ, કૂદવાનાં અને સ્કીપિંગનાં દોરડાં, કડાં,

પાયા અને નિશાન વગેરેનો સમાવેશ થાય છે. તે ખર્ચ વગરનાં છે અને તેમાંનાં કેટલાંક નિશાળમાંજ બનાવી શકાય. બધાં ક્રિયા કરી શકે તેટલાં દરેક પ્રકારનાં પુરતાં સાધન જોઈએ. સાધારણ શાળાનાં સાધનોનો આ અગત્યનો ભાગ ગણાવો જોઈએ.

**શારીરિક તાલીમનું આરોગ્ય—**

સારી તંદુરસ્તીનો આધાર જિંદગીના દરરોજની આરોગ્યકારી ક્રિયા ઉપર મોટે ભાગે રહે છે. શારીરિક તાલીમ આરોગ્યકારી ક્રિયાની એક બાજુ સીધી રીતે પુરી પાડે છે એટલુંજ નહિ, પણ તે આડકતરી રીતે વિશાળ અર્થમાં આરોગ્યની ટેવો સ્થાપવામાં ઉત્તેજન આપે છે. સદ્‌ભાગ્યે પહેલાં હતું તેના કરતાં હાલ વ્યવહારૂ આરોગ્યની કેળવણીની દૃષ્ટિએ અગત્ય-કદર વધારે છે અને કદાચ શારીરિક તાલીમની થએલી અસરને મોટે ભાગે તે આભારી છે. બીજી બાજુએ કસરત અને રમતોનું અગત્યનું અંગ આરોગ્ય છે તેની કિંમતની ખાતરી જો શિક્ષકને થાય નહિ અને આ દરરોજના વ્યવહારનો એક ભાગ થવો જોઈએ અને નિશાળના ઓરડામાં તેમજ નિશાળની બહાર સામાન્ય જીવનમાં જારી રાખવું જોઈએ એવી ખાતરી થાય નહિ ત્યાંસુધી શારીરિક તાલીમ બાળક માટે જેટલું થઈ શકે તેટલું બધું તે કદી કરી શકે નહિ.

**પોષણ—**

શારીરિક તાલીમનો સીધી અને આડકતરી બન્ને રીતે આરોગ્ય જોડે સંબંધ હોવાથી શરીરનું સામાન્ય પોષણ સુધારે છે. પોષણ ફક્ત ખોરાકનોજ પ્રશ્ન નથી. તેનો આધાર શરીરના તંતુઓ અને અવયવો સુખાકારી ક્રિયા કરે તેના ઉપર છે, જેમાં લોહીથી આણવામાં આવેલા પોષણને ગ્રહણ કરવાની શક્તિ અને નકામા પદાર્થો જુદા પાડવા અને દૂર કરવાની શક્તિનો સમાવેશ થાય છે, કે જે હંમેશાં વત્તાઓછા પ્રમાણમાં બન્યા કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો તે આખા દેહ તેમજ તેના વ્યક્તિગત ભાગોના તંદુરસ્ત જીવન માટે જરૂરી ક્રિયાઓ છે. કસરત આ બધી ક્રિયાઓની વૃદ્ધિ કરે છે, અને જુદાં જુદાં અંગોની સુમેળવાળી સહકારી ક્રિયાને ઉત્તેજન આપીને તે બધા ઉપર ફાયદાકારી અસર જરૂર ઉપજાવે છે.

**ખરાબ પોષણ અને થાક—**

યોગ્ય ગુણવાળા અને પદાર્થવાળા ખોરાકની ઉણપ કે અસંતોષકારી વાતાવરણ અને જિંદગીના સંજોગોને લીધે બાળક થાકને વધારે પાત્ર

થાય છે અને પ્રયત્ન કરવા ઓછું શક્તિવાળું બને છે, અને પરિણામે શરીરના જુદા જુદા ભાગની શારીરિક ક્રિયાઓ કરવા માટેની ઓછી કાર્યશીલતાને લીધે ફેરફારોની શ્રેણી થાય છે. દાખલા તરીકે, ખરાબ પોષણવાળા બાળકમાં ખરાબ સ્થિતિ ખાસ કરીને સામાન્ય હોય છે, કારણકે સ્નાયુઓ તેમની શક્તિ ગુમાવવાનું વલણ ધરાવે છે અને તે ઢીલા થાય છે તેથી શરીરને સારી સ્થિતિમાં રાખવાનું અશક્ત બને છે. ચપળતા ઓછી હોય છે, માનસિક પ્રોત્સાહનની પ્રતિક્રિયા વધારે ધીમી હોય છે, શક્તિ અને ચેતન ઓછાં થાય છે.

**સ્નાયુઓનું કામ—**

જ્યારે સ્નાયુ વારંવાર સંકોચવામાં આવે છે ત્યારે કામ માટે જોઈતી શક્તિ પુરી પાડવામાં પદાર્થ વપરાય છે તેથી ખોટની ઉણપ પુરી પાડવાને પોષણના વધારે જથ્થાની જરૂર પડે છે.

કોઈ વધારાનું કામ, એનો અર્થ હૃદયમાંથી વધારે જથ્થો બહાર નીકળે તેને લીધે સ્નાયુઓમાં લોહીનું વધારે ભ્રમણ થાય તે પણ થાય છે. આ રીતે સ્નાયુઓને જોઈતાં વધારાનાં પોષણ અને પ્રાણવાયુ પુરાં પડે છે. જે સ્નાયુઓને નિયમિત અને યોગ્ય રીતે કસરત મળે છે તે વધારે મોટા, વધારે મજબુત અને કામ કરવાને વધારે શક્તિવાળા થાય છે. આનું કારણ સ્નાયુના તંતુઓની વધેલી ક્રિયા છે, પણ વળી ભ્રમણની વધેલી ચપળતા જે સ્નાયુને લોહીનો અને પરિણામે પ્રાણવાયુ અને ખોરાકનો વધારે જથ્થો પુરો પાડે છે તે છે. કસરત સ્નાયુનું કદ અને ગુણ વધારે છે એટલુંજ નહિ, પણ તેમાંથી નકામી ચરબી અને નકામા તંતુઓ જે તેની સંકોચવાની શક્તિ ઘટાડે છે તેને દૂર કરે છે અને આ રીતે યોગ્ય રીતે નિયમિત કરેલી કસરત વધારે સારૂં અને વધારે ઉપયોગી સ્નાયુતંત્ર ઉત્પન્ન કરે છે.

બાળપણામાં અને ખીલતા સમયમાં સ્નાયુઓને યોગ્ય કસરત અને પોષણ આપવાં જોઈએ એ ખાસ અગત્યનું છે; નહિતો તેઓ પુરા ખીલશે નહિ અને હમેશને માટે નબળા ઓછા વિકસેલા અને પોતાની યોગ્ય ક્રિયાઓ સંપૂર્ણ રીતે કરવામાં અશક્ત રહેશે. આ અંગોના ઐચ્છિક સ્નાયુઓને લાગુ પડે છે એકલુંજ નહિ, પણ હૃદય, પાચનક્રિયા વગેરેના અનૈચ્છિક સ્નાયુઓને પણ લાગુ પડે છે.

જ્ઞાનતંતુઓ સ્નાયુઓનું નિયમન કરે છે. જો સ્નાયુઓની ક્રિયાઓનું નિયમન અને સમન્વય સંતોષકારક કરવાં હોય તો સ્નાયુતંત્રની સાથે

જ્ઞાનતંતુઓની ખીલવણી થવી જોઈએ. જેટલા પ્રમાણમાં ક્રિયા વધારે બુદ્ધિવાળી અને બારીક ગોઠવણવાળી હોય તેટલા પ્રમાણમાં જ્ઞાનતંતુઓએ વધારે બારીક અને વધારે અસરકારી નિયમન કરવું પડે.

સ્નાયુઓની સાથે હાડકાં વધે છે અને તે તેજ કારણથીજ એટલે કે લોહીના વધારાના જથ્થા અને તંતુની વધેલી ક્રિયાદ્વારા આ ફેરફારમાં સીધા ભાગ લે છે અને તેઓ કસરતથી વધારે વળી શકે તેવા અને વધારે મજબુત બને છે.

**સ્નાયુનો થાક—**

પ્રાણીના શરીરમાં ત્રણ બાબતો ઉપર કામ કરવાનો આધાર છે. એક મગજ અને કરોડરજ્જુ જે ઊર્મિ ઉત્પન્ન કરે છે અને વહેંચણી કરે છે. બીજી જ્ઞાનતંતુઓ જે ઊર્મિઓને સ્નાયુઓને પહોંચાડે છે અને ત્રીજી સ્નાયુઓ જે સંકોચાઈ ખરી રીતે કામ કરે છે.

આ ત્રણે બાબતોના સંબંધમાં થાકનો અભ્યાસ કરવામાં આવે છે. કસરતના તીવ્ર થાક સિવાયના બધા થાક જ્ઞાનતંતુમાંથી ઉત્પન્ન થાય છે. લઈ જનારા જ્ઞાનતંતુ થાકતા નથી પણ જ્યારે સ્નાયુઓ મુકાબલે તાજા હોય છે ત્યારે મગજ અને કરોડરજ્જુ દેખીતો થાક બતાવે છે. એક વ્યક્તિને માલમ પડે કે તે થાકયો છે તે પહેલાં કદાચ ખરેખર રીતે થાક લાગ્યો હોય છે અને તે કામ કરવાની ઓછી થતી શક્તિથી માલમ પડે છે.

સ્નાયુઓની ક્રિયાથી છૂટા પડેલા પદાર્થોની જમાવટ શરીરમાં થાય તેથી કસરતનો થાક કેટલેક અંશે લાગે છે. જ્યારે સ્નાયુઓ વધારે ઝડપથી ક્રિયા કરે છે ત્યારે પ્રાણવાયુનો જથ્થો બરાબર પુરો પડે છે. આ પદાર્થો તેમાં એકઠા થાય છે અને તેના છેડાનાં અંગ ક્રિયા અને લાગણીના જ્ઞાનતંતુઓ ઉપર અસર કરે છે અને વળી જ્ઞાનતંતુતંત્રમાં જે લોહી પસાર થાય છે તેના ઉપર પણ અસર કરે છે. જો સ્નાયુઓને આરામ લેવા દેવામાં આવે તો આ પદાર્થો બનવાનું બંધ થાય છે અને સ્નાયુ સાજો થાય છે. જ્યારે આ બને છે ત્યારે થાકની લાગણી બંધ થાય છે.

બીનજરૂરી થાક અટકાવવાને માટે કસરત ઘણી સખત ન હોય તે અગત્યનું છે. ઘણી ક્રિયાઓને માટે ઐચ્છિક મંડળ હોય છે.

બીજી જાતનો થાક ચેતનાવાળા સ્નાયુ થાક બતાવે તે પહેલાં હાજર હોય છે. બાળકમાં અચોક્કસપણું, બેદરકારી કે પ્રતિક્રિયાની નિષ્ફળતાથી તેનું સૂચન મળી શકે. ફક્ત શારીરિક થાકને લીધે બાળકમાં ગંભીર અથવા

લાંબા વખતનો થાક લાગવાનો ભાગ્યેજ સંભવ છે, પરંતુ જો બાળક ઊંઘની ઉણપ, હવા ઉજાસના ખરાબ પ્રકાર, અનારોગ્ય વાતાવરણ અથવા અયોગ્ય ખોરાકથી નિર્બળ બનેલું હોય તો મધ્યમ પ્રકારના માનસિક કે શારીરિક શ્રમથી પણ કારણના કરતાં ઘણા વધારે પ્રમાણમાં તેના ઉપર અસર થાય છે.

ગજા ઉપરાંતનું કામ—

જો કેળવાએલા સ્નાયુને કસરત પછી પુરતો સમયનો આરામ મળે છે તો તેનાં મૂળ બળ અને શક્તિ પુરા પ્રમાણમાં પાછાં મેળવે છે; તોપણ જો તેના સ્નાયુને પુરો આરામ મળે તે પહેલાં કામ કરવું પડે તો તે પહેલાંના જેવું કે પહેલાંના સમય જેટલું કામ કરવા શક્તિમાન થશે નહિ. 'ગજા ઉપરાંતનું કામ તે હદથી વધારેના થાક સિવાય બીજું કાંઈ નથી' એ સારી ઉક્તિ છે. એટલું યાદ રાખવું જોઈએ કે કોઈપણ દરજ્જાનો થાક જો કે તે એક સ્થાનમાં ઉત્પન્ન થાય તો તે પણ લાંબો વખત સુધી તે સ્થાનમાં ઉત્પન્ન થઈ તેજ સ્થાનમા રહેતો નથી, પણ ધીમે ધીમે આખા તંત્ર ઉપર અસર થાય તેવી રીતે પસરે છે. તેટલા માટે જો ગજા ઉપરાંતનું કામ ખાસ કરીને જો સતત કે વારંવાર કરવામાં આવે તો તે સ્નાયુને ઇજા કરે છે એટલુંજ નહિ, પણ શરીર અને તેની સમગ્ર ક્રિયાઓને અસર કરે છે અને તેને માનસિક અને શારીરિક ક્રિયાઓને માટે ઓછું શક્તિવાળું, મંદવાડ અને રોગને વધારે આધીન, અને જો મંદવાડ આવે તો તેની સામે થવાની ઓછી શક્તિવાળું બનાવે છે.

નહિ ટેવાએલી સ્નાયુઓની ક્રિયાઓ પછી જે અક્કડપણું અને સ્થાનિક કોમળતા (ઝાળાપણું) આવે છે તે કેટલેક અંશે અસાધારણ અથવા આંચકાથી થએલા સંકોચથી સ્નાયુના કોઈ તંતુને થએલી ખરી ઇજાથી થએલાં હોય છે. થાકની બીજી અસરો ચાલી જાય ત્યારપછી કેટલાક દિવસ સુધી ઘણી ઘણી વખત કોમળતાની જરૂર રહે છે તેનું કારણ આથી સમજી શકાશે.

ઓછી શક્તિના બાળક ઉપર ધ્યાન—

અભ્યાસક્રમમાં વર્ણન કરેલી કસરતો કે રમતો સરેરાશ સાધારણ બાળકની શક્તિના ધોરણે આપવામાં આવી છે અને જો વાંધો લાગે તો તેઓ તેમની શક્તિનું માપ ઓછું ગણે છે. તેથી કરીને આમાંની કોઈ ક્રિયા તંદુરસ્ત બાળકને થાક લગાડે કે નુકસાન કરે તેવો સંભવ નથી.

દરેક શાળામાં કેટલાંક બાળક એવાં હોય છે કે જે થોડા વખત માટે કે હમેશને માટે સરેરાશ કરતાં હલકાં હોય છે અને કેટલાક વર્ગોમાં ખરાબ પોષણવાળાં કે નાજુક એટલાં બધાં બાળક હોય કે જેમના તરફ શિક્ષકે ખાસ ધ્યાન રાખવું જોઇએ. તેથી કરીને કસરતની વર્ગ ઉપર થતી અસરનું અવલોકન કરવાની જરૂર છે કે જેથી થાકનાં ચિહ્ન ધ્યાનમાં રાખી શકાય અને જો વર્ગ ઉપર હદથી વધારે શ્રમ પડેલો લાગે તો કેટલાંક અથવા બધાં બાળકોને માટે કસરતમાં ફેરફાર કરી શકાય.

તપાસવાનાં સામાન્ય ચિહ્નો નીચે મુજબ છે. બેધ્યાનપણું, ઉભા રહેવાની ઢીલી રીત, શ્વાસની અનિયમિતતા, ફીક્કા પડવું વગેરે. આ ચિહ્નો બહુ જોસદાર પાઠ બંધ કરવાને સૂચવે છે. આ સ્થિતિને માટે કસરત અને ચોકખી હવા એ ઇલાજો છે. ખાસ કરીને અસંતોષકારી વાતાવરણ જે આ ચિહ્નો ઉત્પન્ન કરે છે તેનો આ ઇલાજ છે, પણ અયોગ્ય કે ઓછા પોષણને લીધે થએલાં ચિહ્નોનો આ ઇલાજ નથી. શરીરની સ્થિતિ સુધારવા માટે રોજના પાઠ નિયમિત મકાન બહાર લેવા તે એક ઇલાજ છે. થાકનાં ચિહ્ન શારીરિક થાકને બદલે કંટાળો પણ દર્શાવે અને અહીં શિક્ષકના હાથમાં ઇલાજ છે. વળી થોડાં બાળકો નબળાં હોય અને વર્ગની સામાન્ય પ્રવૃત્તિ સાથે ન રહી શકે તેથી સમગ્ર વર્ગના અભ્યાસનો ભાગ તેમને ન આપવો એ પણ અગત્યનું છે.

સામાન્ય રીતે નિર્બળ હોય તેવાં બાળક ઉપરાંત કેટલાંક બાળકો ખાસ શારીરિક ખોડવાળાં હોય છે. જેવી કે હૃદયરોગ, ઓછું જોવું, ઓછું સાંભળવું. આમના સંબંધમાં શાળાના વૈદકીય અમલદારની સૂચના અનુસાર ખાસ વ્યક્તિગત ધ્યાન આપવું પડે.

### શારીરિક કે માનસિક ખામીવાળું બાળક—

જો કે અભ્યાસક્રમ સામાન્ય કોટિના બાળક માટે યોજાયો છે, છતાં યોગ્ય ફેરફાર સાથે માનસિક અને શારીરિક ખોડવાળાં બાળકોની શાળા માટે તે વાપરી શકાય. આવી શાળાઓમાં શારીરિક કસરત કેળવણીનો અગત્યનો ભાગ છે. દાખલા તરીકે, આંધળાં બાળકોને સ્વતંત્ર અને બીક વગરની ગતિ શીખવાની જરૂર છે અને તેમને ઘણી કસરતો અને રમતો કરવાને તાલીમ આપી શકાય. અપંગ બાળકોને જો યોગ્ય રીતે શીખવવામાં આવે તો અચંબો પમાડે તેટલા પ્રકારની ક્રિયાઓમાં ભાગ લઈ શકે. બહેરાં બાળકો માટે આજ્ઞાઓમા દેખીતી રીતે ફેરફાર કરવો જોઈએ. માનસિક પછાત બાળકો તેમના કરતાં નાની ઉંમરના બાળકો માટે નક્કી કરેલી કસરતો કરવા માટે સાધારણ રીતે શક્તિમાન થાય છે.

જ્યાંસુધી બની શકે ત્યાંસુધી ખોડવાળાં બાળકોને તેની શારીરિક અશક્તિ ભૂલી જાય તેવી રીતે ઉત્તેજન આપવું જોઈએ અને બની શકે ત્યાંસુધી સાધારણ કાર્યક્રમ પ્રમાણે ચાલવું જોઈએ.

---

## પ્રકરણ બીજું

### શારીરિક કસરતો શીખવવાની સામાન્ય પદ્ધતિઓ

ફતેહમંદ થવાને શારીરિક તાલીમના શિક્ષકમાં શારીરિક કેળવણી શું શું કરી શકે, અને તેની અસર લાંબા વખત સુધી ચાલે છે એવી સમજ તેમજ તેના વિવિધ પ્રકાર શીખવતી વખતે તેનું અમુક વિશિષ્ટ પરિણામ લાવવાનો ઉદ્દેશ, એ સંબંધી સ્પષ્ટ દૃષ્ટિ હોવી જોઈએ. તેમાં રહેલા સિદ્ધાન્તોનું જ્ઞાન અને સમજણ શિક્ષણની વ્યાવહારિક શક્તિની પુરવણી તરીકે જરૂરી છે. શિક્ષકનામાં આરોગ્યનું ભાન તેમજ આરોગ્યશાસ્ત્રના સિદ્ધાન્તનું જ્ઞાન હોવું જોઈએ, કે જેથી કરીને તે જેનો ઉપદેશ આપે તે પ્રમાણે વર્તી શકે અને તેનાથી જેટલા બની શકે તેટલા પ્રમાણમાં આરોગ્યશાસ્ત્રના સિદ્ધાન્તો પ્રમાણે શારીરિક તાલીમની વ્યવસ્થા કરી શકે. જો આ વિષયમાં ખરો રસ હોય તો તાલીમ અને અનુભવથી શિક્ષણની શક્તિ ખીલવી શકાય.

આ પ્રકરણમાં મુખ્યત્વે શારીરિક તાલીમની વિવિધ શાળાઓની યોજના અને શિક્ષણ અને જુદા જુદા સંજોગોમાં કેવી રીતે વર્તવું તે સંબંધી વિગતવાર સૂચનાઓ આપ્યાં છે, છતાં કેટલાક સામાન્ય સિદ્ધાન્તો આ બધી ક્રિયાઓ ચલાવવાને માટે લાગુ પડે છે અને તે પહેલા લેવા જોઈએ.

શારીરિક તાલીમ માટેનું ખરું વાતાવરણ ઉત્પન્ન કરવા માટે અને તેને યોગ્ય માર્ગ બતાવવા માટે ક્રિયામાં બાળકના રસનો અને તે માટેની તેની શક્તિનો ખ્યાલ અને સમજણ શિક્ષકમાં હોવાં જોઈએ. ઘણીવાર આ શક્તિ ઓછી આંકવામાં આવે છે. શાળાનાં બાળકો માટેના કસરતના પાઠ સામાન્ય રીતે ૨૦ મિનિટનાં સમયના હોય છે. આ સમય દરમિઆન પાઠની સંકલનામાં તૂટ પડવી જોઈએ નહિ અને 'આરામથી ઉભા રહો' એ આજ્ઞાની ભાગ્યેજ જરૂર પડે છે. એક રચના અથવા એક પ્રકારની કસરતમાંથી બીજામાં ફેરફાર અથવા સૂચના માટે થોડો વખત અટકવું, સાધન ગોઠવવાં વગેરે પુરતો આરામ આપે છે. જો સારી રીતે ચલાવવામાં આવે તો બાળકોને વધારે વિધિપુર્વકની તેમજ છૂટી ક્રિયાઓમાં આનંદ પડે

છે. જો ફરજ પડે તેવી આજ્ઞા હોય તો તે પ્રમાણે સાથે એકઠા કામ કરવામાં તેમને આનંદ પડે છે અને વ્યક્તિગત અનુભવથી તેમની પોતાની શક્તિની કસોટી કરવામાં તેમને આનંદ પડે છે. જો નિશ્ચિત નેમ આપી હોય તો તે પ્રાપ્ત કરવા માટે તેઓ સખત પ્રયત્ન કરશે અને ઉંચુ ધોરણ પ્રાપ્ત કરવાની માગણીને પહોંચી વળવામાં તેઓ ભાગ્યેજ નિષ્ફળ જશે. શારીરિક તાલીમનો સમય બાળકોને ગમે તેવો કરવામાં મુસ્કેલી નથી. ઘણીવાર તો ખરી મુસ્કેલી શિક્ષક ચપળ અને રસ લેતા વર્ગ સાથે અસરકારક રીતે કામ લેવામાં નિષ્ફળ નીવડે છે તે છે, કારણકે પુરતો પણ ત્રાસ ન થાય તેવો દાબ રાખવો અને ખુલ્લી જગ્યામાં કે તરવાના હોજમાં મુકાબલે મોટી સંખ્યા સાથે કામ લેવું અઘરૂં છે અને ઘણા શિક્ષકોને માટે તે ઘણો મુશ્કેલ પ્રશ્ન બને છે.

વર્ગ ઉપર દાબ—

નીચેની સૂચનાઓ શારીરિક તાલીમની બધી શાળાઓને લાગુ પડે છે. તે શિક્ષકને તેના વર્ગ સાથે સંબંધમાં આવવાને તથા તેને પ્રગતિ માટે જરૂરી એવા દાબમાં રાખવા માટે મદદગાર થશે.

૧ શીખવવા માટે અને વર્ગને દાબમાં રાખવા માટે અવાજ એક અગત્યનું અંગ છે. સારી આજ્ઞા કેળવો. અવાજના જુસ્સામાં ફેરફાર કરવા પ્રયત્ન કરો અને અવાજમાં ભાવ આણો. કુદરતી અવાજ અને જ્યારે જરૂર હોય તો સુચના અને સલાહ આપવા વાતચીતની ઝડપ વાપરો. એટલું ધ્યાનમાં રાખવું કે વર્ગના બધા સભાસદો મુસ્કેલી વગર સાંભળી શકવા જોઈએ. એક સીસોટી રાખવા શિક્ષકને ભલામણ કરવામાં આવે છે. સામાન્ય ચપળતાની કસરતો જેવા ઝડપી ક્રિયા આવતી હોય અને કેટલોક અવાજ થતો અટકાવવા માટે અથવા જે કસરતોમાં રમતના મેદાનમાં બાળકો છુટાંછવાયાં રાખ્યાં હોય ત્યારે સામાન્ય રીતે સીસોટી વાપરવી જોઈએ. આવા સંજોગોમાં સીસોટી ચોકખી નિશાની છે અને અવાજ બચાવવા માટે યોગ્ય રીતે તે વાપરી શકાય. રમત શીખવવા માટે કે અભ્યાસનું કામ કરતી વખતે સીસોટી અનિવાર્ય છે.

## હરડે

એક સમય એવો હતો કે જ્યારે અમદાવાદ અને અમદાવાદની આસપાસના બાગોમાં હરડે પુષ્કળ પ્રમાણમાં થતી. એ મુગલાઈના સમયની વાત. અહીંના લોકો તો ઉપયોગ કરતા, પરંતુ તેનો મુરબ્બો પર પ્રાંતોમાં પણ જતો. આજે તો અમદાવાદની આસપાસ બાગોયે નથી અને હરડેનાં વૃક્ષોય નાશ પામ્યાં છે અને હરડે આપણે ત્યાં બહારથી આયાત થાય છે. કમનસીબની વાત તો એ છે કે આજે અમદાવાદના એક પણ બાગમાં હરડેનું વૃક્ષ નથી

હરડે તો એક અમૂલ્ય ઔષધિ છે. તેને માટે કહેવાય છે કેઃ—

**" नास्ति यस्य गृहे माता तस्य माता हरीतकी "**

[ " નમાયા બાળકને તો હરડે માતા છે " ] પરંતુ કેવળ બાળક માટે જ નહિ પરંતુ સૌને માટે એ ઉપયોગી વસ્તુ છે. આમ, હોવા છતાં નીચે જણાવેલી વ્યક્તિઓએ હરડે ન ખાવી એવું આયુર્વેદનું ફરમાન છે—

**" अध्वातिखिन्नो बलवर्जितश्चरूक्षः**
**कृशो लंघनकर्षितश्च ।**
**पित्ताधिको गर्भवती च नारी**
**विमुक्तरक्तस्त्वभयां न खादेत् ॥ "**

" ખૂબ ચાલવાથી થાકી ગએલાએ, નિર્બળે, લૂખા શરીરવાળાએ, કૃશ થએલાએ, લાંઘણો કરી હોય એણે, જેને પિત્ત વધી ગયું હોય તેણે, ગર્ભવતી સ્ત્રીએ અને જેને શરીરમાંથી લોહી ગયું હોય અથવા કઢાવ્યું હોય તેણે હરડે ન લેવી.

ક્ષયવાળા દરદીને એમને એમ હરડે આપવાનો નિષેધ કરેલો છે, પરંતુ "વ્યાઘ્રી હરીતકી, વાસાહરીતકી, અગસ્ત્ય હરીતકી" વગેરે હરડેની બનાવટો ક્ષયવાળાને માટે હિતાવહ ગણેલી છે અને તે પ્રયોગો ખાસ કરીને ક્ષયના પ્રકરણોમાંજ આપેલા છે; એમ છતાયે અમે જોયું છે કે કેટલીક વાર આ રીતે અપાએલી હરડે નુકસાન પહોંચાડે છે, તો તેવે પ્રસંગે એ તુરતજ બંધ કરી દેવી. જો કે પિત્તાધિકયવાળાને હરડે આપવાનો નિષેધ કરેલો છે, પરંતુ **पित्तं हन्ति सशर्करा** એવું બીજું વચન મળતું હોવાથી પિત્તાધિકયવાળો પણ જો સાકર સાથે લે તો તેને નુકસાન ન પહોંચે એમ જણાય છે. એજ રીતે જો સિંધવ સાથે લેવામાં આવે તો કફ સંબંધી રોગોનો, ઘી સાથે લેવામાં આવે તો વાત રોગોનો અને ગોળ સાથે લેવામાં આવે તો સર્વ રોગોનો નાશ કરે છે. એનો અર્થ એમ નથી કે બધાજ રોગો ઉપર એ

સિદ્ધૌષધ છે, પરંતુ બધાજ રોગોને દૂર કરવામાં એ મદદરૂપ થઈ પડે છે. જો તેને ચાવીને ખાવામાં આવે તો તે જઠરાગ્નિને સતેજ કરે છે, વાટીને આપવામાં આવે તો મળશુદ્ધિ કરે છે, બાફેલી હરડે ગ્રાહી છે [ દસ્તને રોકે છે. ] અને શેકેલી હરડે ત્રણે દોષોને મટાડે છે. વળી હરડે વિષે પ્રાચીનોએ એટલા બધા પ્રયોગો કર્યા છે કે તેઓ કહે છે, "જમતી વખતે હરડે ખાધાથી બુદ્ધિ, બળ અને ઈંદ્રિયો તેજસ્વી થાય છે, ત્રણે દોષોના વિકારો શાંત પડે છે અને મળમૂત્ર શુદ્ધ થાય છે; અને ભોજન પછી હરડે ખાવામાં આવે તો તો ભોજનને લીધે થએલા વિકારોને મટાડે છે એટલુંજ નહિ, વળી પિત્ત અને કફના દોષોને દૂર કરે છે.

"હરડેમાં ૪૫ ટકા ટેનિક એસિડ છે. થોડુંક ગોલીક એસિડ અને ભૂરો પીળો રંગ છે." હરડેની સાત જાતો તેના રૂપરંગ પ્રમાણે પાડેલી છે, અને જુદા જુદા પ્રકારની હરડે જુદા જુદા રોગ પર કામ આવે છે એમ જણાવેલું છે.

એમ કહેવાય છે કે કેટલીક હરડે સ્વાદ માત્રથી, કેટલીક ગંધથી, કેટલીક અડકવાથી, કેટલીક જોવાથીજ ઝાડો થાય છે. વળી ચેતકી હરડે વિષે એવું કહેવાય છે કે તેના ઝાડ નીચે જે જાય તેને ઝાડા થાય છે અથવા તો તેને હાથમાં રાખવાથી રેચ લાગે છે. જો કે 'વિજયા' નામની હરડેની જાતને બધી જાતોમાં મુખ્ય ગણી છે, પરંતુ "नृपाणां सुकुमाराणां कृशानां भेषजद्विषाम्" (રાજાઓ, સુકુમાર સ્ત્રીપુરુષો, કૃશ માણસો અને દવાથી કંટાળતાં માટે ચેતકી ઉત્તમ ગણી છે.

હરડેમાં 'ખારો' સિવાય બીજા પાંચે રસો છે.

"હરડેની મજ્જામાં મધુર, નસોમાં ખારો, દીંટીઓમાં કડવો, છાલમાં તીખો અને ઠળીઆમાં તુરો રસ રહેલો છે. હરડેની પરીક્ષા એવી છે કે સારામાંની હરડે નવી ચીકાશ લેતી, ધાટી, ગોળ અને ભારે હોય છે અને પાણીમાં નાખવાથી ડૂબી જાય છે. તોલમાં બે તોલા હોય તે સારી ગણાય એટલે કે વીસી, બાવીસી હરડે સાધારણ ઉપયોગમાં ચાલી શકે. બાલ હરડે અથવા હીમજના પણ અનેક પ્રયોગો છે, અને તે પણ જુદા જુદા પ્રયોગમાં આવે છે.

આમ હરડે એ આપણા દેશી વૈદકની એક ઉત્તમ ચીજ છે અને કથા તો કહે છે કે તે "અમૃતબિંદુજ" છે.

"पपात बिन्दुर्मेदिन्यां शक्रस्य पिबतोऽमृतम् ।
ततो दिव्यात्-समुत्पन्ना सप्तजातिहरीतकी ॥"

વૈદ્ય શિવશંકર પ્રાણશંકર શુક્લ

અથવા દ્વંદ્વ યુદ્ધ ઉપરથી દ્વંદ્વ શબ્દનો અર્થ કઢાવવો. સંસારનાં સુખ અનિત્ય છે, કારણ કે તેનો નાશ થાય છે. આ વાકયની મદદથી અનિત્ય શબ્દનો અર્થ કઢાવવો. 'કંઈ કંઈ દીસંતી દંતકળીઓ વણુ નિમિત્ત હસવા થકી' આ કવિતાની લીટી ઉપરથી નિમિત્ત શબ્દનો અર્થ કઢાવવો વગેરે.

ગૃહસ્થ—ગૃહસ્થાશ્રમી, સંસારી
દ્વંદ્વ—જોડકું
અનિત્ય—નાશવંત
નિમિત્ત—કારણ

**ભાવાર્થના પ્રશ્નો**

આ કવિતામાં શું કરવાનું કહ્યું છે? સુખની બેન કોને ગણવી? વિપત્તિ આવે ત્યારે કેવો પ્રશ્ન ન કરવો? એવો પ્રશ્ન કરવાથી શું લોપાય? કયો ધર્મ લોપાય? વિપત્તિ આવે ત્યારે શું કહેવું? એ પ્રમાણે કહે તે કેવો ગણાય? સુખદુઃખને કોની સાથે સરખાવ્યા છે? પ્રભુની ઇચ્છા વિના શું થતું નથી? છેલ્લી કડીમાં શું કહ્યું છે?

**(૩) પુનરાવર્તન શિક્ષણ સાફલ્ય**

વિપત્તિનું સન્માન કરનાર કેવો ગણાય? સુખ અને દુઃખને અનિત્ય શા માટે ગણવામાં આવે છે? નિમિત્તરૂપ વ્યક્તિને દોષ કેમ ન દેવો? છેવટે સમય હોય તો વિદ્યાર્થીઓ પાસે ફરી કવિતા બોલાવી વર્ગને રજા આપવી.

## સ્કાઉટ ગીત

### રાગ હમીર તાલ ત્રિતાલ

સબ વીર સૈનિક તેરે દ્વાર આયે,
જ્ઞાન ભક્તિ જન સેવા દીજે; સૈનિક, સબ વીર૦
વિવેક વિચાર સાર અબ દીજે,
ભ્રાતૃભાવ સબ જનમેં કીજે; સૈનિક, સબ વીર૦
શીલ સંતોષ ક્ષમા શુચી હોવે,
ધૈર્ય શાંતિ સમતા ગુરુ કરદે; સૈનિક, સબ વીર૦
સદ્‌ગુરુ દેવા તુમસે પ્રણવે,
કૃપાદષ્ટિ તુમ સબપે કીજે; સૈનિક, સબ વીર.

| સે – ધ ધ | પ – મ મ | ધ – – પ | ધ ની સે – |
|---|---|---|---|
| સૈ – નિ ક | તે – રે – | દ્વા – – ર | આ – યે – |
| 7 | — | — | — |

| ધ નિ સે રીં | પ – પ ધ | – ધ પ પ | ગ – મ રી | સ રી સ – |
|---|---|---|---|---|
| સ બ વિ ર | જ્ઞા – ન ભ | – ક્તિ જ ન | સે – વા – | દી – જે – |
| — | 7 | — | — | — |

| ગ ગ ગ ગ | પ – ધ પ | સં સં સં સં | સં રીં સં – |
|---|---|---|---|
| વિ વે ક વિ | ચા – ર સા | – ર અ બ | દી – જે – |
| 7 | — | — | — |

| ની – ની ની | – ની ધ ની | સં રીં નિ સં | ધ – પ – |
|---|---|---|---|
| ભ્રા – તૃ ભા | – વ સ બ | જ ન મેં – | દી – જે – |
| 7 | — | — | — |

**નોટ**—પછીની ટૂકો "વિવેક વિચાર" અને "ભ્રાતૃભાવ" એ બે લીટી પ્રમાણે વગાડવી.

## કેવું મઝાનું ગીત !

( ૧ )

કેવું મઝાનું ગીત ?—ટેક
ભાઈઓ, કેવું મઝાનું ગીત.
આ, કેવું મઝાનું ગીત,
ભાઈઓ, કેવું મઝાનું ગીત.

( ૨ )

ફરી ફરી, આપણ સૌ ગાઈએ;
સૌ જણ, હળીમળી હેતે ગાઈએ;
હરતાં ફરતાં, સાથે ગાઈએ,
ડાહ્યા સમજુ, થઈને ગાઈએ—કેવું૦

( ૩ )

વહેલા સૂર્ય વહેલા સૌ ઊઠીએ,
દાતણ કરી, ડીલ ચોળી નાહીએ;
પ્રભુ ભજન, હમેશાં કરીએ,
નાસ્તો લઈ, નિશાળે ઉપડીએ—કેવું૦

( ૪ )

માતપિતા, ગુરુ પાયે પડીએ,
ભણીએ ગણીએ, ને ખૂબ રમીએ;
કો સાથે, કદી ના લડીએ,
ભણવામાં, આગળ તો વધીએ—કેવું૦

( ૫ )

રમત મઝાની, હોંસે રમીએ,
રમતાં કોને, દુઃખ ના કરીએ;
કદી ઉધારાં, થઈ ના ફરીએ,
તબીયતને તો, ખૂબ સાચવીએ—કેવું૦

( ૬ )

ખાવાનું, સંભાળી ખાઈએ,
ખોટું ખાણું, કદી ન ખાઈએ;
સારે ભાવેઃ ઓછું ખાઈએ,
હોય ભૂખથી, વધુ ન ખાઈએ—કેવું૦

( ૭ )

ચા કાફી, એવું ના પીએ,
તરસ છીપાવા, પાણી પીએ;
ખોટાં પીણાં, કદી ના પીએ.
સોડા લેમન, જરા ના પીએ—કેવું૦

( ૮ )

મોજ શોખ, માટે ના ખાઈએ,
છાનાં માનાં, કંઈ ના ખાઈએ;
મા પાસે, માગીને ખાઈએ,
છાસ દૂધ, ઘી માખણ ખાઈએ—કેવું૦

( ૯ )

ભાઈ બેન મિત્ર સહુ રમીએ,
સંપી સઘળાં, સાથે રમીએ;
ગાળ માર, મસ્તી ના કરીએ,
રમતાં ભણવાનું, ના ભૂલીએ—કેવું૦

કામ વિના, નાહક ના ફરીએ,
નાનાં મોટાંનું, કહ્યું કરીએ;
કોઈ ઉપર, રીસે ના બળીએ,
સૌનું રૂડું, ઇચ્છી જીવીએ—કેવું૦ ૧૦

રસમાલી

## છોકરાઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાઉ.ભા.

### ઉ. ભા. માં સને ૧૯૩૬માં લેવાએલી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષામાં પાસ થએલ ઉમેદવારોનાં નામની યાદી.

| નંબર | નામ | માર્ક | નંબર | નામ | માર્ક |
|---|---|---|---|---|---|
| | **અમદાવાદ સેન્ટર** | | ૩૨ | ચંદુભાઇ પુરુષોત્તમદાસ પટેલ | ૩૬૮ |
| | | | ૩૩ | હરિશંકર હરખરામ પંડયા | ૩૬૭ |
| ૧ | મણિલાલ મગનલાલ પંડયા | ૪૫૨ | ૩૪ | સાકળચંદ પુંજાલાલ શાહ | ૩૬૬ |
| ૨ | મગનલાલ ચુનીલાલ ઠક્કર | ૪૩૬ | ૩૫ | કાંતિલાલ જયાનંદ જાની | ૩૬૫ |
| ૩ | ગીરજાશંકર ગોરધનરામ ત્રિવેદી | ૪૩૧ | ૩૬ | ઉમીઆશંકર નાથાલાલ પંડયા | ૩૬૪ |
| ૪ | લલ્લુ કહાનજી મેકવાણ | ૪૧૮ | ૩૭ | છગનલાલ ડાહ્યાભાઈ ઠક્કર | ૩૬૨ |
| ૫ | ઇચ્છાશંકર ઉમાશંકર દવે | ૪૧૩ | ૩૭ | કરસનજી ચોકાજી મકવાણા | ૩૬૨ |
| ૬ | આનંદલાલ શીવલાલ દેસાઈ | ૪૧૦ | ૩૭ | રમણલાલ મથુરભાઈ પટેલ | ૩૬૨ |
| ૭ | પોપટલાલ મોતીલાલ શાહ | ૪૦૩ | ૪૦ | પુનમલાલ ગૌરીશંકર ઉપાધ્યાય | ૩૬૧ |
| ૮ | ચંદુલાલ ચતુરભાઈ પટેલ | ૪૦૦ | ૪૦ | રયુબેન હરિલાલ બારયા | ૩૬૧ |
| ૮ | પુરષોત્તમ શીવરામ ઠાકર | ૪૦૦ | ૪૨ | ખસીલાલ ડાહ્યાભાઈ મોદી | ૩૬૦ |
| ૧૦ | ધીરજલાલ મુળજીભાઈ બ્રહ્મભટ્ટ | ૩૯૬ | ૪૩ | શંકરલાલ નાથાલાલ પરમાર | ૩૫૭ |
| ૧૦ | શંકરલાલ શીવરામ રાંધેજીઆ | ૩૯૬ | ૪૪ | જગજીવન ભોગાભાઈ ઠક્કર | ૩૫૬ |
| ૧૨ | અંબાલાલ નારણદાસ પટેલ | ૩૯૫ | ૪૪ | મણિલાલ મીઠાભાઈ મકવાણા | ૩૫૬ |
| ૧૨ | શેરયુઅલ માધવલાલ મેકવાણ | ૩૮૬ | ૪૪ | શેખનુરમહમદ ઇસ્માઇલમીઆ | ૩૫૬ |
| ૧૪ | કાંતિલાલ ભાઇચંદ ધ્રુવડ | ૩૮૫ | | ખંજાડા | |
| ૧૫ | ઓબેદ બાલા ક્રિસ્તી | ૩૮૪ | ૪૪ | રામસીંગ મહાદેવભાઈ વજાપરા | ૩૫૬ |
| ૧૫ | પ્રેમચંદ શાંકળચંદ વડોદરીઆ | ૩૮૪ | ૪૪ | વ્રજલાલ નરભેરામ રાવળ | ૩૫૬ |
| ૧૭ | મગનલાલ ડાહ્યાભાઈ મોદી | ૩૮૩ | ૪૯ | ચુનીલાલ મુળચંદ શાહ | ૩૫૫ |
| ૧૭ | નવનીતલાલ કેશવલાલ મહેતા | ૩૮૩ | ૪૯ | મેઘરદાસ રામજીભાઈ પટેલ | ૩૫૫ |
| ૧૯ | રણછોડ શાગજી ઠક્કર | ૩૮૨ | ૪૯ | પીતાંબર બેચરભાઈ પરમાર | ૩૫૫ |
| ૨૦ | ભગવાનલાલ શીવલાલ ગાંધી | ૩૮૦ | ૪૯ | સુખદેવગર કીશોરગર | ૩૫૫ |
| ૨૦ | નુર રસુલ શેખ | ૩૮૦ | | ગોસ્વામી બાવા | |
| ૨૨ | હરિલાલ આશારામ પટેલ | ૩૭૭ | ૫૦ | જેઠાલાલ દલજીભાઈ પટેલ | ૩૫૪ |
| ૨૩ | મુળચંદ મોહનલાલ શાહ | ૩૭૬ | ૫૩ | રેવાભાઇ મોહનલાલ પટેલ | ૩૫૪ |
| ૨૪ | મંગળદાસ છગનલાલ ઉપાધ્યાય | ૩૭૫ | ૫૫ | રેવાભાઈ ભગવાનભાઈ પટેલ | ૩૫૩ |
| ૨૪ | મુળશંકર તુળજારામ ગોર | ૩૭૫ | ૫૬ | ચીનુભાઈ ત્રિકમલાલ શેટ | ૩૫૨ |
| ૨૪ | આર્થર મોતીલાલ સોલંકી | ૩૭૫ | ૫૭ | રમાકાન્ત રવિશંકર ભટ્ટ | ૩૫૧ |
| ૨૪ | ચંદ્રકાન્ત પાઉલ પરમાર | ૩૭૫ | ૫૭ | રામજીભાઈ મીઠાભાઈ પરમાર | ૩૫૧ |
| ૨૮ | ચુનીલાલ ખેમરામ વ્યાસ | ૩૭૪ | ૫૯ | જગમલ પુંજાભાઈ રાઠોડ | ૩૫૦ |
| ૨૮ | શંકરલાલ છોટાલાલ જોશી | ૩૭૪ | ૫૯ | ઉમીઆશંકર ગુલાબરામ | ૩૫૦ |
| ૩૦ | ચંદુલાલ કેશવલાલ પટેલ | ૩૭૩ | | જોશી | |
| ૩૧ | શાંતિલાલ દામોદર મહેતા | ૩૭૨ | ૬૧ | ઇશ્વરલાલ ઝીણાભાઈ સાગર | ૩૪૯ |

| ક્રમ | નામ | ગુણ |
|---|---|---|
| ૬૨ | લખાભાઈ અમીચંદભાઈ પટેલ | ૩૪૫ |
| ૬૩ | પરમાનંદ છગનલાલ શાહ | ૩૪૪ |
| ૬૩ | વિરજી નરસિભાઈ મકવાણા | ૩૪૪ |
| ૬૫ | શીવાભાઇ મોતીભાઈ પટેલ | ૩૪૩ |
| ૬૬ | એલમ પુંજાભાઈ ખ્રિસ્તી | ૩૪૨ |
| ૬૭ | ચંદુલાલ રાયચંદ શાહ | ૩૪૧ |
| ૬૭ | જીવણલાલ કેશવલાલ શાહ | ૩૪૧ |
| ૬૯ | હીરાલાલ ગણેશભાઈ પટેલ | ૩૪૦ |
| ૬૯ | જયંતિલાલ ભુરજીભાઇ વહોરા | ૩૪૦ |
| ૬૯ | નંદલાલ મુળશંકર રાવળ | ૩૪૦ |
| ૬૯ | શીવજીભાઇ જીવરાજભાઈ પટેલ | ૩૪૦ |
| ૬૯ | પુરુષોત્તમ ધરમશી પટેલ | ૩૪૦ |
| ૭૪ | હાથીભાઈ હરગોવનદાસ પટેલ | ૩૩૯ |
| ૭૪ | હીરા રામજી પટેલ | ૩૩૯ |
| ૭૪ | જીવામીઆં અનવરમીઆં શેખ | ૩૩૯ |
| ૭૪ | લખાભાઈ તળસીભાઇ પટેલ | ૩૩૯ |
| ૭૪ | પુરુષોત્તમ મોહ્નભાઈ રાણા | ૩૩૯ |
| ૭૪ | રમણીકલાલ ત્રિકમલાલ મકવાણા | ૩૩૯ |
| ૮૦ | રતીલાલ જીવરામ પચોલી | ૩૩૮ |
| ૮૧ | કેશવલાલ કાળિદાસ પરમાર | ૩૩૭ |
| ૮૨ | બાબુલાલ જેચંદ શાહ | ૩૩૬ |
| ૮૨ | ગુલામનબી વાલુમીઆ ચાવડા | ૩૩૬ |
| ૮૪ | મગનભાઈ રામાભાઈ રાવળ | ૩૩૫ |
| ૮૪ | મહેન્દ્રકુમાર સોમનાથ ભટ્ટ | ૩૩૫ |
| ૮૪ | સીરીલ સગરામ પલાટ | ૩૩૫ |
| ૮૭ | રૂપજી ગલજી ક્રિશ્ચિઅન | ૩૩૪ |
| ૮૮ | મણિલાલ રામાભાઈ પટેલ | ૩૩૩ |
| ૮૯ | સીરીલ ભુધરભાઈ ખ્રિસ્તી | ૩૩૨ |
| ૯૦ | કેશવલાલ બિરચંદ પટેલ | ૩૩૧ |
| ૯૦ | મધુભાઈ મકનાભાઈ પટેલ | ૩૩૧ |
| ૯૦ | રસિકલાલ ચીમનલાલ મોદી | ૩૩૧ |
| ૯૦ | રમણીકલાલ કેશવલાલ ત્રવાડી | ૩૩૧ |
| ૯૪ | મણિલાલ નાથાભાઈ પટેલ | ૩૩૦ |
| ૯૪ | પુરુષોત્તમ મગનલાલ રાવળ | ૩૩૦ |
| ૯૪ | સોમાભાઈ રણછોડદાસ પટેલ | ૩૩૦ |
| ૯૭ | મણિલાલ પરષોત્તમદાસ પંચાલ | ૩૨૯ |
| ૯૭ | પ્રભુદાસ મોતીભાઈ પટેલ | ૩૨૯ |
| ૯૭ | રામચંદ્ર મોહનદાસ હરીયાણી | ૩૨૯ |
| ૧૦૦ | અમીચંદ ઉમેદભાઇ પટેલ | ૩૨૮ |
| ૧૦૦ | ગીરધર શંકર પંચાલ | ૩૨૮ |
| ૧૦૨ | બાબરભાઈ ભીખાભાઈ પટેલ | ૩૨૬ |
| ૧૦૨ | મગનલાલ ધુળજીભાઇ પટેલ | ૩૨૬ |
| ૧૦૨ | શંકરલાલ માધવરામ કુંભાર | ૩૨૬ |
| ૧૦૨ | શંકરલાલ ગણપતરામ કણઝરીઆ | ૩૨૬ |
| ૧૦૨ | શંકરજી છગુજી ચાવડા | ૩૨૬ |
| ૧૦૨ | વાડીલાલ મલુકચંદદાસ શાહ | ૩૨૬ |
| ૧૦૮ | ઇશ્વરભાઇ બકોરભાઈ પટેલ | ૩૨૫ |
| ૧૦૯ | ફૂલચંદદાસ દામોદરદાસ દાણી | ૩૨૪ |
| ૧૦૯ | રમણલાલ હરગોવિંદદાસ ગોર | ૩૨૪ |
| ૧૦૯ | શીવલાલ લાલજીભાઈ પરમાર | ૩૨૪ |
| ૧૦૯ | વાલાભાઈ સાંકળાભાઈ પટેલ | ૩૨૪ |
| ૧૧૩ | શંકરલાલ દલસુખરામ વ્યાસ | ૩૨૩ |
| ૧૧૪ | અંબાલાલ ગોવિંદલાલ પટેલ | ૩૨૨ |
| ૧૧૪ | મગનલાલ કાળિદાસ સોલંકી | ૩૨૨ |
| ૧૧૬ | ભનાજી ભાથીજી ચૌહાણ | ૩૨૧ |
| ૧૧૬ | બાપુલાલ ભગવાનદાસ જોશી | ૩૨૧ |
| ૧૧૬ | ચંદુલાલ મોહનલાલ જોશી | ૩૨૧ |
| ૧૧૬ | જેઠાલાલ હરિરામ પંડયા | ૩૨૧ |
| ૧૧૬ | લખમણ ગલા પટેલ | ૩૨૧ |
| ૧૧૬ | મગનલાલ વેણાભાઈ પટેલ | ૩૨૧ |
| ૧૧૬ | મોહનલાલ રેવનદાસ પટેલ | ૩૨૧ |
| ૧૧૬ | શાંતિલાલ છોટાલાલ દોશી | ૩૨૧ |
| ૧૨૪ | એરિક ગોવિંદ બારૈયા | ૩૨૦ |
| ૧૨૫ | બાલકૃષ્ણ પુંજાલાલ પટેલ | ૩૧૯ |
| ૧૨૫ | લીલાચંદ ભાઇચંદ પંચાલ | ૩૧૯ |
| ૧૨૭ | અંબાલાલ જોઈતાભાઈ પટેલ | ૩૧૮ |
| ૧૨૭ | શીલેમોન ખાનદાસ પરમાર | ૩૧૮ |
| ૧૨૭ | કાંતિલાલ શીવલાલ ઠાકર | ૩૧૮ |
| ૧૩૦ | છબીલદાસ જમનાદાસ ગાંધી | ૩૧૯ |
| ૧૩૦ | કચરાલાલ છગનલાલ પટેલ | ૩૧૯ |
| ૧૩૦ | પુનમચંદ મહીપતરામ પટેલ | ૩૧૯ |
| ૧૩૩ | ગૌરીશંકર મુળશંકર જાની | ૩૧૬ |
| ૧૩૩ | ઘનશ્યામ રણછોડદાસ શાહ | ૩૧૬ |
| ૧૩૩ | જયંતિલાલ રણછોડદાસ વ્યાસ | ૩૧૬ |
| ૧૩૩ | જીજીભાઈ માધવલાલ પટેલ | ૩૧૬ |
| ૧૩૩ | મુસા મુળજીભાઈ ક્રિશ્ચિઅન | ૩૧૬ |

| ક્રમ | નામ | ગુણ |
|---|---|---|
| ૧૩૩ | રસિકલાલ પ્રેમશંકર શુક્લ | ૩૧૬ |
| ૧૩૩ | સોમાજી ગસાજી કલારીઆ | ૩૧૬ |
| ૧૪૦ | અંબાલાલ ખાતુભાઈ પટેલ | ૩૧૫ |
| ૧૪૦ | ચીમનલાલ દલસુખરામ ભંડારી | ૩૧૫ |
| ૧૪૦ | મહમદમીઆં છતુમીઆં પઠાણ | ૩૧૫ |
| ૧૪૩ | બાઇલાલ મોતીલાલ પટેલ | ૩૧૪ |
| ૧૪૩ | શકરાભાઈ ભુલાભાઈ વાળંદ | ૩૧૪ |
| ૧૪૫ | રામપ્રસાદ દ્વારકાદાસ રાવળ | ૩૧૩ |
| ૧૪૫ | શંકરભાઈ પુંજાભાઈ પટેલ | ૩૧૩ |
| ૧૪૭ | ભાઇલાલ લલ્લુભાઈ પરગાર | ૩૧૨ |
| ૧૪૭ | નટવરલાલ મણિલાલ શાહ | ૩૧૨ |
| ૧૪૭ | પરષોત્તમ જીવાભાઈ પટેલ | ૩૧૨ |
| ૧૪૭ | રામચંદ્ર મોહનલાલ રાવળ | ૩૧૨ |
| ૧૫૧ | આમીધર ગંગારામ ઠાકોર | ૩૧૧ |
| ૧૫૧ | ભાઈલાલ મંગળદાસ શાહ | ૩૧૧ |
| ૧૫૧ | મોહનલાલ કોદરલાલ શાહ | ૩૧૧ |
| ૧૫૧ | મોહનલાલ કોદરલાલ પંડ્યા | ૩૧૧ |
| ૧૫૧ | રવિશંકર જેભાઈ મહેતા | ૩૧૧ |
| ૧૫૧ | શેમ્યુઅલ વિરા ખારીયા | ૩૧૧ |
| ૧૫૧ | વાડીલાલ નાથાલાલ પટેલ | ૩૧૦ |
| ૧૫૮ | છનાજી લીલાજી પગી | ૩૧૦ |
| ૧૫૮ | ડાહ્યાભાઈ દામોદરદાસ કાછીઆ પટેલ | ૩૧૦ |
| ૧૫૮ | શામજી ભવાન ગલોનીઆ | ૩૧૦ |
| ૧૬૧ | દામોદરદાસ જીવરામ સોલંકી | ૩૦૯ |
| ૧૬૧ | જીવા ખીમા મુધવા | ૩૦૯ |
| ૧૬૧ | કાંધાભાઈ રતનભાઈ રાઠોડ | ૩૦૯ |
| ૧૬૧ | લક્ષ્મીશંકર નાનાલાલ પંડ્યા | ૩૦૯ |
| ૧૬૧ | મણિલાલ કાનજીભાઈ ચૌહાણ | ૩૦૯ |
| ૧૬૬ | દીપાભાઈ ડાહ્યાભાઈ ગરોડા | ૩૦૮ |
| ૧૬૬ | કાંતિલાલ જેઠાલાલ વેલાણી | ૩૦૮ |
| ૧૬૬ | કાંતિલાલ ચુનીલાલ શાહ | ૩૦૮ |
| ૧૬૬ | ઓચ્છવલાલ મણિલાલ શાહ | ૩૦૮ |
| ૧૬૬ | રમણલાલ નરસિંહદાસ શાહ | ૩૦૮ |
| ૧૭૧ | અહમદખાન નાથેખાન પઠાણ | ૩૦૭ |
| ૧૭૧ | રમણલાલ રવિદત્ત પંડ્યા | ૩૦૭ |
| ૧૭૧ | રામનારાયણ સાકરચંદ ભાવસાર | ૩૦૭ |
| ૧૭૪ | કચરાભાઈ મોહનભાઇ પટેલ | ૩૦૬ |
| ૧૭૪ | રમણલાલ મનસુખરામ જોશી | ૩૦૬ |
| ૧૭૬ | મણિલાલ રેવાભાઇ પટેલ | ૩૦૫ |
| ૧૭૬ | નુરસા ભીખુસા ફકીર | ૩૦૫ |
| ૧૭૬ | પુંજાભાઈ મથુરદાસ પટેલ | ૩૦૫ |
| ૧૭૬ | સાકળચંદ બહેચરદાસ શાહ | ૩૦૫ |
| ૧૮૦ | ગજાનંદ વિદ્યારામ પાઠક | ૩૦૪ |
| ૧૮૦ | મંગળદાસ પુંજારામ સોની | ૩૦૪ |
| ૧૮૦ | ત્રિભોવન શીવાભાઇ વાળંદ | ૩૦૪ |
| ૧૮૩ | વિલિયમ જીવા ખ્રિસ્તી | ૩૦૩ |
| ૧૮૪ | અમથાલાલ લવજીભાઈ સોલંકી | ૩૦૨ |
| ૧૮૪ | ગુલામહુસેન જીવાભાઇ મપારા | ૩૦૨ |
| ૧૮૪ | શેમ્યુઅલ ગંગજી પટેલ | ૩૦૨ |
| ૧૮૪ | શાંતિલાલ બળદેવદાસ મહેતા | ૩૦૨ |
| ૧૮૮ | કોદરસિંહજી ગોપાળસિંહજી | ૩૦૧ |
| ૧૮૮ | ખુશાલભાઇ કાશીભાઇ પટેલ | ૩૦૧ |
| ૧૮૮ | પુરુષોત્તમ મણિલાલ શેઠ | ૩૦૧ |
| ૧૯૧ | શીલમોન કરસનદાસ ખ્રિસ્તી | ૩૦૦ |
| ૧૯૧ | મોહમદખાન ઉમરાવખાન શેખ | ૩૦૦ |
| ૧૯૧ | નાથાલાલ કેશવલાલ રાઠોડ | ૩૦૦ |
| ૧૯૧ | શંકરલાલ ડાહ્યાલાલ સથવારા | ૩૦૦ |
| ૧૯૫ | નટવરલાલ રણછોડભાઇ પટેલ | ૨૯૯ |
| ૧૯૫ | નાથુભાઈ છગનભાઇ દેસાઇ | ૨૯૯ |
| ૧૯૫ | રમણલાલ સુખલાલ પટેલ | ૨૯૯ |
| ૧૯૮ | પરષોત્તમ ઈશ્વરભાઇ કાથેસીઆ | ૨૯૮ |
| ૧૯૮ | શંકરભાઇ ભોળીદાસ પટેલ | ૨૯૮ |
| ૧૯૮ | ત્રિકમજી કાળિદાસ પંડ્યા | ૨૯૮ |
| ૨૦૧ | કેશવલાલ હરિલાલ જોશી | ૨૯૭ |
| ૨૦૧ | રૂપજીભાઇ કાનજીભાઈ વરહાત | ૨૯૭ |
| ૨૦૧ | શીવપ્રસાદ ઉત્તમભાઇ પટેલ | ૨૯૭ |
| ૨૦૪ | ગોવિંદભાઇ ગણેશભાઇ વરાડીઆ | ૨૯૬ |
| ૨૦૪ | ગોરધનદાસ નરસિંદાસ શાહ | ૨૯૬ |
| ૨૦૪ | હીરાલાલ ગંગારામ રાવળ | ૨૯૬ |
| ૨૦૪ | જેરામદાસ અમરદાસ સાધુ | ૨૯૬ |
| ૨૦૪ | જીવાભાઇ વિઠ્ઠલભાઈ પટેલ | ૨૯૬ |
| ૨૦૪ | મગનલાલ નર્મદાશંકર ગોર | ૨૯૬ |
| ૨૧૦ | હીરાલાલ નરોત્તમદાસ પટેલ | ૨૯૫ |
| ૨૧૦ | કનૈયાલાલ ચંદુલાલ રાવળ | ૨૯૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧૦ | મંગળભાઈ પ્રભુદાસ પટેલ | ૨૯૫ | ૨૪૮ | ગોવિંદસીંગ કેસરીસીંગ ઝાલા | ૨૮૬ |
| ૨૧૦ | મહેરસીંગ કેશવજી ગોહેલ | ૨૯૫ | ૨૪૮ | જીવણલાલ ડાહ્યાભાઈ પરમાર | ૨૮૬ |
| ૨૧૦ | નાથાજી ઝવેરભાઈ જાદવ | ૨૯૫ | ૨૪૮ | લક્ષ્મીશંકર મગનલાલ | ૨૮૬ |
| ૨૧૦ | સોમાભાઈ ગોવિંદલાલ ચૌહાણ | ૨૯૫ | | ઉપાધ્યાય | |
| ૨૧૬ | નાથાભાઈ આદરભાઈ પટેલ | ૨૯૪ | ૨૪૮ | શામળભાઈ લખાભાઈ પટેલ | ૨૮૬ |
| ૨૧૬ | પ્રેમશંકર રામનારાયણ | ૨૯૪ | ૨૫૫ | ચીમનલાલ મનસુખલાલ | ૨૮૫ |
| | પાનેરી | | | મહેતા | |
| ૨૧૬ | શાંતિલાલ ઉમીઆશંકર | ૨૯૪ | ૨૫૫ | ઈશ્વરભાઈ નાથાભાઈ પટેલ | ૨૮૫ |
| | રાવળ | | ૨૫૫ | જયંતિલાલ ઈશ્વરલાલ ભટ્ટ | ૨૮૫ |
| ૨૧૯ | શીમોન કાગા ભગોરા | ૨૯૩ | ૨૫૫ | મંગુલાલ સાંકળચંદ સુથાર | ૨૮૫ |
| ૨૧૯ | શીવાભાઈ કોદરભાઈ પટેલ | ૨૯૩ | ૨૫૫ | પ્રહલાદ પુંજીરામ પંડ્યા | ૨૮૫ |
| ૨૨૧ | અતાજી મગનજી પરમાર | ૨૯૨ | ૨૫૫ | પ્રેમાભાઈ ખાનાભાઈ સોલંકી | ૨૮૫ |
| ૨૨૧ | બાલકૃષ્ણ ગીરધરલાલ વહોરા | ૨૯૨ | ૨૬૧ | કાંતિલાલ છનાભાઈ કડીઆ | ૨૮૪ |
| ૨૨૧ | શંભુપ્રસાદ ગણેશલાલ દવે | ૨૯૨ | ૨૬૧ | મોતીલાલ લીલાજી પટેલ | ૨૮૪ |
| ૨૨૪ | ચમનલાલ મગનલાલ યાદવ | ૨૯૧ | ૨૬૧ | રૂપજી અમરા હગન | ૨૮૪ |
| ૧૨૪ | જુવાનસીંગ લાલસીંગ રજપુત | ૨૯૧ | ૨૬૪ | ડાહ્યાલાલ મગનલાલ જોશી | ૨૮૩ |
| ૨૨૪ | નવલસીંગ ઉકાજી દામેશા | ૨૯૧ | ૨૬૪ | જગન્નાથ ઈશ્વરલાલ રાવળ | ૨૮૩ |
| ૨૪ | પુંજાભાઈ જોઈતાભાઈ પટેલ | ૨૯૧ | ૨૬૪ | જીવાભાઈ શંકરભાઈ પટેલ | ૨૮૩ |
| ૪ | રતીલાલ રણછોડલાલ વ્યાસ | ૨૯૧ | ૨૬૪ | જોઈતાભાઈ આદુભાઈ પટેલ | ૨૮૩ |
| ૨૪ | રસિકલાલ અંબાલાલ રાવળ | ૨૯૧ | ૨૬૪ | કિશોરરાય ગણપતરામ ભટ્ટ | ૨૮૩ |
| ૨૪ | રમણીકલાલ ઈશ્વરલાલ વ્યાસ | ૨૯૧ | ૨૬૪ | મણિશંકર હરિશંકર રાવળ | ૨૮૩ |
| ૨૩૧ | મુળજીભાઈ સોમાભાઈ પટેલ | ૨૯૦ | ૨૭૦ | લાલજીભાઈ મોતીભાઈ પટેલ | ૨૮૨ |
| ૨૩૨ | છગનભાઈ કાળાભાઈ પ્રજાપત | ૨૮૯ | ૨૭૦ | રેવાશંકર વિઠ્ઠલદાસ પટેલ | ૨૮૨ |
| ૨૩૨ | નારણદાસ હરગોવનદાસ છેલા | ૨૮૯ | ૨૭૦ | શીવપ્રસાદ ચુનીલાલ શુક્લ | ૨૮૨ |
| ૨૩૨ | રામચંદ્ર ઈંદ્રભાણુ દવે | ૨૮૯ | ૨૭૩ | જયંતિલાલ મણીલાલ શાહ | ૨૮૧ |
| ૨૩૨ | શીવા નાથુભાઈ પટેલ | ૨૮૯ | ૨૭૩ | શંકરભાઈ સોમાભાઈ વાળંદ | ૨૮૧ |
| ૨૩૬ | નટવરલાલ પ્રાણશંકર જોશી | ૨૮૮ | ૨૭૩ | વાસુદેવ ઓચ્છવલાલ ઉપાધ્યાય | ૨૮૧ |
| ૨૩૬ | પ્રાણશંકર પુરશોત્તમ ગોર | ૨૮૮ | ૨૭૬ | ચંદુલાલ અરયભાઈ બ્રહ્મભટ્ટ | ૨૮૦ |
| ૨૩૬ | તુળસી શંકર પંચાલ | ૨૮૮ | ૨૭૬ | ગણપતરામ બાપુજી પટેલ | ૨૮૦ |
| ૨૩૬ | તીમોથી મુળજી ખ્રિસ્તી | ૨૮૮ | ૨૭૬ | ગાંડાભાઈ સામજીભાઈ | ૨૮૦ |
| ૨૪૦ | છોટાલાલ અંબાલાલ પટેલ | ૨૮૭ | | મકવાણા | |
| ૨૪૦ | ડાહ્યાભાઈ કેવળદાસ શાહ | ૨૮૭ | ૨૭૬ | હેમતાજી સોનાજી રાઠોડ | ૨૮૦ |
| ૨૪૦ | કાશીભાઈ ડાહ્યાભાઈ પટેલ | ૨૮૭ | ૨૭૬ | જમનાશંકર ગંગારામ રાવળ | ૨૮૦ |
| ૧૪૦ | લાલજી ભીમજી રાઠોડ | ૨૮૭ | ૨૭૬ | લાલજી જીવાભાઈ પટેલ | ૨૮૦ |
| ૨૪૦ | કાંતિલાલ ડાહ્યાભાઈ શાહ | ૨૮૭ | ૨૭૬ | નટવરલાલ જેસીંગભાઈ બારોટ | ૨૮૦ |
| ૨૪૦ | નટવરલાલ શંકરભાઈ ગજ્જર | ૨૮૭ | ૨૭૬ | રામા રણછોડ પંચાલ | ૨૮૦ |
| ૨૪૦ | સુરજરામ પ્રાણશંકર ભટ્ટ | ૨૮૭ | ૨૮૪ | અમરીતલાલ મોતીલાલ શાહ | ૨૭૯ |
| ૨૪૦ | વલીભાઈ નુરભાઈ મેમણ | ૨૮૭ | ૨૮૪ | જગજીવનદાસ હીરાચંદ શાહ | ૨૭૯ |
| ૨૪૮ | છગનલાલ બુધરદાસ પટેલ | ૨૮૬ | ૨૮૪ | ગણેશલાલ જીવાભાઈ શાહ | ૨૭૯ |
| ૨૪૮ | ડાહ્યાલાલ શંકરભાઈ જાની | ૨૮૬ | ૨૮૪ | મોહનલાલ કરસનજી દેસાઈ | ૨૭૯ |
| ૨૪૮ | ગુણવંતલાલ મોહનલાલ ત્રિવેદી | ૨૮૬ | ૨૮૪ | નલીનકાન્ત તાપીશંકર પંડિત | ૨૭૯ |

| | | |
|---|---|---|
| ૨૮૪ | શંકરલાલ ભાઇચંદ પાયદળ | ૨૭૯ |
| ૨૮૪ | વાડીલાલ મુળજીભાઈ રાઠોડ | ૨૭૯ |
| ૨૯૧ | નાનાલાલ મુળશંકર દવે | ૨૭૮ |
| ૨૯૧ | પરસોત્તમ રેવાભાઇ પટેલ | ૨૭૮ |
| ૨૯૧ | રામશંકર પ્રભાશંકર જોશી | ૨૭૮ |
| ૨૯૧ | સુલેમાન જોરીઆ ક્રિશ્ચિઅન | ૨૭૮ |
| ૨૯૫ | પીટર બાલાભાઇ ધોળકીઆ | ૨૭૭ |
| ૨૯૬ | અંબાલાલ ખુશાલભાઇ પટેલ | ૨૭૬ |
| ૨૯૬ | અંબાલાલ ગલાબદાસ પટેલ | ૨૭૬ |
| ૨૯૬ | આદમભાઇ મીઠાભાઇ મનસુરી | ૨૭૬ |
| ૨૯૬ | બબાભાઇ ગણેશભાઇ ઓઝા | ૨૭૬ |
| ૨૯૬ | કાશીભાઇ હીરાભાઈ પટેલ | ૨૭૬ |
| ૨૯૬ | કૃષ્ણલાલ ત્ર્યંબકલાલ વ્યાસ | ૨૭૬ |
| ૨૯૬ | મનસુખ ભાઇલાલ ગાંધી | ૨૭૬ |
| ૨૯૬ | મણિલાલ દેવચંદ મહેતા | ૨૭૬ |
| ૨૯૬ | શંકર લવજીભાઈ પટેલ | ૨૭૬ |
| ૩૦૫ | ગોવિંદભાઇ જોઈતારામ પનસારા | ૨૭૫ |
| ૩૦૫ | સ્યુયર વિરચંદભાઇ ખ્રિસ્તી | ૨૭૫ |
| ૩૦૫ | રતીલાલ ફુલચંદ મોદી | ૨૭૫ |
| ૩૦૮ | કાનજી ગગજીભાઇ જાલીઆ | ૨૭૪ |
| ૩૦૮ | મણિલાલ સોમાભાઇ પટેલ | ૨૭૪ |
| ૩૦૮ | શકરાભાઇ મંગળભાઇ ધોબી | ૨૭૪ |
| ૩૦૮ | વલ્લવદાસ ભોગીલાલ શાહ | ૨૭૪ |
| ૩૧૨ | વાસુદેવ હરગોવિંદ યાજ્ઞિક | ૨૭૩ |
| ૩૧૨ | મુરાદખાન નાથુજી ધાસુરા | ૨૭૩ |
| ૩૧૨ | શંકરલાલ પીતાંબરદાસ પટેલ | ૨૭૩ |
| ૩૧૫ | ચુનીલાલ આશાભાઇ પટેલ | ૨૭૨ |
| ૩૧૫ | છોટુમીઆં ચાંદમીઆં સૈયદ | ૨૭૨ |
| ૩૧૫ | કેદારનાથ ગોવિંદલાલ જોશી | ૨૭૨ |
| ૩૧૫ | મહમદભાઈ ચાંદભાઈ મનસુરી | ૨૭૨ |
| ૩૧૫ | નટવરલાલ મણિલાલ બ્રહ્મભટ્ટ | ૨૭૨ |
| ૩૧૫ | પુરુષોત્તમ મથુરભાઇ પટેલ | ૨૭૨ |
| ૩૧૫ | શીવશંકર બાલાશંકર ત્રવાડી | ૨૭૨ |
| ૩૨૨ | ભોગીલાલ મથુરદાસ શાહ | ૨૭૨ |
| ૩૨૨ | નનામા ધનજી હકારા | ૨૭૧ |
| ૩૨૨ | રતીલાલ જેઠાલાલ દેશાઈ | ૨૭૧ |
| ૩૨૨ | સાંકળાભાઈ કાળાભાઇ હજામ | ૨૭૧ |
| ૩૨૬ | બાલચંદ્ર દસરથલાલ બારોટ | ૨૭૦ |
| ૩૨૬ | ભગવાનદાસ પુંજાલાલ પટેલ | ૨૭૦ |
| ૩૨૬ | જીનાભાઇ સોમનાથ કડીઆ | ૨૭૦ |
| ૩૨૬ | ડુંગર મકન કોળી | ૨૭૦ |
| ૩૨૬ | મહુકાન્ત નટવરલાલ ઠાકર | ૨૭૦ |
| ૩૨૬ | મનસુખલાલ રામશંકર અધ્વર્યુ | ૨૭૦ |
| ૩૨૬ | માલાજી કુબેરજી ઠાકરડા | ૨૭૦ |
| ૩૨૬ | માધાભાઈ મોહનલાલ પટેલ | ૨૭૦ |
| ૩૨૬ | રામશંકર આત્મારામ ત્રિપાઠી | ૨૭૦ |
| ૩૨૬ | સોમાલાલ મગનલાલ શાહ | ૨૭૦ |
| ૩૨૬ | વાડીલાલ ગીરધરલાલ શાહ | ૨૭૦ |
| ૩૩૬ | વિઠ્ઠલભાઈ મોહનભાઈ પટેલ | ૨૭૦ |
| ૩૩૮ | દાનીએલ રામજીભાઇ | ૨૬૯ |
| ૩૩૮ | જશવંતરાય અમૃતલાલ જોશી | ૨૬૯ |
| ૩૪૦ | જયંતિલાલ જેઠાલાલ રાવળ | ૨૬૮ |
| ૩૪૦ | સવજી મુળજી પટેલ | ૨૬૮ |
| ૩૪૦ | વિરસિંહ મુળચંદ જાદવ | ૨૬૮ |
| ૩૪૩ | દાઉદભાઇ ઉમરભાઇ મેમણ | ૨૬૭ |
| ૩૪૩ | કૃષ્ણપ્રસાદ રેવાશંકર ત્રિવેદી | ૨૬૭ |
| ૩૪૩ | મુકુંદચંદ્ર ચુનીલાલ દવે | ૨૬૭ |
| ૩૪૩ | રતીલાલ ચીમનલાલ ધોબી | ૨૬૭ |
| ૩૪૩ | ત્રિકમલાલ ભુધરભાઇ વાળંદ | ૨૬૭ |
| ૩૪૮ | જયંતિલાલ કરુણાશંકર વ્યાસ | ૨૬૬ |
| ૩૪૮ | હીરાભાઇ મોહનલાલ પટેલ | ૨૬૬ |
| ૩૫૦ | ચુનીલાલ ડાહ્યાભાઇ ઘાંચી | ૨૬૫ |
| ૩૫૧ | ભાનુશંકર નટવરલાલ ત્રિપાઠી | ૨૬૪ |
| ૩૫૧ | દેવકરણ પુરુષોત્તમ પટેલ | ૨૬૪ |
| ૩૫૧ | રામજીભાઇ નારણદાસ કુંભાર | ૨૬૪ |
| ૩૫૧ | ઉમીઆશંકર દુર્લભરામ ભટ્ટ | ૨૬૪ |
| ૩૫૧ | ગોદાન ઝાલા ભાવોર | ૨૬૪ |
| ૩૫૬ | ચંદુલાલ પુંજાલાલ શાહ | ૨૬૩ |
| ૩૫૬ | જગદીશ શીવરામ પટેલ | ૨૬૩ |
| ૩૫૬ | જેઠાલાલ કાશીરામ ત્રિવેદી | ૨૬૩ |
| ૩૫૬ | ખેતશી ડોસાભાઇ શાહ | ૨૬૩ |
| ૩૫૬ | રતીલાલ મોહનલાલ બ્રહ્મભટ્ટ | ૨૬૩ |
| ૩૫૬ | સોમાભાઇ શંકરભાઇ પટેલ | ૨૬૩ |
| ૩૫૬ | શાંતિલાલ છગનલાલ ત્રિપાઠી | ૨૬૩ |
| ૩૬૩ | ચાગરીતલાલ અમુલખ શાહ | ૨૬૨ |
| ૩૬૩ | જેઠાલાલ ખેમચંદ શાહ | ૨૬૨ |
| ૩૬૩ | કનૈયાલાલ મણિલાલ મહેતા | ૨૬૨ |
| ૩૬૩ | કુબેરજી માલાજી રાઠોડ | ૨૬૨ |

| | | |
|---|---|---|
| ૩૬૨ | મુળચંદ મોહનલાલ પટણી | ૨૬૨ |
| ૩૬૩ | મોહનલાલ પુંજાલાલ શાહ | ૨૬૨ |
| ૩૬૮ | રેવાશંકર તુળજારામ પંડયા | ૨૬૨ |
| ૩૭૦ | આણુભાઈ સોમાભાઇ પટેલ | ૨૬૧ |
| ૩૭૦ | ઇશ્વરભાઇ માધવલાલ પટેલ | ૨૬૧ |
| ૩૭૨ | અલીભાઇ નથુભાઇ મનસુરી | ૨૬૦ |
| ૩૭૨ | ફકીરચંદ ધનજી સુરતી | ૨૬૦ |
| ૩૭૨ | મનુભાઇ છોટાલાલ દવે | ૨૬૦ |
| ૩૭૨ | નવલશંકર દયાશંકર પંડયા | ૨૬૦ |
| ૩૭૬ | અંબાલાલ પુંજાભાઇ પટેલ | ૨૫૯ |
| ૩૭૬ | ત્રેગરભાઇ મોતીભાઇ દેસાઇ | ૨૫૯ |
| ૩૭૬ | હેમચંદ બગલભાઇ ગાંધીપાટ | ૨૫૯ |
| ૩૭૬ | નટવરલાલ નારણલાલ વ્યાસ | ૨૫૯ |
| ૩૭૬ | પુંજાલાલ શીવરામ રાવળ | ૨૫૯ |
| ૩૮૧ | બળદેવભાઇ રવજીભાઇ ગોહેલ | ૨૫૮ |
| ૩૮૧ | હરિલાલ પોચાભાઇ મહેતા | ૨૫૮ |
| ૩૮૧ | મોહનલાલ ગીરધરદાસ પટેલ | ૨૫૮ |
| ૩૮૪ | કેશવલાલ જેઠાલાલ પ્રજાપતિ | ૨૫૭ |
| ૩૮૪ | નારણભાઇ હમીરભાઇ કડીઆ | ૨૫૭ |
| ૩૮૬ | બાપાલાલ વ્રજલાલ ત્રવાડી | ૨૫૬ |
| ૩૮૬ | હીમતલાલ જીવરામ રાવળ | ૨૫૬ |
| ૩૮૬ | કાંતિલાલ છગનલાલ શાહ | ૨૫૬ |
| ૩૮૬ | નરોત્તમ ગુલાબચંદ મોઢ | ૨૫૬ |
| ૩૯૦ | અંબાલાલ મોહનલાલ ઠક્કર | ૨૫૫ |
| ૩૯૦ | ગોવિંદલાલ નારણભાઇ દવે | ૨૫૫ |
| ૩૯૦ | મથુરદાર આવચલદાસ પટેલ | ૨૫૫ |
| ૩૯૦ | વિશ્વાસ કાલાભાઇ મેકવાણ | ૨૫૫ |
| ૩૯૪ | દલાજી ફતાજી પટેલ | ૨૫૪ |
| ૩૯૪ | રમુભાઇ શામળભાઇ ડાભી | ૨૫૪ |
| ૩૯૪ | સોમનાથ દેવશંકર જાની | ૨૫૪ |
| ૩૯૭ | કાંતિલાલ ભુરાભાઈ મેધવી | ૨૫૩ |
| ૩૯૭ | નરભેરામ છગનલાલ રાવળ | ૨૫૩ |
| ૩૯૭ | રમણલાલ જીવણલાલ શાંતિ | ૨૫૩ |
| ૪૦૦ | જીવાભાઇ તળસીભાઇ પટેલ | ૨૫૨ |
| ૪૦૦ | બાનાભાઈ ભોજાભાઇ પરમાર | ૨૫૨ |
| ૪૦૦ | મુળશંકર હરિશંકર ત્રિવેદી | ૨૫૨ |
| ૪૦૦ | ઉસ્માનમીઆં આમીરમીઆં રાઠોડ | ૨૫૨ |
| ૪૦૪ | બળવંતસંગ ગોબરસંગ સોલંકી | ૨૫૧ |
| ૪૦૪ | દુલીચંદ હજારીલાલ તંબોળી | ૨૫૧ |
| ૪૦૪ | હરિપ્રસાદ જટાશંકર શુકલ | ૨૫૧ |
| ૪૦૪ | મગનલાલ શીવરામ રાધેજીઆ | ૨૫૧ |
| ૪૦૪ | મણિલાલ ચુનીલાલ પટેલ | ૨૫૧ |
| ૪૦૪ | નર્મદાશંકર ચુનીલાલ પંડયા | ૨૫૧ |
| ૪૦૪ | સોમાલાલ મુળજીદાસ વાળંદ | ૨૫૧ |
| ૪૧૧ | ઘનશ્યામ મથુરદાસ પરીખ | ૨૫૦ |
| ૪૧૧ | મુકુંદલાલ મણિલાલ વ્યાસ | ૨૫૦ |
| ૪૧૧ | નટવરલાલ ભાણજીભાઇ નંદાણી | ૨૫૦ |
| ૪૧૧ | રતીલાલ નાથાભાઇ પટેલ | ૨૫૦ |
| ૪૧૧ | શીવાભાઇ કેવળભાઇ પટેલ | ૨૫૦ |
| ૪૧૬ | અંબાલાલ ગૌરીશંકર રાવળ | ૨૪૯ |
| ૪૧૬ | રસિકલાલ નારણલાલ દવે | ૨૪૯ |
| ૪૧૮ | આત્મારામ ધુળાભાઇ પટેલ | ૨૪૮ |
| ૪૧૮ | જયંતિલાલ મંગળદાસ બ્રહ્મભટ્ટ | ૨૪૮ |
| ૪૧૮ | તખતસંગ કુબેરસંગ મકવાણા | ૨૪૮ |
| ૪૨૧ | અમથાલાલ ઝવેરદાસ જોશી | ૨૪૭ |
| ૪૨૧ | વેણાભાઈ અમીચંદભાઇ પટેલ | ૨૪૭ |
| ૪૨૩ | ભગવાન ખોડા ખમભાડીઆ | ૨૪૬ |
| ૪૨૪ | મનુભાઈ મફતલાલ પરીખ | ૨૪૫ |
| ૪૨૪ | રામચંદ્ર રેવાશંકર રાવળ | ૨૪૫ |
| ૪૨૪ | શકરાભાઇ રેવાભાઇ પટેલ | ૨૪૫ |
| ૪૨૭ | પરસોતમ રતીલાલ પરીખ | ૨૪૪ |
| ૪૨૭ | રહેમાન અબ્દુલ મનસુરી | ૨૪૪ |
| ૪૨૯ | ભીખાલાલ ભગવાનદાસ રાવળ | ૨૪૩ |
| ૪૩૦ | ભલાભાઇ દેસાઇભાઇ પટેલ | ૨૪૨ |
| ૪૩૦ | જીનાભાઇ રેવાભાઇ પરલીયા | ૨૪૨ |
| ૪૩૦ | નટવરલાલ ઇશ્વરલાલ વ્યાસ | ૨૪૨ |
| ૪૩૩ | અભરમ ભીખાભાઇ મીર | ૨૪૧ |
| ૪૩૩ | ગુલામહુસેન ચંદુભાઇ મોમીન | ૨૪૧ |
| ૪૩૩ | માણેકલાલ ગણપતરામ ત્રિવેદી | ૨૪૧ |
| ૪૩૬ | બળદેવજી કાળિદાસજી વૈદ્ય | ૨૪૦ |
| ૪૩૬ | શકરાજી જેણાજી પરમાર | ૨૪૦ |
| ૪૩૮ | દલસુખરામ ઇશ્વરલાલ આચાર્ય | ૨૩૯ |
| ૪૩૮ | જગન્નાથ જેઠાલાલ જોશી | ૨૩૯ |
| ૪૩૮ | રામસંગ લઘુભાઈ ગઢવી | ૨૩૯ |
| ૪૩૮ | વલીભાઈ ઉમરભાઈ મનસુરી | ૨૩૯ |
| ૪૪૨ | ચેલા નાથુ હજામ | ૨૩૮ |

| | | |
|---|---|---|
| ૪૪૨ | માધાભાઇ ધુળાભાઇ પટેલ | ૨૩૮ |
| ૪૪૨ | પરભુદાસ શોભણુદાસ કકસાણીઆ | ૨૩૮ |
| ૪૪૨ | સોમાભાઇ ગોબરભાઇ પટેલ | ૨૩૮ |
| ૪૪૨ | શીવશંકર મોતીરામ તપોધન | ૨૩૮ |
| ૪૪૭ | જયદેવપ્રસાદ ખુશાલદાસ ભટ્ટ | ૨૩૬ |
| ૪૪૮ | હીમતલાલ છગનલાલ ઠક્કર | ૨૩૫ |
| ૪૪૮ | રામચંદ્ર મોહનલાલ જાડાવાલા | ૨૩૫ |
| ૪૫૦ | શંકરભાઇ રામદાસ પટેલ | ૨૩૪ |
| ૪૫૧ | કાંતિલાલ મણિલાલ અજમેરા | ૨૩૩ |
| ૪૫૨ | ભાણાજી તુળસી ખ્રિસ્તી | ૨૩૨ |
| ૪૫૨ | પ્રહલાદ સોમનાથ રાવળ | ૨૩૨ |
| ૪૫૪ | રમણલાલ નારણભાઇ પટેલ | ૨૩૧ |
| ૪૫૫ | બાબુલાલ રતીલાલ ભટ્ટ | ૨૩૦ |
| ૪૫૬ | જેહા કાળા સેણવા | ૨૨૯ |
| ૪૫૭ | મનુભાઇ બેચરભાઇ પટેલ | ૨૨૭ |
| ૪૫૮ | શંકરલાલ મુળચંદદાસ તપોધન | ૨૨૫ |

## ખેતીવાડી બાયસકોર્સ

| | | |
|---|---|---|
| ૧ | ડાહ્યાભાઇ છગનલાલ પટેલ | ૪૦૪ |
| ૨ | ભોગીલાલ ત્રિભોવનદાસ ભટ્ટ | ૩૯૪ |
| ૩ | ભુલાભાઇ કાશીભાઇ પટેલ | ૩૮૯ |
| ૪ | ગંગારામ જોઇતારામ પટેલ | ૩૮૦ |
| ૫ | અલ્લારખા મુસેભાઇ કડીવાલા | ૩૬૬ |
| ૬ | જેઠુભાઇ રણમલસંગ ઝાલા | ૩૩૩ |
| ૭ | રતીલાલ મણિલાલ પટેલ | ૩૦૨ |
| ૮ | વિક્રમલાલ સરદારસીંગ બારોટ | ૩૦૧ |

## ઉર્દુ-ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | રહીમભાઇ કાસમભાઇ શેખ | ૩૨૫ |
| ૨ | અબ્દુરસીદ નુરમહમદ મોમીન | ૨૯૯ |
| ૩ | અબ્દુરસાલગ યાસીનસાહેબ ચોધરી | ૨૯૩ |
| ૪ | રસુલબક્ષ નુરમહમદ મોમીન | ૨૮૮ |
| ૫ | અબ્દુલરઝાક અબ્દુલરહીમ શેખ | ૨૬૩ |
| ૬ | સદરૂદીન અહમદમીયાં શેખ | ૨૫૬ |
| ૭ | અમીરૂલ્લાહ હબીબુલ્લાહ શેખ | ૨૪૫ |

| | | |
|---|---|---|
| ૮ | મદીયુજમાનં ઉર્ફે અહમદભાઇ મહમદભાઇ શેખ | ૨૨૯ |
| ૯ | કાસમઅલી જાફરઅલી બુખારી | ૨૨૭ |
| ૧૦ | અલ્લાબક્ષ અહમદજી શેખ | ૨૨૫ |
| ૧૧ | ઇસ્માઇલખાન હુસેનખાન પઠાણ | ૨૨૧ |

## ગુજરાતી-ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | રસુલમીઆં લાલમીઆં ઠાકોર | ૪૦૭ |
| ૨ | નુરમીઆં અહમદઅલી શેખ | ૩૭૬ |
| ૩ | ઇસ્માઇલ અલીભાઇ જેથરે | ૩૭૧ |
| ૪ | ગીલનખાન મહમદખાન પઠાણ | ૩૬૯ |
| ૫ | સૈયદ મહમદ ગુલામશામીઆં બુખારી | ૩૩૮ |
| ૬ | આદમ ખાનજી ભોંસરીઆ | ૩૨૯ |
| ૭ | ઉસ્માન રસુલભાઇ ઘાંચી | ૩૨૭ |
| ૮ | ઇબ્રાહીમ અલીભાઇ બેલીમ | ૩૦૩ |
| ૯ | નાથુમીઆં જીવામીઆં સૈયદ | ૨૯૯ |
| ૧૦ | યુસુફ અબ્દુલલતીફ ખલાક | ૨૯૮ |
| ૧૧ | ઉમરખાન સરમાસખાન પઠાણ | ૨૮૫ |
| ૧૨ | ગુલાબખાન ઉમરાવખાન પઠાણ | ૨૮૧ |
| ૧૩ | યાકુબ આદમભાઇ બારેજીઆ | ૨૭૮ |
| ૧૪ | અબ્દુલકરીમ વલીમહમદ મુલતાની | ૨૭૬ |
| ૧૫ | ઉમરાવખાન ગુલાબખાન પઠાણ | ૨૭૧ |
| ૧૬ | મેહમુદ બહાદર મલેક | ૨૬૮ |
| ૧૭ | બાપજીરાજ કમુમીઆં મલેક | ૨૬૫ |
| ૧૮ | અલીમીઆં પીરમીઆં જમાદાર | ૨૬૧ |
| ૧૯ | મુસાભાઇ રસુલભાઇ મેઘરેજા | ૨૫૪ |
| ૨૦ | કરમીખાન મોહબતખાન પઠાણ | ૨૪૮ |

## નડિઆદ સેન્ટર

| | | |
|---|---|---|
| ૧ | વાસુદેવ મગનલાલ પરીખ | ૪૬૨ |
| ૨ | જયંતિલાલ મગનલાલ પટેલ | ૪૫૦ |
| ૩ | જીવણલાલ ચુનીલાલ બારોટ | ૪૩૭ |
| ૪ | રઘનાથભાઇ ભાઇલાલભાઇ બારોટ | ૪૨૮ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૫૦ | ફતેસીંગ મોતીભાઇ સોલંકી | ૨૯૬ | ૧૭૦ | પુરુષોત્તમ વહાલાભાઈ પટેલ | ૨૯૦ |
| ૧૫૦ | ઇશ્વિરભાઇ હકમાજી સુથાર | ૨૯૬ | ૧૭૧ | યાકુબ દાગોબર્ટ કેથોલિક | ૨૮૯ |
| ૧૫૦ | ભીખાભાઇ નારણદાસ ઠક્કર | ૨૯૬ | ૧૭૧ | બાઇલાલ ઝવેરભાઇ બીન | ૨૮૯ |
| ૧૫૪ | અંબાલાલ કાશીભાઈ બીન | ૨૯૫ | | ઉકાજીભાઈ પટેલ | |
| | તળસીભાઈ પટેલ | | ૧૭૧ | લલ્લુભાઈ કાળિદાસ પટેલ | ૨૮૯ |
| ૧૫૪ | હીરાલાલ અંબાલાલ પટેલ | ૨૯૫ | ૧૭૧ | મુળજીભાઇ આશાભાઇ પટેલ | ૨૮૯ |
| ૧૫૪ | મંગળભાઈ મોતીભાઈ બીન | ૨૯૫ | ૧૭૧ | પુરષોત્તમ ગહીજીભાઇ પટેલ | ૨૮૯ |
| | બકોરભાઇ પટેલ | | ૧૭૧ | શીજીભાઈ નાગરભાઇ પટેલ | ૨૮૯ |
| ૧૫૭ | રમણલાલ બ્રિજલાલ કલાલ | ૨૯૪ | ૧૭૧ | ઉમેદભાઇ રેવનદાસ પટેલ | ૨૮૯ |
| ૧૫૭ | શંકરભાઇ લલ્લુભાઇ પટેલ | ૨૯૪ | ૧૭૧ | સિકંદરખાન ફજલખાન પઠાણ | ૨૮૯ |
| ૧૫૯ | પસખાલ પાઉલ કેથોલિક | ૨૯૩ | ૧૭૯ | પીટર મુળજીભાઇ કેથોલિક | ૨૮૮ |
| ૧૫૯ | લાલજી છોટાલાલ પટેલ | ૨૯૩ | ૧૭૯ | આદિતલાલ કેશવલાલ | ૨૮૮ |
| ૧૫૯ | પુરુષોત્તમ રેવનદાસ પટેલ | ૨૯૩ | | કાછીઆ | |
| ૧૫૯ | *મનુભાઇ ગીરજાશંકર વ્યાસ* | ૨૯૩ | ૧૭૯ | *અંબાલાલ રણછોડભાઈ બીન* | ૨૮૮ |
| ૧૬૩ | જશવંતલાલ છોટાલાલ ભટ્ટ | ૨૯૨ | | બાપુલાલભાઈ પટેલ | |
| ૧૬૩ | હરિસિંહ સામતસિંહ ચોહાણ | ૨૯૨ | ૧૭૯ | છોટાભાઈ કીશાભાઇ પટેલ | ૨૮૮ |
| ૧૬૩ | બળવંતરાય બાપુલાલ પટેલ | ૨૯૨ | ૧૭૯ | છોટાભાઈ મુળજીભાઈ પટેલ | ૨૮૮ |
| ૧૬૩ | છોટાભાઈ નાથાભાઈ પટેલ | ૨૯૨ | ૧૮૪ | ઇસુચરણ દેવદાસ ખ્રિસ્તી | ૨૮૭ |
| ૧૬૩ | કુબેરભાઇ ત્રિકમભાઈ પટેલ | ૨૯૨ | ૧૮૪ | સાંતાભાઈ ઉમેદભાઇ પટેલ | ૨૮૭ |
| ૧૬૮ | આશીર્વાદ લીંબા ખ્રિસ્તી | ૨૯૧ | | | |
| ૧૬૮ | ભાઇલાલ સોમાભાઇ પંડ્યા | ૨૯૧ | | અપૂર્ણ | |

---

તા. ૧લી નવેમ્બરથી

કોઇપણ બુકસેલર પાસેથી

માગા લો.

ગજરાવાળા ગુજરાતી કૉપિબૂક નં. ૧ થી ૫

દરેકની કિંમત ૧ આનો.

એકઆના ગુજરાતી કૉપિબૂક નં. ૧ થી ૫

દરેકની કિંમત ૧ આનો.

એકસામટી ખરીદનારને સારૂં કમિશન મળશે.

કિંમત સંબંધી કંઈ પણ ફેરફાર હોય તો

નીચે બતાવેલા સરનામે લખો.

ધી ગુજરાત ઓરિએન્ટલ બૂકડીપો,

ગાંધીરોડ, રતનપોળને નાકે,

અમદાવાદ.

[એપ્રિલ સને ૧૯૩૭]

પુસ્તક ૭૬
અંક ૪

# ગુજરાત શાળાપત્ર

Registered
No. B. 43



તંત્રી
એચ. ટી. ચૌધરી, બી.એ., એસ.ટી.સી.ડી.

પુ. ૭૬] એપ્રિલ સને ૧૯૩૭ [ અંક ૪

## અનુક્રમણિકા



કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ત્રિકમલાલ ધોળારી, બી. એ., એસ. ટી. સી. ડી.**
હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.

# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૭૬ ] એપ્રિલ ૧૯૩૭ [ અંક ૪

પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

## બુદ્ધિમાપન

( ગતાંક પૃષ્ઠ ૧૦૩ થી ચાલુ )

કઇ ઉમરે બુદ્ધિ પરિપક્વ દશાએ પહોંચે છે એ સંબંધી વાદવિવાદ માનસશાસ્ત્રીઓ માટે રહેવા દઈએ. આપણું કામ મુખ્યત્વે વિદ્યાર્થીઓ બુદ્ધિમાં જે આંતરિક તફાવતો સાથે શાળામાં આવે તેની સાથે છે. આ તફાવત સંબંધી નિષ્ણાત માનસશાસ્ત્રી તરફથી શિક્ષકને કંઈ પ્રતિપાદનની જરૂર નથી. તેમાંના ઘણાખરા જુદા જુદા દરજ્જાની હયાતી જાણતા હોય છે અને શાળામાં વિદ્યાર્થીઓને તેમનું યોગ્યસ્થાન આપવા માટેની કુશળતા તેમણે મેળવેલી હોય છે. વર્ગના જે વિદ્યાર્થીઓને તેઓ સારી રીતે ઓળખતા હોય છે તેમને બુદ્ધિના પ્રમાણમાં ગોઠવવાની મુશ્કેલી થોડાકજ શિક્ષકોને નડે છે. લગભગ સરખા બુદ્ધિનાં બાળકો વચ્ચેના તફાવત માટે થોડા શંકાશીલ પ્રશ્નો ઉદ્‌ભવે, પણ ૩૫ છોકરાંના એક વર્ગના પાંચ પાંચ છોકરાંના સાત જુથ પાડવાનાં હોય જેમાં દરેક જુથ બીજા કરતાં બુદ્ધિમાં કંઇક ઉતરતું હોય તો તેમાં થોડાજ શિક્ષકોને ઘણા ભાગે ખોટે રસ્તે જવાનો સંભવ છે. જ્યારે માનસશાસ્ત્રી આમજ માનીને બુદ્ધિની કસોટી માટેનું વધુ

ચોક્કસ સાધન પૂરૂં પાડવાની ઇચ્છા ધરાવે ત્યારે તેને માન્ય કરવામાં શિક્ષકો અંદર અંદર ભિન્ન મત ધરાવશે.

શિક્ષકોનો નાનો વર્ગ ઘણી શંકાશીલ વલણ ધરાવશે. તેઓ રજુ કરવામાં આવેલી કસોટી તરફ પૂર્ણ અણવિશ્વાસની દષ્ટિએ જુએ છે અને વધતા ઓછા વિદ્વાન માનસશાસ્ત્રીઓ કે જેમને માનસશાસ્ત્રનું જ્ઞાન હોય પણ શાળાઓ વિષે જેઓ ખરેખર કંઇજ જાણતા નથી તેમની શોધ તે તરીકે ગણી કાઢે છે. તેઓ સામાન્ય રીતે બાળકો વિષે જાણતા હોય પણ જે બાળકો માટે ધંધાદારી શિક્ષકો જવાબદાર છે તેમને વિષે ખાસ નિશ્ચયપૂર્વક કંઇજ જાણતા નથી હોતા. એવા શિક્ષકોને એમ લાગે છે કે આવા શાસ્ત્રીય કસોટી કરનારાઓ ખરા જીવનનાં કાર્યોથી તદ્દન અલગ રહે છે અને સિદ્ધાંત રૂપી પડછાયાઓમાજ રચ્યાપચ્યા રહે છે.

ત્રીજો એક નાનો વર્ગ વિશ્વાસુ શિક્ષકોનો બનેલો હોય છે, કે જે કસોટીએ ચઢાવવામાં આવેલાં બાળકો માટે કંઇપણ અંગત જવાબદારી સિવાયના લોકો તરફથી બાજી કસોટીની સૂચનાને કોઇપણ જાતની તપાસ વગર ખુશીથી વધાવી લે છે. આવા શિક્ષકોની નજરમાં નવી કસોટીઓમાં લગભગ કંઇક જાદુ જેવું લાગે છે. તેઓ આ કસોટીઓને ગુપ્ત અને વિવાદથી પર પદ્ધતિઓનો સમાવેશ કરનારી અને જેનાં પરિણામો વિષે શંકા ધરાવી શકાય નહિ એવી માનપૂર્વક દૃષ્ટિથી નિહાળે છે. પોતાના દરેક વિદ્યાર્થીની આતરિક શક્તિઓનો સત્તાવાહી હેવાલ મળવાથી એક પ્રમાણિક અને મહેનતુ પણ બહુ હોશિયાર નહિ એવા શિક્ષકને દિલાસો મળે એ સમજવું સહેલું છે, કારણ કે આવી વિગત પરીક્ષાના વખતમાં મુશ્કેલીમાં બહાનું રજુ કરવા માટે અને ઘણીજ તાત્કાલિક મદદ માટે ઉપયોગી થઈ પડે. ખરેખર આવી પ્રાથમિક કસોટીઓનું પરિણામ હંમેશાં તેમની તરફેણમા આવશે એવી આશા આ વિશ્વાસુ શિક્ષકો રાખતા નથી. એકાદ વિદ્યાર્થી ઘણા ઉંચા બુદ્ધિભાગવાળો હોય અને તે છતાં પરીક્ષા વખતે ખરાબ દેખાવ રજુ કરે. શાળાના વર્ગ દરમિઆન જરૂરી સત્તાનો ઉપયોગ તેમને કરવા દેવામાં આવે ત્યાંસુધી પ્રમાણિક શિક્ષકો આવા દાખલાઓમાં જવાબદારીમાંથી છટકી જવા ઇચ્છતા નથી. વિદ્યાર્થીમાં જરૂરી બુદ્ધિ છે એવી ખાતરી મળતાં ઘણા શિક્ષકોને સારાં પરિણામો લાવવાનો વિશ્વાસ હોય છે. ખાસ મંદ બાળકોની હાજરી શિક્ષકોને દુઃખદાયી નીવડે છે., જેમ મોચી ખરાબ ચર્મને ધિક્કારે છે તેમ ઘણા શિક્ષકો મંદ બાળકોને ધંધા તરીકે પસંદ કરતા નથી, કારણકે આવા હલકા સાહિત્યમાંથી તેઓ જે, કંઈ બનાવી શકે તે

પ્રમાણે તેઓ ચઢ ઉતર કરે છે. બુદ્ધિમાન બાળકોની બાબતમાં સારાં પરિણામો ન લાવવા માટે શિક્ષકને ઠપકો મળે એ વાજબી છે, પરંતુ બીજાઓને માટે તો તે કહી શકે કે મૂર્ખાઈ આગળ દેવો પણ અશક્ત બને છે. આવી બાબતમાં કુદરતી મંદતાના પ્રમાણમાં કંઈ પ્રગતિ થઈ છે કે કેમ તે પ્રમાણે વિવેકી તપાસણીઅમલદારો તપાસ કરી શકે, પરંતુ આવા અમલદારો બહુજ થોડા હોય છે અને શિક્ષક આવા સ્વીકારાએલા બુદ્ધિભાગને ખુશીથી માન્ય રાખે અને જે વાલી અને બીજાઓ જે રસ ધરાવતા હોય તેમને ખાતરી આપે કે અમુક બાળકોની શક્તિઓનો નિર્ણય નીચા ધોરણે થવો જોઈએ.

ઘણો મોટો વર્ગ વિશ્વાસુ કે અણવિશ્વાસુ બેમાંથી એકે વર્ગનો નથી તેઓ માનસશાસ્ત્રી જે કંઈ મદદ કરે તે સ્વીકારવાને રાજી હોય છે, પણ તેઓ તેમના પોતાના ધોરણે કસોટીની કસોટી કરવાનો હક કાયમ રાખવા માગે છે. તેનાં પરિણામો તેમના અનુભવ સાથે ક્યાંસુધી બંધબેસતાં આવે છે તે જાણવા તેઓ ઇચ્છે છે. નવી કસોટીઓ જુની પરીક્ષાઓથી ખાસ કરીને કઈ બાબતોમાં જુદી પડે છે તે જાણવા તેઓ ઇચ્છે છે.

ઘણા શિક્ષકો પરીક્ષાનું જાણે ફક્ત એક ટુંકું અને વધુ વિશ્વાસપાત્ર સ્વરૂપ હોય એમ માનસિક કસોટીઓ વિષે વાત કરે છે. સામાન્ય પરીક્ષાઓ બુદ્ધિની કસોટી માટેના વિશ્વાસપાત્ર સાધન તરીકે યોગ્ય નથી એ તો અનુભવી શિક્ષકો કબૂલ કરે છે. અનુભવથી સામાન્ય રીતે જણાય છે કે વધુ બુદ્ધિમાન વિદ્યાર્થીઓ પરીક્ષામા ઉત્તમ રીતે સફળ નીવડે છે; પણ ઘણા અને સંતોષકારી અપવાદો પણ જણાય છે. ઘણા શક્તિમાન વિદ્યાર્થીઓ પણ હોય છે, જે પરીક્ષા આપનાર તરીકે નિષ્ફળ નીવડે છે અને મંદ મહેનતુઓ તેઓની બુદ્ધિના પ્રમાણમાં પરીક્ષામાં ઉંચાં પરિણામો મેળવે છે. પરીક્ષાની શક્તિની શોધ તરીકેના વ્યાપારને બદનામી આપનારા અકસ્માતો પણ હોય છે. તપાસ કરતાં આ અકસ્માતો લગભગ હમેશ વિષય સાથે સંબંધ ધરાવનારા હોય છે. પ્રશ્નપત્રમાં જે કામ કરવાનું સોંપવામાં આવેલ હોય છે તેનો અમુક ભાગ ઉમેદવારે વખતે તૈયાર કરેલો હોય કે ન પણ હોય.

અનુભવી શિક્ષક સામાન્ય રીતે એટલું તો ખુશીથી કબૂલ કરે છે કે પરીક્ષા અને બુદ્ધિની કસોટી વચ્ચેનો વ્યવહારૂ તફાવત એ છે કે પહેલી પ્રાપ્તજ્ઞાનની આંકણી માટેનું સાધન છે, જ્યારે બીજી શક્તિનું માપ લેવાનો પ્રયત્ન કરે છે. શિક્ષણના વિષયનો બુદ્ધિની કસોટીમાં

બીલકુલ પ્રવેશ થતો નથી. ખરી રીતે આપણે જાણીએ છીએ કે કસોટીઓ તૈયાર કરવામાં શાળામાં પ્રાપ્ત કરવામાં આવેલી બાબતો ઉપર જે આધાર રાખતી હોય એવી વિગતો કાઢી નાખવાને પુરતો પ્રયત્ન કરવામાં આવે છે.

હવે એ પ્રશ્ન ઉદ્ભવે છે કે શક્તિને પ્રાપ્ત બાબતોથી તદન જુદી પાડી શકીએ કે કેમ? શરૂઆત માટે તદ્દન શક્તિનીજ કસોટી અસંભવિત છે એ આપણે કબુલ કરવું પડશે. કોઈ પણ કસોટીનો ઉપયોગ કરીએ તેમાં એક કે બીજા વિષયનો ઉપયોગ કરવોજ જોઈએ. વ્યવહારમાં પરીક્ષા માટેના તમામ વ્યક્તિઓના માનસિક સંગ્રહને સામાન્ય હોય એવી બાબતો પસંદ કરવાથી મુશ્કેલી ઉભી થાય છે. કસોટી કરનારને ખાતરી હોય કે જેમની કસોટી કરવાની છે તેમને *કસોટીના વિષયોનું* એકજ જાતનું જ્ઞાન છે તો વ્યવહાર કાર્યો માટે પરિણામોમાં એક સરખું સામાન્ય ધોરણ તે રાખી શકે. પરંતુ વ્યવહાર ઉપયોગમાં એવું માલમ પડે છે કે પહેલાના અમુક અનુભવને લઈને અને પ્રકૃતિ અને સ્વભાવની અમુક ખાસિયતોને લીધે એકજ જાતના જ્ઞાનની જુદાં જુદાં મન ઉપર જુદી જુદી અસર થાય છે. દાખલા તરીકે, એમ જણાવવામાં આવેલ છે કે અમેરિકન લશ્કર માટેની ભાષાવિષયક કસોટી—એમાં આઠમાંથી બે પ્રશ્નો ગણિતવિષયક શક્તિની અપેક્ષા ધરાવે છે, જે પુરુષોની સાથે સરખામણીમાં સ્ત્રીઓને ગેરલાભ કરનારા નીવડે છે. કુદરતી રીતે આનો અર્થ એમ નથી કે પુરુષ અને સ્ત્રીઓની સંબંધક શક્તિઓમાં કંઈ ચડતા-ઉતરતાપણું છે, પરંતુ આંકડાઓની ગણતરીમાં ગમે તે કારણને લઈને સ્ત્રીઓ પુરુષો કરતાં કસોટીમાં ઉતરતી જણાઇ છે. આથી એ પ્રશ્ન ઉદ્ભવે છે કે કસોટીકારનાં પરિણામોનો વ્યવહાર ઉપયોગ કરવા શિક્ષકો શક્તિમાન થાય તે માટેનું ચોકસ પ્રમાણ આપણે મેળવી શકીએ કે કેમ. અત્યાર-સુધીના જ્ઞાન પ્રમાણે ખરી સ્થિતિ એવી જણાઇ છે કે આ પરિણામોનો વ્યવહાર ઉપયોગ કરવામાં આપણે વાજબી છીએ, પરંતુ પહેલાં શિક્ષકો જે આશા રાખતા હતા એટલી બધી આશા આપણે રાખવી જોઈએ નહિ.

કદાચ અમેરિકન લશ્કરમાં શક્તિની કસોટીની અંદાજી અને તૈયાર પદ્ધતિઓના પરિણામોએ વ્યવહાર લોકો પર ઘણી અનુકુળ છાપ પાડી હોય. તેમણે ઘણીજ સરસ રીતે તેમની તાત્કાલિક ગરજ સારી હતી અને ઘણાજ મોટા પાયા પર એટલે ૧૭૫૦૦૦૦ મનુષ્યોને તે કસોટીઓ

લાગુ પાડવામાં આવેલી હોવાથી, કલ્પના પર સારી છાપ પડી છે અને એવો વિશ્વાસ પડે છે કે ઓછામાં ઓછી રીતે શંકાશીલોનો પણ વિશ્વાસ સંપાદન કરનારા સંજોગો આપણને મળ્યા છે. કસોટી કરનારાઓએ પરિણામો આંકડામાં જણાવવાને બદલે વર્ગોની સામાન્ય વિગતોમાં પર્યાપ્તિ કરેલી હોવાથી સહીસલામતીને વધુ બળ મળ્યું. નીચે પ્રમાણે ફક્ત સાત વર્ગો પાડવામાં આવ્યા હતાઃ—

૧. ઘણું ચઢિઆતું
૨. ચઢિઆતું
૩. સરેરાશ ઉપર
૪. સરેરાશ
૫. સરેરાશની નીચે
૬. ઉતરતું.
૭. ઘણું ઉતરતું.

---

## તમે કેટલા બાહોશ શિક્ષક છો ?

નીચેની પ્રશ્નમાળાના જવાબ દરેકની સામે 'હા', 'ના'ના રૂપમાં લખી તમારી પરીક્ષા તમે પોતેજ કરો. પ્રશ્ન દીઠ એક ગુણ છે. જો તમારા જવાબ બધાજ ખરા હોય તો તમે એક અતિ ઉચ્ચ પ્રકારના શિક્ષક છો. ૨૫ ગુણથી પણ સારા શિક્ષક ગણાશો. આવતે મહીને અમે અમારા પોતાના ઉત્તરો છાપીશું તેની સાથે સરખાવી જોજો. તમારા સહશિક્ષકો તેમજ બીજા શિક્ષકોના જવાબ સાથે પણ મેળવજોઃ

૧ વર્ગમાં તમે પોતે એક સૌથી વધારે અગત્યની વ્યક્તિ છો એમ તમને પોતાને લાગે છે ?
૨ કોઈ કોઈ વખત મિજાજ ખોઈ બેસો છો ?
૩ તમારાં બાળકો ખડખડાટ હસે છે ?
૪ શારીરિક શિક્ષા કરો છો ?
૫ તોફાની બાળકને 'હોળીનું નાળિએર' બનાવો છો ?
૬ બાળકો પાસેથી સ્વપ્રયાસ અને જોખમદારીની આશા રાખો છો ?
૭ બાળકો તમારી સાથે છૂટથી અને નિસંકોચપણે વાતચીત કરે છે ?
૮ ભૂલો સુધારવાનું કામ ઘેર લઈ જાઓ છો ?
૯ બાળકોને કરવાનાં નવા કામની યોજના ઘડવામાં સમય રોકો છો ?
૧૦ માબાપો તરફથી ટીકાઓ અને ફરિયાદો વધારે પ્રમાણમાં આવે છે ?
૧૧ દિવસના કાર્યક્રમને અંતે તમે થાકી ગએલા હો છો ?
૧૨ સાંજે શાળાની ચિંતાનો ભાર તમને રહે છે ?

૧૩ સહશિક્ષકો તરફથી સતાવણી થાય છે ?
૧૪ અમુક વખત માટે તમારે વર્ગ છોડવો પડે તે વખતે તમારી ગેર-હાજરીમાં બાળકને સ્વગૌરવનો ખ્યાલ આપો છો ?
૧૫ વ્યકિતગત કાર્યમાં તમને શ્રદ્ધા છે ?
૧૬ સમૂહગત કાર્યમાં તમને શ્રદ્ધા છે ?
૧૭ બાળકોને કામ કરવાને પ્રેરવા માટે તમને બહુ તકલીફ પડ્યા કરે છે ?
૧૮ સંભાળપૂર્વક સૂચનાઓ આપ્યા પછીજ તમારા લેખી કામ કરાવો છો ?
૧૯ કામના સ્વરૂપમાં સ્વચ્છતાને સૌથી પહેલું સ્થાન આપો છો ?
૨૦ તમારા કરતાં વધારે હોશિયાર બાળકનો તમને કોઈ વખતે પરિચય થયો છે ?
૨૧ જે સંજોગોમાં તમે કામ કરો છો તે શું એવા છે કે તમારી શાળામાં યોગ્ય વાતાવરણ ઉત્પન્ન થઈ શકતું નથી ?
૨૨ બાળક કામ કરતાં હોય તો તે વખતે તેઓએ માથું નીચુંજ રાખવું એમ તમે માનો છો ?
૨૩ બીજી કોઈ પ્રવૃત્તિ કરવાને બદલે તમે શીખવવાનું કામજ કરશો ?
૨૪ જે બાળકોને તમે શીખવતા હો તેમને માટેનો શાળાનો સમય સુખ-દાયક છે એમ તમે માનો છો ?
૨૫ ઇન્સ્પેક્ટર તમારા વર્ગમાં દાખલ થાય ત્યારે તમે ગભરાઈ જાઓ છો ?
૨૬ તમે બાળક કરતાં શિક્ષણને વધારે કીમતી ગણો છો ?
૨૭ દરરોજના કાર્ય માટે તૈયાર થઈને આવો છો ?
૨૮ વર્ગમાં માનીતા અને અણમાનીતા એવા વિદ્યાર્થીના પ્રકાર પાડો છો ?
૨૯ પગાર બદલ શીખવો છો ?
૩૦ તમારા દોષોનું બાળકો સમક્ષ વારંવાર પ્રદર્શન કરો છો ?

---

## શિશુશિક્ષણશાળા

(ગતાંક પૃષ્ઠ ૧૦૬ થી ચાલુ)

વૃત્તિઓનાં આ પ્રમાણે લક્ષણ છેઃ—(૧) ક્ષણભંગુરતા જુદાં જુદાં મનુષ્યોમાં તે જુદા જુદા પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે, અને જો તેના વિકાસ માટે કોઇ પણ સાધન કે સંજોગો ઉત્પન્ન કરવામાં ન આવે તો

તે ક્ષીણ થઈ જાય છે. એક બાળકનો દાખલો લઇએ. તેનામાં વિનાશ કરવાની સહજ વૃત્તિ છે, અને એટલા માટે તેની પાસેથી જે રમકડાં તે ભાંગતો તોડતો હોય તે લઈ લઈએ. આથી તેનામાં જે રચનાત્મક સ્વાભાવિક વૃત્ત દેખીતી રીતે બહુ પ્રબળ છે. તે આપોઆપ દબાતી જાય, નબળી પડતી જાય અને છેવટે તેનો સદંતર નાશ પણ થાય.

તેવીજ રીતે જો બાળકને રચનાકાર્ય માટે જે સાહિત્ય–પદાર્થો જોઈએ તેનો ઉપયોગ કરવાની મના કરવામાં આવે, જો તેને રેતી અથવા માટીથી તેના હાથ કે કપડાં બગાડવા દેવામાં ન આવે, જો તેને કાતર કે બીજું ઓજાર તેને ઈજા ન થાય તેટલા માટે વાપરવા દેવામાં ન આવે, તો તેથી કરીને તેની રચનાત્મક સહજવૃત્તિને વિકસવા માટેની અને તેની મનોસૃષ્ટિના મૂર્ત સ્વરૂપને ઉત્પન્ન થવા દેવાની તક તેની પાસેથી આપણે છીનવી લઈએ છીએ. (૨) આ વૃત્તિઓ જાગ્રત અને અજાગ્રત અવસ્થામાં રહ્યા કરે છે. તેમના ઉપર ભરોસો રાખી શકાય નહિ. તે વૃત્તિઓના પાયા ઉપર બાળકની ટેવોનું સ્વરૂપ બંધાવું જોઈએ. વિશિષ્ટ પ્રકારના ઇચ્છવા જોગ કાર્ય અથવા વર્તનની આવૃત્તિઓ માટે સંજોગો ઉભા કરવા જોઈએ. (૩) નીતિની દૃષ્ટિએ આ વૃત્તિઓ અનિશ્ચિત છે. બાળકના કેવળ સાહજિક વર્તન–વર્તણૂકના સંબંધમાં સારૂં શું અને ખોટું શું, એવું નીતિનું ધોરણ તેને લાગુ પાડી શકાય નહિ. કેળવણીકારે આ બાબત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ અને સાહજિક વૃત્તિથી ઉત્પન્ન થએલા કોઈપણ પ્રકારના બાળકના વર્તન માટે તેને શિક્ષા પણ કરવી જોઈએ નહિ, પણ તે પ્રકારનું વર્તન જે કારણથી ઉત્પન્ન થયું હોય તે કારણ શોધી કાઢી તે દૂર કરવું જોઈએ, અને તેની પ્રવૃત્તિને બીજી તેને રસ પડતી બાબતો કે તેવા કાર્ય તરફ દોરી લઈ જવી જોઈએ.

(૪) તે વૃત્તિઓને યોગ્ય દિશામાં કેળવવાની અપેક્ષા રહે છે. કેળવણીથી તે સુધરી શકે તેમ હોય છે અને તે યોગ્ય માર્ગે વાળવી જોઈએ.

સાહજિક વૃત્તિ અને આનુવંશિક વલણમાં તફાવત રહેલો છે. સાહજિક વૃત્તિમાં અમુક વિશિષ્ટ પ્રકારની આવેશયુક્ત લાગણીઓ વ્યક્ત થાય છે, અને નકલ, રમત, સહૃદયતા વગેરે આનુવંશિક વલણમાં એવી કોઈ ખાસ લાગણીઓ કે ભાવ વ્યક્ત થતા નથી, અને તે વલણ આપણી કાર્યગત પ્રવૃત્તિને અમુક ચોક્કસ દિશામાં પ્રેરતું નથી. સાહજિક વૃત્તિનું પૃથક્કરણ કરતાં તેના ત્રણ સ્પષ્ટ વિભાગ થાય છેઃ (૧) અમુક વસ્તુ કે વસ્તુઓ

અથવા સ્થિતિની અભિજ્ઞા, (૨) એ અભિજ્ઞાથી ઉત્પન્ન થતી અમુક પ્રકારની લાગણી કે આવેગ (ભાવ), (૩) અમુક ચોક્કસ સ્વરૂપમાં કાર્ય કરી નાખવાનો તેનો મનોવેગ કે આવેશ અથવા સ્થિતિ પરત્વે તેનો પ્રત્યુત્તર. આ ત્રણમાંથી પહેલી અને ત્રીજી અંકુશિત થઈ શકે તેમ છે, પણ બીજી લાગણી કે મનોભાવ જે ઉત્પન્ન થાય છે, તે તો હંમેશાં અસ્તિત્વ ધરાવે છે. જેમકે, ભયથી દૂર નાસી જવાની સહજવૃત્તિ. આ લાગણી ઉત્પન્ન થવાનાં ઘણાં કારણો હોય છે, પણ અનુભવથી કેટલાંક કારણો કે બાબતો જેનાથી પ્રથમ આવી લાગણી ઉત્પન્ન થઇ હોય તે દૂર કરી શકાય છે.

છેક બચપણમાં ઘણી ચીજો ખાસ કરીને અજાણી ચીજોથી બાળકનામાં ભયની લાગણી ઉત્પન્ન થાય છે, પણ પછીથી અનુભવથી તે શીખે છે ત્યારે તેનામાં તેવી ભયની લાગણી ઉત્પન્ન થતી નથી. એથી ઉલટું પહેલાં એક પદાર્થ કે પ્રાણીથી જે બીકની લાગણી બાળકનામાં ઉત્પન્ન થઈ ન હોય તે પછીથી તેવી લાગણી ઉત્પન્ન કરવાના કારણરૂપ પણ બને છે. જેમકે કુતરો જોતાં બાળકને એક વખત પહેલાં બીક લાગી નહિ હોય, પણ જો તેને એક વખત કરડયો હોય તો પછીથી તેને ફરીથી જોતાં તેનામાં બીકની લાગણી ઉત્પન્ન થાય છે. વળી પ્રત્યુત્તરનું સ્વરૂપ પણ બદલાય છે. પહેલવહેલાં તો બાળક પોતાની પાસે કોઈને મદદ માટે બોલવવા ચીસ પાડે, પછીથી તે સંતાઈ જાય કે આઘું દોડી જાય, અને વધારે મોટું થતાં, જો તે પોતાના સોબતીઓ સમક્ષ પોતાની હિંમત બતાવવા ઇચ્છતું હોય તો તે આત્મસંયમ જાળવી તે સ્થળે ઉભું રહે છે. ગમે તે કાર્ય કરવા તે તત્પર હોય પણ બીજું તત્ત્વ લાગણી કુતરો જોતાં તેનામાં ઉત્પન્ન થઈ તે તો અસ્તિત્વ ધરાવશેજ—હૃદયનું જોસબંધ ધડકવું, જ્ઞાનતંતુઓ ઉપર દબાણ, જે લાગણી સાથે ઉત્પન્ન થાય છે, તે તો પ્રગટ થશેજ.

મનુષ્યની મૂળભૂત અને સૌથી વધારે અગત્યની સહજ વૃત્તિઓનું નીચે પ્રમાણે વર્ગીકરણ કરવામાં આવ્યું છે:

(૧) બીકની લાગણી ઉત્પન્ન થતાં નાસી જવાની, સંતાઈ-જવાની સહજવૃત્તિઃ—

કેળવણીકારો બાળકનામાં ન જોઈતી ઉત્પન્ન થતી બીકની લાગણી દૂર કરવા બનતો પ્રયત્ન કરે છે તે એવી રીતે કે બીકનાં કારણોથી બાળકને પરિચિત કરે છે અને તેના જીવનમાં બીકની લાગણી ઉત્પન્ન કરે એવી કોઈ પણ કારણરૂપ બાબતને દૂર રાખે છે.

પોતે ભૂલ કરે છે એવી બીકની લાગણી બાળકમાં ઉત્પન્ન થવી જોઈએ નહિ, અને જ્યારે બાળક ઉપર ચડતું હોય કે કાતરનો ઉપયોગ કરતું હોય ત્યારે શિક્ષકનામાં ઉત્પન્ન થતાં ગભરાટ અને ચિંતા ખૂદ બાળકનામાંજ ઘણીવાર ઉતરી જાય છે. કાતરનો ઉપયોગ કરવા ખાતર જો તે બાળકને આપવામાં આવે તો તે પહેલાં તેનો કેવી રીતે ઉપયોગ કરવો એની સ્પષ્ટ સમજ બાળકને તેણે આપવી જોઈએ, પણ કાતરની બીક તેનામાં ઉત્પન્ન થવા દેવી જોઈએ નહિ. કેટલાંક બાળકમાં મશ્કરીની બીક, પોતાને લાગવાની બીક વગેરે એવી વગર કારણની બીક પેસી જાય છે. આવાં બાળકો પ્રત્યે બહુ સંભાળપૂર્વક વર્તવાની જરૂર છે.

બીકથી શક્તિ ઓછી થવા માંડે છે અને તેની પ્રતિરોધક અસર ઉત્પન્ન થાય છે. બીકણુ બાળક પછીથી ન્નાનતંતુની નબળાઈવાળું મોટું માણુસ થાય છે અને એવું માણુસ જીવનમાં પોતાનો માર્ગ કોરી શકે નહિ. બીકની લાગણીના અભાવથી બાળકનામાં આત્મવિશ્વાસ, સ્વતઃપ્રેરણાની વૃત્તિ, અને પ્રયોગ કરવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે, અને જો બાળકને સંપૂર્ણ વિકસવા દેવું હોય તો તેને આ ગુણોની ખરી આવશ્યકતા છે. ડર અને શિક્ષાથી ભયની લાગણી ઉત્પન્ન થાય છે. બાળકનામાં પોતાના ગુન્હા બદલ તેને શિક્ષા થશે એવી બીકની લાગણી રહેશે તો તે તેવો ગુન્હો ફરીવાર કરશે નહિ. આજ કારણસર નાના બાળકોની સંભાળ રાખતી વખતે શિક્ષકોએ છેવટના ઉપાય તરીકેજ શિક્ષાનો પ્રયોગ કરવો જોઇએ, અને તેના વર્તનના સ્વરૂપ પ્રમાણે સંભાળપૂર્વક શિક્ષાનો પ્રકાર નિશ્ચિત કરવો જોઈએ. શિક્ષકે બાળકોનો પરિપક્વ અભ્યાસ કરીને, તેના સમાગમમાં આવતાં જુદા જુદા પ્રકારનાં બાળકો પ્રત્યે કેવી રીતે વર્તવું તે શીખવું જોઈએ.

જે સામાજિક નિયમોથી સમાજનું તંત્ર નિયંત્રિત થાય છે તે 'પરિણામની બીક' ના સિદ્ધાંત ઉપર રચાએલા છે, પણ નાના બાળકને કેળવતી વખતે બીક-તત્વનો ઉચ્છેદ કરવા દરેક યત્ન કરવો જોઈએ.

---

## અમારૂં આનંદ પર્યટન

(ગતાંક પૃષ્ઠ ૧૧૪ થી ચાલુ)

ગરુડેશ્વરઃ—આ સ્થળ રાજપીપળા રાજ્યના તાબાનું છે, અને તેજ નામના મહાદેવનું થાણું આ સ્થળે છે. ઉપરાંત શિવમંદિરો, ધર્મશાળાઓ

નદીકિનારા પર આવેલાં છે. અહીંથી હવે પછી શરૂ થતા પર્વતીય પ્રદેશોની ઝાંખી થાય છે. ગજાસુર નામના દૈત્યને ભગવાન વિષ્ણુના વાહન ગરુડે પોતાની ચાંચમાં ઘાલી આકાશગમન કર્યું, અને આ સ્થળે આવી તેનું ભક્ષણ કરતાં બાકી રહેલો શેષ નદીના નીરમાં પડ્યો. નર્મદા પુનિત જળના પ્રભાવથી તે દૈત્યને દિવ્યરૂપ પ્રાપ્ત થયું. તે પછીની તેની જિંદગી તેણે શિવભક્તિમાં ગાળી અને આ સ્થળે શંકરની સ્થાપના કરી. તેમજ ગરૂડે પણ ગરુડેશ્વર મહાદેવની સ્થાપના કરી. આ પુરાણપ્રસિદ્ધ સ્થળ અદ્યાપિ પર્યંત હયાતી ભોગવે છે. મહાદેવના શિવાલય ઉપરથી આ સ્થળ ગરુડેશ્વર નામે ઓળખાય છે. ઉપર્યુક્ત હકીકતમાં સત્ય શું છે તે વિચારકો જાણે, પણ સ્થળનો પ્રભાવ સહેજે ધાર્મિક ભાવ ઉત્પન્ન કરે તેવો છે. નદીના કિનારા ઉપર ઘાટ ચઢતાંજ દત્તમંદિર અને સ્વામિ શ્રી વાસુદેવાનંદની સમાધિ છે. સ્વામિજીના અનેક શિષ્યો ગુજરાતમાં છે અને તેથી પણ વિશેષ દક્ષિણમાં છે. સમાધિ પાસે એક બે દક્ષિણીઓ હમેશ જોવામાં આવે છે. કહેવાય છે કે સ્વામિજી વચનસિદ્ધ હતા. તેઓ છેલ્લા ૨૫ વરસમાં સમાધિષ્ટ થયા છે. આ પુરાણપ્રસિદ્ધ સ્થળ સ્વામિજીના આગમન પછી વધુ ખ્યાતિમાં આવ્યું અને સદા માટે ખ્યાતિ ભોગવશે એમ સ્પષ્ટ જણાય છે.

બીજે દિવસે પ્રાતઃકાળમાં ઉઠી નિત્યકર્મથી પરવારી પનાઈમાં બેઠા. પનાઈ હંકારાઈ. અહીંથી બેએક માઇલ છેટે જતાં ગોરી નામે ગામ આવે છે. અહીંથી સુરપાણની પ્રખ્યાત ઝાડી શરૂ થાય છે. નદીને જમણે કિનારે વિંધ્ય, અને ડાબે કિનારે દક્ષિણની ગિરિમાળાઓ આ સ્થળે શરૂ થાય છે. આ બે ગિરિમાળાઓની વચ્ચે તેમની ખીણમાં આવેલા આગ્નેય ખડકોને પોતાના પ્રચંડ વારિના બળથી, છિન્નભિન્ન કરતી, નર્મદા તેના પ્રચંડ બળનો ખ્યાલ આપે છે. સ્થળે સ્થળે ચઢાવ આવે છે. પનાઈને ઓઢી ઘણી મુશ્કેલીથી ચઢાવ પર લઈ જવામાં આવે છે. માર્ગ ઘોર જંગલનો છે. બપોરના બાર વાગે અમો કાળભૈરવ નામક સ્થળે આવ્યા. ઘોર જંગલમાં અને નદીના પ્રચંડ વહેણની સાગી મુસાફરીમાંથી પ્રભુ સુરક્ષિત રીતે ધારેલે સ્થળે લઈ જાય, એ આશયથી નાવિકો નદીમાં નાહી પવિત્ર થઈ, કાળભૈરવને નાળિએર ચઢાવે છે. આ સ્થળે અમને નાસ્તો વહેંચાયો. ચપ્પુથી પણ કાપતાં મુશ્કેલી પડે એવા સુખડીના લાડુ અમે જામફળ માફક દાંતના ઉપયોગથી સપાટામાં ખાઈ ગયા. માણસ જ્યારે મુશ્કેલીમાં

મુકાય છે, ત્યારેજ તેને વસ્તુની ખરી કિંમત સમજાય છે. નાવિકો આવ્યા, અને પનાઈ હંકારાઈ. હવે નદીનો ફળદ્રુપ કિનારો કયાંય નજરે પડયો નહિ. બંને બાજુ પ્રચંડ ગિરિમાળા અને તે ઉપર આવેલાં ઉષ્ણકટિબંધનાં મોસમી પ્રદેશનાં ભયંકર જંગલો, તથા કોઈ રડયાખડયા જલાઅવતા જંગલનિવાસી મનુષ્યો સિવાય બીજું કાંઈપણ દષ્ટિગોચર થતું નહિ. તેમજ ઘડીમાં ગંભીર અને ઘડીમાં ગર્જના કરતી નર્મદાના ધ્વનિ સિવાય કોઈ-પણ પ્રાણીનો અવાજ પણ સંભળાતો નહિ. " મહા નર્મદા નીર ગંભીર ગાજે." આ લોકસૂત્ર પૂરવાર કરતી, નદી ઘડીમાં શાંત અને ઘડીમાં ગર્જના કરતી માલમ પડી. તેનો આ ભયંકર પણ આનંદદાયક માર્ગ કાપતા અમો હરણફાળ આવી પહોંચ્યા. આ સ્થળે દાખલ થતાં નદીનું દશ્ય કુદરતી સરોવર જેવું છે. હરણફાળ આગળ પ્રવાહ વચ્ચે પણ ખડકો, કિનારે પણ ખડકો, જ્યાં જુઓ ત્યાં પાણી ને પત્થર સિવાય કંઈજ નહિ. પાણીનાં મોજાંના પ્રહારો સહન કરતા, છતાં પોતાનાં અમીબિંદુ નદીને અર્પતા એ અચળ મહાત્માઓ નદીના પાત્રમાં અને કિનારે અડગ ઉભેલા છે. પ્રવાહમાં આવેલા ખડકોથી નદીના પ્રવાહના પૃથક્ પૃથક્ ભાગો થઈ જાય છે. તે સર્વ ધારાઓ એક માઇલ પછી એક પ્રવાહના રૂપમાં વહે છે. આ સ્થળે નદીનું પાત્ર ૮૦ ફુટથી વધારે નથી. આવા સાંકડા પાત્રના ખડકોથી થએલા ભાગોને હરણ ફાળ ( કૂદકો ) મારીને વટાવી જાય છે, તેથી આ સ્થળને હરણ ફાળ કહે છે. અહીં હિરણ્યાક્ષ નાગના રાક્ષસે તપ કર્યું હતું એમ પુરાણો તપાસતાં માલમ પડે છે. આ સ્થળ છોડયા પછી બેએક માઇલ મુસાફરી કરીએ, એટલે મોખડીના જળધોધના પ્રચંડ બળથી થતી તેની ગર્જના સંભળાય છે, અને " ઘેરૂંજ ગાય અહીં આ જળધોધ વારિ "! એ પંક્તિ યાદ આવે છે. ધોધની ગર્જના સાંભળતા અને તેના બળની કલ્પના કરતા અમે મોખડીના ઘાટે આવી પહોંચ્યા. કુદરતી રીતે બનેલા લેગુનમાં અમારી નાવડીઓ લંગારાઈ પાસેજ જળ-ધોધ હતો. આ ધોધ મોખડીના અગર સુરપાણના ધોધના નામથી પ્રખ્યાત છે. ચોમાસું તરતજ ગએલું હોવાથી બીજા દિવસો કરતાં નદીના પાત્રની પહોળાઈ અને પાણી વિશેષ હતું. ઉનાળામાં આ ધોધ સત્તર ફુટની ઉંચાઈ-એથી પડે છે. ઘાટની પહોળાઈ વીસ વાસ જેટલી છે. ઘાટ કાળા પત્થર-નો બનેલો છે. ધોધની દાળઉતાર ઉંચાઈ આસરે સાત વાંસની છે. જ્યારે નીચે પડે છે, ત્યારે જાણે રૂના બચકાંને ઉછાળીને કોઈ ફેંકી દેતું ન હોય ! તેમાં રહેલી અથાગ શક્તિ કુદરતની અસ્મિતાનો ખ્યાલ આવે છે. ધોધમાંથી

વીજળી ઉત્પન્ન કરી આજુબાજુના પ્રદેશને યાંત્રિક લાભ આપી શકાય તેમ છે. જમવાનો વખત થએલો હોવાથી મુકામ પર આવી, જમી તૈયાર થઈ, અમો શૂલપાણીશ્વર જવા તૈયાર થયા. આ સ્થળ મોખડી ઘાટથી ત્રણ માઇલ દૂર આવેલું છે. નદીના કિનારા ઉપર આવેલી ગિરિમાળાઓની તળેટીમાં થઈ રસ્તો જાય છે. અમે એજ રસ્તે શૂલપાણીશ્વર ગયા. આ સિવાય રાજપીપળાથી ગોરા સુધીના સડકના પાકા રસ્તાને શૂલપાણીશ્વર સુધી વધારી મોટર રોડ બનાવવામાં આવ્યો છે, પણ તે રસ્તો ફેરાવાળો છે, તેથી અમોએ ટુંકો માર્ગ પસંદ કર્યો. નર્મદાના ડાબા કિનારા પર આવેલા રણછોડજીના મંદિરની ધર્મશાળામાં મુકામ કર્યો. આ અરણ્યના સ્થાનમાં રાત્રી પસાર કરવાનું હોવાથી કેમ્પફાયરનો પ્રોગ્રામ રાખી રાત્રી સુરક્ષિત રીતે વ્યતિત કરી. આવે વખતે કેમ્પફાયરની જરુરિઆત અંકાય છે.

પ્રાતઃકાળમાં વહેલા ઉઠી દેવસંગમમાં સ્નાન કરી શૂલપાણીશ્વરના શિવાલયમાં ગયા.

---

## ભૂગોળનું કેળવણીમાં સ્થાન

બીજા દરેક શિક્ષકની જેમ ભૂગોળશિક્ષકને તેના જમાનાની અને ઉછરતી પ્રજાની અસરકારક સેવા કરવી હોય તો તેને તત્ત્વજ્ઞાન તેમજ શાસ્ત્રની જરૂર પડશે. શું શીખવવાનું છે અને કેવી રીતે શીખવવાનું છે તે તેણે જાણવું જોઈએ એટલુંજ નહિ, પરંતુ તેણે તેના ખાસ વિષયને શીખવવા માટેનાં કારણો પણ વિચારવાં જોઈએ; અને તેના વિષય પ્રતિનું તેનું વલણ તે ઉપર જે અનુમાનો પર આવે છે તેના પર અવલંબે છે. **આથી અભ્યાસક્રમમાં ભૂગોળનો વિષય અતિ મહત્ત્વનો શાથી લેખવામાં આવે છે અને ભવિષ્યના નાગરિકને કેળવવામાં ભૂગોળનો** *ખાસ હિસ્સો શો છે તે વિચારવું આવશ્યક છે.*

અભ્યાસક્રમમાં દરેક વિષયની જે ખાસ અસર બાળકના માનસિક વિકાસ પર થતી માનવામાં આવે છે તે અસરને જુદી પાડવા થતા પ્રયત્નોને કેળવણીના આધુનિક વિચારો કેટલેક દરજ્જે માન્ય રાખતા નથી. નિઃસંશય રીતે ગણિતનો વિષય ચોકસાઈ તેમજ સારગ્રાહક શક્તિને ઉત્તેજન આપે; સાહિત્યદ્વારા તાર્કિક અને બારીક વિચારણાની ટેવો અને રસાસ્વાદ જામે, પરંતુ આ કુદરતી બક્ષીસો કોઈ ખાસ વિષયનો ઇજારો નથી.

અભ્યાસક્રમના બધાજ વિષયો જો ચાલાકીથી શીખવવામાં આવે તો હકીકતોનો વિકાસ જાણવા ઉપરાંત કાંઈક વધારે જ્ઞાન પ્રાપ્ત થાય છે કારણકે બધાજ વિષયો સામાન્ય શક્તિ વિકાસ કરનારા અને પ્રાપ્ત થયેલા જ્ઞાનનો ઉપયોગ કરવાની શક્તિ આપનારા બનાવી શકાય છે. જો બધાજ વિષયો સામાન્ય શક્તિ આપનારા હોય તોપણ અભ્યાસક્રમમાં દરેક વિષયને તેનું પોતાનું ખાસ મૂલ્યાંકન હોય છે એ બાબત પણ તેટલીજ સત્ય છે. આથી આપણો કેળવણીમાં ભૂગોળ જે ખાસ ભાગ ભજવે છે તેનો નિર્ણય કરવાનો પ્રયત્ન યથાર્થ છે.

વીસમી સદીમાં શાળાની ભૂગોળના મુદ્દાઓના અનુક્રમનો વિચાર પલટાયો છે એટલુંજ નહિ, પરંતુ તેના કાર્યક્ષેત્રનો વિચાર પણ ફર્યો છે. એક વખત એવો હતો કે જ્યારે અમુક જાતની હકીકતોથી મગજને ભરવું અને વિષય તરીકે બીજી થોડીક માહિતી મેળવવી. આ હકીકતોમાંની કેટલીક ભવિષ્યમાં બાળકને ઉપયોગી થઈ પડતી, પરંતુ તેમાંની ઘણી તો અચૂક વિસ્મૃતજ બનતી. જ્યાંસુધી ભૂગોળનો વિષય આ સ્થિતિમાં હતો ત્યાંસુધી તો કુદરતી રીતેજ અભ્યાસક્રમમા તે અણમાનીતી રાણી હતી અને ઘણીખરી શાળાઓમાં તો તેના તરફ સંપૂર્ણ બેદરકારી જણાવવામાં આવતી હતી.

ભૂગોળ એ શાસ્ત્ર છે અને શાસ્ત્ર તરીકે તે શીખવી શકાય એમ ખાતરી થતાં કેળવણીમાં તેના મૂલ્યાંકનનો નવો વિચાર થવા લાગ્યો; અને આજથી બરાબર ૫૦ વર્ષ પહેલાં (૧૮૮૭) કેળવણીમાં ભૂગોળનું પ્રથમ મૂલ્યાંકન થયું. સૌથી પ્રથમ અને સર્વોપરિ ભૂગોળનું મૂલ્યાંકન એ છે કે તે નિશાળના સામાન્ય કામકાજમાં લગભગ સુષુપ્તિ અવસ્થામાં સબડતી અવલોકન શક્તિને જાગ્રત કરી કાર્ય કરી બતાવે છે. હાલમાં શરૂઆતના જેવું ભૂગોળનું આ બાબતમાં સર્વોપરિપણું સારી પેઠે જણાતું નથી; પરંતુ અભ્યાસક્રમમાંનાં બીજાં શાસ્ત્રો—વિજ્ઞાનો સાથે અવલોકનશક્તિ ઉત્તેજવા અને વિચાર અને શોધની ચોક્કસ ટેવો વિકસાવવા માટે હજુ પણ તેને પ્રતિષ્ઠા પ્રાપ્ત થાય છે. ભૂગોળને સંપૂર્ણ રીતે શાસ્ત્ર લેખવામાં હજુ પણ ભય રહેલો છે; છતાં હાલમાં સામાન્ય રીતે સૌ કોઈ કબુલ રાખે છે કે જો શાળાની ભૂગોળ હંમેશાં વિજ્ઞાનો પર રચાએલી હોય અને જો શાસ્ત્રીય પદ્ધતિ અનુસરાય તોપણ તેની તપાસ કે અપેક્ષા માનુષી છે; અને આ દૃષ્ટિથીજ શાળાના વિષય તરીકે તેનું મૂલ્યાંકન થવું જોઈએ. હવે પ્રશ્ન

એ ઉઠે છે કે 'મનુષ્ય વર્ગ' તરીકે બાળકેળવણીને ભૂગોળ શા ફાળો આપે છે? આપણે એટલું તો ચોક્કસ રીતે જણાવીશું કે ભૂગોળનો અંતિમ હેતુ બાળકોને ભવિષ્યના નાગરિકો બને તેવી કેળવણી આપવાનો હોવો જોઈએ. બાળકને મનુષ્યનું જગત સમજાવવા મદદ કરવા જગતમાં તેનું સ્થાન લેવા અને તેમાં તેનો ભાગ ભજવવા તેને તૈયાર કરવો જોઈએ. આથી સત્યજ્ઞાનના સુદૃઢ પાયા પર તેમના નિર્ણયો અને તેમનાં કાર્યો રચાશે. ખોટા વહેમ અને અનિશ્ચિત લાગણીઓને તિલાંજલિ મળશે. આટલી આશા આપણે રાખીએ તો તેમાં કાંઈ ખોટું નથી. આવું પરિણામ લાવવા આપણી સમક્ષ એક આદર્શ મૂકવાની જરૂર રહે છે. આ આદર્શ સંપૂર્ણ રીતે પાર પડે તેવો સંભવ હોતો નથી અને તેજ આદર્શ, કોઈક બાબતમાં બાળકે શાળા છોડયા પછી લાંબા સમયે, તેની ભારે અસર કરશે. પરંતુ બધા લોકોમાં માત્ર શિક્ષકોએ કોઈ પણ કાર્યક્ષેત્રના નિર્ણયમાં આદર્શોના મૂલ્યની કદર કરવા શકિતમાન થવું જોઈએ. આ દૃષ્ટિબિંદુ જો શીખવવામાં રાખવામાં આવે તો અભ્યાસક્રમમાંનો દરેક વિષય તેની ખાસ પ્રેરણાનો પ્રેરક બને.

શાળામાં ભૂગોળનો અભ્યાસ નાગરિક બનાવવામાં મદદરૂપ થાય છે. આ પૌરજનત્વ કે નાગરિકત્વનો વિચાર શો છે? સ્વકુટુંબની, પાડોશીઓની, કે સ્વજનોની સેવા કરવાની ભાવના તેમના માટેના પ્રેમમાંથી કુદરતી રીતે ખીલશે; અને ખરેખાત સ્વદેશ માટેના પ્રેમ ઉપર પૌરજનત્વની ભાવના રચવાની ઇચ્છા રાખવામાં કોઈ જાતનું નુકસાન ન હોઈ શકે. આપણાં બાળકો સારા વારસામાં પ્રવેશ્યાં છે અને તેઓ જો તેને સમજીને શીખી તેની કદર કરે તો યોગ્યજ છે. હિંદ વિષે જ્ઞાન મેળવીનેજ હિંદને ચાહવાનું શીખવાનો ઉત્તમ માર્ગ છે. દેશને ચાહવાનું શીખવા માટે દેશના યથાર્થ જ્ઞાન સિવાય બીજો માર્ગ નથી. જે મનુષ્યને આપણાં ગામડાં અસંખ્ય ચિત્તાકર્ષક બાબતો ખુલ્લી કરે છે અને જે મનુષ્ય આપણાં ઔદ્યોગિક શહેરોના વિચાર કે રૂઢિનો પરંપરાગત ઉતાર સંપ્રદાય અને અભિલાષાઓ સમજે છે તે બધા પોતાના સ્વદેશ માટે કામ કરવા અને જીવન જીવવા બુદ્ધિ ઠેકાણે રાખી ચિરસ્થાયી પ્રેરણા મેળવશે. જો તે બીજાઓનાં કાર્યોમાં સંપૂર્ણ અને યથાર્થ રીતે કેવી રીતે દાખલ થયો છે તે જોઈ શકે તો તે તેની પોતાની જવાબદારીઓ સમજવાને મદદરૂપ થઈ પડે અને એ રીતે શ્રદ્ધાથી સેવા કરવા તત્પર બને; આથી તે પણ તેના વંશજોને વારસો

પણ આપી શકે. જો આ બાબતો સત્યજ હોય, તો જે ભૂમિમાં બાળકો વસે છે તેમાં તેમને બુદ્ધિપૂર્વક રસ લેતા કરવાનો આપણો હેતુ હોવો જોઈએ. માત્ર પુસ્તકોદ્વારા બાળકોને ભૂમિમાં રસ લેતા કરવાનો આપણો હેતુ હોવો ન જોઈએ, પરંતુ બને તેટલા પ્રત્યક્ષ અવલોકન અને અનુભવદ્વારા આપણો હેતુ બર લાવવાનો છે. આવાં સાધનો વડે આપણે તેમને દેશાજનનો ખરો અર્થ સમજવાના માર્ગ પ્રતિ વાળી શકીએ.

શાળાની ભૂગોળ આ ધ્યેયને પ્રાપ્ત કરવા મદદરૂપ થાય કે નહિ તે બાબત શિક્ષકના દૃષ્ટિબિંદુ પર આધાર રાખે છે. કોઈપણ સામ્રાજ્યનો વિકાસ કરવાના ઉદ્દેશથી લખાએલી ભૂગોળ સ્પષ્ટ રીતે પ્રચારકાર્ય કરતી હોવાથી ભૂતકાળમાં મુખ્ય ભય ઉત્પન્ન થએલો છે અને તેથી તે ખરેખરી રીતે કેળવણીના ઉદ્દેશને બંધબેસતી નથી. આ ભય હાલમાં ઓછો જણાય છે, પરંતુ તે હજુ પણ હયાતીમાં છે. આ ભયને દૂર કરવા આપણે સમજવું જોઈએ કે સમજપૂર્વક અને કદર કરી તેના પર રચેલો સ્વદેશપ્રેમ કુદરતી અને ઉમદા ચીજ છે. નિઃસત્ત્વ, દમ વગરનું. રસહીન, મનોભાવ બતાવનાર, સુવાક્યવાળું, નીતિનાં વચનથી ભરેલું, રસિક અને અક્કલ વિનાનું, અજ્ઞાન દર્શાવતું વધારા પડતું સ્વદેશાભિમાન ભાગ્યેજ મદદરૂપ હોય છે અને તે વ્યાવહારિક દૃષ્ટિથી ચોક્કસ જોખમકારક છે. દુનિયા આવા આવા દાખલાઓથી ભરેલી છે. આવી બાબતોમાં બુદ્ધિ ઠેકાણે રાખી નિષ્પક્ષપાતપણાની દૃષ્ટિ કેળવવાનું ભૂગોળનું કાર્ય ઠરશે—નક્કી થશે. દાક્તરનું તેના દર્દી તરફનું વલણ ખરેખરૂં ભલી લાગણીનું હોય છે; પરંતુ તે જ્યાંસુધી શાંતિથી અને શાસ્ત્રીય રીતે તેના દર્દીની ચિકિત્સા કરતો નથી ત્યાંસુધી તે તેને ઉપયોગી થઈ શકતો નથી. આવીજ રીતે સારા નાગરિકે નિષ્પક્ષપાતપણે પ્રથમ તેના વિષયનો અભ્યાસ કરવો જોઈએ. સારો નાગરિક સમજે છે કે રાજ્યબંધારણની પદ્ધતિઓમાં મદદ કરવાની તેની પવિત્ર ફરજ છે.

દેશમાં આવેલા પ્રશ્નોની બૂમો કે ચાલુ શબ્દોની અસર સારા નાગરિક પર થતી નથી. સારા નાગરિકે કુદરતી પરિસ્થિતિની મર્યાદાઓ સમજવી જોઈએ. તે પરિસ્થિતિ પર થતા માનુષી પ્રત્યાઘાતો કઈ રીતે પરિણમે છે તેની તપાસ કરવી જોઈએ અને પરિણામો વધુ ફળદાયી કેવી રીતે થાય તેનો ખ્યાલ કરવો જોઈએ.

શાળાની ભૂગોળથી મળતી તાલીમ મનની ટેવો ઘડવામાં મદદરૂપ નીવડે છે. આ ટેવો શિશુને ભવિષ્યમાં તેની જવાબદારીઓ સમજવામાં સહાયક નીવડશે અને નિર્દિષ્ટ દિશામાં તેમનો અમલ કરવામાં પ્રેરાશે. આ

કારણને લીધે શાળાના પ્રદેશનો ઘણો અભ્યાસ બાળકને જે તાલીમ આપે છે તે મોટપણમાં ખાસ કિંમતી થઈ પડે છે. તે નાગરિક સ્વદેશાભિમાનનો સાચો અર્થ શીખ્યો છે અને તેના શહેરના ગુણ તેમજ દોષ જાણે છે. તેની અભિલાષા એવી હોય છે કે મગરૂરી ભરેલી લાગણી કરતાં સત્યજ્ઞાન ઉપર સ્વસ્થાનની સેવા કરવા પ્રેરાય છે.

પરંતુ પોતાની જન્મભૂમિના કે શહેરના પૌરજનત્વ કરતાં વધારે વિશાળ અર્થમાં નાગરિકપણું હોય છે, અને તેમાં જગતના નાગરિકપણાના ગુણો આવે તોજ શાળાની ભૂગોળ તેનું સૌથી વધુ કિંમતી કામ કરે. અભ્યાસક્રમના ઘણા વિષયો જગતનું નાગરિકપણું છોડી દે છે. છેલ્લાં થોડાં દાયકાંમાં જણાઈ આવતા આપણા જીવનની ટેવોમાં પરિણમેલા મોટા ફેરફારો પર ભવિષ્યના ઇતિહાસકારો નિઃસંશય ભાર મૂકશે. આ સમયમાં આપણે મોટર-વ્યવહાર, હવાઈ વ્યવહાર, વાયરલેસ, સિનેમા જોયાં છે; અને મહાન વિગ્રહે જે ઇતિહાસમાં સૌથી મોટો ઉત્પાત મચાવ્યો છે તે પણ અનુભવ્યો છે.

આપણે એ બધા ફેરફારોના સમયમાં જીવન ગાળ્યું છે, પણ આપણામાંના ઘણા તેમની વિશાળતા અને અર્થ વિચારવા અટકતા નથી. ઉછરતી પ્રજા શરૂઆતથીજ તેમનાથી પરિચિત હોવાથી જીવનની જે સ્થિતિમાં તે રહે છે તેને ભાગ્યેજ સમજી શકે. આનો અર્થ એ છે કે આજનો બાળક જગતમાં છે તે જગત આગલી પેઢીથી ઘણી અગત્યની બાબતોમાં તદ્દન જુદું છે. જગતની પ્રજાઓ પહેલાં કદી નહિ આવેલી એવા ગાઢ સંસર્ગમાં આવી છે. હવે જગત લગભગ એકબીજાથી અલગ પડેલા વ્યક્તિગત દેશનું બનેલું નથી. આપણે બધા એક સમગ્ર ઘટના છીએ, અને ખરા અર્થમાં દરેક એકબીજાનો અવયવ છે. આ ઘટનાએ તેના ભય દાખલ કર્યા છે, કારણકે પરિચય માત્ર મિત્રતા કે દુશ્મનાવટ નીપજાવે; પરંતુ તેની સાથે દરેક દિશામાંથી આપણે ઘણી મોટી સંખ્યામાં વિવિધ જાતના સંસ્કારો ઝીલીએ છીએ.

આ સાધનોમાંથી તૈયાર થએલા વિચારો પોતાના કરી લેવાનું કાર્ય સુગમ છે, પણ સ્વતંત્ર વિચાર કરી મુશ્કેલીભરેલું કામ કરવાનો પ્રયત્ન અઘરો છે. પ્રચારકાર્ય ખુલ્લી રીતે થાય છે અને તેમાં શરમાવા જેવું પ્રચારકાર્ય પણ પહેલાં કરતાં હાલમાં હદ વટાવી જાય છે. એમાંથી ફલિત થાય છે કે જેઓ કેળવણીમાં રસ લે છે તેમણે તેમની

આ સ્થિતિમાં કામ કેમ કરવું તેને માટે તૈયાર કરવા ખાસ લક્ષ આપવું જોઈએ. શાળાન્ત ભૂગોળના પાઠને જો ખરી રીતે રજુ કરવામાં આવે તો આ પ્રશ્ન પર થોડો પ્રકાશ પડે એમ માનવામાં આપણને શી હરકત નડે તેમ છે? ભૂગોળશિક્ષકનો હેતુ નાગરિકપણું ખીલવવાનો હોવો જોઈએ. સાચું નાગરિકપણું એ વિશાળ, ડહાપણભરેલું, અને ઉદાત્ત માનસિક વલણ છે. તદુપરાંત આપણાં પોતાના અને પર મુલકો એ બંનેને લગતાં ઘણા કામો પર વિશાળ અને શિક્ષિત દૃષ્ટિ રજુ કરે છે. હવે આપણે માનુષી ભૂગોળના તાત્ત્વિક વિચાર પ્રતિ વળવું જોઈએ. આપણે સમૂહો, સંસ્થાઓ, પ્રજાઓના જગત ઉપર હિંદીઓ તરીકે દૃષ્ટિ રાખવું નહિ. ભૂગોળે શાસ્ત્ર તરીકે તેનું સ્થાન સુદૃઢ કર્યું છે, પરંતુ કોઈ પણ મનુષ્ય શાસ્ત્રનો અભ્યાસ પ્રજાકીય દૃષ્ટિથી કરતો નથી. આપણે ફ્રાન્સ અને જર્મનિના વિરોધી હેતુઓ, જાપાનની મહત્વાકાંક્ષાઓ, હિંદનો સ્વરાજ્ય માટેનો હક, કે દક્ષિણ આફ્રિકામાં કાળા લોકોનો પ્રશ્ન છણતા હોઈએ અથવા ઈંગ્લાંડની ખોરાકની સહીસલામતીનો, લેન્કેશાયરમા હડતાળ માટેનાં કારણો, શાળાના પ્રદેશના કોઈ ભાગમાં શહેરની યોજનાનો પ્રશ્ન ચર્ચતા હોઈએ તોપણ આપણું વલણ નિષ્પક્ષપાતી, અને શાસ્ત્રીયજ રહેવું જોઈએ. ભૂગોળશાસ્ત્રીએ પ્રજાકીય દૃષ્ટિ રાખવાની નથી. ભૂગોળનો લેખક, લેખક તરીકે તેના પોતાના દેશ વિષે, કે પ્રજાસંઘ વિષે કે કોઈ પરમુલક વિષે માત્ર પોતાના મનોભાવ નહિ જણાવે; પરંતુ સંપૂર્ણ સહાનુભૂતિ સંપૂર્ણ સમજશક્તિપર અવલંબે છે; વર્તમાન જગતની સ્થિરતાને ડુબાવનારા આવેશ કે જુસ્સા સામે સત્ય જ ન સર્વોત્તમ દુર્ગ છે.

આથી ફલિત થાય છે કે ભૂગોળે આપણને આપણી પરિસ્થિતિના પ્રશ્નો સમજવામાં આપણને મદદ કરવી જોઇએ. તેણે એકસરખી રીતે જન્મભૂમિનું તેમજ જગતના શહેર કે ગામડાનું બુદ્ધિપૂર્વક નાગરિકત્વ પોષવું જોઈએ. આ નાગરિકત્વ કેન્દ્રસ્થાનેથી વિસ્તૃત થતાં વર્તુલોમાં પ્રસરવું જોઈએ. શાળાનો બાળક આ બાબતોનું આછું જ્ઞાનજ મેળવી શકે છે, કારણ કે આપણે તેને ઘણા થોડા સમયમાં ઘણુંજ શીખવવાનું હોય છે.

આથી આપણે બાળકને નજીકની અને દૂરની એ બંને બાબતોમાં તેની પોતાની ભૂમિના અને બીજી ભૂમિકાના લોકોમાં બુદ્ધિપૂર્વક અને સહાનુભૂતિ રાખી રસ લેતો કરવાની અભિલાષા ઉત્પન્ન કરવા પ્રયત્નશીલ થવું જોઈએ. શાળામાં જે બધા વિષયો તે શીખે છે તેમાંથી ન્યુસપેપર અને વાયરલેસદ્વારા અને તેના સાથી નાગરિકો સાથેના ચાલુ બનાવોની

ચર્ચાદ્વારા મોટપણમાં જે સંસ્કારો બાળકના પર પડે છે તેનો ભૂગોળ સાથે ઘણી જલદીથી સંબંધ જોડાઇ જાય છે. જો આપણે તેને વિવેચક થવા અને બારિકાઈથી સમજતો થવા તેમજ માત્ર ગ્રાહક બનવા ઉત્તેજન આપી શકીએ તો તેણે મનોવૃત્તિ પ્રાપ્ત કરી હશે અને તે મનોવૃત્તિ તેને તેની સમક્ષ ખડા થએલા પ્રશ્નોનો બુદ્ધિપૂર્વક ઉકેલ કરવા પ્રેરશે. આ પ્રશ્નોની સંખ્યા ઘણી અને વિશાળ છે, અને તે મુત્સદ્દીઓ અને રાજતંત્રોને અસર કરે છે એટલુંજ નહિ, પણ જગતની દરેક પ્રજાના દરેક સભ્ય પર તેની અસર થાય છે.

ભૂતકાળના કડવા અનુભવે વારંવાર બતાવી આપ્યું છે કે બળથી મુસીબતોનો અંત આવતો નથી, પણ તેથી માત્ર નવી મુશ્કેલીઓ ખડી થાય છે અને મુસીબતોનું નિવારણ માત્ર સહકારમાંજ રહેલું છે. આપણે જ્યાં જ્યાં નજર કરીએ છીએ ત્યાં ત્યાં કમનસીબે સ્પષ્ટ રીતે જણાય છે કે તે પાઠ હજુ શીખવાનો બાકી છે. ઉપર જણાવેલી રીતે જો સુધરેલી પ્રજાઓ ભૂગોળ શીખવે તો તેથી આપણને એકબીજાના દૃષ્ટિબિંદુ જોવા શક્તિમાન બનીએ અને એ રીતે ભૂગોળ તેનો કેટલોક ફાળો આપી શકે. વળી તેથી આપણાથી જુદાં પડતાં દૃષ્ટિબિંદુઓ સમજવાની પણ તક મળે. ભૂગોળમા આટલો દાવો શું ભારે પડતો છે? ભૂગોળનો આ હક સાબીત થયો છે તેથી ભૂગોળશિક્ષકે તેના ધર્મકાર્યના સંદેશા માટે ઘણો ઉચ્ચ ખ્યાલ રાખવો ઘટે, કારણકે જે શુભ સ્વપ્નોની હજુ પણ આપણે કલ્પના કરીએ છીએ તે જોવાની શક્તિ પુરી પાડીને શિક્ષક મદદ કરી શકે છે; અને તેના અભાવે લોકોને વિનાશને પંથે દોરે તેમ છે.

પ્રે. રા. ટ્રે. કોલેજ—અમદાવાદ. **ચુનીલાલ ભીખાભાઈ પટેલ**

---

# શારીરિક કેળવણી

( ગતાંક પૃષ્ઠ ૧૧૫ થી ચાલુ )

*એ દીવા સળગાવવા દીવાસળીની, ઘીની જરૂર પડશે.* માટે શિક્ષકે શરીરના ભાગો, અવયવની રચના, તેમનું કામ, છેલ્લું જાતીયવિજ્ઞાન, વગેરે જાણવું જરૂરનું છે. બાળક નકશામાં જપાન, લંડન બતાવે પણ પોતાનું હૃદય ફેફસાં ક્યાં તેની તેને ખબર હોતી નથી. જેને પોતાના શરીરરૂપી ઘરમાં વસ્તુઓ ક્યાં છે તેની ખબર નથી તે તેનો વિકાસ—વ્યવસ્થા શી રીતે કરે?

કસરત કરાવતી વખતે શિક્ષકે એવી રીતે ઉભા રહેવું કે તેને બધાં બાળકો બરાબર જોઈ શકે. જેમની ભૂલ થાય તેમને હસીને મીઠો ઠપકો આપી તે વ્યક્તિગત સુધરાવવી. કસરતશિક્ષકે લાંબા ભાષણ કરવાની જરૂર નથી, પણ દરેક કસરત કેવી રીતે કરવી તે પ્રથમ જાતે કરી બતાવવું. આ વખતે બાળકને ગોળાકાર કે ચોરસ આકારમાં બેસાડવાં. પહેલું કસરતનું નામ લેવું. પછી હુકમ આપવો અને નંબરથી કામ લેવું.

કેટલીક વાર ટુકડીવાર સ્વયં કામ લઈ શકાય છે. તેમને કસરત કેવી અને કેટલી વાર આપવી તે નક્કી કરવું અને તેમના મોનિટરને હુકમ આપવા કહેવું. શિક્ષકે ફરતા રહેવું. કસરતશાળામા બને તો આયના રાખવા, તેમાં જોઈને ભૂલ સુધારવા કહેવું. બધાં બાળકનુ વજન, માપ, અવયવોનાં માપ, વગેરે નોંધવું. માસિક એવી નોંધ રાખવી.

કપડાંઃ— કસરત માટે ચડ્ડી અને બંડી અથવા ટુંકી બાંયનું ખમીસ રાખવું, અથવા ધોતીઉ પહેરેલું હોય તો કચ્છો પહેરાવવો.

આસન એ પણ એક જાતની કસરત છે. પણ તે મોટા માણસો માટે છે. આસન ઘણી જાતનાં છે. દક્ષિણ હિંદુસ્તાનમાં આસન-વ્યાયામનો પ્રચાર ઘણો છે. નિયમિત વ્યાયામથી જાપાનના લોકોની સરાસરી ઉંચાઈ ૦ાા ઈંચ વધી છે. વ્યાયામ ત્રણ બાબત માટે છેઃ (૧) શરીરની સુંદરતા, (૨) માનસિક ઉન્નત્તિ, (૩) કાર્યપ્રવીણતા અને આરોગ્ય. તેમજ કસરતના પણ ત્રણ પ્રકાર છેઃ (૧) કેટલીક આરોગ્ય રક્ષક, (૨) વૈદકીય, (૩) જાત બચાવની. જે કસરતનો હેતુ અમુક અંગોની ખોડ સુધારવાનો છે તેને વૈદકીય કસરત કહે છે. ક્રિકેટ, ફુટબોલ, આટાપાટા, ખોખો વગેરે આરોગ્યરક્ષક છે લાઠી, જ્યુજીત્સુ વગેરે સ્વબચાવની છે, પણ બધાનું ધ્યેય સમગ્ર તંદુરસ્તી જાળવવાનું છે.

અખાડાની કસરતો શ્રેષ્ટ છે, છતાં તેમાં નિપુણતા મેળવવા સ્થળ, સંજોગ, ખર્ચ વગેરે ગળવાં મુશ્કેલ છે. એમાં એકીવખતે ઘણાં માણસો ભાગ લઈ શકે છે. ક્રિકેટ જેવીમાં અમુક માણસ ભાગ લઈ શકે છે. ડાકની બીજી બાજુ પણ છે. કેટલીક રમત રમવાથી ઘેલછા પણ આવે છે, પણ તે અપવાદ છે. જે વિચારે મંડળો સ્થપાય છે તેજ હેતુ-સહકાર અને સહવિચાર અને સહવાસ અખાડામાં આવે છે.

અખાડામાં બે વાત ખૂબ ધ્યાન ખેંચે તેવી છેઃ (૧) સ્થળ તથા સાધન, (૨) વ્યવસ્થા અને વ્યવસ્થાપકો. આ બે બાબતો બગડે નહિ તો ધાર્યો લાભ થાય.

ટૂંકમાં જેના દિલમાં એવો ભાવ થાય કે "આ સંસ્થામાં આવતું પ્રત્યેક બાળક આગળ જતાં મારા દેશનો નાગરિક થવાનો છે અને તેથી તેના શરીરને અને મનને યોગ્ય રીતે કેળવવું તથા તેના ચારિત્ર્યને સુધારવું અને ઘડવું, એ મારો ધર્મ છે તેનાથીજ આ કાર્ય થઈ શકશે. આ મારી સંસ્થા છે, એમ દરેક શિક્ષકના મનમાં હોવું જોઈએ. તેણે સંયમ તથા આત્મશોધનથી પોતાના ચારિત્ર્યને વિશુદ્ધ બનાવવું જોઈએ. દયા તથા વિનય-સભ્યતા આદિ સંસ્થાનો મુદ્રાલેખ હોવો જોઈએ. માણસમાં નૈતિક હિંમતની ખાસ જરૂર છે.

---

## કિન્નર જાતિ વિષે કંઈક

સિમલા નગરીથી સો એક માઇલને છેટે ઉત્તર દિશામાં એક અતિ સુંદર અને સુરમ્ય પ્રદેશ આવેલો છે. પર્વતીય પ્રદેશ દેવદારનાં જંગલોથી ભરપુર છે. તે તિબેટની સીમા સુધી પ્રસરેલો છે. પર્વતના શિખર પર ઉભા રહી ચોમેર દૃષ્ટિ કરીએ તો ગિરિરાજ હિમાલય ધવલવસ્ત્ર ધારણ કરી ભગવદ્ ભક્તિમાં નિમગ્ન હોય એવો ભાસે છે. વનમાં નાના પ્રકારનાં કુસુમોથી લદાએલી તરુલતાઓ અને ઝરમર વહેતાં શીતળ અને મધુર જળનાં ઝરણાં તેની નૈસર્ગિક સુંદરતામાં વધારો કરે છે. પુષ્પપરાગ-રજથી ભરપુર સમીર મંદમંદ ગતિએ વાઈ પ્રાણીમાત્રમાં નવજીવનનો સંચાર કરે છે. વચ્ચે સતલજ નદીની નિર્મળ સલિલરાશિ પર્વતોની સાથે ખેલતી કલકલ વહી રહી છે. આવા સુંદર પ્રદેશમાં એક જાતિ નિવાસ કરે છે તેને "કનૌર" કહે છે, જેનો ઉલ્લેખ પ્રાચીનગ્રંથોમાં કિન્નર જાતિને નામે પ્રસિદ્ધ છે. રૂપ, લાવણ્ય અને આકૃતિ જોતાં આ લોકો આર્યવંશના હોય એમ જણાઈ આવે છે, હલકું શરીર, લાંબુ કપાળ, મોટી આંખો ને ગૌરવર્ણ એ આર્યજાતિને ગણતાં ચિહ્નો છે.

કિન્નર સ્ત્રીપુરુષો ઊનનાં કપડાં પહેરે છે; સ્ત્રીઓ સૂર્યના પ્રકાશથી મોઢાનું રક્ષણ કરવા અંગ્રેજોના જેવી ટોપી પહેરે છે, ગળામાં માળા પહેરે છે, કાનમાં વાળીઓ ઘાલે છે, હાથે કંકણ પહેરે છે, નાકમાં વાળી ઘાલે છે. તેમનાં વસ્ત્રો વારંવાર ધોઈ સ્વચ્છ રાખે છે. ફૂલ ઉપર તેમને બહુ પ્રેમ હોય છે. ફૂલ દેખતાંજ તેને ચુંટી ટોપીમાં મૂકે છે. ચાર્ટી માંસ, મદિરા ને ચાનો પ્રચાર ઘણો છે; પરંતુ સ્ત્રીઓ મદિરા પાન કરતી નથી. પુરુષો

મૃદુ પ્રકૃતિના અને સુશીલ છે, પરંતુ કોઈ કારણોથી ડરપોક વધારે છે. પર્યટન અર્થે આવેલા લોકોનો અત્યાચાર તેમને બહુજ સહેવો પડે છે. ધોળા વસ્ત્રધારીને દેખતાંજ તે લોકો કંપે છે. ગરીબ, અમીર સ્ત્રી-પુરુષ સૌને વેદમાં જવું પડે છે. આ લોકો અન્ય પહાડી લોકો કરતાં ઘણા આગળ પડતા છે. કોઈ પુરુષ સ્ત્રીનો વિશ્વાસઘાત કરે, વ્યર્થ લાંછન લગાડે તો કિનરસ્ત્રીઓ સતલજ નદીમા પડી પ્રાણત્યાગ કર્યાના દાખલા મળી આવે છે.

કનોરી ભાષામાં એક જુદી ભાષા છે. પરંતુ અન્ય લોકોના સહેવાસથી તેઓ કામ ચલાઉ હિંદી ભાષા સારી રીતે સમજી શકે છે, તેમ બોલી પણ શકે છે. તેમની ભાષામાં તિબેટી અને સંસ્કૃત ભાષાનું મિશ્રણ થએલું છે. આ લોકો આર્યધર્મ પાળે છે, પરંતું બૌદ્ધ ધર્મનાં તત્ત્વો તેમના ધર્મમાં ગળી આવે છે. દેવદેવીઓની પૂજા તે ઠાઠમાઠથી કરે છે. નિચાર નામના સ્થાનમાં ઉષાદેવીનું એક મંદિર છે. શિક્ષણનો પ્રચાર ઓછો હોવાથી લોકો અવિશ્વાસુ છે. પરંતુ પ્રાથમિક સ્કૂલ ખોલાએલી હોવાથી લોકો કેળવણીમાં રસ લેતા થયા છે, તેથી અવિદ્યારૂપી અંધકાર ઓછો થયો છે,

તેમના વિવાહની રીત બહુ વિચિત્ર છે. નાના-મોટા સૌ ભેગા થાય છે ને એક સ્ત્રી જોડે લગ્નથી જોડાય છે. તેને "પાંડવ વિવાહ" કહે છે. મોટાભાઈની સ્ત્રી બધા ભાઈઓની સ્ત્રી ગણાય છે. લગ્ન કરનાર મોટા ભાઇને માથે લાંબી ચોટલી રાખવી પડે છે ને બાકીના ભાઈઓ માથું મુંડાવી નાખે છે. આ સહકારલગ્નોથી પરિણામ એ આવ્યું છે કે ઘણી સ્ત્રીઓને અવિવાહિત જિંદગી વિતાવવી પડે છે આ સંબંધી કારણો પૂછતાં તે જણાવે છે કે અમારો દેશ બહુ ટાઢો છે અને અનાજનો પાક બહુ ઓછો થાય છે, તેથી બધા ભાઈઓ જો જુદાં જુદાં લગ્ન કરે તો સંતાનની સંખ્યા વધી જાય, એટલે તેમના ભરણ-પોષણ માટે વળખાં મારવાં પડે.

ઘરમાં કામકાજની દરેકને વહેંચણી કરેલી હોય છે તે પ્રમાણે દરેક પોતપોતાનું કામકાજ કરે જાય છે. સમ્મિલિત વિવાહથી વધુ સ્ત્રીઓ ઘરમાં એકઠી થવાથી ઈર્ષા, દ્વેષ અને કલહ થવા પામે તે બનવા પામતું નથી ને સુખે પોતાનો નિર્વાહ ચલાવે છે.

વિવાહનો એક બીજો પ્રકાર છે. તેમાં કન્યા મનગમતો પુરુષ પસંદ કરી લે છે. પરંતુ તેમાં માતા-પિતા વિરુદ્ધ હોય તો કન્યાએ પસંદ કરેલો

પુરુષ પોતાના મિત્રોની મદદથી તેને જબરજસ્તીથી ઉઠાવી જાય છે. જતી વેળા કન્યાની સાહેલીઓ છોડાવા જાય તો તેમને એકાદ બે રૂપીઆ આપી છોડાવીને પોતાને ઘેર લઈ જાય છે ને તેની સાથે નિયમપૂર્વક લગ્નગ્રંથીથી જોડાઈ જાય છે. આ વિવાહને તેમની ભાષામાં "ડબડબ" કહે છે.

આ દેશની સ્ત્રીઓ પરાવલંબી નથી. પોતાના પતિ કરતાં કામકાજમાં તે વધુ ભાગ લે છે. પુરુષ ખેતરમાં હળ જોડે છે ને બાકીનું દરેક કામ-કાજ સ્ત્રીઓ કરે છે. સ્ત્રીઓ સ્વતંત્ર કમાઈ કરે છે એ કારણથી પુરુષવર્ગ સ્ત્રીપર અત્યાચાર કરી શકતો નથી. પતિ જો પતિત થઈ જાય, વ્યભિ-ચારી હોય અથવા સ્ત્રી પર અત્યાચાર કરે તો પત્ની તેનાથી છુટા છેડા કરે છે. તેમા પ્રતિષ્ઠિત આગેવાનો ભેગા થાય છે. પતિ–પત્ની પોતાની ફરયાદો રજુ કરે છે. આગેવાનો તેમને કલહથી મુક્ત થવા સમજાવે છે; બન્ને માને તો ઠીક; નહિં તો લાકડીનો એક છેડો પુરુષના હાથમાં અને બીજો સ્ત્રીના હાથમાં પકડાવે છે, પછી લાકડીને વચ્ચેથી તોડી નાખે છે. આ ક્રિયાબાદ બન્ને એકબીજાથી મુક્ત થાય છે, ને છુટા થયા બાદ પોતાની ઇચ્છા પ્રમાણે લગ્ન કરી શકે છે. આ પરિત્યાગની ક્રિયાને "શિંગ ટકાશમે" કહે છે.

કિન્નર લોકોનું ગૃહજીવન બહુ આનંદમય છે. ચા પીતાં અને ભોજન કરતી વેળા ચાની દેગથી સામે રખે છે, બધા ત્યાં બેસી જાય છે. સ્ત્રી પ્યાલીઓમાં ચા રેડતી જાય છે ને તેઓ પીએ છે, ચા પીતા જાય છે ને વાતો કરતા જાય છે. પ્યાલીમાં ચા ન હોય તેની ફિકર તેમને રાખવી પડતી નથી, તેનો ખ્યાલ ગૃહિણીને રાખવાનો હોય છે. ખાલી થતાંજ તે તેમાં ચા રેડે છે. આ પ્રમાણે કિન્નર લોકો ગરીબીમાં પણ અમીરી જીવનની મઝા માણે છે. પ્રત્યેક કુલીન ઘરમાં એક છોકરી અને એક છોકરો જિંદગી પર્યંત બ્રહ્મચારી રહે છે, અને પોતાનું જીવન ધર્મ–સેવામાં વિતાવે છે. કિન્નરી ભાષામાં બ્રહ્મચારી છોકરીને "જોમો" અને છોકરાને "લામા" કહે છે; તેમને વિષય–વિકારો અને વૈભવથી દૂર રહેવું પડે છે.

ભાદ્રપદ મહીનામાં ભારે ઉત્સવ થાય છે; તેને "ફૂલાયમ" કહે છે. આ મેળામાં ખૂબ રંગ–રાગ ઉડાવે છે. ખાવા–પીવાનો ને બજાવાનો આ લોકોને બહુ શોખ હોય છે. સ્ત્રી–પુરુષો ને છોકરાં ભેગાં થઈ એકબીજાના હાથ પકડી ખૂબ ગાય છે ને નાચે છે. આ નાચ–ગાન ચાર ચાર કલાક ચાલે છે. પર્વતોને અથડાઈ પાછો ફરતો પ્રતિધ્વનિ ઓર આનંદ આપે

છે. આ વેળાનું દશ્ય ઘણું મનોહર લાગે છે. આ પ્રસંગ તેમના પવિત્ર, નિર્દોષ પ્રેમનું સૂચન છે. આમાં કોઈ પ્રકારનું અનુચિત કાર્ય જણાતું નથી. ઘણી સભ્ય જાતિઓમાં આવા નાચ પ્રચલિત છે. આવા મેળા વર્ષમાં દસ વખત ભરાય છે. ઉત્સવની સાથે આખા વર્ષનો શોક અને આત્મીય જનોના મૃત્યુનું કારણ બનવા પામ્યું હોય તો બધું દુ:ખ દૂર કરે છે. ઉચ્ચ કુટુંબના લોકો શોકનાં વસ્ત્ર ઉતારી આનંદનો પોશાક પહેરી લે છે ને શોક દૂર કરે છે. આવી રીતે પર્વતીય પ્રદેશમાં વસતી કિન્નરજાતિ પોતાનું જીવન આનંદમય વિતાવે છે.×

કેશવલાલ નથુરામ ભટ્ટ
હેડ માસ્તર, ચીત્રોડા સ્કૂલ, ઈડર સ્ટેટ

---

## જીવનસિદ્ધિ

ઉંચે આકાશમાં ડોકીઆં કરતાં જીનનાં ભુંગળાં તેને શહેરમાં ખપાવવાનો નિષ્ફળ પ્રયત્ન કરતાં હતાં. મોટાં મોટાં મકાનો ગામની મોંઘવારીની સાક્ષી પુરતાં હતાં; છતાં એ શહેર તો નહોતુંજ. શહેર અને ગામડાની મધ્યસ્થિતિનો ખ્યાલ આપતું એ ગામ પૂરા પાંચ હજાર માણસોની વસ્તીથી ભરચક જણાતું હતું. આજુબાજુનાં ગામડાંઓમાંથી વસ્તુઓ ખરીદવા આવતા લોકો એ ભરચકતામાં ઉમેરો કરતાં. લો. બો. નું દવાખાનું ગામની ખ્યાતિ આસપાસ દસ ગાઉ ફરતી ફેલાવતું. અંગ્રેજી કેળવણી પામેલો કેળવાએલો માણસો પણ ઠીક ઠીક સંખ્યામાં હતા. અલબત્ત! આજુબાજુનાં ગામડાં તે ગામને શહેરની મનમાની પદવીથી વિભૂષિત કરતાં હતાં.

છેલ્લાં એક અઠવાડીઆથી સરકાર સવડે મારી બદલી તે ગામમાં થઈ. લો. બો. તરફથી ચાલતી શાળામાં હું મુખ્ય શિક્ષક તરીકે કામ કરતો હતો. ન્હાની વયે સારો લાભ મળ્યો માની અંતરમાં ફૂલાતો હતો. મારા જેવું શિક્ષણ આપનાર બહુ થોડાજ શિક્ષકો કેળવણીખાતામાં હશે એમ મને જણાતું.

મારા સ્નેહીઓનો એક આક્ષેપ તો મારા ઉપર સતત ચાલુ રહ્યો છે, અને તે એ કે મને મિત્રો વધારવાનો ઘણો શોખ છે. વાત પણ

× એક હિંદી લેખના આધારે.

સાથીજ હતી, કેમકે સાધારણ બોલચાલમાં સામો અજાણ્યો માણસ મારો મિત્ર બની જતો અને મારા મિત્રમંડળમાં એમ ઉમેરો થતો.

ગામડામાં નોકરીઆત વર્ગમાં આપસઆપસમાં ઘણુંકરીને મૈત્રી હોય છે. મારે પણ દાકતર સાથે મૈત્રી થઈ. તેમની પડોશમાંજ મકાન રાખવાથી અમે સાંજના ફરવાનું પણ સાથેજ રાખતા આખા દિવસનો કામ કરવાથી આવેલો કંટાળો ફરવાથી દૂર થતો.

ગામમાં પગ મૂકયો, ત્યારથી એક વસ્તુ મારૂં ધ્યાન ખેંચી રહી હતી. પાંચેક વર્ષથી આ ગામમાં એક બાલમંદિર ચાલતું. મંદિરના સંચાલક સંબંધે ગામમાં અનેક પ્રકારની વાતો થતી. કોઈ કહેતું, એનામાં ઘેલછા છે, કોઈ એનામાં સેવાભાવના કલ્પતું, કોઈ વળી કલ્પના આગળ દોડાવી ખુન કરી નાસી છૂટેલો કોઈ કેદી છૂપા સ્વાંગમાં આ કાર્યમાં પ્રવૃત્ત થયો છે એમ માનતા; છતાં ગામનાં સર્વ માણસોના અંતરમાં તેમના પ્રત્યે માન, પ્રેમ અને સદ્દભાવ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે જણાઈ આવતાં.

એક ગામથી બીજે ગામ બદલી થતાં વેઠવી પડતી હાડમારી અનુભવીઓજ સમજી શકે. અઠવાડીઆમાંજ સર્વ વ્યવસ્થા કરી શાંત બન્યા પછી એક દિવસ હું અને દાકતર બાલમંદિરમાં જવાનો નિશ્ચય કરી નીકળ્યા.

ગામમા અર્ધા માઈલના અંતરે એક સુંદર મકાન હતું, તેમાં બાલમંદિર ચાલતું. આ મકાન સંચાલકે પોતેજ બંધાવ્યું હતું અને પાંચ વરસથી કોઈ પણ જાતની ફી લીધા વગર તેઓ બાળકોને કેળવણી આપતા હતા. મંદિરના અંગે છાત્રાલય પણ સાથેજ રાખવામાં આવ્યું હતું. તેમાં અભ્યાસ કરતા બાળકો નિવાસ કરતા, તેમની સંભાળ રાખવા સંચાલકે બહુ બુદ્ધિપૂર્વક તેની યોજના ઘડી હતી. શિક્ષણ આપવા તેણે એક કેળવાએલા ભાઈને પોતાની મદદમાં લીધા હતા, તેઓ બીજા માણસોદ્વારા છાત્રાલયની સંભાળ રાખતા હતા. શરૂઆતમાં બાલમંદિર ચલાવવામાં બહુજ મુશ્કેલી નડી હતી. ગામડાનાં માણસોમાંથી પોતાનાં બાળકોને ત્યાં મોકલવાં પ્રથમ તો કોઈપણ તૈયાર થયાં નહિ; પરંતુ ધીમે ધીમે તેની કાર્યપ્રણાલિકાએ લોકહૃદય આકર્ષ્યું. જનતાનો પ્રેમ ઉછળવા માંડયો, અને આજે પાંચ વર્ષના અંતરે તેમાં ૪૦ બાળકો અભ્યાસ અર્થે દાખલ થએલાં હતાં.

તેમનો અભ્યાસક્રમ સાત વર્ષનો હતો. ત્રણ વર્ષની ઉમરથી બાળકને દાખલ કરવામાં આવતું, તે સાત વર્ષ સુધી ત્યાંજ અભ્યાસ કરતું. શરૂઆતમાં દાખલ થએલાં બાળકો ઘણાં આગળ વધી ગએલાં હતાં. ત્યાર-

પછી આવેલાં તેમની બુદ્ધિશક્તિ પ્રમાણે કાર્ય કરી રહ્યાં હતાં. આ બાલમંદિરની ખ્યાતિ આખા જિલ્લામાં પ્રસરી રહી હતી.

મંદિરના ઝાંપામાં પેસતાંજ ચોગાનમાં સામે એક મોટું વડવૃક્ષ હતું. સૈકાઓ જુનું એ વધતી જતી માનવ સંસ્કૃતિના સાક્ષી તરીકે અડગ ઉભું હતું. એ વડની નીચે ગોળ આકૃતિમાં કેટલાંક બાળકો પાથરેલાં આસન પર બેસી ગયાં હતાં. કેટલાંક પાસેજ છૂટાછવાયાં રમત કરી રહ્યાં હતાં. એક વિચારશીલ બાળક બધાથી દૂર એક બાજુ રેતમાં સૂઈ આકાશ તરફ નીરખ્યા કરતું હતું. સંધ્યાનો સમય હતો. ભગવાન રશ્મિકાન્ત પોતાના આખા દિવસના પ્રવાસથી ઉત્પન્ન થએલા થાકને નિવારવા અસ્તાચળે ગમન કરી રહ્યા હતા, અને અમે ઝાંપામાં પગ મૂકયો.

બાલમંદિરમાં સાંજના સાત વાગે પ્રાર્થના કરાવવામાં આવતી. ઇચ્છા હોય તે બેસતું, ન ઇચ્છા હોય તેને રમવા જવાની છૂટ હતી. લગભગ ત્રીસેક બાળકો પ્રાર્થનામાં હાજર હતાં. તેમના ગોળ કુંડાળામાં તેમની સાથેજ અધ્યાપક અને તેનો મદદનિશ બંને જણા વાજિંત્રો સાથે પ્રાર્થનામાં સામેલ હતા. રામ નામની ધૂન મચી રહી હતી. અમો એક બાજુ બેઠા.

"શ્યામ ઝૂલે હિંડોળા કુંજન બનમેં....... શ્યામ."

મુખ્ય અધ્યાપકે ગાન ઉપાડયું. નાના નાનાં બાળકોએ તે ઝીલવા માંડયું. ગાનમાં તલ્લીન બનેલા ગુરુ ઉભા થઇ ગયા, તેમના શરીરમાં ચેતનત્વ ઉછળવા લાગ્યું, ગાન સાથેજ તેમણે શરીરને ગતિમાન કર્યું. હાવભાવ પાછળ છુપાએલી કસરત તેઓ સંગીતદ્વારા બાળકોને આપી રહ્યા હતા. બાળકો તેમનું અનુકરણ કર્યે જતાં હતા.

મારા મુખ પર વિહ્વલતા હતી, અને દાક્તર તે પારખી ગયા હતા. તેમની વૈજ્ઞાનિક નજરે આ બધી માત્ર ઘેલછાજ હતી. મારા તરફ જોઈ દાક્તર બોલ્યા.—

"માસ્તર! આ શિક્ષણ કયા પ્રકારનું? અને તમે ભણાવો છો તે કેવું? એક કેળવાએલો માણસ આ પ્રમાણે બાળકો સાથે નાચવા કેમ લાગી જતો હશે? તમે શું ધારો છો?"

પ્રશ્નની પરંપરામાં મારૂં ધ્યાન મુદ્દલ નહોતું. તેમની પ્રશ્નાવલી દરમિઆન મેં એક બાબત નકી કરી નાખી હતી. મેં નિશ્ચયાત્મક હળે દાક્તર સામું જોયું. સંપૂર્ણ.

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ:

( ગતાંક પૃષ્ઠ ૧૨૭ થી ચાલુ )

૨ બાળકોએ શું કરવાનું છે તે ચોકસાઇથી જાણે અને આખા સમયમાં સક્રીય રોકાએલાં રહે તે જુઓ તૈયારીમાં એટલે કે જમીન ઉપર નિશાન કરવામાં, સાધનો લાવવા વગેરેમાં પાઠનો જેટલો બને તેટલો ઓછો સમય ગાળવો. ટુંકમાં થોડી સૂચનાઓ આપવાનો મહાવરો રાખો. જો બાળકો નાયકોના હાથ નીચે ટુકડીઓમાં કામ કરતાં હોય તો જુદી જુદી ટુકડીની ક્રિયાઓ યોગ્ય પ્રમાણમાં સરખી રહે તે જોવું જોઈએ. વર્ગના એક ભાગને સાદી ક્રિયા જેમાં થોડી વારમાંજ રસ ક્ષીણ થઇ જાય તેમાં ઝાઝો વખત રોકાએલાં રાખવામાં આવે, જ્યારે બીજી ટુકડીઓ શિક્ષકની દેખરેખ નીચે જોસદાર ક્રિયામાં લહેર કરતી હોય તે કારણથી ઘણીવાર અસંતોષવાળું તોફાની તત્ત્વ દાખલ થાય છે. અનિયમિત પુનરાવર્તનનો અર્થ કંટાળો થાય છે. ફેરફાર કે પુનરાવર્તનની સૂચના આપવા હંમેશાં તૈયાર રહો.

બાળકોના પરિણામમાં રસ લો અને પ્રોત્સાહન અને શાબાશી પાઠની ચાવી આ બાબતમાં જોઈએ.

૪ નિયમો અને સ્પષ્ટ સૂચનાનું સંપુર્ણ પાલન થાય તે માટે ચીવટ રાખો, પણ બાળકોની ઉમ્મર અને અનુભવના પ્રમાણમાં આશા રાખી શકાય તેનાથી વધારે આશા રાખશો નહિ. નિયમો અને સૂચનાઓના અનિયમિત પાલનથી ઘણું નુકસાન થાય છે. રમતના મેદાનમાં કે તરવાના હોજમાં જે સ્વતંત્રતાથી સમય બગડે તે કોઈ બાળકને ગમતી નથી. જો નિયમ પળાવવામાં મુશ્કેલી ઉભી થાય તો ગમે તો ક્રિયા કે રમત ખરાબ રીતે શીખવવામાં આવ્યાં છે કે બાળકો પાસે હદથી વધારે આશા રાખવામાં આવી છે એમ સમજવું.

૫. વર્ગનો જુસ્સો કાયમ રાખો. વર્ગને એકઠો રાખવામાં અને ધોરણ નક્કી કરવામાં સમૂહની ક્રિયા એક અગત્યનું સાધન છે શારીરિક તાલીમના પાઠ દરતાં રમતો, કસરતો, કે તરવાના સમયમાં સમૂહની ક્રિયાઓ ઓછા પ્રમાણમાં આવે ત્યારે ખાસકરીને નીચેનાં ધોરણોમાં શિક્ષકની દોરવણી નીચે સમયની શરૂઆતમાં કે અંતે વર્ગની ક્રિયાઓ કરાવો.

## પ્રગતિમાન તાલીમ

અભ્યાસક્રમના બીજા વિષયોની માફક શારીરિક તાલીમની દરેક શાખામાં કેળવણી પ્રગતિમાન હોવી જોઈએ. આખો સમય બાળકો સુધરવા માટે શીખતાં હોય કે આદર્શ રાખતાં હોવાં જોઈએ. કોઈ ખાસ પાઠમાં ખરી પ્રગતી સંભવતિ ન હોય કે દરજ્જા યોગ્ય ન હોય તો પુનરાવૃત્તિ કે ફેરફાર એવી રીતે કરવા જોઈએ કે જેથી મહાવરો વધારે હેતુસર અથવા ધ્યાને અને બુદ્ધની કસોટી કરે તેવો થાય. આગલા પાઠને સંપુર્ણ રીતે મળતો થાય તેવો એક પાઠ ન હોવો જોઈએ. કોઠાઓ વધારે સહેલામાંથી વધારે અઘરા પ્રગતિમાન ક્રમમાં ગોઠવ્યા છે તેથી કસરતના પાઠમાં પ્રગતિનાં લાંબા પગથીઆં પુરાં પડે છે. વિધિસરની કસરતોમાં પ્રગતિ ઝડપવાળા ન થઇ શકે. સ્થિતિની અને રચનાની કસરતોના કેટલાક પ્રકારની પુનરાવૃત્તિમાં અગત્ય છે તે છતાં સામાન્ય ચપળતા અને તાજગી આપનારી કસરતોની યોજના શિક્ષક ઉપર છોડવામાં આવી છે, કારણ કે યંત્રવત ક્રિયા થતી અટકાવવાનું અને અમુક વર્ગની શક્તિના પ્રમાણમાં પ્રગતિ કરવાનું કામ તેના ઉપર અવલંબે છે.

વિવિધ કારણોને લીધે ( મુખ્યત્વે કારણ કે આ ક્રિયાઓ ચલાવવા માટેની સગવડો મોટા પ્રમાણમાં ભિન્ન હોય છે તેથી ) તે શારીરિક તાલીમની બીજી શાળાઓ ( રમતો, મર્દાનગીની કસરતો, તરવું, નાચવું ) ના સંબંધમાં અભ્યાસક્રમ પદ્ધતિસર ઘડવાનુ જરૂરી કે સલાહકારક ધારવામાં આવ્યું નથી, પણ આમાં પણ પ્રગતિનો સિદ્ધાન્ત ધ્યાનમાં રાખવો જોઈએ.

આ ક્રિયાઓ માટે જરૂરી આરંભની ક્રિયાઓ અને કામની વિવિધ યોજનાઓની ખીલવણીમાં હમણાંનાં વર્ષોમાં ઘણી પ્રગતિ થઈ છે. જો આ વિષયો શાળાના અભ્યાસક્રમમાં દાખલ થયા છે તો નિશાળને માટેની તાલીમની સમગ્ર પ્રગતિમાન યોજના તૈયાર કરવી જોઈએ.

શારીરિક તાલીમની પ્રગતિનો વિચાર કરતાં તેની સાથે સંબંધવાળી બે બાબતનો સાથે વિચાર ઉત્પન્ન થાય છે.

૧ પાઠની તૈયારી અને ૨ પરિણામની કસોટી.

બીજા કોઈ વિષયના જેટલીજ કસરત, રમત, તરવાના કે નાચવાના પાઠની તૈયારી અગત્યની છે. કોઠાની મુખ્ય લીટીઓ ઉપર આંખ ફેરવી જવી અને બાળકોને મુખ્ય રમત ચલાવવા ગોઠવવાં એ બસ નથી. વર્ગને રોકાએલો રાખવો અને પ્રથમ નજરે પુરતો પાઠ લાગે તેવી કેટલીક

જાણેલી ક્રિયાઓ ફરીથી કરાવવી કે તેના પુનરાવર્તન ઉપર આધાર રાખવાનું તદન સહેલું હોય, પણ જેમ ચાલે તેમ ચાલવા દો એ પદ્ધતિથી તાલીમની પુરી અસર પ્રાપ્ત કરી શકાય નહિ. પાઠ સંભાળથી તૈયાર કરવા જોઈએ અને થએલા કામની નોંધ રાખવી જોઈએ. પોતાના શિક્ષણના પરિણામની ટીકા કરવી દરેક શિક્ષક માટે ફરજિઆત છે. વર્ગ કેટલી કસરતો કે રમતો કરી શકે તે પ્રશ્ન નથી, પણ બાળકો કેવી-રીતે ઉભાં રહે છે તે છે. જ્યારે તેઓ ક્રિયા કરતાં હોય કે આરામમાં હોય ત્યારે આજ્ઞા પ્રમાણે કસરત કરવામાં વર્ગ કેવી રીતે 'એક' કહેતાં તાલ આપે છે.? સામાન્ય સ્થિતિ સુધરતી જાય છે અને જ્યારે શિક્ષકનો દાવ પુરો થાય ત્યારે સુધારો ટકી રહે છે ? એટલે કે સારી સ્થિતિની ટેવ પ્રાપ્ત થાય છે ? બાળકો વધારે ચપળ અને ગતિ સરળતાથી કરે તેવાં થયાં છે ? તેઓ વધારે સખત કસરત કરી શકે તેવાં શક્તિવાળાં થયાં છે અને તેમની હુકમ પ્રમાણેની ગતિઓ ચોક્કસ થતી જાય છે ? તેઓ સૂચના ઝડપથી સમજે છે ? તેઓની પોતાની ક્રિયાઓની યોજના કરવામાં વધારે કુશળ અને ભરોસો રાખવા લાયક થયાં છે ? નિયમિત અને હેતુપુરઃસર આપેલી તાલીમનું ઝડપથી દેખાય તેવું પરિણામ આવવું જોઇએ. મુખ્ય શિક્ષક અને વર્ગ શિક્ષકે પ્રસંગોપાત કરેલા રીતસર અવલોકનનું પરિણામ બોધદાયી આવવું જોઈએ.

**કસરત ક્યારે શીખવવી અને તેની ક્યારે દેખરેખ રાખવી.**

પ્રસંગ પ્રમાણે જરૂર હોય તે પ્રમાણે શિક્ષકમાં શીખવવાની અને દોરવાની અથવા કસરત ઉપર માર્ગદર્શક નજર નાખવાની શક્તિ હોવી જોઇએ. તેની પહેલી ફરજ શીખવવાની છે અને પછીથી સારી રીતે દોરેલી કસરતથી બાળકો પોતાની જાતે શીખે તેને ઉત્તેજન આપવું જોઇએ. પહેલાં તેમને માટે યોજના કરવી પણ ધીમે ધીમે તેમની જાતે યોજના કરવામાં દોરવાં. જો શારીરિક તાલીમની યોજના શાળાના આખા જીવન દરમિયાન પ્રગતિમાન હશે તો તેમાં હમેશાં આ બે ભાગ હશે—નવું કામ શીખવવું અને અધ્યાપન અને માર્ગદર્શક કસરત અને સ્વવ્યવસ્થા. હદથી વધારે શિક્ષણ અને હદથી વધારે પ્રોત્સાહનમાં તેમજ બાળકો માટે હદથી વધારે બાકી રાખવામાં જોખમ છે અને એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે બીજા વિષય કરતાં આ વિષયમાં સ્વશિક્ષણનો ઓછો અવકાશ છે અને રમતના મેદાન કરતાં કસરતના પાઠમાં ઓછો અવકાશ છે. ખાસ હેતુથી આપેલી આકાર ઘડનારી કસરતો જો અચોકસપણે કર-

વામાં આવે તો તેમની અસર ગુમાવે છે અને તે શિક્ષકે શીખવવી જોઈએ અને તે તેની દેખરેખ નીચે થવી જોઈએ. રમતના, તરવાના અને કસરતના શાસ્ત્રને પણ આ લાગુ પડે છે. બીજી સામાન્ય કસરતો, દાખલા, તરીકે, કૂદકો, ચપળતા અથવા સમતોલપણું વગેરે ખીલવવાની નાયકોની દેખરેખ નીચે જુથોમાં સારી રીતે કરી શકાય. નાયકપણું, વ્યવસ્થા, મુશ્કેલી પાર પાડવી અને સહકારી યુક્તિઓમાં પ્રયોગ કરવા માટે ઉત્તેજન આપવું જોઈએ પણ આવા અનુભવથી આખા વર્ગનો સમય નકામો જવો જોઈએ નહિ. નાયકોના હાથ નીચેના જુથનું કામ વર્ગની વ્યવસ્થામાં સરળતા લાવવા માટે છે, તેને બાધક થવા માટે નથી.

### જુથ અને સમગ્ર વર્ગની યોજના

આગલના પરિચ્છેદમાં જુથ અને વર્ગો તેના નાયકોના હાથ નીચે કામ કરે તેવી વર્ગની યોજનાનું વર્ણન કરવામાં આવ્યું છે. શાળાનાં નીચલાં ધોરણોમાં શરૂઆતથી આ અમલમાં મૂકી શકાય, પણ કેટલીક સ્કૂલોની 'ગૃહપદ્ધતિ'ની રૂપરેખા પ્રમાણે સ્વવ્યવસ્થા અને સહકારી પ્રયત્ન ધીમે ધીમે રચી શકાય. અનુભવથી માલમ પડ્યું છે કે જે શાળાઓમાંથી વિદ્યાર્થીઓ ચૌદ વર્ષની ઉંમરે ઉઠી જાય છે તેમાં પણ આ યોજના ફતેહમંદ રીતે યોજી શકાય છે. બોર્ડ ઓફ એજ્યુકેશને ૧૯૧૯માં પ્રસિદ્ધ કરેલું વર્ગ-યોજના (ટીમયોજના) નામના ચોપાનીઆ ઉપર ધ્યાન દોરવામાં આવે છે. આમાં સપૂર્ણ રીતે યોજનાના હેતુઓ અને વિકાસને આગળ વધેલા દરજ્જામાંના વ્યવહારૂ કામની સંપુર્ણ વિગત આપી છે. જુનિઅર વર્ગને લાગુ પડે છે તેવી વર્ગયોજનાની મુખ્ય બાબતોની રૂપરેખા દોરવાનો અહીં ઇરાદો છે અને જે વર્ગની શાળાઓ માટે આ અભ્યાસક્રમ લખાયો છે તેમાં તે દાખલ કરવાથી જે અનુભવ પ્રાપ્ત થયો છે તેનું વર્ણન કરવાનો છે.

### વર્ગ યોજનાનો હેતુ

જુથ કે ટીમ યોજનાનો સૌથી અગત્યનો ભાગ એ છે કે તે બાળકોમાં મૌલિકતા અને જોખમદારીના વિકાસ માટે તક આપે છે અને ગમે તો પોતાની જાતે વ્યક્તિગત અથવા સહકારિતાથી બીજાની સાથે કામ કરવાની ટેવ પાડવાની તક આપે છે. યોજના ચલાવવામાં દરેક બાળક પોતાની જોખમદારીનો શો હિસ્સો છે તે સ્પષ્ટ સમજવો જોઈએ. જો બાળકો સમજે કે યોજના ઝડપવાળી અને વધારે કાર્યસાધક બનાવ-

વાને તેમણે મદદ કરવાની છે અને તેમના પ્રયોગનું ધોરણ સુધારવા માટે તેમને સ્વતંત્ર ક્રિયાની તક આપવામાં આવી છે તો સારો પાયો નાખી શકાશે.

## યોજના દાખલ કરવી.

કેટલાક સમયથી વર્ગ યોજના દેશના જુદા જુદા ભાગમાં વપરાય છે અને અનુભવે બતાવ્યું છે કે સાદો અને વિશેષ હેતુ બાળકો પાસે રજુ કરવામા આવે અને પદ્ધતિનો હદ બહારનો વિધિ દૂર કરવામાં આવે તો અત્યાર સુધી યોજનાનો સાધારણથી આરંભ કરવામાં આવ્યો છે તેનાથી વ્હેલી ઉમ્મરે શરૂઆત કરી શકાય. જેમજેમ જરૂરિઆત ઉભી થાય તેમ તેમ યોજના ધીમે ધીમે વૃદ્ધિ પામવી જોઈએ અને સમગ્ર શાળાની યોજના જે રીતે ચાલતી હશે તે ઉપર તેના વિકાસનો આધાર રહેશે. આ યોજના દાખલ કરવામાં રીતનું આખુંને આખું અનુકરણ ત્યજી દેવું જોઈએ. નાનાં બાળકોમાં યાદ રાખવાની શક્તિ હોય છે તેથી યોજનાના મુખ્ય સિદ્ધાન્તો સમજ્યા સિવાય તેના બહારનાં ભાગનું અનુકરણ કરવાનું શીખવી શકાય.

જુનિઅર શારીરિક તાલીમમાં અને રમતના સમયમાં જ્યારે બાળકો જાણીતા મેદાનમા, તેમના પોતાના રમતના મેદાનમાં અને તેમના શિક્ષકના ગાઢ સંબંધમાં હોય ત્યારે જે અનુભવ મળ્યો હોય તો ત્યારે તેઓ અપર સ્કુલમાં જાય તે વખતે તેઓને જાણ પણ નહિ હોય છતાં વધારે માગણી કરવામાં આવશે તેવાં કામ કરી શકશે. દાખલા તરીકે, જો શિક્ષકે પોતાના વર્ગને વહેલેથી જુથ યોજના પ્રમાણે નાયકોના હાથ નીચે કેળવ્યો હશે તેને બાળકોને રમતના ખેતરમાં તરવાના હોજ પાસે પહેલી વખત લઈ જતી વખતે ખાસ લાભ છે. તેઓને શિક્ષકથી સ્વતંત્ર કામ કરવાની ટેવ પડી હશે અને તેઓને યોજનાના શરૂઆતના નિયમોની જરૂર રહેશે નહિ અને શારીરિક તાલીમની વધારે આગળ વધેલી શાળાઓની યોજના માટે જોઇતી વધારે સ્વયંસ્ફૂર્તિ અને સામાન્ય બુદ્ધિની આશા તેમનામાં રાખી શકાય.

## નાયકો કે કેપ્ટના

નાયકો કે કેપ્ટનોની તાલીમ તે યોજનાનું અગત્યનું અંગ છે અને બાળકોને શરૂઆતથી જુથનાયકોના વિચારની ટેવ પડવી જોઈએ. મોટી

ઉમ્મરનાં બાળકો કરતાં તેઓ ઓછાં સ્વભાવવાળાં હોવાથી સામાન્ય નિયમ તરીકે તેઓ સારો જવાબ આપે છે.

તેઓ વધારે ઝડપથી બોલી નાખે છે અને એકબીજાના પ્રયત્નોની ટીકા કરવામાં વધારે નિખાલસ હોય છે. જો તેથી કરીને જે શિક્ષકને આ નાનાં બાળકો પાસેથી કુદરતી અને ઝડપવાળો જવાબ મળતો હોય તો, તેને, જુનિઅર વર્ગમાં નાયકો નહિ વાપરવાનું કાંઈ કારણ નથી. તેમની પાસે હદથી વધારેની આશા રાખવી નહિ તે છતાં આ પ્રકરણને અંતે આપેલી સૂચનાઓ તરફ ધ્યાન દોરવામા આવે છે.

કેટલાંક બાળકો ફતેહમંદ રીતે કદી અમલ કરી શકશે નહિ. અને દરેક બાળકની નાયક તરીકે અજમાયશ કરવી એવું સૂચન કરવામાં આવ્યું નથી, પણ તાલીમ અને અનુભવની કિમ્મત એવી છે કે તેનો ભાગ જેટલા બને તેટલા વધારેને આપવો બીજી બાજુએ એટલું યાદ રાખવું જોઈએ કે શક્તિવાળા નાયક થતાં વખત લાગે છે અને ફતેહની તક મળે તે માટે બાળકો પાસે તે ઓદ્ધો લાંબો સમય રહેવો જોઈએ. નાયક તરીકે પસંદ કરેલા બાળકે બીજાને દોરવાની અને માર્ગદર્શન કરાવવાની કાંઈ શક્તિ દેખાડવી જોઈએ પછીથી તેને ખરી ક્રિયાની કદર કરતાં આવડે અને આ જુથની ક્રિયાઓના સંબંધી વિવેચકશક્તિ આવે તેવી આશા તેનામાં રાખવી જોઈએ. જો નાયક પ્રથમ વર્ગનો પ્રતિપાદન કરનાર હોય તો લાભ છે પણ ગમે તે સંજોગોમાં ક્રિયા કે રમતનો હેતુ સમજવો જોઈએ અને ખરાબ અને સારી ક્રિયાનો ભેદ પારખવો જોઈએ અને તેણે જોવું જોઈએ કે નિયમો પળાય છે.

નાયક ઉપર હદથી વધારે ધ્યાન ન અપાય તેવી સંભાળ લેવી જોઈએ. આખા સમગ્ર વર્ગને સામાન્ય બુદ્ધિ ચલાવવા તેમજ પોતાની ક્રિયાઓ અને સહીસલામતી માટે જોખમ સ્વીકારતાં અને જરૂર પડે તો સાથીઓને મદદ કરવામાં ઉત્તેજન આપવું જોઈએ. મોટી ઉમ્મરનાં બાળકોના વર્ગો એવા માલમ પડશે કે જેમાં આગેવાન ટોળાને સાદી ક્રિયાઓ જેવી કે જગ્યા લેવી, પાસે આવવું, દોડવું, રમતમાં એક બીજાની પાછળ યોગ્ય અંતરે રહેવું વગેરેમાં આજ્ઞા આપે છે. પણ જો તાલીમ સામાન્ય અને હેતુપુરઃસર શરૂઆતથી થઈ હશે તો આક્રિયામાં દરેક વ્યક્તિ જોખમદાર ગણાશે. જો અભ્યાસક્રમ પ્રગતિમાન હશે અને સાહસને માટે અવકાશ હશે તો નાયકને માટે હમેશાં નવી ફરજો ઉત્પન્ન થશે.

### વર્ગનાં જુથ પાડવાની પદ્ધતિ

વર્ગને વફાદારી અને જોખમદારીનો જુસ્સો ખીલવવા માટે ઘણે ભાગે બીજી ટીમોની યોજના કરવી જોઇએ, અંતે સામાન્ય રીતે જુથની

ટીમ તે યોજનાનો એકમ રહેશે પણ જો યોજના હદથી વધાર કડક હોય તો તેનો પોતાનોજ હેતુ નિષ્ફળ જાય છે. પ્રસંગોપાત કેટલાંક કામ કરવા માટે જુદી જાતનાં જુથ વધારે યોગ્ય હોય. દાખલા તરીકે, કોઠા ૩૬ મુજબની જુથની ક્રિયાઓ ગોઠવતી વખતે કેટલીક વખત ખાસ કરીને જે વર્ગમાં ઉમ્મરનો તફાવત ઘણો હોય અથવા રમતના સમયમાં જ્યારે એકથી વધારે વર્ગ રમતા હોય ત્યારે બાળકોનાં જુથ શક્તિ પ્રમાણે પાડવા ઉપયોગી થાય. એવી સૂચના કરવામાં આવી છે કે વ્યવહાર કારણો ઉપરાંત જુથોના ફેરફારથી બાળકોની બીજા સાથે સહકારે કરવાની ઇચ્છા અને ગમે તે નાયકના હાથ નીચે કામ કરવાની વૃત્તિ અને સામાન્ય રીતે રમત રમવાની શક્તિની બાળકની વ્યવસ્થા અને શિસ્તસંબંધી બારીક કસોટી કરવાની તક મળે છે. વળી એવું માલમ પડ્યું છે કે ફેરફાર કર્યા વગર કાયમી ટીમના ઉપયોગથી હદ બહારની ટીમહરિફાઈને ઉત્તેજન મળવાનું લક્ષણ થાય છે.

## હરિફાઈનો ઉપયોગ

હરિફાઈ એ પ્રયત્નની પ્રેરક છે અને ઘણાં બાળકો માટે ખાસ કરીને શારીરિક ક્રિયામાં હરિફાઈ કરવી કુદરતી છે, આંતર્ટીમ હરિફાઇ મજબુત પ્રોત્સાહન આપે છે અને સહકારી મહાવરા અને ટીમની વફાદારીની પરિસિમા છે. વારંવાર થતી હરિફાઈ કે નજીવાં કારણો માટેની હરિફાઇથી રસ ઓછો થવો જોઈએ નહિ કે ઢોળાઈ જવો જોઈએ નહિ. નાનાં બાળકો ઉપર આંતર્ટીમ હરિફાઈ ઠોકી બેસાડવી જોઈએ નહિ. એ સંબંધમાં એમની તીવ્ર ઇચ્છાના તે પરિણામરૂપ હોવા જોઈએ નિશાળોમાં એક જાતની હરિફાઈ પુરતા પ્રમાણમાં વપરાતી નથી, તે પોતાનાજ ધોરણને હરાવવાનો પ્રયત્ન કરવાની છે અથવા નબળા સભાસદો ટીમ અથવા વર્ગને ધોરણે પહોંચે તેમ કરવાની છે. આ પ્રકારની હરિફાઇનો વ્યવહાર ઉપયોગ બાળકોને રસ પાડવા માટે અથવા વર્ગની યોજનામાંથી એકાદ ટીમ રહી ગઈ હોય તેને રસ પાડવા માટે છે તે ધ્યાનમાં રાખવું જોઈએ.

## ટીમ અને નાયકોની તાલીમ માટે સામાન્ય સૂચનાઓ

બાળવર્ગને શીખવવાની અર્વાચીન પદ્ધતિઓમાં વર્ગમાંનાં નાનાં જુથો અને જુદાં જુદાં જુથ જુદી જુદી ક્રિયાઓ કરે એવું ખાસ તત્ત્વ હોય છે, અને આ પુસ્તકમાં બાળવર્ગ માટે સૂચવેલી શારીરિક તાલીમની યોજનામાં તે તત્ત્વ દાખલ કરેલું છે. જ્યારે છુટી સ્વતંત્ર ક્રિયા વિકાસ પામી નિશ્ચિત ક્રિયા કે ખાસ કસરત કે રમત બને ત્યારે જુથ નાયકની જરૂરિયાત ઉભી થાય છે.

તેવીજ રીતે જો તેનો કોઈ નાનો ભાઈબંધ તે જે કંઈ કરતો હોય તેમાં આડે આવે તો તેના તરફ તે તેવાજ પ્રકારનું વર્તન દાખવે છે. જે વસ્તુ તેને બાધકરૂપ થઈ પડી હોય અથવા તો જેનાથી તેને ઈજા થઈ હોય તેને ભાંગી નાખવા તરફ અથવા તો તેને દૂર ખસેડી નાખવા તરફ તેની તે વૃત્તિ દોરાય છે. આ વૃત્તિ ઉપર જો યોગ્ય અંકુશ મૂકવામાં આવે અને તેને યોગ્ય માર્ગે દોરવામાં આવે તો તે ઘણી ઉપયોગી વૃત્તિ છે.

આગ્રહી બાળક ઉપર દબાણ લાવવાની જરૂર નથી. તેની શક્તિઓને તેના સોબતીઓ પ્રત્યેથી પાછી વાળી લઈ બીજી ઉપયોગી પ્રવૃત્તિઓ કે કોઈ શોધખોળના કામમાં દોરવી જોઈએ. બાળકના મનમાં કદાપિ એવો ખ્યાલ આવવા દેવો ન જોઈએ કે તે ગુસ્સે થાય છે, તેથી તેને લાભ મ છે અને તેનો ગુસ્સો પોતાની મુરાદ પાર પાડવાનું એક સાધન-હથિયા છે. બાળકને ઓછામાં ઓછું નુકસાન થાય એવા તેના તમામ પ્રકારના સ્વભાવ અને ગુસ્સાના પ્રસંગો ઉપસ્થિત થાય ત્યારે કેવી રીતે વર્તવું તેનો નિર્ણય કરવો એ બહુ અઘરી બાબત છે. જે ક્ષણે નાનાં બાળકને અમુક બાબતમાં બહુ રસ પડયો હોય તે વખતે જો તેને ડખલગીરી કરવામાં આવે તો તે સામાન્ય રીતે પોતાનો ગુસ્સો પ્રદર્શિત કરે છે. તેની પાસે રમકડું હોય અને વખત પ્રમાણે તે તેને બીજા બાળકને આપવાનું હોય, અથવા તો ખાવાનો વખત થયો હોય અને તે પડતું મૂકવાનું હોય, આવા પ્રસંગે તેને રમકડું પડતું મૂકવાનું હોય તો-થોડી મિનિટ પહેલાં તેને ચેતવણી આપવી કે એ રમકડું અથવા તો એવી રમત તેને પડતી મૂકવી પડશે, અને આ ડહાપણભરેલી બાબત છે. આથી તેવા પ્રસંગને અનુસરતું વલણ ધારણ કરવા તે તૈયાર થાય છે, અને આવા સંજોગોમાં તે એટલી બધી વાર ગુસ્સો જણાવતું નથી. ગુસ્સે થએલા બાળક સામે દલીલો કરવી જોઈએ નહિ, અથવા તો ભયની લાગણીથી તેનો ગુસ્સો દબાવી દેવો એ પણ ડહાપણભરેલું કામ નથી. શિક્ષકને માટે તો સૌથી સારો રસ્તો એ છે કે તેણે તેવા બાળકને પોતાની પાસે રાખવું, અને પછી જ્યારે તેનો ગુસ્સો ઉતરી જાય અને જ્યારે તે શાંત બને ત્યારે શિક્ષકે તેના પ્રત્યે મમતા બતાવવી, તેને માફી આપવી, અને તેને રસ પડે એવું કામ જેમ અને તેમ શોધી આપવું, કે જેથી ગત પ્રસંગ ઉપર તે વિચાર કર્યો ન કરે અથવા કાલ્પનિક અપમાનની વૃત્તિ ન સેવે. પછીથી તેની સાથે નમ્રતા-પૂર્વક બુદ્ધિયુક્ત દલીલો રજુ કરવી અને તેનું પરિણામ તપાસવું.

---

# આપણી શાળાઓ અને શિક્ષકો×

ના. પ્રમુખ સાહેબ, સન્નારીઓ અને સજ્જનો,

આજે સાંજે આપ સર્વની સમક્ષ મને ભાષણ કરવાને નિમંત્રણ આપવા બદલ હું આ કેળવણીસપ્તાહના યોજકોનો ઋણી છું. મને અહીં આવતાં ઘણી જ ખુશી ઉપજે છે, કારણકે છેલ્લા દાયકા દરમિઆન મુંબઈ યુનિવર્સિટી તરફથી યોજાએલી તપાસસમિતિઓનાં પર્યટનો સમયે કાઠિઆવાડના કેળવણીક્ષેત્રના જે કાર્યકર્તાઓના હું સંસર્ગમાં આવ્યો હતો તેમની સાથેની ઓળખાણ તાજી કરવાની મને આજે તક મળી છે. કાઠિઆવાડના જુદાજુદા ભાગોમાં હું ફર્યો છું અને કાઠિઆવાડની ઘણી કેળવણીની સંસ્થાઓ મેં જોઈ છે પણ ખરી. આ ઉપરથી હું એ નિશ્ચય ઉપર આવ્યો છું કે ભલે રાજકીય દૃષ્ટિએ કાઠિઆવાડ ગુજરાતથી જુદો પડ્યો હોય, પણ મુંબઈની એકજ વિદ્યાપીઠની નીચે હોઈ તેમજ ગુજરાતી ભાષાને જ પોતાની માતૃભાષા તરીકે સ્વીકારતો હોઈ, સંસ્કાર ને કેળવણીની દૃષ્ટિએ તે ગુજરાત સાથે ઘણી ગાઢ રીતે સંકળાએલો છે અને એ દૃષ્ટિએ કેળવણીના ક્ષેત્રમાં અમને ગુજરાતમાં જે પ્રશ્નો ઉપસ્થિત થાય છે તેજ પ્રશ્નો કાઠિઆવાડમાં પણ છે, અને તેટલા માટેજ કેળવણી જેવા વિષય ઉપર તમારી સન્મુખ ઉભા રહી ભાષણ કરવાની મેં ધૃષ્ટતા કરી છે.

**કેળવણી સપ્તાહની અગત્ય**

પ્રથમ તો હંટર ટ્રેનિંગ કૉલેજ એસોસિએશનને આ કેળવણીસપ્તાહ યોજવાના વિચાર માટે મારે અભિનંદન આપવાં ઘટે છે. હું માનું છું કે કાઠિઆવાડની કેળવણીના ઇતિહાસમાં આ જાતનો સપ્તાહ પ્રથમજ છે.

આ જાતનું કેળવણીસપ્તાહ મુખ્યત્વે કરીને કેળવણીના હિત સાથે જોડાએલું છે. અહીં શિક્ષકો પોતપોતાનું કામ વધારે સારૂં શી રીતે કરી શકે તેની ચર્ચા કરવાને માટે મોટે ભાગે એકઠા થાય છે. આવા પ્રસંગોએ કેટલાક પ્રશ્નો ખાસ નિષ્ણાતોનેજ અગત્યના હોય છે, જ્યારે બીજા કેટલાક પ્રશ્નો સામાન્ય કેળવણીકારોને રસ પડે તેવા હોય છે. પણ આ બંને પ્રશ્નોમાં એક સામાન્ય હેતુ સમાએલો હોય છે, અને તે એ છે કે વિદ્યાર્થીઓ પોતાના જીવનની ફરજો વધારે સારી રીતે બજાવતા થાય તેને માટે શિક્ષકોએ શી શી યોજના કરવી. વળી અનુભવ અને વિચારોની

× કાઠિઆવાડ હંટર મેઈલ ટ્રેનિંગ કૉલેજના રિફ્રેશર કૉર્સ વખતે મે. ઉ. ભા. ના એ. ઇ. સાહેબે આપેલું ભાષણ.

પરસ્પર આપસમાં પણ ઘણો લાભ સમાએલો છે. જો કે આધુનિક જમાનામાં વ્યવહારનાં અનેક નવીન સાધનોએ કાળ અને સ્થળનાં અંતર ઘણાં ભાગી નાખ્યાં છે, તોપણ એક કેળવણીકારના બીજા કેળવણીકાર સાથેના અંગત સમાગમના લાભની બરાબરી બીજાં કોઈ સાધનો કરી શકે તેમ નથી. આ દૃષ્ટિએ જે સ્થળોએ આવાં કેળવણીસમાહને અંગે સંમેલનો ભરાય છે તે સ્થળના કેળવણીકારને ઘણોજ લાભ થાય છે.

**કેળવણીમાં સુધારા માટેની માગણી**

અહીં એકત્રિત થએલ દરેક વ્યક્તિને ખબર છે કે મધ્યવર્તી હિંદી સરકારથી માંડી તે રસ્તે જતા એક સામાન્ય જન કે શાળાના એક વિદ્યાર્થી સુધી દરેક વ્યક્તિ કેળવણીના ક્ષેત્રમા સુધારો માગી રહી છે. ઘણાં વર્ષોથી કેળવણીકારો આપણી કેળવણીની પદ્ધતિમાં સુધારો કરવાનું મોટે અવાજે કહી રહ્યા હતા, પણ એમનો ઉહાપોહ અત્યાર સુધી 'અરણ્યરુદન' જેવો નીવડ્યો હતો. પરંતુ હવે પરિસ્થિતિ બદલાઈ ગઈ છે, અને પદવીદાન સમારંભોમાં તેમજ કેળવણીપરિષદોમાં પ્રાંતિક ગવર્નરો અને બીજા જાહેર કાર્યકર્તાઓ કેળવણીની પદ્ધતિમાં સુધારાની જરૂરિઆત વિષે દલીલો કરતા સંભળાય છે. કેટલાક પ્રાંતોમાં તો કેળવણીની પુનર્ઘટનાનું કામ અગત્યની સમિતિઓને સોંપી દેવામાં પણ આવ્યું છે. મધ્યવર્તી દિલ્હી સરકારે પણ પગલાં લેવા માંડયાં છે અને ઇંગ્લંડના કેળવણીનિષ્ણાતોને કેળવણીના ક્ષેત્રમાં સલાહ માટે નિમંત્રણો પણ મોકલ્યાં છે. આ બધી પ્રવૃત્તિઓનું અંતીમ પરિણામ શું આવશે એ કહેવું અત્યારે મુશ્કેલ છે, પણ એક વાત નિશ્ચિત છે કે હાલની કેળવણીની પુનર્ઘટના થશે અને તે એવી થશે કે દેશની સંસ્કારવિષયક અને આર્થિક જરૂરિઆત સાથે તે વધારે બંધબેસતી નીવડશે. આપણી કેળવણીપદ્ધતિને એવી રીતે સુધારી તેની પુનર્રચના કરવી જોઈએ કે તે આપણા દેશની પરિસ્થિતિને અનુકૂળ થઈ તેમાં ઊંડાં મૂળ નાખે, લોકજીવનને સ્પર્શે અને સામાજિક, રાષ્ટ્રીય, આર્થિક અને ઔદ્યોગિક પરિવર્તન પામેલી અને હજી પણ પામતી પરિસ્થિતિને અનુકૂળ બને, અને નવા સુધારા બહુ ખરચાળ પણ ન બને.

કેળવણીનાં ધ્યેય અને હેતુ, તેની વિષયવાર શાખાઓ, ધંધાદારી કેળવણી, માધ્યમિક શાળાઓ અને કોલેજો પેઠે પ્રાંતિક ભાષાઓમાં પણ જુદી માધ્યમિક અને ઉચ્ચ શાળાઓની અગત્ય, મેટ્રિકની પરીક્ષાનો

અભ્યાસક્રમ, સહશિક્ષણ, કઈ ભાષાદ્વારા શિક્ષણ, વિજ્ઞાન અને સાહિત્યના વિષયોની અગત્યની સરખામણી, વગેરે સામાન્ય પ્રશ્નો ચર્ચવાને માટે આ સ્થાન નથી.

**કેળવણીસપ્તાહનો ખરો અર્થ**

આ જાતના કેળવણીસપ્તાહમાં મારે લાગે કેળવણીના ધંધાને લગતી ખાસ માહીતી અને કેળવણીની કળા વિષે વિચાર કરવો જોઈએ. હું ધારૂં છું કે આ બંને બાબતો કેટલેક અંશે પુરાણી થઈ ગઈ છે. જો આપણે આપણા વિદ્યાર્થીઓ તરફ યોગ્ય રીતે આપણી ફરજ બજાવવી હોય તો કેળવણીની પદ્ધતિઓના આપણા જ્ઞાનને તાજું (up to date) કરવું જોઈએ. આ પ્રગતિના દિવસો છે અને મહાવિગ્રહ પછી પ્રજાના માનસમાં અને વિચારોમાં મોટાં પરિવર્તન થયાં છે; આટલા માટેજ શાળાઓની આધુનિક જરૂરિઆતો પ્રમાણે આપણી પદ્ધતિઓમાં યોગ્ય ફેરફાર કરવો જોઈએ.

**યોગ્ય શિક્ષકો**

પદ્ધતિઓ ગમે તેટલી સારી હોય અને ગમે તેટલા મજબૂત પાયા ઉપર રચાએલી હોય, પણ જ્યાંસુધી તેમને અમલમાં મૂકનાર માણસ યોગ્યતાવાળા હોય નહિ અને તે તેને યોગ્ય રીતે અમલમાં મૂકે નહિ, ત્યાંસુધી તેમાંથી ફળ-પ્રાપ્તિ થાય નહિ. ઓજારો કરતાં ઓજાર વાપરનાર વ્યક્તિની અગત્ય હમેશ વધારે હોય છે અને વિશેષે કરીને શિક્ષણના કાર્યમાં તો દુનિયાના બીજા કોઈ પણ ધંધા કરતાં મનુષ્યતત્ત્વની અગત્ય વધારેજ છે. શિક્ષકનો ઉત્સાહ તેને લાયક બનાવે છે. વિદ્યાર્થીઓએ હાથમાં લીધેલા કામને ઉત્સાહપૂર્વક કરવાનો ઉત્સાહ જે શિક્ષકો પોતાના વિદ્યાર્થીઓમાં પ્રેરી શકે છે તેજ શિક્ષકો સફળ નીવડે છે. શિક્ષકોની લાયકાત વધારવાને વ્યવસ્થિત યત્નની જરૂર છે. કેળવણીની પદ્ધતિનું પોતાનું શાસ્ત્રીય જ્ઞાન વધારવાની બાબતમાં શિક્ષકને સંપૂર્ણ સરળતા હોવી જોઈએ એટલું જ નહિ, પણ શીખવવાના વિષયોનું જ્ઞાન વધારવાની પણ તેને તક મળવી જોઈએ. કમનસીબીની વાત છે કે કેટલાક શિક્ષકોને પોતાને શીખવવાના વિષયોનું પણ અસ્પષ્ટ અને અચોકસ જ્ઞાન હોય છે. જે પદ્ધતિએ શિક્ષકોની પસંદગી કરવામાં આવે છે તે પદ્ધતિનો આમાં મારે લાગે દોષ છે. બીજી તરફથી જ્ઞાન વધારવા ને સુધારવાની તકોનો અભાવ દોષને પાત્ર છે અને શિક્ષક જાતે પણ કેટલેક અંશે દોષને પાત્ર છે. કેળવણીના વિચારોમાં જ્યારે આટલી

પ્રગતિ થઈ છે ત્યારે હવે માત્ર ઠજા વર્ગમાં પાસ થએલા શિક્ષકો કેળવણીનું કાર્ય હાથ ધરવા માટે લાયક ગણાવા ન જોઈએ. વધારે શક્તિ ધરાવતા શિક્ષકોની પસંદગી થવી જોઈએ, અને તેમને તેમનું જ્ઞાન વધારવાની તકો પણ મળવી જોઈએ. પ્રથમ તો શિક્ષકોને શાળામાં ગજા ઉપરાંત કામ આપવું જોઈએ નહિ અને યોગ્ય પુસ્તકાલયોની ગોઠવણ એવી રીતે કરી આપવી જોઈએ કે શિક્ષકો છેક છેલ્લામાં છેલ્લી ઢબનાં પુસ્તકો વાંચીને પોતાના જ્ઞાનમાં વધારો કરે અને પોતાના વિષયો સંબંધી છેક આધુનિક વિચારોથી અજ્ઞાત રહે નહિ.

**રિફ્રેશર કોર્સ**

રિફ્રેશર કોર્સને પણ અગત્યનું સ્થાન છે. જુદા જુદા વિભાગોની જરૂરિયાતને પહોંચી વળે તે માટે હાલ કેટલીક જગાએ રિફ્રેશર કોર્સ યોજાય છે. તેના કરતાં વધારે સંખ્યાબળવાળા અને વિવિધ જગાએ રિફ્રેશર કોર્સ આપવાની યોજનાઓ કરવાની જરૂર છે. આવા રિફ્રેશર કોર્સના સમયે કેળવણીની પદ્ધતિ અને શાસ્ત્રીય બાબતના વિચાર ઉપરાંત શાળાના દરેક વિષયના સંબંધમાં પણ વિચાર કરવાની જરૂર છે, જેથી દરેક શિક્ષકને પોતાને શીખવવાના વિષયના જ્ઞાનમાં ઉમેરો કરવાની તક મળે અને પોતાના જ્ઞાનને તાજું રાખનાર નિષ્ણાતોની સાથે અંગત સમાગમથી અને વિચારોની આપલેથી તેમને લાભ થાય.

**શિક્ષણનું શાસ્ત્ર અને કળા**

એ શિક્ષણ શાસ્ત્ર, તેમજ કળા પણ છે. શિક્ષણના સિદ્ધાંતોનો ધ્યાનપૂર્વક અભ્યાસ અને નિષ્ણાતોએ વિષય પરત્વે સફળતાપૂર્વક કરેલા અખતરાનું જ્ઞાન એક સાધારણ શિક્ષકને પોતાના કામની યોજના ઘડવામાં અને તેનો સફળતાપૂર્વક અમલ કરવામાં ઘણાં ઉપયોગી છે. જ્યાંસુધી શિક્ષકોમાં અવલોકનની ટેવ આવી નથી ત્યાંસુધી તેઓ સારા શિક્ષકો નીવડવાના નથી. પુસ્તકોમાંથી મેળવેલા જ્ઞાનને અવલોકન અને અનુભવથી જ્યાંસુધી સુધાર્યું વધાર્યું નથી ત્યાંસુધી ભણ્યા પણ ગણ્યા નહિ એવી પુસ્તકીઆ પંડિત જેવીજ સ્થિતિ રહેવાની. શિક્ષકોએ પોતાના શિક્ષણની વ્યક્તિગત વિદ્યાર્થી ઉપર અને સમૂહગત વર્ગ ઉપર શી અસર થાય છે તે તપાસવું જોઈએ, અને તે પ્રમાણે પોતાની પદ્ધતિઓમાં ફેરફાર કરવો જોઈએ. દાખલા તરીકે, કેટલા શિક્ષકો પોતાના શિક્ષણની નોંધ રાખે છે અને તેમાં પ્રતિવર્ષે યોગ્ય સુધારો અને વધારો કરે છે? ધારો કે એક શિક્ષક ૨૦ વર્ષ સુધી ઇતિહાસ

શીખવે છે. શું તેણે પ્રથમની માફકજ વીસ વર્ષને અંતે પણ શીખવવાનું છે ? ના, તેણે દર વર્ષે પોતાની તારવણીમાં વ્યસ્થિત રીતે પોતાની નોંધથી સુધારા વધારા કરવા જોઈએ કે જેથી થોડાં વર્ષોમાં તે પોતે પોતાના વિષયમાં એક નિષ્ણાત બને અને તે વિષયની બાબતમાં પ્રમાણભૂત મનાય તથા તેને સાંભળવામાં પણ અતિશય રસ પડે.

**આપણી નિશાળોની ત્રુટીઓ**

એવાં કયાં કાર્ય છે કે જે આપણી કેળવણીની સંસ્થાઓએ કરવાં જોઈએ અને તે કરતી નથી ? ચાલતી આવેલી પ્રથા પ્રમાણે રીતસરનો અભ્યાસ કરાવી તથા પરીક્ષા માટેના થોડા વિષયો તૈયાર કરાવી આપણી નિશાળો સંતોષ માની ન શકે. વ્યક્તિ તેમજ સમાજની આધુનિક જરૂરિઆતો પુરી પાડવાનું તેમણે માથે લેવું જ જોઈએ. તેઓ વ્યક્તિને એવી તાલીમ આપે કે તે સમાજને વધારેમાં વધારે ઉપયોગી થાય અને તે સાથે પોતાની કુદરતી શક્તિના અને આવડતના વિકાસ માટે પુરેપુરી તક મેળવી શકે. આપણા જુવાનોને પહેલાં માણસ બનાવવા જોઈએ, પછી તેઓ ઇજનેર કે એવા બીજા ધંધામા વિશારદ થાય. મહાન વિચારક **બર્ટ્રાંડ રસેલના** શબ્દોમાં જે જરૂરી છે તે **આ** કે **તે** જાતની માહિતી નહિ, પણ એવા જ્ઞાનની જરૂર છે કે જેથી મનુષ્યજીવનના ધ્યેયનો એકરૂપે ખ્યાલ આવે, તેમજ જોવા જાણવાની શક્તિ આવે, ઉદાર લાગણી ધરાવવાની તથા સમજપૂર્વક વિચાર કરવાની શક્તિ આવે.

**કેળવાએલાની બેકારી**

કેળવાએલાની બેકારીના ઘણા ગંભીર પ્રશ્નને લીધે હાલની કેળવણીની પદ્ધતિમાં એક અશાંતિની બાબત ઉભી થઈ છે. ખરેખર, આ બેકારી બીજી કોઈ પણ જાતની દલીલ વિના દેશના યુવાનોને તાલીમ આપવાની આપણી ત્રુટીઓ સ્પષ્ટ કરે છે. હાલમાં મેટ્રિક થએલાને, ગ્રેજ્યુએટને અને ધંધાની તાલીમ મેળવેલાને પણ અનુકૂળ કામ મળવું મુસ્કેલ છે. આપણા કેળવાએલા યુવાનોમાં ઉદ્યોગ માટે કે મોટા પાયા ઉપરના ધંધા માટે યોગ્યતા કે તે ધંધાને અનુકૂળ થવાની શક્તિ નથી. ઘણા પૈસા અને શક્તિનું ખર્ચ કરી તેમણે કેળવણી અને તાલીમ મેળવી હોય છે અને પછી તેમને નજર ખુલતાં છેવટે માલમ પડે છે કે તેઓને ધંધો જડતો નથી અને જીવનક્ષેત્રમાં પોતાનો માર્ગ કરવા શક્તિમાન નથી.

કેટલાક એવી દયાજનક માન્યતા સેવે છે કે ધંધાદારીની સંસ્થાઓ સ્થાપવામાં આવે અને આપણી કેળવણીની પદ્ધતિમાં ધંધાદારીનું તત્વ દાખલ કરવામાં આવે તો આ બેકારી દૂર થાય. આ પગલાં કેટલીક બેકારી દૂર કરવામાં મદદ કરે એ સાચું છે, પણ તેથી આપણી બધી આર્થિક મુશ્કેલીઓનો પ્રતિકાર મળશે એવી આશા વધારે પડતી છે. આ મુશ્કેલીઓ ઘણાં સામાજિક આર્થિક અને આંતર રાષ્ટ્રીય કારણોનું પરિણામ છે અને ઘણી દિશામાંથી તે માટે ઉપાય થવા જોઈશે. માત્ર કેળવણીનેજ તે માટે દોષ દેવો એ વ્યાજબી નથી.

**નોકરી ધંધાના માર્ગો**

એક બાજુએ કેળવાએલા વર્ગમાં આટલી બધી બેકારી છે ત્યારે બીજી બાજુએ ઉપયોગી કામને માટે ઘણીજ તકો છે. તેમાંની થોડીક જણાવીએઃ અભણ વર્ગોના માણસોને કેળવવાના છે, જુવાનોનું શરીર સુધારવાનું છે, તેમનું ચારિત્ર્ય ઘડવાનું છે, તેમનામાં ઉત્સાહ આણવાનો છે, આપણી ખેતી, કળા, ઉદ્યોગ, વેપારરોજગાર ખીલવવાનાં છે, આપણા ધંધારોજગારની રીતો સુધારવાની છે, એવાં એવાં ઘણાં કામ પડેલાં છે. બીજા દેશોમાં બેકારીના પ્રશ્નો ગમે તે હોય, પણ આપણા દેશમાં તે પ્રશ્નો અમુક જાતના છે અને તેનો ઉકેલ ખર્ચાળ કે મુશ્કેલ નથી. માત્ર આપણા જુવાનોમાં તેમની સેવા માગતા આ જુદા જુદા ધંધા ને કાર્યોના માર્ગે જવા માટે શક્તિ, સાહસ અને ઉત્સાહ જોઈએ. અપૂર્ણ

---

## અમારૂં આનંદપર્યટન

(ગતાંક પૃ૰ ૧૫૨ થી ચાલુ)

**શૂલપાણીશ્વરઃ**—રાજપીપળા રાજ્યના તાબાના અરવલ્લી પર્વતના નાનાશા શિખર ઉપર આ દેવાલય આવેલું છે. આ પર્વતશૃંગ ભૃગુપર્વત નામે ઓળખાય છે. સ્થળ નર્મદાના ડાબા કિનારા પર છે. આ પુરાતન મંદિરનો જીર્ણોદ્ધાર ઇ. સ. ૧૮૨૯માં રાજસિંહ નામના કોઈ હિંદુ રાજાએ કરાવ્યો છે. મંદિરના પાછળના ભાગમાં પાંડવોનાં તથા સપ્તર્ષિનાં નાનાં નાનાં મંદિરો છે. ભગવાન શંકરે પોતાનું શૂલ આ પર્વત પર મારેલું, તેથી આ જગ્યા શૂલપાણીશ્વર નામે ઓળખાય છે. આ સ્થળે કાશીરાજ ચિત્રસેન તપ કરતા હતા. અહીં નર્મદાનો પટ ૬૦ ફુટથી પણ ઓછી પહોળાઈનો છે. પાસે માર્કંડેય ઋષિની ગુફા છે. શૂલપાણીશ્વરથી દક્ષિણ દિશાએ

નર્મદાને દેવ નામની નાની નદી મળે છે. તેના ડાબા કિનારા પર રણછોડજીનું પ્રાચીન મંદિર છે. મૂર્તિ કાળા આરસની અને વિશાળ છે. મંદિરના જીર્ણોદ્ધારની જરૂર છે. રણછોડજી અને શૂલપાણીશ્વર આ બંને દેવાલયોના ગિરિની ખીણમાં થઈ દેવનદી વહે છે. ત્યાં નાનો સરખો ધોધ છે. ધોધના ઘસારાથી બનેલો કુદરતી કુંડ જોવા લાયક છે. કુંડની આજુબાજુનો ભાગ સીતાવાડી નામે ઓળખાય છે.

ચૈત્ર વદ અમાસને દિવસે આ તીર્થસ્થળોના માનમાં મોટો મેળો ભરાય છે. મેળા વખતે ઝાડીના પ્રખ્યાત પોપટો ત્યાંના રહીશો વ્યાપાર અર્થે લાવે છે.

આજુબાજુના પ્રદેશમાં ઉષ્ણકટિબંધના મોન્સુનના પ્રદેશનાં ભયંકર જંગલો આવેલાં છે. તેમાં વાઘ, હરણ ઇત્યાદિ પ્રાણીઓ રહે છે. જંગલમાં વસતા લોકો જતાઆવતા મુસાફરોને લૂટે છે. સમૂહ વગરની મુસાફરી જોખમકારક છે.

ઉપર પ્રમાણેનાં સ્થળોનું નિરીક્ષણ કરી, અમે મોખડીઘાટ પર આવ્યા, અને અમારા વાહનમાં બેસી પાછા ફર્યા. આ વખતે પાણીના પ્રવાહ સાથે જવાનું હોવાથી નાવડી ઝપાટાભેર ચાલતી. જોત જોતામાં અમે રામપુરા આવી પહોંચ્યા. અહીં નદીના ડાબા કિનાર ઉપર છેલ્લા વીસ વર્ષમાં જમીનમાંથી જડેલી ભગવાન વિષ્ણુની દશાવતારની મૂર્તિ છે. તેના દર્શનનો લાભ અમોએ લીધો.

ખેતરમાં ખેતી કામ કરતાં ખેડુતને હળની અણીવડે આ મૂર્તિની પ્રાપ્તિ થઈ. આજુબાજુ ખોદકામ કરતાં દેવાલયોનાં અવશેષો મળી આવતાં નથી, તો આ મૂર્તિ અહીં કેવી રીતે મળી આવી, તે વિચારવા જેવું છે. પાંચ ફુટ ઉંચી, કાળા આરસની વચ્ચે વિષ્ણુ અને આજુબાજુ તેમના હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે મનાતા જુદા જુદા દશ અવતારની મૂર્તિઓ એકજ પત્થર પર કોતરેલી છે. હિંદભરના કોઈ પણ વિષ્ણુમંદિરમાં આ પ્રકારની મૂર્તિ જોવામાં આવતી નથી. મૂર્તિ ભવ્ય અને અજોડ છે.

દર્શન કરી પાછા નર્મદાના નીર પર પ્રવાસ શરૂ કીધો. સાંજ પડતાં કુંભેશ્વર આવ્યા. જમવાનો સમય થએલો હોવાથી આ સ્થળે રોકાયા. અને સ્થળ નિરીક્ષણ કર્યું.

કુંભેશ્વર:—નર્મદાના ડાબા કિનારા પર આ પુરાણું શિવાલય આવેલું છે. માર્કંડેયઋષિએ તપ કરી કુંભ પૂજા કરેલી. કુંભ ઉઠાવતાં શ્રદ્ધાના

બળથી શંકરની જળાધારી નીકળી. તેથી તે કુંભેશ્વર કહેવાય છે. અહીં હનુમાનના પગ તળે દાબેલી શનિની નાની અને મોટી પનોતી નામક બે સ્ત્રીઓની મૂર્તિઓ છે. જ્યારે કુંભરાશિના શનિ અને સિંહરાશિના બૃહસ્પતિ થાય છે ત્યારે આ સ્થળે મોટો મેળો ભરાય છે. ભગવાન રામચંદ્રે સ્થાપિત કરેલા રામેશ્વર મહાદેવ આ સ્થળથી થોડે દૂર છે. ઉપર્યુક્ત પુરાણી હકીકત રેવાખંડના અધ્યાયના ૧, ૨, અને ૩ માંથી મળી આવે છે.

આ સ્થળે અમોને નર્મદાના પરકમ્માવાસીઓ મળ્યા. નદીની શક્તિ રૂપે આરાધના કરતા, તેનાં દર્શન કરવાની ભાવનાઓ સેવતા, અનેક કષ્ટો વેઠતાં, આ પરકમ્માવાસીઓની શ્રદ્ધા વિસ્મય પમાડે તેવી છે. સાંજના નર્મદાસ્તુતિ અને શિવપૂજન કરી તેઓ સુએ છે. નર્મદાસ્તુતિ વખતે બોલતા તેમનાં ઊર્મિગીતો ખરેખર આહ્લાદજનક છે. "હમ રેવા માતકે બાલક હે, માતા દૂધ પિલાવત હે" એમનું આ ઊર્મિગીત પૂર્ણ શ્રદ્ધાથી ભરપુર અને "અમર કંટકી રેવા મૈયા સમરો વારંવારા" આ ચરણથી શરૂ થતું તેમનું આ ગીત નર્મદાનું સંપૂર્ણ ભૌગોલિક અને ઐતિહાસિક ભાન પ્રાપ્ત કરાવે છે. અમોએ તેમના આ ધાર્મિક કાર્યમાં ભાગ લીધો અને સ્વર્ગીય આનંદ અનુભવ્યો. અપૂર્ણ

---

## શાળાઓમાં ચક્ષુદ્વારા કેળવણીનું સ્થાન *

શિક્ષક બંધુઓ,

આજકાલ આપણે 'વિઝ્યુઅલ ઇન્સ્ટ્રક્શન' વિષે ઘણો ઉહાપોહ કરીએ છીએ. પ્રાથમિક શાળાઓના શિક્ષકો દેશની કેળવણીના આધારસ્થંભ હોવાથી તેમણે 'વિઝ્યુઅલ ઇન્સ્ટ્રક્શન' શું છે, અને તે શિક્ષણ આપણાં બાળકોની કેળવણીમાં શું સ્થાન ધરાવે છે તે જાણવું આવશ્યક છે.

જ્ઞાનપ્રાપ્તિ માટે ઇન્દ્રિયો મનુષ્યનાં મુખ્ય સાધનો છે. સર્વ ઇન્દ્રિયોમાં ચક્ષુદ્વારા થતી જ્ઞાનપ્રાપ્તિ સૌથી વધારે ખાતરીવાળી, ઝટ ગ્રાહ્ય બને તેવી અને વિશ્વસનીય છે. ન્યાયની અદાલતમાં જે સાક્ષીનો દર્શનીય પુરાવો હોય છે તેની જુબાની પર સૌથી વધારે આધાર રહે છે. જ્યારે કોઈ મનુષ્ય કોઈપણ બાબત વિષે અજુગતી વાત કરે છે, ત્યારે આપણે તેને એકદમ પૂછીએ છીએ—"તેણે પોતે નજરે તે બાબત જોઈ છે?" વળી જ્યારે આપણે વાતવાતમાં કહીએ છીએ, કે આપણે જોતાંવેંતજ

* રે. એ. ઇ. શ્રીયુત એન. એસ. હલાલના ભાષણ ઉપરથી.

વસ્તુને સંભળ્યા છીએ ત્યારે, આપણે તે બાબત વિષે ઘણી જાણકારીથી ખરી છાપ પડવા માટે ચક્ષુશક્તિનો ઉલ્લેખ કરીએ છીએ. "વિઝયુઅલ ઇન્સ્ટ્રક્શન" ચક્ષુદ્વારા આપેલું શિક્ષણ છે. સામાન્ય રીતે લોકો એમ ધારે છે કે મેજિક લેન્ટર્નની સ્લાઇડો અને સિનેમાની ફિલ્મોદ્વારા આપેલું શિક્ષણ એજ વિઝયુઅલ ઇન્સ્ટ્રક્શન છે. આ બાબત સત્ય નથી. ખરેખરા પદાર્થો, પર્યટનો, ચિત્રો, નકશાં, ચાર્ટસ, કા. પા. પરનાં દોરેલાં રેખાચિત્રો, મેજિક લેન્ટર્નની સ્લાઇડો અને સિનેમાની ફિલ્મો જેવાં વિવિધ પ્રકારનાં દર્શનીય સાધનોદ્વારા અપાતું શિક્ષણ એ સૌનો વિઝયુઅલ ઇન્સ્ટ્રક્શનમાં સમાવેશ થાય છે; આમ છતાં એટલું તો ચોક્કસ છે કે મેજિક લેન્ટર્નની સ્લાઇડો અને સિનેમાફિલ્મો સામુદાયિક શિક્ષણમાં અતિ ઉપયોગી અને અસરકારક સાધનો છે. કોઇ વસ્તુ વિષે શીખવાનો ઉત્તમ માર્ગ તે વસ્તુને જોવાનો છે; તેથી ઉતરતો ઉત્તમ માર્ગ વસ્તુના ચિત્રને જોવાનો છે. વાણીદ્વારા કરેલું વર્ણન તો જેને શબ્દોના અર્થ સમજવા જેટલી કલ્પના હોય છે તેને તે વિષેનો થોડો ખ્યાલ આપી શકે; પરંતુ માત્ર શબ્દોનો અર્થ બાળકોને મન કંઈજ નથી. જો બાળક કોઈ વસ્તુને જોઈ શકે અને તેનો સ્પર્શ કરે તો તે ગમે તે બાબત સમજી શકે છે. જો આપણે બાળકને પેંડો શું છે તેની સમજણ પાડવી હોય તો ઉત્તમ માર્ગ એ છે કે તેને તે આપવો જોઈએ; પરંતુ તેની સમજણ માટે "પેંડો એ ખાવાની વસ્તુ છે અને માવા અને ખાંડના મિશ્રણનો બનેલો ગળ્યો લાડુ છે", એવું લાંબું વર્ણન કરવાની જરૂર નથી. ટૂંકામાં, કેટલાક લોકો માને છે તેમ 'વિઝયુઅલ ઇન્સ્ટ્રક્શન' એ કેળવણીનો વિષય નથી, પણ શિક્ષણની સીધી—પ્રત્યક્ષ જ્ઞાન કરાવનારી—પદ્ધતિ છે. જ્યારે હું મિડલ સ્કૂલમાં હતો અને 'ઘોડા' વિષે અંગ્રેજીમાં પાઠ ચાલતો હતો, ત્યારે અમારા શિક્ષકે જીન, લગામ, ચોકડું, પેંગડું, વગેરે અંગ્રેજી શબ્દોના સ્વભાષામાં શબ્દાર્થ ઉતરાવ્યા હતા. પરંતુ તેમણે ઘોડો કે તેનું ચિત્રદર્શન અમને કરાવ્યું નહોતું. પરિણામ એ આવ્યું કે જો ખરેખરો ઘોડો અમારી સમક્ષ ખડો કરવામાં આવે તો કયું જીન, કયું ચોકડું, અને કયું પેંગડું તે કહેવા અમે અસમર્થ હતા; અર્થાત્ શિક્ષકે લીધેલો પરિશ્રમ તેમજ અમારાં શબ્દાર્થ ગોખવામાં ગાળેલો સમય અને શક્તિ નિરર્થક બન્યાં.

આથીજ હાલમાં શાળાઓમાં વપરાતાં પાઠ્ય પુસ્તકોમાં પુષ્કળ ચિત્રો સમજુતી માટે દાખલ કરવામાં આવે છે. ઔદ્યોગિક પેઢીઓ; નાટકો અને

સરકસના ખેલાડીઓના કામની પણ જાહેરખબરો ચિત્રોદ્વારા કરવામાં આવે છે. આથી લોકો જાહેર કરેલી બાબતોનો ખ્યાલ એકદમ મેળવી શકે છે.

મેજિક લેન્ટર્ન સ્લાઇડની વિશિષ્ટતા એ છે કે તે આપણા અભ્યાસના વિષયને લગતું મોટું, સ્વચ્છ, અને પ્રકાશિત ચિત્ર આપણી દૃષ્ટિ સમક્ષ ખડું કરે છે. વિદ્યાર્થીઓના મોટા સમૂહો સમક્ષ કોઈ નિર્દિષ્ટ બાબતની સંપૂર્ણ વિગતોનો સ્પષ્ટ ખ્યાલ આપવા મેજિક લેન્ટર્ન સ્લાઇડ અતિ ઉપયોગી છે. તદુપરાંત તે બાબત વિષે શિક્ષકના વર્ણનદ્વારા મેળવેલો વિચાર બાળકોના જ્ઞાનપટ પર વધારે સ્પષ્ટ અને ચિરસ્થાયી અસર કરે છે. તેમનાં પાઠ્ય પુસ્તકોમાંનાં નાનાં ચિત્રો પરથી મેળવેલું જ્ઞાન આથી ઘણું ઉતરતું છે.

હલનચલન અને ફેરફાર કરવા જેવી કોઈ બાબતનો ક્રમિક વિકાસ શીખવતી વખતે સિનેમાફિલ્મો—ચલચિત્રો—વધારે ફળદાયી અને ઉપયોગી નીવડે છે. દા. ત. ઈંડામાંથી કીડો અને કીડામાંથી કોશેટો અને છેવટે પુખ્ત બનેલાં પતંગીઆંનો વિકાસ સિનેમાફિલ્મથી ઉત્તમ રીતે સમજાવી શકાય છે. વૃક્ષોની નસોમાં થઈ ને રસનું ચઢવું અને દર્દી ઉપર કરેલી દાકતરની શસ્ત્રક્રિયાની વિધિઓ દર્શાવવામાં સિનેમાફિલ્મ ઘણું સારૂં કામ આપે છે.

મેજિક લેન્ટર્ન સ્લાઇડ અને સિનેમાની ફિલ્મ વાપરવાનો ઉદ્દેશ વસ્તુઓ વિષેની ડહોળાએલી છાપ સુધારવાની કે અનિશ્ચિત વિચારો સ્પષ્ટ કરવાનોજ છે. તેથી જ્યારે વસ્તુઓ વિષે બાળકોને સ્પષ્ટ અને ખરા વિચારો આપવાના હોય ત્યારે તેમનો છૂટથી ઉપયોગ કરવાની જરૂર જણાઈ છે. આથી તેવા પ્રસંગોમાંજ તેમનો ઉપયોગ થવો જોઈએ. દરરોજના પાઠોમાં તેમને વાપરવાની જરૂર નથી. વળી તેમને દરરોજ વપરાશમાં લેવાં એ શક્ય નથી; કારણ કે તે કીમતી થઈ પડે છે. તેમના ચાલુ ઉપયોગથી બાળકોની દૃષ્ટિમાં તેમનું મૂલ્યાંકન પણ ઓછું થશે. મેજિક લેન્ટર્ન સ્લાઇડો અને સિનેમાફિલ્મો માત્ર મોજશોખનાં સાધનો છે એમ શિક્ષકોએ વિચારવાનું નથી. ખરેખર, સિનેમાફિલ્મો અને મેજિક લેન્ટર્ન સ્લાઇડો બાળકને અવશ્ય આનંદ આપે છે, અને તેમને જોવાથી તેમને મઝા પણ પડે છે; પરંતુ વર્ગમાં શિક્ષણ આપતી સ્લાઇડો અને ફિલ્મો કેળવણી માટે છે અને તે કાર્ય માટેજ તેમનો ઉપયોગ થવો જોઈએ. શિક્ષકોએ આ વાત વિસરવા જેવી નથી. જે સ્લાઇડો ને ફિલ્મો બાળકો સમજી શકે નહિ તેમને માત્ર આનંદ આપવાના ઉદ્દેશથી બતાવવી તે નકામું છે, અને આ રીતે વખતનો પણ દુરુપયોગ થાય છે.

ચુનીલાલ ભીખાભાઈ પટેલ

# જીવનસિદ્ધિ×

(ગતાંક પૃષ્ઠ ૧૬૫ થી ચાલુ)

"નહિ, દાક્તર, તમારી ભૂલ થાય છે. સાચી કેળવણી તેજ છે, કે જે બાળકને સ્વતંત્રતા અને સ્વયંસ્ફૂર્તિદ્વારા શીખવે છે. અમારી કેળવણી તો ઢોંગ છે, માનવતાની હદ ઓળંગી ગએલી છે. બાળમાનસનું તો અમે ડગલે ને પગલે ખૂન કરતા આવ્યા છીએ, ખરી કેળવણી તે આ છે.

મને જણાયું, શિક્ષક એ બાળકનો સાહેબ નહિ, પણ વડિલ બંધુ–સલાહકાર–છે, એ ભાવના બાળકમાં પ્રસરે તો કેટલાં બાળકો શાળા છોડી નાસી જતા અટકી જાય? અને એ બધું કયારે? શિક્ષક બાળકની સાથે બાળક બને તોજ.

બાળક એ જીવંત પ્રાણી છે. તેને પણ આનંદ અને આરામ જોઈએ છે. આજની શાળાઓ યંત્રરૂપ મટી રમત અને ગમ્મત કરાવતી થાય તો? કામમાં રમતનું તત્ત્વ દાખલ કરી રસિકતા લાવવાનો પ્રયત્ન કરે તો? કેળવણી આદર્શ બને.

"દાક્તર," મેં પૂછયું, "આ અધ્યાપકનું નામ શું?"

"બધા લોકો એને પ્રભાકરના નામથી ઓળખે છે," દાક્તરે જવાબ વાળ્યો.

મારું અંતર સ્પષ્ટ ઇન્કાર કરતું હતું, કારણકે મારી દૃષ્ટિ સમક્ષ ગાન કરતો માનવી મારો મિત્ર જીતુ હતો. આજે આઠ વર્ષથી તેના કંઈજ સમાચાર નહોતા. અમે બંને ટ્રેનિંગ કોલેજમાં સાથે અભ્યાસ કરતા. એક દિવસ તે કોઈને પણ કહ્યા વગર અચાનક ચાલ્યો ગયો. કોણ જાણે જગતના કયા ખુણામાં! આજે આઠ વર્ષે પણ હું મારા મિત્રને ભૂલી ગયો નહોતો. મારા હૃદયને ચોક્કસ થઈ ગયું હતું, કે પ્રભાકર તે બીજો કોઈ નહિ, પણ મારો મિત્ર જીતુજ હતો.

એકચિત્તે હું તેના સામું જોઈ રહ્યો, તેની આંખો બંધ હતી, ગાન ચાલુ હતું. એની કસરત કરવાની ઢબમાં મને વિચિત્રતા જણાઈ. ભૂતકાળના નરસિંહ મહેતાનું મને સ્મરણ થયું. મીરાંબાઈની ભાવના જણાઈ. હું આશ્ચર્ય પામ્યો. જગતની કોઈ પણ વ્યક્તિ તેને ઓળખે તે કરતાં હું જીતુને વધારે ઓળખતો હતો. જીતુ મારો ખાસ મિત્ર હતો. આજે તેને અહીં આ સ્થિતિમાં જોઈ મને મારો ભૂતકાળ યાદ આવ્યો. ચિત્ત દસ વર્ષ પાછું

---

× ટ્રે. કોલેજનાં 'સ્ફાકર' માસિકમાંથી ઉદ્ધૃત.

હસ્યું અને તાદૃશ્ય નિહાળવા લાગ્યું. કોઈ વખતે નહિ રડતી મારી આંખ આજે કર્તવ્યભ્રષ્ટ થઈ આંસુ વહાવી રહી.

કોલેજમાં સાથે અભ્યાસ કરતા. હું અને જીતુ એકજ ઓરડીમાં રહેતા. અમારી જોડી વિચિત્ર રીતે જોડાઈ હતી. બંને વિચિત્રતાભિલાષી. લાંબી લાંબી આશાઓ સેવતા, કલ્પનાવિહારમાં ઉડતા અને આનંદ કરતા. અમને જોઈ કોલેજના બીજા વિદ્યાર્થીઓને અમારી અદેખાઈ આવતી તે કેટલીક વખત સ્પષ્ટ રીતે જણાઈ આવતી.

અમારી બંનેની ભાવનાઓ સરખી હતી, આદર્શો એક હતા. હિંદને સ્વતંત્ર કરવાના. હું અહિંસામાં માનતો, જીતુ હિંસાનો પ્રખર હિમાયતી હતો. અહિંસાના ખાલી તૂતથી કાંઈજ વળવાનું નથી એમ કહી તે મને નીચો પાડી દેતો; છતાં બંનેનું ધ્યેય એકજ હતું. હિંદના પ્રમુખ થવાનું. મારે અહિંસાથી સ્વતંત્રતા અપાવી પ્રમુખસ્થાને વિરાજવાનું હતું, જીતુ હિંસાથી તેમ કરવાનો હતો. અમારો આ વિરોધ ઘણી વખત ઉગ્ર સ્વરૂપ લેતો, અને તે એટલે સુધી કે અમે અમારી ઓરડીમાં ગર્જી ઊઠતા, તે કોઈ અજાણ્યો સાંભળે તો જરૂર કલ્પના કરી લે કે આ બંને જણ તકરાર કરી રહ્યા છે.

આટલો વિરોધ છતાં અમે મિત્રો રહ્યા. બંનેને એકબીજા સિવાય ઘડી પણ ચેન પડતું નહિ. હું એને શોધતો, એ મને શોધતો. હોસ્ટેલમાં અમે આથડતા. વાંચવાની અમને બહુ આવશ્યકતા નહોતી, કારણ કે અભ્યાસ એ અમારો ગૌણ વિષય હતો. પ્રધાનપદે અમારી ભાવના વિહરતી–"જગતને બતાવી આપવું છે કે એક શિક્ષક પણ સરમુખત્યાર થઈ શકે છે"

માનવી આદર્શવાદી છે. તેના આદર્શમાં વિઘ્ન આવે ત્યારે એ માનવતાની હદ ઓળંગી જાય છે. નિષ્ફળતા માનવીને પામર બનાવી મૂકે છે. હારેલો માનવી . કાં તો જગતને મહાસાગરમાં ડુબાવી દેછે, કે જાતેજ ડુબી મરવું પસંદ કરે છે. આશાભંગ થએલાં કેટલાં માનવી જગત પર વિહરતાં હશે ?

જીતુના સંબંધમાં પણ તેમજ બન્યું. જીવન સાથની પ્રેમપરીક્ષામાં નિષ્ફળ નીવડ્યો. ભાવિ સુખનાં સ્વપ્નાં સેવતાં જીતુને જણાયું કે તેની પ્રિયતમા બીજાની થઈ છે. તેને આઘાત થયો અને એક દિવસ બધાની અજાયબી વચ્ચે જણાયું કે જીતુ નાસ્યો ગયો છે. હું તેનો ખાસ મિત્ર!

તાલ પ્રમાણે બરાબર બંધ બેસે તેવી ગતિ કરવા માટેની આજ્ઞાઓ કૂચ, દોડ, દોરડાં કૂદવાં એ હલનચલન તાલ પ્રમાણે થાય છે, પણ ઘણી કસરતોમાં ગતિ સતત થયા કરે છે અથવા તાલપ્રમાણે થાય છે. દાખલા તરીકે, હાથ ગોળગોળ ફેરવવા કે આમતેમ સામસામી બાજુએ ફેરવવા, ધડ બાજુએ વાળવું વગેરે. અભ્યાસક્રમની આ આવૃત્તિમાં આવી કસરતોની સંખ્યા વધારવામાં આવી છે. આ કસરતોની સાથેના શબ્દો કુદરતી તાલ પ્રમાણે આવે એ જરૂરનું છે. ૩૦ કે ૪૦ વિદ્યાર્થીઓ માટે કૃતિનો એક સરખો તાલ ન મળી શકે, પણ સામાન્ય બાળકને અનુકૂળ પડે તેવો સાધારણ કૃતિનો તાલ શોધી શકાય. ઘણી વાર આવાં હલનચલન ઘણી ઝડપથી કે ઘણી મંદતાથી થાય છે, એટલે ફાયદો થતો નથી અને કૃતિનું કંઈ પરિણામ આવતું નથી. મોટી ઉંમરના કરતાં બાળકો માટેના તાલ ઝડપવાળા હોય છે અને શિક્ષકે પોતાના માટેના તાલ કરતાં બાળકો માટે ઝડપી તાલયુક્ત કામ યોજવું જોઈએ. વળી સાથેની ગણતરી હેતુયુક્ત હોવી જોઈએ અને તે ગણતરીથી ગતિનું સૂચન થવું જોઈએ. આજ્ઞા ઉત્તેજક ન હોય અને યોગ્ય શબ્દો ઉપર ભાર ન મૂકવામાં આવે તો આ રીતની કસરતોમાંથી જે વધારાનો ફાયદો મળવો જોઈએ તે મળતો નથી એમ કહેવું વધારા પડતું નહિ ગણાય. આનો અર્થ એમ નથી કે ગણતરી બધો વખત ચાલ્યા કરવી જોઈએ. શરૂઆતમાં તે જરૂરની છે, પણ પછી બાળકો પોતાની મેળે તાલ જાળવવા યત્ન કરી સારી તાલીમ મેળવે. તાલ મંદ પડે તો શિક્ષક આવી મદદ કરે. શારીરિક કસરતના પાઠમાં ગણતરી ઘણી વખત આવે છે, માટે વિવિધતા લાવવા માટે શબ્દોનો, યોગ્ય પસંદ કરેલા શબ્દોનો ઉપયોગ વખતોવખત થવો જોઈએ. 'શબ્દો વર્ણનાત્મક હોવા જોઈએ. ભાર મૂકેલા શબ્દો વચ્ચે 'અને' મૂકવાથી ગતિ માટેનો સમય, તેની સતતતા સમજવામાં બાળકોને મદદ મળે છે.

નીચેના દાખલામાં ભાર મૂકેલા શબ્દો મોટા અક્ષરથી જણાવવામાં આવ્યા છે.

એક ધારી ગતિથી ધડ બાજુએ વાળો, ડાબી બાજુએ પહેલાં...... શરૂ કરો! **ડાબી** અને **જમણી** અને **ડાબી** અને **જમણી** અને **નીચે** અને **ઉપર** અને **ઉપર** અને **વિરામ.**

હાથ આગળ લાવો અને પાછળ લાવો, પછી એક વાર ગોળગોળ ફેરવો. શરૂ કરો! **આગળ, પાછળ,** અને **ગોળ ગોળ, ૧, ૨,** અને **ગોળ ગોળ,** વગેરે.

## નવી કસરત શીખવવી.

એક વાર તૈયારીની સ્થિતિ અને દરેક ગતિનું પ્રાથમિક સ્વરૂપ જાણવામાં આવે એટલે તદ્દન નવી કસરત ભાગ્યેજ શીખવવાની હોય છે. કસરતોનો મુખ્ય સમૂહ ક્રમે ક્રમે રચવામાં આવ્યો છે અને વર્ગને જાણીતી કસરતની વિવિધ જાતો શરૂ કરતાં ખાસ તૈયારીની જરૂર નથી. મોટી ઉંમરનાં બાળકો આજ્ઞામાં રહેલી સૂચનાઓ એકદમ સમજે એવી આશા રખાય. એનો અર્થ એવો નથી કે કસરતના આ ફેરફાર,શીખવવાના નથી, પણ તે શિક્ષણ બધો વખત ચાલી રહેલી તાલીમનો એક ભાગ છે. સમજુતી અને શિક્ષણથી અયોગ્ય રીતે પાઠનું વહેણ અટકે તો સતત પ્રગતિ ઉપર આધાર રાખતી પાઠની ભાવના અદૃશ્ય થઈ જાય. કેટલાક પ્રસંગે નવી કસરત કે નવા ફેરફાર વખતે ખાસ પગલાની જરૂર પડે છે. તે વખતે નીચેની પદ્ધતિ પ્રમાણે કામ લઈ શકાય. પહેલાં નક્કી કરો કે કસરતનો કયો ભાગ બાળકોને જાણીતો છે અને તેને પાયા તરીકે ગણો. આનો અર્થ એવો છે કે બાળક બુદ્ધિપૂર્વક શીખે અને શીખે તે યાદ રાખે; સામાન્ય દોષ એવો છે કે બાળક પાસેથી બુદ્ધિનું અને યાદ રાખવાનું ઘણુ થોડા પ્રમાણમાં માગવામાં આવે છે. આ થયા પછી અગત્યના મુદ્દાઓ શીખવી દો..તે વખતે કેવી રીતે હલનચલન કરવાનું છે તે બાળકો સમજે અને કઈ દિશામાં અને કયા સ્વરૂપમાં તે હલનચલન કરવું જોઈએ તેનો તેમને ખ્યાલ આવે એટલું જ જોવાનું છે, તે ઉપરાંત વધારે વિગતમાં ઉતરવાની જરૂર નથી. બાળકો મુખ્ય બાબતો બરાબર સમજે પછી વિગત ઉમેરાય. બરાબર કૃતિ કરી બાળકો ઉપર અસરકારક છાપ પાડી શકાય તેમ હોય તો શિક્ષક કસરત કરી બતાવે. કસરતનો કયો ભાગ ઉદાહરણનું કામ સારે છે તે નક્કી કરી શિક્ષકે વર્ગ સમક્ષ કામ કરવું. કસરત જોવા માટે બાળકોને જરૂર પડે તો જગા બદલવા દેવી. કસરત કરી બતાવતી વખતે ટુંકાણમાં સ્પષ્ટ રીતે શિક્ષકે મુખ્ય મુદ્દા કહી બતાવવા. યોગ્ય આજ્ઞાના શબ્દો સાથે, પણ ટીકા વગર, વખત જાળવીને કસરત ફરી ફરી બતાવવાથી કોઈ વાર ફાયદો થાય છે. આજ્ઞાના શબ્દો સાથે કસરત કરી બતાવતાં આજ્ઞાના અમલનો શબ્દ બોલ્યા પહેલાં ગતિ ન થાય તે માટે કાળજી રાખવી. શબ્દ અને ગતિ એક સાથે નીકળે એ સામાન્ય દોષ છે.

મહાવરો કરાવવાની સુચના અને દોષો સુધારવા વિષે શારીરિક કસરતો શીખવતાં દોષો થાય તે અટકાવવા પ્રયત્ન થવો જોઈએ એટલુંજ નહિ

પણ દોષો થાય ત્યારે તેમને સુધારવા માટે પ્રયત્ન થવો જોઈએ. શરૂઆતમાં ચોક્કસ શિક્ષણ, કામ નવું હોય ત્યારે વારંવાર યાદ દેવરાવવું, ઉત્તેજન આપવું, પ્રગતિમાં મદદ કરવી, કામ થતું હોય ત્યારે યોગ્ય દિશામાં યત્ન થાય તે માટે ટીકા કરવી, એ પદ્ધતિનાં મુખ્ય અંગો છે.

ગણતરીની માફક પ્રગતિ માટેની મદદ યાંત્રિક ન થવી જોઇએ. વારંવાર આપવામાં આવતી સૂચનાથી અને કામની યાદ આવવાથી કંટાળો ઉપજે છે અને વારંવાર સાંભળવાથી બાળકો તેની દરકાર કરતાં નથી, વર્ગને આરામની સ્થિતિમાં લાવી, બધા મુદ્દાઓ વર્ણવી કસરત કરી બતાવવાથી જે પરિણામ આવે છે તેના કરતાં વધારે સારાં પરિણામ જરૂર પડતાં મદદ આપવાથી મેળવી શકાય છે અને પાદનું એકધાર્યું વહેણ જાળવી શકાય છે. એ રીત જ્યારે કસરતના મુદ્દા ખોટા સમજ્યા હોય ત્યારેજ અમલમાં મૂકી શકાય. જ્યારે ભૂલો થોડી હોય ત્યારે વ્યક્તિગત સુધારા માટેની સૂચના આપી શકાય. બાળકના જ્ઞાનતંતુ નબળા હોય, તે વિચારમાં પડી જતું હોય અને તે કામ કરવા પુરતો યત્ન કરતું હોય ત્યારે અથવા શરીર સારૂં ન હોવાને લીધે તેને મુશ્કેલી પડતી હોય ત્યારે આખો વર્ગ કામ કરે અને શિક્ષક તેની પાસે ઉભા રહી ખાસ મદદ આપે. હાથ વડે યોગ્ય સ્થિતિ બતાવવામાં વિવેકથી કામ કરવાની જરૂર છે. બાળકોને તેવી રીતની મદદ ગમતી નથી અને તે રીતે એક વાર સુધારો માલમ પડે, પણ ફરી કસરત કરતાં બાળકને કામની ખરી સ્થિતિનો અનુભવ ન હોવાથી તે યોગ્ય રીતની કૃતિ કરી શકતું નથી; છતાં કેટલાક પ્રસંગો એવા હોય છે કે હાથ વડે બાળક પાસે યોગ્ય કસરત કરાવવાથી જ તેને જરૂરની સ્થિતિનો પ્રથમ ખ્યાલ આવે છે.

દોષો બે જાતના છેઃ એક દરેક કસરતના ખાસ દોષો અને બીજા ગમે તે કસરતમાં તાલીમના ગમે તે પગથીએ દેખાઈ આવે તેવા સામાન્ય દોષો-યોગ્ય સ્થિતિમાં આવી ન જવું, શ્વાસ રોકવો, દિશા કે વખતનો ખ્યાલ ન રહેવો એ છે. શિક્ષક કસરતના ખાસ મુદ્દા સંબંધી કામ કરતો હોય તે વખતે સારૂં પરિણામ ન આવે તેનું કારણ એ છે કે વર્ગ યોગ્ય સ્થિતિમાં ન હોય તે વખતે કામ શરૂ થએલું છે. બાળકોને તેમની સ્થિતિની યાદ દેવડાવી તે માટે ટુંક વખતની ગતિ થાય અને યોગ્ય સ્થિતિ આવી જાય તે જાતની આજ્ઞા અસરકારક નીવડે છે. આ હેતુ સરે તે માટે નીચેની આજ્ઞાઓ અસરકારક નીવડશે-ઘુંટણ વાળો; સીધા કરો (પગની એડી ઉંચી કર્યા વગરની ટુંક વખતની ગતિ); ખભા ઉંચા, નીચા (ખભા

કાન સુધી ઉંચા કરી મૂળ સ્થિતિમાં લાવવામાં આવે છે.) માથું આગળ લો, ઉંચું કરો.

સામાન્ય દોષો હોય અને તે સુધારવા મુશ્કેલ પડતા હોય તો એમ કહી શકાય કે શરૂઆતની તાલીમ બરાબર નથી અપાઈ કે બાળકો ધાર્યા પ્રમાણે પ્રગતિ નથી કરી શકતાં. તે વખતે સારામાં સારો રસ્તો એ છે કે પાછા જઈ સાદી કસરતોનું પુનરાવર્તન કરવું. શરૂઆતના વર્ગોમાં મૂળભૂત સ્થિતિઓનું બરાબર શિક્ષણ આપવાની અગત્યની કીમત જેટલી આંકીએ તેટલી ઓછી છે.

શિક્ષકમાં કસરતનું જ્ઞાન હોય, બાળકને કઈ જાતનો યત્ન કરવો પડશે તેનું જ્ઞાન હોય, તેની આંખ યોગ્ય રૂપ અને આકાર કળી શકતી હોય તોજ તે કસરતની ખામી બતાવી સુધારો કરી શકે તે છેવટમાં યાદ રાખવાની જરૂર છે. કસરતનું યોગ્ય રૂપ ઓળખવાની શક્તિ શિક્ષકે ખીલવવી જોઈએ. મહાવરાથી તે વધારે બારિકાઈથી અવલોકન કરી શકશે અને દોષ વધારે ઝડપથી જોઈ શકશે.

મ્યુ૦ બાઈ ગુલાબબાઈ

સેંટ્રલ ગુજરાતી કન્યાશાળા, મુંબઈ નં.

## આંકડો

તા.............૧૯૩

આપણે ત્યાં આકડો ન જોયો હોય એવું તો કોઈ જ નહિ હોય એવું એ સર્વસાધારણ ઝાડ છે. આકડામાં દવા તરીકે અઢળક ગુણો સમાએલા છે. તે વિષે ખાસ કરીને શહેરના લોકોને ઓછું જ્ઞાન હોય છે તેમ ગામડાઓમાં પણ તેનો જોઈએ એટલો ઉપયોગ થતો નથી. ઘણાને જરૂર આશ્ચર્ય થયું હશે કે રૂપ ને સુગંધ ન હોવા છતાં હનુમાનને આકડાનાં ફૂલજ શા માટે ગમતાં હશે? અને આપણા વડવાઓએ બીજાં કોઈ ફૂલ નહિ પરંતુ આકડાનાં ફૂલ ચડાવવાની કલ્પના કેમ કરી હશે? વિચાર કરતાં મને પોતાને આકડામાં રહેલા ઔષધીય ગુણોજ કારણરૂપ લાગે છે. આકડો વાતઘ્ન અને કફઘ્ન છે. [ वातजित् અને कफदोषजित् ] તે ઉષ્ણવીર્ય હોવાથી વાયુના અને કફના વિકારોને શમાવે છે. તેથીજ એ મહામુલાં પુષ્પો વાયુપુત્ર હનુમાનને ચડાવવાનો રિવાજ રાખ્યો હશે. હનુમાનને તેલ ને સિંદૂર ચડાવવાનો જે રિવાજ છે તે પણ સરહસ્ય છે. મહાવીર હનુમાનને લડાઈઓમાં ઘણા ઘા વાગે એ સ્વાભાવિક છે, અને

તેલ તથા સિંદૂરના મિશ્રણથી ગમે તેવા ઘા અને નાડીવણો સહેલાઈથી મટે છે એવું અમે પ્રયોગો કરીને જોયું છે.

આકડાનાં પાંચે અંગ ઔષધીય ગુણો ધરાવે છે, પરંતુ ખાસ કરીને ફૂલ, દૂધ, પાન અને મૂળની છાલ તથા મૂળનો ઉપયોગ વિશેષ થાય છે. પંચાંગને સુકવીને તેમાંથી ખાર કાઢવામાં આવે છે. તે કફનો નાશ કરે છે અને પેટના વિકારોને પણ મટાડે છે.

આકડાની લાલ ને ધોળી બે જાતો થાય છે. ધોળો આકડો બધે ઠેકાણે નથી મળતો. કેટલેક ઠેકાણે થાય છે, ત્યાં પાંચપચીસ ઝાડવાં પણ ઊગ્યાં હોય છે અથવા એકાદ ઝાડ પણ હોય છે. બન્નેના ગુણો લગભગ સમાન છે. બન્ને જાતના આકડા સારક, વાયુ, કુષ્ઠરોગ, ચળ, વિષવિકારો, વ્રણનો નાશ કરે છે. બરોળ, ગોળો, અર્શ, પેટમાં થએલો કફ, મળ અને કૃમિને દૂર કરે છે.

આકડાનાં ફૂલ મધુર, કડવાં, ચામડીના રોગ અને કૃમિનો નાશ કરનાર, કફનાશક, અર્શઘ્ન, રક્તપિત્ત મટાડનાર, ગ્રાહી અને ગોળો તથા સોજામાં હિતાવહ છે.

આકડાનું દૂધ કડવું, ગરમ, સ્નિગ્ધ, ખારવાળું, હલકું, ચામડીના વિકારો, ગોળો અને પેટના વિકારો માટે ઉત્તમ છે અને તેનાથી જુલાબ પણ થાય છે.

આકડાના મૂળની છાલ પરસેવો લાવે છે, શ્વાસનો નાશ કરે છે, ગરમ છે, ઉલટી કરે છે, અને ફિરંગરોગ–ચાંદીનો નાશ કરે છે. એનાથી ભૂખ પણ વધે છે. અંગ્રેજી ઔષધમાં એપિકેકયુઆના નામની ઔષધિ જે અસર ઉપજાવે છે તેના કરતાં વધારે સારી અસર આકડાના મૂળની છાલ ઉપજાવે છે.

આકડાનું દૂધ અભ્રકભસ્મ, શૃંગાભસ્મ, લોહભસ્મ, વગેરે ઘણી ભસ્મોમાં પડે છે. ભસ્મોને વાતનાશક અને કફનાશક બનાવવી હોય તો તેમાં આકડાનું દૂધ નંખાય છે. વળી એક ગ્રંથકાર તો એટલે સુધી લખે છે કે "ગનશીલ, અને ગંધક અને આકડાના દૂધના સંયોગથી ગમે તે ધાતુનું મારણ થઈ શકે છે. વળી આકડાનું દૂધ ખસનું ઉત્તમ ઔષધ છે. હળદર અને આકડાના દૂધને એકઠાં કરી ચોપડવાથી મોં પર થતા ખીલ મટે છે.

આકડાંનાં પાન પેટ ઉપર બાંધવાના કામમાં આવે છે. એ ઉપરાંત મીઠું મેળવીને હાંલ્લામાં બાળી નાખી તૈયાર થએલી રાખ (ક્ષાર) પેટનાં તમામ દરદોને મટાડે છે. બરોળ પણ તેનાથી ઓગળી જાય છે.

એટલું ખાસ યાદ રાખવું જોઈએ કે આકડાની ઉપવિષોમાં ગણના થએલી છે. એમાં કંઈક અંશે ઝેરી ગુણો રહેલા છે, એટલે તેનો ઉપયોગ જાણકારની સલાહ લઈનેજ કરવો.

વૈદ્ય શિવશંકર પ્રાણશંકર શુકલ

---

## સંગીતનું નોટેશન

### રાગ–શંકરાભરણ તાલ એકતાલ માત્રા ૪

(ઢાળ–ઓધવજી સંદેશો કહેજો શ્યામને) ૧ ૨ ૩ ૪ |

૦

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મ – મ ગ | પ – મ – | ગ – ગ રી | |
| | છ – ત્રે – | થા – તી – | છાં – ય છ | |
| | સ રી મ મ | ગ રી ગ રી | સ – –, – | |
| | ડી – ધ ર | છા – – જ | તા – – – | |
| ૩ | ધ઼ – સ સ | રી – ગ ગ | મ – મ મ | ગ રી ગ સ |
| | આ – સુ ધ | રિ – દ્ધિ અ | ને – ક ભ | રે – લી – |
| | સ રી મ ગ | રી – – – | | |
| | ભા – – ગ્યં | માં – – – | | |

નોટ—બીજી લીટી અને ચોથી લીટી પહેલી લીટી પ્રમાણે વગાડવી.

બી. એ. દવે.

---

## વ્યાપારી પવનો કેમ કહેવાય છે ?

સાહેબ,

જાન્યુઆરિ મહીનાના શાળાપત્રમાં એક ચર્ચાપત્રીએ (૧) ટ્રેડ વિંડઝ એટલે વ્યાપારી પવનો એ ખોટો શબ્દપ્રયોગ છે. (૨) ટ્રેડ વિંડઝ અને મોન્સુન એક છે અને (૩) મોન્સુન 'માઉસીન' ઉપરથી બનેલો શબ્દ છે, એમ જણાવ્યું છે.

ખરી વાત એમ છે કે Tread એટલે ચાલવું. એ ઉપરથી Treadle એટલે ચાલતા એવો શબ્દ બની શકતો નથી, એટલે તે ભાઈ કહે છે તેમ Treadle Winds ચાલતા પવનો એ ખરો શબ્દપ્રયોગ નથી. Trade winds વ્યાપારી પવનો એજ ખરો શબ્દ છે. ઉક્ત નામાભિધાન સકારણ છે. પવનની મદદથી ચાલતાં સઢવાળાં વહાણોના જમાનામાં વેસ્ટ-ઈંડીઝના સમૃદ્ધ ટાપુઓ તરફ જતાં યુરોપીઅન વેપારીઓના વહાણોને તે પવનો ઘણા અનુકુળ આવતા, તેથી વેપારીઓએ તેમને વ્યાપારી પવનો એવું નામ આપેલું. તે એક સંજ્ઞાવાચક નામ બની ગયું; ને હવે આજે આગબોટોના જમાનામાં પણ એનું એજ રહ્યું છે તો તેમાં કંઈ નવાઈ જેવું નથી.

બીજું, વ્યાપારી પવનો અને મોસમના પવનો એક નથી. વ્યાપારી પવનો હવાના વધારે દબાણવાળા ભાગ* ઉપરથી વિષુવવૃત્ત તરફ વાતા નિયમિત (Regular) પવનો છે; જ્યારે 'મોન્સુન્સ' વર્ષના અમુક અમુક દિવસોમા પૃથ્વીપરના અમુકજ દેશો ઉપર વાતા Seasonal કે Periodical-મોસમના પવનો છે. પૂર્વમા હિંદ, હિંદીચીન, ચીન અને આસ્ટ્રેલિઆનો વાયવ્યનો ભાગ તે ખાસ કરીને મોસમના પવનોના પ્રદેશો ગણાય છે.

વળી મોન્સુન્સ શબ્દ 'માઉસીન' ઉપરથી નહિ, પરંતુ Mausim મૉસીમ એટલે મોસમ કે ઋતુ એવા અરબીક શબ્દ ઉપરથી બનેલો છે.

ન્યુ બોમ્બે હાઈસ્કુલ
મુંબાઈ નં. ૨

જેઠાલાલ મો૦ દિક્ષિત

---

* હવાના વધારે દબાણનો પટો સૂર્યના અયન સાથે આઘો પાછો ફરતો રહે છે. ઉત્તરાયણના સૂર્યમાં ઉત્તર ગોળાર્ધમાં તે ૪૦° થી ૪૫° સુધી જાય છે, એ વે પશ્ચિમ યુરોપના દેશોને વ્યાપારી પવનોનો લાભ મળે છે.

## છોકરાઓ માટે લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ઉ.ભા

ઉ. ભા. માં સને ૧૯૩૬ માં લેવાએલી છોકરાઓ માટેની વ. ફા. પરીક્ષામાં પાસ થએલ ઉમેદવારોનાં નામની યાદી

| નંબર | નામ | માર્ક |
|---|---|---|
| | ગોધરા સેન્ટર | |
| ૧ | ચંદ્રકાન્ત ચંદુલાલ મહેતા | ૪૪૯ |
| ૨ | મુલજી કાળિદાસ કાર્પેન્ટર | ૪૪૨ |
| ૩ | ચંપકલાલ હીંમતલાલ દેસાઈ | ૪૧૬ |
| ૪ | રતિલાલ ઓચ્છવલાલ શેઠ | ૩૯૭ |
| ૫ | કૃષ્ણકાન્ત ચુનિલાલ જોશી | ૩૮૪ |
| ૬ | ચારજલાલ શંકરલાલ ગુર્જર | ૩૮૩ |
| ૭ | ગોપાળદાસ કાળિદાસ ગોલા | ૩૮૧ |
| ૮ | રેવાશંકર જેઠારામ ત્રિવેદી | ૩૭૫ |
| ૯ | પુરુષોત્તમ નાનજી પંચાલ | ૩૭૨ |
| ૧૦ | નારણભાઈ જાદવભાઈ વરીઆ | ૩૬૫ |
| ૧૦ | રામા રૂપા પટેલ | ૩૬૫ |
| ૧૨ | ચેનસીંગ ગીરધરસીંગ પુવાર | ૩૫૬ |
| ૧૨ | ગંગજી ઘેમાભાઇ રાવત | ૩૪૮ |
| ૧૩ | શાંતિલાલ સબુરભાઇ શાહ | ૩૪૮ |
| ૧૫ | બાપાલાલ રામજી દરજી | ૩૪૭ |
| ૧૫ | ગુણવંતરાય પ્રભુશંકર ભટ્ટ | ૩૪૭ |
| ૧૫ | પ્રતાપસિંહ લક્ષ્મણસિંહ પુંવાર | ૩૪૭ |
| ૧૮ | નારણભાઇ રામભાઇ વેરીઆ | ૩૪૬ |
| ૧૯ | હીરાભાઈ વેચાતભાઈ ચંચાડીઆ | ૩૪૪ |
| ૨૦ | મોહનભાઇ મગનભાઈ પટેલ | ૩૪૨ |
| ૨૧ | મણિલાલ નાથાલાલ મેહતા | ૩૩૭ |
| ૨૨ | છોટાલાલ નાથાભાઈ પટેલ | ૩૩૫ |
| ૨૩ | ઘનશ્યામ હરિલાલ ત્રિવેદી | ૩૩૧ |
| ૨૪ | મથુરભાઇ પહાડસિંહભાઇ બારીઆ | ૩૩૦ |
| ૨૫ | પેમાભાઇ જેઠાભાઈ ગોહીલ | ૩૨૯ |
| ૨૫ | માવજી હેમા સોલંકી | ૩૨૯ |
| ૨૭ | ઐયરભાઇ દેસાઇભાઇ પટેલ | ૩૨૭ |
| ૨૮ | શાંતિલાલ ભાઇલાલ કોઠારી | ૩૨૬ |
| ૨૯ | રસિકલાલ નર્મદાશંકર પંડ્યા | ૩૨૪ |

| નંબર | નામ | માર્ક |
|---|---|---|
| ૩૦ | નરોત્તમ મગનલાલ સુતાર | ૩૨૩ |
| ૩૧ | ડાહ્યાભાઇ ત્રિકમભાઇ પરમાર | ૩૨૨ |
| ૩૨ | નવીનીકાન્ત ચુનિલાલ દવે | ૩૨૧ |
| ૩૩ | લાલશંકર સોમેશ્વર સેવક | ૩૧૯ |
| ૩૪ | રમણભાઈ શંકરભાઇ પટેલ | ૩૧૬ |
| ૩૫ | રમણલાલ હરિલાલ દેસાઈ | ૩૧૫ |
| ૩૫ | રતિલાલ મગનલાલ પાઠક | ૩૧૫ |
| ૩૭ | અમરસીંગ બુધીઆભાઈ બારીઆ | ૩૦૯ |
| ૩૮ | મુલાભાઇ નાથાભાઇ પટેલ | ૩૦૬ |
| ૩૮ | બાદુભાઈ વહાલજી પટેલ | ૩૦૬ |
| ૩૮ | નાનાભાઇ ધુળાભાઇ ખ્રિસ્તી | ૩૦૬ |
| ૪૧ | થીઓફિલ ગણેશભાઈ ગોહીલ | ૩૦૪ |
| ૪૨ | લસુખભાઇધીનાભાઇબારીઆ | ૩૦૩ |
| ૪૩ | કશરીસિંહ રાયસિંહ બારીઆ | ૩૦૨ |
| ૪૪ | ચંદ્રશંકર જેઠાલાલ સેવક | ૩૦૦ |
| ૪૪ | જ્ઞાનભાઈ વાલાભાઇ ભીલ | ૩૦૦ |
| ૪૪ | દિપસીંગ વહાલસિંહ બારૈયા | ૩૦૦ |
| ૪૪ | નાથાભાઇ આશાભાઇ ગરોડા | ૩૦૦ |
| ૪૮ | ઇંદ્રવદન નાથાલાલ દ્વિવેદી | ૨૯૯ |
| ૪૯ | મગનભાઇ ચુંથાભાઇ માલવણ | ૨૯૮ |
| ૪૯ | વિલ્સન ઇસુદાસ ક્રિશ્ચિઅન | ૨૯૮ |
| ૫૧ | માનસિંહ કેસરસિંહ સોલંકી | ૨૯૭ |
| ૫૧ | પુનમલાલ રણછોડ કાછીઆ | ૨૯૭ |
| ૫૩ | ગંગારામ બનારશી કટારીઆ | ૨૯૬ |
| ૫૩ | પ્રભાતસિંહ શીવસિંહ ચાવડા | ૨૯૬ |
| ૫૫ | રમણલાલ રણછોડદાસ મજમુદાર | ૨૯૫ |
| ૫૫ | બલવતસિંહ પ્રભાતસિંહ ધારીયા | ૨૯૫ |
| ૫૫ | મુરાભાઇ એગભાઇ પટેલ | ૨૯૫ |
| ૫૮ | ભીખાભાઇ માણેકલાલ ઉપાધ્યાય | ૨૯૪ |

| | | |
|---|---|---|
| ૫૮ | નાનાભાઈ જેઠાભાઇ કુંભાર | ૨૯૪ |
| ૬૦ | છોટાલાલ મુળજીભાઇ પરમાર | ૨૯૩ |
| ૬૧ | દેવશંકર જેઠારામ જોશી | ૨૯૨ |
| ૬૧ | પુનાભાઈ છગનભાઇ બારીઆ | ૨૯૨ |
| ૬૩ | ભુપતસિંહ ફુંદાભાઇ બારીઆ | ૨૯૦ |
| ૬૩ | નરેન્દ્રપ્રસાદ કમળાશંકર દવે | ૨૯૦ |
| ૬૫ | રામા વહાલજી પટેલ | ૨૮૮ |
| ૬૬ | જોન ડાહ્યાભાઈ ગોહિલ | ૨૮૭ |
| ૬૬ | મથુરભાઇ બહેચરભાઇ પટેલ | ૨૮૭ |
| ૬૬ | માધવસિંહ જાલમસિંહ ઝાલા | ૨૮૭ |
| ૬૬ | વિઠ્ઠલભાઇ બાપુભાઇ પટેલ | ૨૮૭ |
| ૭૦ | પ્રતાપ લાલાભાઇ પટેલ | ૨૮૫ |
| ૭૦ | કાભસિંહ કોલાભાઇ બારીઆ | ૨૮૫ |
| ૭૨ | અબ્બાસ નાથુમીયા શેખ | ૨૮૪ |
| ૭૨ | અંબાલાલ મગનલાલ દરજી | ૨૮૪ |
| ૭૨ | ભોગીલાલ અંબાલાલ ઠક્કર | ૨૮૪ |
| ૭૨ | ગોકળભાઇ સોમાભાઈ પટેલ | ૨૮૪ |
| ૭૨ | મણિલાલ ગણપતરામ પંડ્યા | ૨૮૪ |
| ૭૨ | માણેકલાલ સુખલાલ દોશી | ૨૮૪ |
| ૭૨ | વાસુદેવ પુરષોત્તમ સુથાર | ૨૮૪ |
| ૭૯ | અમ્રતલાલ મગનલાલ સુથાર | ૨૮૩ |
| ૭૯ | સોમાભાઇ જીવાભાઇ પટેલ | ૨૮૩ |
| ૮૧ | અબ્દુલસતાર ઇબ્રાહીમ ઘાંચી | ૨૮૨ |
| ૮૧ | જયશંકર જેઠારામ જોશી | ૨૮૨ |
| ૮૧ | રોબર્ટ ગૌરીશંકર ભટ્ટ | ૨૮૨ |
| ૮૪ | લલતાપ્રસાદ દુર્ગાપ્રસાદ ભઇયા | ૨૮૧ |
| ૮૪ | પ્રાણશંકર હરિશંકર સેવક | ૨૮૧ |
| ૮૪ | યાકુબખાન મુરતાજખાન પઠાણ | ૨૮૧ |
| ૮૭ | ઠાકોરદાસ દામોદરદાસ જાગીરદાર | ૨૮૦ |
| ૮૭ | એરિક ગોવિંદભાઇ પટેલ | ૨૮૦ |
| ૮૯ | કેસુરભાઇ આમાઇદાસ પટેલ | ૨૭૯ |
| ૯૦ | મોહનભાઇ છગનભાઈ વાળંદ | ૨૭૮ |
| ૯૦ | ફતેહસિંહ ગુલાબસિંહ પરમાર | ૨૭૮ |
| ૯૨ | કિશોરસિંહ હીમતસિંહ ઠાકોર | ૨૭૭ |
| ૯૩ | પરષોત્તમ મોહનલાલ શાહ | ૨૭૪ |
| ૯૪ | મનોરભાઇ સણુરભાઇ કુંભાર | ૨૭૩ |
| ૯૪ | નટવરલાલ સણુરભાઇ મેહતા | ૨૭૩ |
| ૯૬ | ડાહ્યાભાઇ લલ્લુભાઇ બારીઆ | ૨૭૨ |

| | | |
|---|---|---|
| ૯૭ | ડાહ્યાભાઇ ભુપતસિંહ પટેલ | ૨૭૧ |
| ૯૭ | મુળાભાઈ ભગાભાઇ સોલંકી | ૨૭૧ |
| ૯૭ | વીકાભાઇ ગાનસીંગ બારીઆ | ૨૭૧ |
| ૧૦૦ | અર્જુનસીંગ રામજીભાઇ બારીઆ | ૨૭૦ |
| ૧૦૦ | કાંતિલાલ જીવણલાલ શાહ | ૨૭૦ |
| ૧૦૨ | ભુલાભાઇ દેસાઇભાઇ પાટીદાર | ૨૬૮ |
| ૧૦૨ | સોમેશ્વર મગનલાલ પંડ્યા | ૨૬૮ |
| ૧૦૪ | જયસિંહ પુંજાલાલ મેકવાણ | ૨૬૭ |
| ૧૦૪ | સુર્યકાન્ત જેઠાલાલ દવે | ૨૬૭ |
| ૧૦૬ | બાલકૃષ્ણ ગણપતરામ જોશી | ૨૬૬ |
| ૧૦૬ | ચીમનલાલ શીવલાલ લુહાર | ૨૬૬ |
| ૧૦૬ | કેસરાભાઇ બાપુભાઇ પટેલ | ૨૬૬ |
| ૧૦૬ | મહાલક્ષ્મીબેન મોતીલાલ જોશી | ૨૬૬ |
| ૧૧૦ | અંબાલાલ સોમેશ્વર સુથાર | ૨૬૫ |
| ૧૧૦ | અંબાલાલ રામશંકર પંડ્યા | ૨૬૫ |
| ૧૧૦ | મોહનલાલ અંબાલાલ જોશી | ૨૬૫ |
| ૧૧૦ | મોતીલાલ ફુલજીભાઈ વાઘેલા | ૨૬૫ |
| ૧૧૪ | ભુપેન્દ્રપ્રસાદ છગનલાલ ગોર | ૨૬૪ |
| ૧૧૪ | દેવજી રણછોડ પટેલ | ૨૬૪ |
| ૧૧૪ | ગંગાભાઇ મોતીભાઈ મુનીઆ | ૨૬૪ |
| ૧૧૪ | મણિલાલ ગોપાલ પાટીદાર | ૨૬૪ |
| ૧૧૮ | રૂપાનસીંગ દાનાભાઇ રાવત | ૨૬૩ |
| ૧૧૯ | ચતુરભાઇ સોમાભાઇ પટેલ | ૨૬૨ |
| ૧૨૦ | અંબાલાલ મોતીલાલ ભાટીઆ | ૨૬૧ |
| ૧૨૦ | પરસોતમ હરિદાસ પટેલ | ૨૬૧ |
| ૧૨૨ | અમરસિંહ શાભાઇ સોલંકી | ૨૬૦ |
| ૧૨૨ | ફતેસિંહજી ગુલાબસિંહજી પુવાર | ૨૬૦ |
| ૧૨૨ | લલ્લુભાઇ અંબાઇદાસ પટેલ | ૨૬૦ |
| ૧૨૫ | ચુનીલાલ છગનલાલ કડીઆ | ૨૫૯ |
| ૧૨૬ | અબ્દુલગની ઇસુબ મતાદાર | ૨૫૮ |
| ૧૨૬ | ધીરજલાલ ભાઇલાલ કોઠારી | ૨૫૮ |
| ૧૨૬ | નટવરલાલ મુળજીભાઈ કડીઆ | ૨૫૮ |
| ૧૨૯ | જેઠાલાલ ખુશાલભાઈ જોશી | ૨૫૭ |
| ૧૨૯ | નાગર કાલા ગરોડા | ૨૫૭ |
| ૧૨૯ | ધીરજલાલ માણેકલાલ શાહ | ૨૫૭ |
| ૧૩૨ | કચરાલાલ મનસુખ બારીયા | ૨૫૬ |
| ૧૩૨ | ખુમાનસિંહ પ્રભાતસિંહ બારીઆ | ૨૫૬ |

| | | |
|---|---|---|
| ૧૩૪ | હીરાલાલ ચંદુલાલ શાહ | ૨૫૫ |
| ૧૩૪ | મગનભાઇ નારણભાઇ વરીઆ | ૨૫૫ |
| ૧૩૬ | નટવરલાલ છગનલાલ ત્રવાડી | ૨૫૪ |
| ૧૩૬ | એડવીન દાઉદ મકવાણા | ૨૫૪ |
| ૧૩૮ | ચેનીઆ મુળચંદ વાળંદ | ૨૫૩ |
| ૧૩૮ | દામસિંહ માનસિંહ રાઠોડ | ૨૫૩ |
| ૧૩૮ | જયશંકર ગણપતરામ દવે | ૨૫૩ |
| ૧૪૧ | જેસિંહભાઈ કાળાભાઇ ચોહાણ | ૨૫૨ |
| ૧૪૧ | વાસુદેવ બાપાલાલ ત્રિવેદી | ૨૫૨ |
| ૧૪૩ | ચીમનલાલ ધનજીભાઈ વાધ | ૨૫૧ |
| ૧૪૩ | શાંતિલાલ ગુલાબચંદ મેહતા | ૨૫૧ |
| ૧૪૫ | ગજાનંદ મોતીલાલ ઉપાધ્યાય | ૨૫૦ |
| ૧૪૬ | નારસિંહ લલ્લુભાઇ પટેલ | ૨૪૯ |
| ૧૪૭ | સાંકળાભાઇ રતનાભાઇ કોળી | ૨૪૮ |
| ૧૪૮ | મથુરભાઇ રેશમજી પરમાર | ૨૪૭ |
| ૧૪૮ | વિશ્વનાથ નાથજીભાઇ ભટ્ટ | ૨૪૭ |
| ૧૫૦ | પ્રતાપસિંહ નાથાભાઇ બારૈયા | ૨૪૬ |
| ૧૫૧ | મુળા વનારશી ગરોડા | ૨૪૫ |
| ૧૫૨ | નારણભાઈ શંકરભાઇ વરીઆ | ૨૪૪ |
| ૧૫૨ | પર્વતસિંહ રૂપસિંહ બારૈયા | ૨૪૪ |
| ૧૫૨ | રમણલાલ પુરષોત્તમ ઠાકોર | ૨૪૪ |
| ૧૫૨ | વિઠ્ઠલભાઇ મોતીભાઇ પટેલ | ૨૪૪ |
| ૧૫૬ | ધુળજી સબુરદાસ વાળંદ | ૨૪૩ |
| ૧૫૭ | ગણેશ ઉકા વણકર | ૨૪૨ |
| ૧૫૭ | રૂપસિંહ છીતુબાવા ચૌહાણ | ૨૪૨ |
| ૧૫૭ | સોમાભાઇ નરસીંગ દલવાડી | ૨૪૨ |
| ૧૬૦ | હરિભાઇ ગોવિંદભાઇ પટેલ | ૨૪૧ |
| ૧૬૧ | ધીરાભાઇ ભાઇજીભાઇ પટેલ | ૨૪૦ |
| ૧૬૧ | જીવાભાઇ ગોકળભાઇ પટેલ | ૨૪૦ |
| ૧૬૧ | નટવરલાલ ગોવિંદરામ દિક્ષિત | ૨૪૦ |
| ૧૬૧ | રણછોડભાઈ નાનજીભાઈ બારીઆ | ૨૪૦ |
| ૧૬૫ | અર્જુનસિંહ કિશોરસિંહ મસાણી | ૨૩૯ |
| ૧૬૫ | ચંદ્રસિંહ લલ્લુભાઇ ગોહીલ | ૨૩૯ |
| ૧૬૫ | મોતીલાલ ગોવિંદરામ પટેલ | ૨૩૯ |
| ૧૬૫ | રામસીંગ રતનસીંગ બારીઆ | ૨૩૯ |
| ૧૬૯ | હીરાગર મોહનગર ગોસાઇ | ૨૩૮ |
| ૧૬૯ | મુળજીભાઇ જીભાઈ પટેલ | ૨૩૮ |
| ૧૬૯ | રતિલાલ વિરજી કમોદીઆ | ૨૩૮ |
| ૧૭૨ | કાનાભાઈ લીંબાભાઇ આહીર | ૨૩૭ |
| ૧૭૩ | રાયજી ધુળજી પટેલ | ૨૩૬ |
| ૧૭૪ | હુસેન દરોત ચવાણ | ૨૩૫ |
| ૧૭૪ | વખતસિંહ અનોપસિંહ બરોડ | ૨૩૫ |
| ૧૭૬ | ભીમાભાઇ વિરસિંહભાઇ પટેલ | ૨૩૩ |
| ૧૭૬ | દયાળજી ભીખુભાઇ દેશાઈ | ૨૩૩ |
| ૧૭૮ | ઉમિયાશંકર ગીરધર મેહતા | ૨૩૨ |
| ૧૭. | અદેસિંહ ભક્તિભાઈ બારીઆ | ૨૩૨ |
| ૧૮૦ | રસિકલાલ અમ્રતલાલ વ્યાસ | ૨૨૯ |
| ૧૮૦ | વાલજી રામજીભાઇ બારીયા | ૨૨૯ |
| ૧૮૨ | નટવરલાલ ગૌરીશંકર ઉપાધ્યાય | ૨૨૭ |
| ૧૮૩ | ગેમાભાઇ જીવાભાઈ બારીઆ | ૨૨૬ |
| ૧૮૪ | કાળુભાઈ ધુળાભાઇ પરમાર | ૨૨૫ |
| ૧૮૫ | મથુરસિંહ જેસિંહ બારૈયા | ૨૨૪ |
| ૧૮૬ | કાંતિલાલ અંબાલાલ જોશી | ૨૨૨ |
| ૧૮૭ | ઉદેસિંહ છગનભાઈ બારીઆ | ૨૧૨ |

## ખેતીવાડી બાયસકોર્સ

| | | |
|---|---|---|
| ૧ | મલસિંહ પુંજાભાઈ સોલંકી | ૩૭૨ |
| ૨ | પ્રભાતસિંહ કાભાઈ મકવાણા | ૩૪૬ |
| ૩ | ભીમજીભાઇ જ્યોતિભાઈ મુનીઆ | ૩૩૫ |
| ૪ | પુનાભાઇ પહાડસિંહ બારીઆ | ૩૧૪ |
| ૪ | કીકાભાઇ કચરાભાઇ પરમાર | ૩૧૪ |
| ૬ | મુનીઆ વેચાત દામોર | ૩૧૦ |
| ૭ | માનસિંહ ધુળાભાઈ પરમાર | ૩૦૨ |
| ૮ | ખેમાભાઈ નામજીભાઈ આમલીઆર | ૩૦૧ |
| ૯ | સાયાભા ભાઈજી પટેલ | ૨૯૮ |
| ૧૦ | સોમાભાઈ રામાભાઈ પટેલ | ૨૯૭ |
| ૧૧ | નુરજીભાઈ જોખનાભાઈ દામોર | ૨૯૬ |
| ૧૨ | મારતસિંહ ગાવસિંહ બારીઆ | ૨૯૪ |
| ૧૩ | દેસાઇભાઇ શીવાભાઇ સોલંકી | ૨૯૩ |
| ૧૩ | વાધજીભાઈ માણજીભાઈ દામોર | ૨૯૩ |
| ૧૫ | કાળુભાઈ શંકરભાઈ પરમાર | ૨૯૦ |
| ૧૬ | માનાભાઈ રામાભાઈ પટેલ | ૨૮૮ |
| ૧૭ | જવાનસિંહ ખીજલભાઈ પટેલ | ૨૮૬ |

| | | |
|---|---|---|
| ૧૮ | કસનાભાઇ ધુળાભાઇ ચોહાણ | ૨૬૮ |
| ૧૯ | મોહનભાઇ માનાભાઈ પટેલ | ૨૬૬ |
| ૨૦ | વાલજીભાઇ હંસજીભાઇ પટેલ | ૨૫૬ |
| ૨૧ | મોતીભાઈ બાઇજીભાઈ પટેલ | ૨૫૪ |
| ૨૨ | શંકરભાઇ સોમજીભાઇ મુનીઆ | ૨૫૩ |
| ૨૩ | છીતાભાઇ કુબેરભાઇ ખાલપા | ૨૪૩ |
| ૨૪ | મંગળભાઇ સોમાભાઇ પટેલ | ૨૪૨ |
| ૨૫ | દાભાઈ કાભાઇ પગી | ૨૩૦ |

## ઉર્દુ-ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | મીસકીન રહીમભાઇ વૈદા | ૨૮૯ |
| ૨ | ઇનાયત સરફઅલી લેનવાલા | ૨૮૦ |
| ૩ | તાહેરઅલી નનફરભાઈ લેનવાલા | ૨૭૭ |
| ૪ | વસરફશાહ મહમદશાહ ફકીર | ૨૪૭ |
| ૫ | હૈદરઅલી અમીરઅલી સૈયદ | ૨૪૬ |
| ૬ | ઇબ્રાહીમ વલીભાઇ કાગડા | ૨૩૬ |
| ૭ | કુતુબુદ્દિન અમીનુદ્દિન સૈયદ | ૨૧૫ |

## ગુજરાતી-ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | સુલેમાન ગફુર વોહરા | ૫૧૬ |
| ૨ | સૈયદઅલી મદદઅલી સૈયદ | ૩૮૬ |

## ભરુચ સેન્ટર

| | | |
|---|---|---|
| ૧ | ભોગીલાલ ચુનીલાલ ઈંટવાળા | ૪૧૪ |
| ૨ | સોમાલાલ કેસુરદાસ સોની | ૩૭૫ |
| ૩ | અરૂણચંદ્ર નગીનલાલ સુરતી | ૩૭૦ |
| ૪ | નટવરલાલ સોમેશ્વર જોશી | ૩૫૯ |
| ૫ | હરિકૃષ્ણ ત્રિભોવન સાધુ | ૩૪૫ |
| ૬ | રૈવજી ભાણાભાઈ ભરવાડ | ૩૪૦ |
| ૭ | મગનભાઈ જગાભાઇ પટેલ | ૩૨૯ |
| ૭ | મણીલાલ નારણદાસ પટેલ | ૩૨૯ |
| ૯ | કનૈયાલાલ નાથાભાઈ શાહ | ૩૨૭ |
| ૧૦ | માવજી કાળાભાઇ મકવાણા | ૩૨૪ |
| ૧૧ | દુર્લભ વનમાળી પટેલ | ૩૧૮ |
| ૧૨ | ડાહ્યાભાઈ દયારામ રાણા | ૩૧૭ |
| ૧૩ | છીતાલાલ છગનલાલ શાહ | ૩૧૫ |
| ૧૪ | ઉમંગલાલ ચુનીલાલ જાની | ૩૧૩ |
| ૧૫ | અંબાલાલ ચંદુલાલ ભટ | ૩૧૦ |
| ૧૬ | બેચરદાસ ઇશ્વરદાસ રાણા | ૩૦૬ |
| ૧૬ | નુશરૂલા અબ્દેરહેમાન શેખ | ૩૦૬ |
| ૧૬ | સોમાભાઈ પરબત વસી | ૩૦૬ |
| ૧૯ | ગુલામહુસેઇન મહમદ હુસેઇન ભાણા | ૩૦૩ |
| ૧૯ | હંસજીભાઈ લક્ષ્મણ પટેલ | ૩૦૩ |
| ૨૧ | મણિલાલ છગનલાલ મહેતા | ૩૦૨ |
| ૨૧ | છત્રસંગ ભીમસંગ સંધા | ૩૦૨ |
| ૨૩ | ભીખુભાઈ ગોરધનદાસ કોઠીવાળા | ૨૯૬ |
| ૨૪ | મણુલાલ નરસિંહ ચોહાણ | ૨૯૫ |
| ૨૫ | ચીનુભાઈ અમરતલાલ શાહ | ૨૯૦ |
| ૨૬ | ઇશ્વરભાઈ સુરસંગ સોલંકી | ૨૮૯ |
| ૨૭ | નરેન્દ્રલાલ નાથુભાઈ પટેલ | ૨૮૮ |
| ૨૮ | જમીયતરામ પુરશોત્તમ પટેલ | ૨૮૭ |
| ૨૯ | કાંતિલાલ મોતીરામ ભટ્ટ | ૨૮૬ |
| ૩૦ | ગેમલસંગ દાજીબાવા રાજ | ૨૮૫ |
| ૩૦ | ગેમલસિંહ અમરસિંહ રજપૂત | ૨૮૫ |
| ૩૨ | નગીનભાઈ ગીરધરભાઈ દરજી | ૨૮૨ |
| ૩૨ | મહમદમીઆં અહમદમીઆં શેખ | ૨૮૨ |
| ૩૪ | પાંડુજી માધુજી મરાઠા | ૨૮૧ |
| ૩૪ | સોમાભાઈ ગોકળભાઈ પટેલ | ૨૮૧ |
| ૩૬ | અંબારામ પરભુભાઈ પ્રજાપત | ૨૮૦ |
| ૩૬ | શંકરભાઈ જેઠાભાઇ પટેલ | ૨૮૦ |
| ૩૮ | ગોવિંદ હંસજી પટેલ | ૨૭૮ |
| ૩૯ | અંબાલાલ કુશાભાઇ પટેલ | ૨૭૭ |
| ૪૦ | વજાભાઈ પરસોત્તમ પટેલ | ૨૭૫ |
| ૪૦ | કાંતિલાલ નાથુભાઈ શાહ | ૨૭૫ |
| ૪૨ | સરીફુદીન સીરાજુદીન શેખ | ૨૭૪ |
| ૪૩ | સુરેન્દ્રલાલ મગનલાલ પરીખ | ૨૭૩ |
| ૪૪ | અમરતલાલ વિશ્વનાથ પાઠક | ૨૭૨ |
| ૪૫ | કાંતિલાલ ગંગારામ નાગર-બધારા | ૨૭૧ |
| ૪૫ | ચુનીલાલ ભુધરભાઈ પટેલ | ૨૭૧ |
| ૪૭ | રામજીભાઇ જીવણ પટેલ | ૨૭૦ |
| ૪૮ | ગીરજાશંકર જગનાથ ભટ્ટ | ૨૬૮ |
| ૪૯ | મગનલાલ પીતાંબર મદના | ૨૬૫ |
| ૫૦ | દેવજીભાઇ શીવાભાઇ પટેલ | ૨૬૪ |
| ૫૧ | અંબુ કાળા દેવળવા | ૨૬૩ |

| | | |
|---|---|---|
| ૫૨ | નટવરલાલ મણિશંકર પંડ્યા | ૨૬૨ |
| ૫૩ | સોમભાઇ પીતાંબર પંચાલ | ૨૬૧ |
| ૫૪ | મૂળશંકર શાંતિલાલ ભટ્ટ | ૨૬૦ |
| ૫૪ | બાબુલાલ મકન પટેલ | ૨૬૦ |
| ૫૬ | બાલકૃષ્ણ પ્રભાશંકર અસ્તી | ૨૫૭ |
| ૫૬ | અંબાલાલ નાથાભાઇ રાણા | ૨૫૭ |
| ૫૮ | બાલુભાઇ પુરષોત્તમ ભારથી | ૨૫૬ |
| ૫૮ | ગણપતિશંકર ગૌરીશંકર જોશી | ૨૫૬ |
| ૫૮ | નટવરલાલ શ્યામશંકર પંડ્યા | ૨૫૬ |
| ૬૧ | મંગળ છગન પરમાર | ૨૫૩ |
| ૬૨ | નટવરલાલ મૂળજીભાઇ પટેલ | ૨૫૦ |
| ૬૨ | ફતેસીંગ કાભાઇ રાજ | ૨૫૦ |
| ૬૨ | દિવ્યપ્રસાદ જમીયતરામ ઠાકર | ૨૫૦ |
| ૬૫ | નગીનભાઇ નાથાભાઈ પટેલ | ૨૪૯ |
| ૬૫ | ચંદ્રસંગ રાયસંગ સોલંકી | ૨૪૯ |
| ૬૭ | ગોમાનભાઇ હંસજીભાઇ પટેલ | ૨૪૮ |
| ૬૭ | મનસુખરામ છગનલાલ સોલંકી | ૨૪૮ |
| ૬૯ | ભોગીલાલ હીરાલાલ બ્રહ્મભટ્ટ | ૨૪૪ |
| ૭૦ | ટીમોથી રઘુનાથભાઈ બારીઆ | ૨૪૨ |
| ૭૧ | જેઠાભાઇ મથુરભાઇ સોલંકી | ૨૪૧ |
| ૭૨ | નહારસિંહ રધાભાઈ પટેલ | ૨૪૦ |
| ૭૩ | બાલકૃષ્ણ મોતીરામ જોશી | ૨૩૯ |
| ૭૩ | શાંતિલાલ ઇશ્વરલાલ પારેખ | ૨૩૯ |
| ૭૫ | કમળાશંકર ગણપતરામ પંડ્યા | ૨૩૪ |
| ૭૬ | રસિકલાલ રણછોડલાલ જયાની | ૨૩૩ |
| ૭૭ | હરસુખભાઇ ગોવિંદભાઇ પટેલ | ૨૩૨ |
| ૭૮ | રાયસિંહ ભાઇજી રાજ | ૨૩૧ |
| ૭૯ | મહીજી વણારસી પરમાર | ૨૨૯ |
| ૮૦ | ડાહ્યાભાઈ મનસુખ રાણા | ૨૨૮ |
| ૮૧ | પ્રાણજીવન સબુરભાઇ કાછીઆ | ૨૧૫ |

## ખેતીવાડી બાયસકોર્સ

| | | |
|---|---|---|
| ૧ | મકન સોભાન પટેલ | ૩૫૩ |
| ૨ | ગોવન ગોપાળ પટેલ | ૩૪૧ |
| ૩ | છગન હરિઆ પટેલ | ૩૩૧ |
| ૪ | આલ્બર્ટ રણછોડજી મહેતા | ૩૩૦ |
| ૫ | લાલુ ધનજી ધરમપુરીઆ | ૩૨૭ |
| ૬ | શાંતિલાલ પ્રેમચંદ ભગત | ૩૨૩ |
| ૭ | નાગર ઉકલા પટેલ | ૩૧૭ |
| ૮ | નરસિંહ લીમજી પટેલ | ૩૧૧ |
| ૯ | જયાનંદ પાનુએલ બલસારી | ૩૦૮ |
| ૧૦ | રણછોડભાઇ રામદાસ પટેલ | ૩૦૫ |
| ૧૧ | બાબર લક્ષ્મણ ક્રિશ્ચિઅન | ૩૦૪ |
| ૧૨ | ઝાનાસ જેઠાલાલ તીલકવાડીઆ | ૩૦૧ |
| ૧૩ | ઇશ્વરલાલ રામા પટેલ | ૩૦૦ |
| ૧૩ | વિક્લીફ ભગવાનદાસ પટેલ | ૩૦૦ |
| ૧૫ | હાનીઆ છીતીઆ વસાવા | ૨૯૯ |
| ૧૬ | ઉકલા જેરામ વસાવા | ૨૯૫ |
| ૧૭ | રતિલાલ પુંજાલાલ ચૌહાણ | ૨૯૨ |
| ૧૮ | જસ્ટીન ત્રિકમલાલ જેરામ | ૨૯૦ |
| ૧૯ | વિઠ્ઠલભાઈ ભવાભાઇ પટેલ | ૨૮૮ |
| ૨૦ | શામ્યુએલ સોમચંદભાઇ મહેતા | ૨૮૫ |
| ૨૧ | છીતાભાઇ રાગસંગ રાઠોડ | ૨૮૪ |
| ૨૨ | ઉખેડ પેમા પટેલ | ૨૭૧ |
| ૨૩ | ગોલન નારભાઇ ઠાકોર | ૨૬૪ |
| ૨૪ | લુથર બેનજી અંકલેશ્વરીઆ | ૨૫૮ |
| ૨૫ | કાશીભાઇ લાલભાઈ પટેલ | ૨૪૭ |
| ૨૬ | છગનભાઈ કરસનભાઇ પટેલ | ૨૪૨ |

## ઉર્દુ–ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | મીરસાહેબ રસુલમીઆં સૈયદ | ૩૫૨ |
| ૨ | અહમદ મુસા ઇબ્રાહીમ પટેલ | ૩૪૨ |
| ૩ | અહમદ કાળા હાંસદોત | ૩૧૧ |
| ૪ | અહમદ ઇસ્માઇલ ઉમરજી પટેલ | ૨૯૧ |
| ૫ | અહમદ બાપુ મહમદ પટેલ | ૨૭૮ |
| ૫ | અબ્દુરરહીમ દોસભાઇ શેખ | ૨૭૮ |
| ૭ | આદમઅલી યુસુફ પટેલ | ૨૬૧ |
| ૮ | ઇબ્રાહીમ વલીબક્ષ પટેલ | ૨૬૦ |
| ૯ | યુસુફ ઇસ્માઇલ મહેતા | ૨૫૮ |
| ૧૦ | અલી અહમદ સાપા | ૨૫૬ |
| ૧૧ | મહમદબક્ષ અહમદ પટેલ | ૨૫૫ |
| ૧૨ | અલી ઉમરજી ઇસ્માઇલ પટેલ | ૨૫૨ |

| | | |
|---|---|---|
| ૧૩ | મુસા ઇબ્રાહીમ અલી પટેલ | ૨૫૧ |
| ૧૪ | ઉમરજી ઇસ્માઇલ હસન ગોદલ | ૨૪૪ |
| ૧૫ | મહમદ યુસુફ મહમદ પટેલ | ૨૪૧ |
| ૧૫ | મહમદ ઇબ્રાહીમ મુસા પટેલ | ૨૪૧ |
| ૧૭ | સુલેમાન યુસુફ અહમદ દેગ | ૨૩૭ |
| ૧૮ | મહમદ ઇસપ બક્ષ પટેલ | ૨૩૫ |
| ૧૯ | ઇસ્માઇલ મહમદ સુલેમાન પટેલ | ૨૩૦ |
| ૧૯ | મુસા મહમદ ઇસા પટેલ | ૨૩૦ |
| ૨૧ | આદમ ઇસા મહમદ પટેલ | ૨૨૮ |
| ૨૨ | યુસુફ અબ્દુલ્લાહ અહમદ પટેલ | ૨૧૬ |

## ગુજરાતી-ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | ઇબ્રાહીમ મહમદ આદમ પટેલ | ૩૯૬ |
| ૨ | ઇબ્રાહીમ યુસુફ મૌલ્વી | ૩૮૪ |
| ૩ | નાથજી સુલેમાન જોગીઆટ | ૩૬૬ |
| ૪ | રાયજી છીતા કોળી | ૩૫૫ |
| ૫ | ઇસ્માઇલ આદમ વલી પટેલ | ૩૪૮ |
| ૬ | હજરતઅલી શાહસાહેબમીયાં સૈયદ | ૩૪૭ |
| ૭ | ઇસ્માઇલ અહમદ ભાઇયાત | ૩૪૫ |
| ૮ | ઇબ્રાહીમ ઇસ્માઇલ વલી પટેલ | ૩૩૬ |
| ૯ | મહમદ દાવજી ધુધાટ | ૩૩૪ |
| ૧૦ | અલી ઇસા પટેલ | ૩૩૧ |
| ૧૧ | મહમદશાહ અમીરશાહ દીવાન | ૩૩૦ |
| ૧૨ | સૈયદઅલી અહમદમીઆં સૈયદ | ૩૨૯ |
| ૧૩ | ઇસ્માઇલ યુસુફ વલી પટેલ | ૩૨૨ |
| ૧૪ | ઇસ્માઇલ આદમ પટેલ | ૩૨૦ |
| ૧૫ | અબ્દુલ્લાહ દાવુદ પટેલ | ૩૧૮ |
| ૧૫ | અબ્દુલ્લાહ ઇસા પટેલ | ૩૧૮ |
| ૧૫ | ઇબ્રાહીમ ઉમરજી ઇસ્માઇલ પટેલ | ૩૧૮ |
| ૧૮ | સૈયદઅલી મહમદમીઆં સૈયદ | ૩૧૬ |
| ૧૯ | ચીમનલાલ કાળીદાસ કોળી | ૩૧૫ |
| ૧૯ | અહમદ મુસા અલી પટેલ | ૩૧૫ |
| ૨૧ | મહમદ આદમ પટેલ | ૩૧૦ |
| ૨૧ | જીબાવા કાળાભાઇ રાઠોડ | ૩૧૦ |
| ૨૩ | દાયજી ઇબ્રાહીમ કાઝી | ૩૦૩ |
| ૨૪ | યુસુફઅલી મુસા પટેલ | ૨૯૭ |
| ૨૫ | અહમદ મહમદ સુલેમાન હફીજ | ૨૯૫ |
| ૨૫ | અહમદ યુસુફ દાવુદ પટેલ | ૨૯૫ |
| ૨૫ | મહમદ ઇસ્માઇલ ઉમર પટેલ | ૨૯૫ |
| ૨૫ | યુસુફ વલી મુસા પટેલ | ૨૯૫ |
| ૨૯ | કાળુશાહ સીદીશાહ ફકીર | ૨૯૪ |
| ૩૦ | ઇસ્માઇલ મુસા મહમદ પટેલ | ૨૯૧ |
| ૩૧ | અહમદ ઇબ્રાહીમ પટેલ | ૨૮૯ |
| ૩૨ | ઉમરજી વલી સુલેમાન પટેલ | ૨૮૮ |
| ૩૩ | મહમદ યુસુફ ઇસ્માઇલ પટેલ | ૨૮૭ |
| ૩૪ | ઇબ્રાહીમ ઉમરજી વલી પટેલ | ૨૮૬ |
| ૩૫ | અલી ઇસ્માઇલ યુસુફ પટેલ | ૨૮૫ |
| ૩૫ | સમસુદ્દીન રસુલમીઆં સૈયદ | ૨૮૫ |
| ૩૭ | આજમખાન ઇજમતખાન પઠાણ | ૨૮૪ |
| ૩૮ | આદમ સુલેમાન મુસા પટેલ | ૨૮૨ |
| ૩૯ | સુલેમાન મેહમુદ ભાણા | ૨૮૧ |
| ૪૦ | અહમદ ઉમરજી ઇબ્રાહીમ પટેલ | ૨૭૯ |
| ૪૧ | મહમદ વલી ઇસા પટેલ | ૨૭૮ |
| ૪૨ | અહમદ આદમ બગાસ પટેલ | ૨૭૫ |
| ૪૨ | વલી ઉમર સાલેહ પટેલ | ૨૭૫ |
| ૪૪ | મહમદ ઉમરજી ઇસા પટેલ | ૨૭૧ |
| ૪૪ | મહમદ દાદાભાઇ આદમ પટેલ | ૨૭૧ |
| ૪૬ | મુસા બાપુ પટેલ | ૨૭૦ |
| ૪૭ | યુસુફ મુસા ઇસ્માઇલ પટેલ | ૨૬૯ |
| ૪૮ | અબ્દેરસુલ હાસમભાઇ મનસુર | ૨૬૬ |
| ૪૮ | ઇસ્માઇલશાહ વલીશાહ ફકીર | ૨૬૬ |
| ૫૦ | ઇબ્રાહીમ ઇસ્માઇલ વલી ચોખંડીવાળા | ૨૬૩ |
| ૫૧ | વલી યુસુફ મુસા પટેલ | ૨૬૧ |
| ૫૨ | અહમદ મુસા પટેલ | ૨૫૯ |
| ૫૩ | શેખ ગુલામ શેખ મુસ્તુફા શેખ | ૨૫૮ |
| ૫૪ | અહમદ ઉમરજી ઇસ્માઇલ સુગાન | ૨૫૩ |

| | | |
|---|---|---|
| ૫૪ | વલી મુસફ પટેલ | ૨૫૩ |
| ૫૬ | ઇસ્માઇલ ઇબ્રાહીમ મહમદ પટેલ | ૨૫૧ |
| ૫૭ | મલેક મજીદ મલેક મહમદ મલેક | ૨૪૪ |
| ૫૭ | મુસા મહમદ અમીજી પટેલ | ૨૪૪ |
| ૫૯ | મહમદ ઇસપ બગાસ પટેલ | ૨૪૩ |
| ૫૯ | શેખ રસુલ શેખ મુસ્તુફા શેખ | ૨૪૩ |

## સુરત સેન્ટર

| | | |
|---|---|---|
| ૧ | ઇશ્વરલાલ ભીખાભાઈ નાયક | ૪૧૫ |
| ૨ | ગોવન ભગા પટેલ | ૩૯૩ |
| ૩ | રમણલાલ ઠાકોરદાસ ચેંચીવાળા | ૩૯૦ |
| ૪ | ગમનલાલ તાપીદાસ બાખરીવાળા | ૩૮૬ |
| ૫ | વલ્લભભાઈ રામભાઇ પટેલ | ૩૮૫ |
| ૬ | ભગાભાઇ નરસિંહભાઇ પટેલ | ૩૭૯ |
| ૭ | ભીખાભાઇ મકનજી પટેલ | ૩૬૬ |
| ૭ | ગણપતરામ મણીશંકર વ્યાસ | ૩૬૬ |
| ૭ | ગોવિંદભાઇ હરિભાઇ પટેલ | ૩૬૬ |
| ૭ | ગોવિંદભાઇ ગોરારજી લાડ | ૩૬૬ |
| ૧૧ | જુલીયસ કહાનજી રાણા | ૩૬૫ |
| ૧૧ | પરભુભાઈ રામજીભાઇ પટેલ | ૩૬૫ |
| ૧૩ | ગણપતગીર બાલગીર દુમભારવાળા | ૩૬૩ |
| ૧૪ | ભગુભાઇ ગોવિંદજી પટેલ | ૩૬૧ |
| ૧૫ | નગીન છીતા મેરાઇ | ૩૫૮ |
| ૧૬ | અમૃતલાલ નાનાલાલ અધ્યારૂ | ૩૫૩ |
| ૧૬ | મણી જોગી પટેલ | ૩૫૩ |
| ૧૮ | જમનાદાસ મકનદાસ મહેતા | ૩૫૧ |
| ૧૯ | લાલુભાઇ પરાગજી પટેલ | ૩૪૯ |
| ૧૯ | માધવભાઇ ભગાભાઈ પટેલ | ૩૪૯ |
| ૨૧ | ઉમેદચંદ હીરાચંદ શાહ | ૩૪૭ |
| ૨૨ | ભાણા ગંગુ ખારવા | ૩૪૬ |
| ૨૩ | ડાહ્યાભાઇ ખુશાલભાઇ લીંબાચીઆ | ૩૪૪ |
| ૨૩ | જમનાદાસ જેઠાભાઇ રાણા | ૩૪૪ |
| ૨૫ | ઝીના ભગવાન પટેલ | ૩૪૧ |
| ૨૬ | મોહન અંબા રાઠોડ | ૩૪૦ |
| ૨૬ | નારણ રામા સારંગ | ૩૪૦ |
| ૨૮ | લલ્લુ જીવણ પટેલ | ૩૩૯ |
| ૨૯ | દયાળભાઇ પાંચાભાઈ પટેલ | ૩૩૬ |
| ૨૯ | મજીદખાન કાસમખાન પઠાણ | ૩૩૬ |
| ૨૯ | મગનલાલ કાળાભાઇ દેસાઈ | ૩૩૬ |
| ૩૨ | રામપ્રસાદ કીકુભાઇ દેસાઈ | ૩૩૫ |
| ૩૩ | ગોવિંદભાઇ જીવણભાઇ પટેલ | ૩૩૪ |
| ૩૪ | જયંતિલાલ રણછોડદાસ સોપીવાળા | ૩૩૩ |
| ૩૪ | પરભુ ભગા પટેલ | ૩૩૩ |
| ૩૬ | ભગાભાઈ છીખાભાઇ પરમાર | ૩૩૨ |
| ૩૬ | નરસિંહભાઈ નાના પટેલ | ૩૩૨ |
| ૩૮ | ભક્તિભાઈ છીતાભાઇ પટેલ | ૩૩૧ |
| ૩૮ | હીરાભાઇ ધનજીભાઇ પટેલ | ૩૩૧ |
| ૪૦ | છીતાભાઇ પુરશોત્તમ પટેલ | ૩૩૦ |
| ૪૦ | જીવણભાઇ ગોવનભાઇ પટેલ | ૩૩૦ |
| ૪૨ | નગીન ઇચ્છારામ મિસ્ત્રિ | ૩૨૯ |
| ૪૨ | શંકર કાળીઆ પટેલ | ૩૨૯ |
| ૪૪ | ગોવિંદભાઈ મકનજી ભક્તા | ૩૨૮ |
| ૪૪ | કુંવર ભગવાન સુરતી | ૩૨૮ |
| ૪૪ | પરભુ ભાણા પટેલ | ૩૨૮ |
| ૪૪ | ગમા મકન પટેલ | ૩૨૮ |
| ૪૪ | લક્ષ્મીબેન લાલભાઇ પટેલ | ૩૨૮ |
| ૪૯ | ધનજીભાઇ પ્રભુભાઇ ટીમર | ૩૨૭ |
| ૫૦ | ભાણાભાઈ કસનજી દેસાઇ | ૩૨૬ |
| ૫૦ | ગુલામ નારણ પટેલ | ૩૨૬ |
| ૫૦ | કમળાશંકર ગીરજાશંકર પુરોહિત | ૩૨૬ |
| ૫૦ | સુખદેવભાઈ કસનજી નાયક | ૩૨૬ |
| ૫૪ | ડાહ્યાભાઇ ગોવિંદજી પટેલ | ૩૨૫ |
| ૫૫ | ગાડાભાઇ ભાણાભાઇ પટેલ | ૩૨૪ |
| ૫૫ | મોહનસિંહ કરસનસિંહ ઠાકોર | ૩૨૪ |
| ૫૫ | પરભુભાઇ માધવ પટેલ | ૩૨૪ |
| ૫૫ | નગીનદાસ તુળસીદાસ જરીવાળા | ૩૨૪ |
| ૫૯ | હીરાભાઈ ગોવિંદ પટેલ | ૩૨૩ |
| ૫૯ | ઇસ્માઇલ મુસેજી સેખ | ૩૨૩ |
| ૫૯ | મગનલાલ લલ્લુભાઇ નાયક | ૩૨૩ |
| ૬૨ | ડાહ્યાભાઇ રણછોડજી ચૌહાણ | ૩૨૨ |
| ૬૩ | ધીરજલાલ ડાહ્યાભાઈ મકવાણા | ૩૨૧ |

| | | |
|---|---|---|
| ૬૩ | ખાપાભાઈ રાવજી પટેલ | ૩૨૧ |
| ૬૫ | અમાઇદાસ રામજી પટેલ | ૩૨૦ |
| ૬૫ | ડીયર બુધીઆ ભરવાડ | ૩૨૦ |
| ૬૭ | અબ્દુરગફુર અબ્દુલ્લામીઆં શેખ | ૩૧૮ |
| ૬૭ | અમ્રતલાલ ઠાકોરદાસ ઘેબર | ૩૧૮ |
| ૬૭ | દલસુખ નારૂથંકર વ્યાસ | ૩૧૮ |
| ૬૭ | ઈશ્વરલાલ ડાહ્યાભાઇ શાહ | ૩૧૮ |
| ૭૧ | ચીમનલાલ કાળિદાસ નાયક | ૩૧૭ |
| ૭૧ | મણિભાઇ ગાંડાભાઇ પટેલ | ૩૧૭ |
| ૭૩ | ચુનીલાલ મોતીરામ તંબાકુવાળા | ૩૧૬ |
| ૭૪ | દોલતભાઇ મકનજી નાયક | ૩૧૬ |
| ૭૪ | ધનસુખમાલ મોહનલાલ શાહ | ૩૧૬ |
| ૭૬ | નાગરદાસ ઠાકોરદાસ ઘેબર | ૩૧૫ |
| ૭૭ | ભીખા છના પટેલ | ?૧૪ |
| ૭૭ | ધીરજલાલ વસનજી દેસાઈ | ૩૧૪ |
| ૭૭ | ગુલામહુસેન ગોરૂમીઆ મુલ્લા | ૩૧૪ |
| ૭૭ | નગીનભાઇ ખુશાલભાઈ પટેલ | ૩૧૪ |
| ૮૧ | પેમાભાઈ લાલભાઇ પટેલ | ૩૧૩ |
| ૮૨ | હુસેઇન કાસમ તાઇ | ૩૧૨ |
| ૮૨ | જમાલસિંહ જીતાભાઇ ધુમ | ૩૧૨ |
| ૮૪ | ભીખાભાઇ લલ્લુભાઇ મીસ્ત્રી | ૩૧૦ |
| ૮૪ | છોટુભાઇ ડાહ્યાભાઇ પટેલ | ૩૧૦ |
| ૮૪ | ઠાકોરલાલ મગનલાલ દેસાઇ | ૩૧૦ |
| ૮૭ | કીકાભાઇ બુધાભાઇ પટેલ | ૩૦૯ |
| ૮૭ | મોરાર ભુલા પટેલ | ૩૦૯ |
| ૮૯ | નર્બદાશંકર જગન્નાથ દવે | ૩૦૮ |
| ૯૦ | ભાણા દાજી વાળંદ | ૩૦૬ |
| ૯૦ | ધનસુખલાલ રંગીલદાસ ભગત | ૩૦૬ |
| ૯૦ | શાંતિલાલ નાથુભાઇ રાઠોડ | ૩૦૬ |
| ૯૩ | ભાઈલાલ મગનલાલ ગાંધી | ૩૦૫ |
| ૯૩ | હરિભાઇ પરશોતમ પટેલ | ૩૦૫ |
| ૯૫ | બાવા જેરામ સારંગ | ૩૦૪ |
| ૯૫ | ભગવાનદાસ કેસનદાસ જરીવાલા | ૩૦૪ |
| ૯૭ | ઠાકોરભાઇ રામભાઇ ચોધરી | ૩૦૩ |
| ૯૭ | ઠાકોરલાલ મણિભાઇ દેસાઈ | ૩૦૩ |
| ૯૯ | છોટુભાઇ નરોત્તમદાસ પારેખ | ૩૦૨ |
| ૯૯ | ડાહ્યાભાઇ કહાનભાઈ પટેલ | ૩૦૨ |
| ૯૯ | દેડીઆ સોમા કોળી | ૩૦૨ |
| ૧૦૨ | ડાહ્યાભાઇ ત્રિભોવનદાસ અવાળા | ૩૦૧ |
| ૧૦૨ | ધીરજલાલ ખંડુભાઇ નાયક | ૩૦૧ |
| ૧૦૨ | ઠાકોરભાઇ ગુલાબભાઇ દેસાઇ | ૩૦૧ |
| ૧૦૫ | હીરા કીકા ચોધરી | ૩૦૦ |
| ૧૦૫ | કેવળભાઇ નારણભાઈ પટેલ | ૩૦૦ |
| ૧૦૭ | જશવંતરાય ભીખાભાઇ દેસાઇ | ૨૯૯ |
| ૧૦૭ | નારણસીંગ લાલસીંગ ખેંગાર | ૨૯૯ |
| ૧૦૯ | અબ્દુલકરીમ મહમદ શેખ | ૨૯૮ |
| ૧૦૯ | વલ્લભભાઇ ભીખાભાઈ પટેલ | ૨૯૮ |
| ૧૧૧ | છના સોમા માયર | ૨૯૭ |
| ૧૧૧ | હરિભાઇ ફકીરભાઇ પટેલ | ૨૯૭ |
| ૧૧૧ | મોહનલાલ દાજીભાઈ પટેલ | ૨૯૭ |
| ૧૧૧ | છનીઆ નારણ નરસી પટેલ | ૨૯૬ |
| ૧૧૪ | ગુલાબ ફકીર પટેલ | ૨૯૬ |
| ૧૧૪ | કારા લલ્લુ પટેલ | ૨૯૬ |
| ૧૧૭ | રામભાઈ ખુશાલભાઇ પટેલ | ૨૯૫ |
| ૧૧૮ | હરિલાલ કાળિદાસ મહાદેવવાળા | ૨૯૪ |
| ૧૧૮ | હરરાય કસનજી નાયક | ૨૯૪ |
| ૧૧૮ | જમનાદાસ છોટાલાલ ગોવન ભુલાવાળા | ૨૯૪ |
| ૧૨૧ | ભીમરાવ નારાયણરાવ ફફાલે | ૨૯૩ |
| ૧૨૧ | હિંમતસિંહ લક્ષ્મણસિંહ પરમાર | ૨૯૩ |
| ૧૨૧ | ઇશ્વરલાલ ગીરજાશંકર ભટ્ટ | ૨૯૩ |
| ૧૨૧ | જયવંતરાવ ગણપતરાવ સૂર્યવંશી | ૨૯૩ |
| ૧૨૧ | મણિશંકર ગીરજાશંકર શુકલ | ૨૯૩ |
| ૧૨૬ | છોટુ રવલા પટેલ | ૨૯૧ |
| ૧૨૬ | નાના મોરાર પટેલ | ૨૯૧ |
| ૧૨૬ | નારણ દેવા આહીર | ૨૯૧ |
| ૧૨૯ | બાલુ પ્રેમા પટેલ | ૨૯૦ |
| ૧૨૯ | બુધીઆ પીરીઆ ખારવા | ૨૯૦ |
| ૧૨૯ | ભીખાભાઇ લાલભાઇ પટેલ | ૨૯૦ |
| ૧૨૯ | છના બળીઆ ગામીટ | ૨૯૦ |
| ૧૨૯ | હસમુખલાલ નારણદાસ પારતીવાળા | ૨૯૦ |
| ૧૨૯ | જીવણ ભેડસિંહ ગોહિલ | ૨૯૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૨૯ | નૃપતસિંહ છત્રસિંહ વાંસડીઆ | ૨૯૦ | ૧૭૦ | રમુબેન અંબેલાલ વશી | ૨૭૯ |
| ૧૩૬ | ગાંડાભાઇ કહાનજી પટેલ | ૨૮૯ | ૧૭૪ | ગમનલાલ લલ્લુભાઇ ચોકસી | ૨૭૮ |
| ૧૩૬ | ઇસ્માઇલ ઇબ્રાહીમ ઘાંચી | ૨૮૯ | ૧૭૫ | છોટુભાઈ નિચ્છાભાઇ પટેલ | ૨૭૭ |
| ૧૩૬ | રણછોડ રવા પટેલ | ૨૮૯ | ૧૭૫ | ડાહ્યાભાઇ કલ્યાણદાસ કોડીઆવાળા | ૨૭૭ |
| ૧૩૯ | મચુભાઈ હરગોવિંદદાસ કાનીઆ | ૨૮૮ | ૧૭૭ | છગન ભુરા વાળંદ | ૨૭૬ |
| ૧૩૯ | નરસિંહદાસ રામદાસ ભક્તા | ૨૮૮ | ૧૭૭ | જીતુભાઇ નાગરભાઇ પંચાલ | ૨૭૬ |
| ૧૩૯ | વસનજી ગુલાબભાઇ નાયક | ૨૮૮ | ૧૭૭ | યુસફભાઇ ઉસ્માનભાઇ સમાણા | ૨૭૬ |
| ૧૪૨ | હરિલાલ કેશવ ખારવા | ૨૮૭ | ૧૭૭ | મગનલાલ પરાગજી નાયક | ૨૭૬ |
| ૧૪૨ | લાલા જીવણ વચા પટેલ | ૨૮૭ | ૧૮૧ | અંબેલાલ લલ્લુભાઇ દેસાઇ | ૨૭૫ |
| ૧૪૪ | જગજીવન ગોવન નરોતમ પટેલ | ૨૮૬ | ૧૮૧ | મગા ડાહ્યા પટેલ | ૨૭૫ |
| ૧૪૪ | નગીન દયારામ ગોલા | ૨૮૬ | ૧૮૧ | ઇંદ્રિકાન્ત પ્રાણશંકર શુકલ | ૨૭૫ |
| ૧૪૪ | પ્રતાપસિંહ ધનસિંહ ઠાકોર | ૨૮૬ | ૧૮૧ | ઇશ્વરલાલ ભગવાનદાસ રાણા | ૨૭૫ |
| ૧૪૪ | વલ્લભ રામા પટેલ | ૨૮૬ | ૧૮૫ | દયાળભાઇ રાવજીભાઇ પટેલ | ૨૭૪ |
| ૧૪૮ | બાપુભાઇ રતનજી દેસાઇ | ૨૮૫ | ૧૮૬ | ભીમલા દિતિઆ પટેલ | ૨૭૩ |
| ૧૪૮ | ભીખા દયાળ પટેલ | ૨૮૫ | ૧૮૬ | છોટુભાઈ ભાણાભાઇ પટેલ | ૨૭૩ |
| ૧૪૮ | ઇસ્માઇલ નલ્લાજી રંગારા | ૨૮૫ | ૧૮૮ | ભગુભાઇ હરિભાઇ નાયક | ૨૭૨ |
| ૧૪૮ | ઉપેન્દ્રભાઇ આનંદરામ જોશી | ૨૮૫ | ૧૮૮ | દયાળભાઇ ભગવાનભાઇ પટેલ | ૨૭૨ |
| ૧૫૨ | વિઠલભાઇ ધુળાભાઇ પટેલ | ૨૮૪ | ૧૮૮ | હંસજીભાઇ દયાળભાઈ સુરતી | ૨૭૨ |
| ૧૫૨ | ગંગાશંકર નર્મદાશંકર દવે | ૨૮૪ | ૧૮૮ | રતિલાલ મણિભાઇ નાયક | ૨૭૨ |
| ૧૫૪ | ગનુ મુળચંદ સુરતી | ૨૮૩ | ૧૮૮ | યારમહમદ આજમમીયાં શેખ | ૨૭૨ |
| ૧૫૪ | માધવદાસ પરષોત્તમ ભક્તા | ૨૮૩ | ૧૯૩ | છગનલાલ નરસિંહ સીરોઇઆ | ૨૭૧ |
| ૧૫૪ | મહાદેવપ્રસાદ કેશવરામ ઉપાધ્યાય | ૨૮૩ | ૧૯૩ | છોટુભાઈ વિઠ્ઠલભાઇ પટેલ | ૨૭૧ |
| ૧૫૪ | રણછોડભાઇ અમાઇદાસ પટેલ | ૨૮૩ | ૧૯૩ | દિનમણિશંકર નારણશંકર ઉપાધ્યાય | ૨૭૧ |
| ૧૫૪ | સોમાભાઇ માધવ પટેલ | ૨૮૩ | ૧૯૩ | જયતિલાલ છગનલાલ જાની | ૨૭૧ |
| ૧૫૯ | ભગાભાઈ ઉકાભાઇ પટેલ | ૨૮૨ | ૧૯૩ | રતિલાલ ભીમભાઇ દેસાઇ | ૨૭૧ |
| ૧૫૯ | દુર્લભભાઇ ભાણાભાઈ પટેલ | ૨૮૨ | ૧૯૮ | દાજી ઝામખા પટેલ | ૨૭૦ |
| ૧૫૯ | મગનલાલ ગાંડાભાઇ મોદી | ૨૮૨ | ૧૯૮ | દેવા બાવાજી પટેલ | ૨૭૦ |
| ૧૫૯ | ઠાકોરભાઇ ગોપાળ પટેલ | ૨૮૨ | ૧૯૮ | મુળજીભાઇ મકનભાઇ પટેલ | ૨૭૦ |
| ૧૬૩ | અંબાશંકર શંકરલાલ દવે | ૨૮૧ | ૨૦૧ | બહાદુરસિંહ કરસનસિંહ ઠાકોર | ૨૬૯ |
| ૧૬૩ | છીતાભાઇ વિઠ્ઠલભાઇ પટેલ | ૨૮૧ | ૨૦૧ | ભાણા ખુશા પટેલ | ૨૬૯ |
| ૧૬૫ | ભીખલા જેરામ સુરતી | ૨૮૦ | ૨૦૩ | મહેશ્વર મકન પટેલ | ૨૬૮ |
| ૧૬૫ | ગુલાબભાઇ ભીમભાઇ નાયક | ૨૮૦ | ૨૦૩ | છીબાભાઇ પરભુ પટેલ | ૨૬૮ |
| ૧૬૫ | ગુણવંતરાય ખુશાલભાઇ દેસાઇ | ૨૮૦ | ૨૦૩ | નવનિતલાલ પોચાભાઇ હરજીવન રેવાવાળા | ૨૬૮ |
| ૧૬૫ | જગજીવન ગોપાળભાઇ પટેલ | ૨૮૦ | ૨૦૬ | ઠાકોરલાલ હીરાલાલ આમલીકર | ૨૬૭ |
| ૧૬૫ | કાળુમીયાં ફૈજુમીયાં મલેક | ૨૮૦ | | | |
| ૧૭૦ | છોટુભાઇ ગોપાળજી પટેલ | ૨૭૯ | | | |
| ૧૭૦ | ગોસાંઇભાઇ રાવજીભાઇ પટેલ | ૨૭૯ | | | |
| ૧૭૦ | નાના સુખા પટેલ | ૨૭૯ | | | |

| | | |
|---|---|---|
| ૨૭૩ | ઠાકોરદાસ નરસિંહદાસ પરતાગીઆ | ૨૪૯ |
| ૨૮૧ | મગન ગોવન સુથાર | ૨૪૮ |
| ૨૮૧ | કંચનગીર ઇશ્વરગીર ગોસાંઇ | ૨૪૮ |
| ૨૮૩ | બાબરભાઇ ભવાભાઇ પટેલ | ૨૪૭ |
| ૨૮૩ | ચુનીલાલ મકનજી પટેલ | ૨૪૭ |
| ૨૮૩ | દુલ્લભભાઇ જીવણજી પટેલ | ૨૪૭ |
| ૨૮૩ | કાનજીભાઇ રામાભાઇ પટેલ | ૨૪૭ |
| ૨૮૩ | રસિકલાલ મોતીલાલ ભટ્ટ | ૨૪૭ |
| ૨૮૮ | જિતેન્દ્ર ડાહ્યાભાઇ દેસાંઇ | ૨૪૬ |
| ૨૮૯ | ગણપતરાવ નારાયણરાવ કોઠારી | ૨૪૫ |
| ૨૮૯ | રમણલાલ દેવાભાઇ ઠાકોર | ૨૪૫ |
| ૨૯૧ | બુધીઆ ખુશાલ પટેલ | ૨૪૪ |
| ૨૯૧ | બુધીઆ રવજી પટેલ | ૨૪૪ |
| ૨૯૧ | છોટુભાઈ લલ્લુભાઇ પટેલ | ૨૪૪ |
| ૨૯૧ | નાનુભાઇ મકનજી દેસાઈ | ૨૪૪ |
| ૨૯૧ | ઉસ્માન વલી પારડીવાળા | ૨૪૪ |
| ૨૯૬ | કેશવરાવ ભગવાનરાવ સલુણકે | ૨૪૩ |
| ૨૯૭ | જીવણજી મણિભાઇ દેસાઇ | ૨૪૨ |
| ૨૯૮ | ભીખાભાઈ મીઠાભાઇ પટેલ | ૨૪૧ |
| ૨૯૮ | પરભુભાઇ કલ્યાણભાઇ ઢીમ્મર | ૨૪૧ |
| ૩૦૦ | એસ ગનજીભાઈ ખ્રિસ્તી | ૨૪૦ |
| ૩૦૧ | હરમણિશંકર ધીરજરામ જોશી | ૨૩૮ |
| ૩૦૧ | વસનજી રામભાઇ પટેલ | ૨૩૮ |
| ૩૦૩ | નરસંજી નાગર પટેલ | ૨૩૭ |
| ૩૦૨ | નાથુસિંહ કસનસિંહ ધુમ | ૨૩૭ |
| ૩૦૩ | નાથુસિંહ માલજી બારડ | ૨૩૭ |
| ૩૦૬ | બાલુભાઇ મકનજી પટેલ | ૨૩૫ |
| ૩૦૭ | ભીખાભાઇ નાગરજી પટેલ | ૨૩૪ |
| ૩૦૭ | ખુશાલભાઇ ગોપાળજી પટેલ | ૨૩૪ |
| ૩૦૭ | રતિલાલ, છગનલાલ પરીઆવાળા | ૨૩૪ |
| ૩૧૦ | અબ્દુલમુના ફ્રમીઆ મુરતુજામીઆ મલેક | ૨૩૩ |
| ૩૧૦ | બાબરભાઇ ફકીરભાઇ પટેલ | ૨૩૩ |
| ૩૧૦ | જસવંતરાય યસવંતરાય દેસાઇ | ૨૩૩ |
| ૩૧૩ | ભીખાભાઈ પરભુભાઈ પટેલ | ૨૩૨ |
| ૩૧૩ | રમણલાલ ગજાનન અધ્વર્યુ | ૨૩૨ |
| ૩૧૫ | દયાળભાઈ ધનજીભાઈ માલવંશી | ૨૩૧ |
| ૩૧૫ | મોહનભાઈ વલ્લભભાઇ નાયક | ૨૩૧ |
| ૩૧૭ | ચીમનલાલ સાકરચંદ કાપડીઆ | ૨૨૯ |
| ૩૧૮ | ગોવન ડાહ્યા પટેલ | ૨૨૮ |
| ૩૧૮ | ઇશ્વરલાલ વનમાળીદાસ ભાડિ | ૨૨૮ |
| ૩૧૮ | મોહનસિંહ જમાલસિંહ પરમાર | ૨૨૮ |
| ૩૨૧ | જયાનંદ મંગળદાસ ખ્રિસ્તી | ૨૨૭ |
| ૩૨૧ | લલ્લુ બુધીઆ પટેલ | ૨૨૭ |
| ૩૨૧ | પાડુરંગ ભીખાજી વાઘચૌરે | ૨૨૭ |
| ૩૨૧ | નાનુભાઇ નાથુભાઈ નાયક | ૨૨૭ |
| ૩૨૫ | ધરમપુરી હરિપુરી ગોસાઇ | ૨૨૧ |
| ૩૨૬ | ધીરજલાલ બાપુભાઇ દેસાઇ | ૨૨૦ |
| ૩૨૭ | ઠાકોરભાઇ ભીખાભાઇ રાવળ | ૨૧૩ |

## ખેતીવાડી બાયસકોર્સ

| | | |
|---|---|---|
| ૧ | મંછા અખતરા ચોધરી | ૩૩૯ |
| ૨ | ચીમનભાઇ પરષોત્તમ પટેલ | ૩૨૦ |
| ૩ | જગા ચામડ ગામીટ | ૩૧૫ |
| ૪ | અમશી મીઠીઆ ચોધરી | ૩૧૧ |
| ૫ | ગુલાબ કોયા પટેલ | ૨૯૧ |
| ૬ | સુંગજી પેમલા ચોધરી | ૨૮૭ |
| ૭ | શંકરા ધાડા ચોધરી | ૨૮૨ |
| ૮ | નરસીંગ જોગીભાઈ ચોધરી | ૨૭૪ |
| ૯ | ફકીર ચંદીઆ ચોધરી | ૨૬૦ |
| ૧૦ | મથા તંગાણીઆ ચોધરી | ૨૪૨ |

## ઉર્દુ—ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | અબ્દુલમજીદખાન દુલેખાન પઠાણ | ૨૮૮ |
| ૨ | ઇબ્રાહીમમીઆં અબ્દુલકાદર શેખ | ૨૩૦ |

## ગુજરાતી ઉર્દુ

| | | |
|---|---|---|
| ૧ | ગુલામમુરતુઝાખાન સુલ્તાનખાન પઠાણ | ૩૮૫ |
| ૨ | મહમદ ઇબ્રાહીમ રાવત | ૩૬૬ |
| ૩ | અમીરમીઆં નુરમીઆં શેખ | ૩૫૦ |
| ૪ | દેરીદખાન અબ્દુરલાખાન પઠાણ | ૩૪૬ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૫ | યુસુફખાન રસુલખાન પઠાણ | ૩૩૨ | ૧૪ | સરવરખાન હુસેનખાન પઠાણ | ૨૭૬ |
| ૬ | મહમદખાન સાહેબખાન પઠાણ | ૩૨૬ | ૧૫ | ગુલાબ રહીમ મલેક | ૨૬૩ |
| ૭ | અબ્બાસ ઇઝમતુલ્લાહ મુલ્લાં | ૩૧૦ | ૧૬ | ગુલામનબી અબ્દુલકરીમ શેખ | ૨૬૨ |
| ૮ | અહમદ ઇબ્રાહીમ પટેલ | ૨૯૬ | ૧૬ | ઇસ્માઇલ અકુજી બસાર | ૨૬૨ |
| ૯ | મહમદ ભીખુ ખલીફા | ૨૯૪ | ૧૮ | ઇબ્રાહીમ ઇસ્માઇલ પટેલ | ૨૬૧ |
| ૧૦ | રસુલખાન ઉમરખાન પઠાણ | ૨૯૦ | ૧૯ | હુસેન રસુલ શેખ | ૨૬૦ |
| ૧૧ | અબ્દુલહાઇ ઇબ્રાહીમ આરવત | ૨૮૮ | ૨૦ | મહમુદમીઆં સુલ્તાનમીઆં મલેક | ૨૫૦ |
| ૧૨ | બશીરૂદ્દીન મહમદમીઆં કાઝી | ૨૮૬ | | | |
| ૧૩ | ઇસ્માઇલ હુસેન ઘાંચી | ૨૭૮ | ૨૦ | ગુલામમહમદ કાસમતાઇ | ૨૫૦ |

અમદાવાદ,
તા. ૨૬-૯-૧૯૩૬.

(સહી) બી. જે. જી. શાસ્ત્રી
એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

( ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૨-૧૦-૧૯૩૬ના પત્ર નં. ૮૧૨૫ માં કરેલી સૂચનાનુસાર )

---

## ઇનામપત્રક

### ખેડા જિલ્લો

| | | | |
|---|---|---|---|
| વરસોળા | વડથલના પા. ઇશ્વરભાઇ ગીરધરભાઇએ | ૧૮—૦—૦ | નિશાળમાં જર્મન સિલ્વરના પ્યાલા રકાબી તથા પતાસાં વહેંચ્યાં. |
| | સિહુંજના પા. સોમાભાઇ મથુરભાઇએ | ૨૭—૦—૦ | પિત્તળના લોટા પવાલાં તથા પતાસાં વહેંચ્યાં. |
| બામણગામ | ભવાનીપુરાના બારૈયા રૂપાજી મથુરજી તથા બારૈયા શંકરજી બાબરજીએ મળી | ૫—૦—૦ | પ્યાલા વહેંચ્યા. |
| વડોદ | મિ. ફતેસંગ શનાભાઇ રણાએ | ૭૨—૭—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | મિ. દાદાભાઇ શંકરભાઇ પટેલે | ૭૫—૪—૦ | ,, |
| મહમદપુરા | વારાણાના મિ. ઝવેરભાઇ ગરબડભાઇ બારૈયાએ | ૫—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| | અલીંદ્રાના મિ. છોટાભાઇ ધરમદાસ પટેલે | ૧૦—૦—૦ | જર્મન સિલ્વરના પ્યાલા રકાબી તથા પતાસાં વહેંચ્યાં. |
| | કડીના, શાહ માણેકલાલ છગનલાલે | ૫—૦—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| ગોબળજ | આજોલના ઠક્કર કાળીદાસ મોરારદાસે | ૧૩—૦—૦ | રકાબી પ્યાલા નં. ૪૫ તથા પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| ભાનોર | શા. મગનલાલ જેઠાભાઈએ | ૨૦—૮—૦ | પિત્તળના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં તથા બાળાઓને કબજા માટે રેંજા વહેંચ્યા. |
| વડતાલ | મિ. અંબાલાલ બળદેવભાઇ ભટ્ટે | ૫—૦—૦ | બંને સ્કૂલોમાં સાકર વહેંચી. |
| વાલ્લા | ગુતાલના પટેલ સોમાભાઇ શંકરભાઇએ | ૮—૦—૦ | પિત્તળના રકાબી પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| મહોલેલ | બેન અંબાબેન દાજીભાઇએ | ૧૨—૦—૦ | મિઠાઈ વહેંચી તથા બાળઓને દૂધ પાયું. |
| ઢુંધા | મિ. મુળજીભાઇ ઝવેરભાઇ મતાદારે | ૨૦—૦—૦ | મુખ્ય સ્કૂલ, કન્યાશાળા તથા ઉર્દુ સ્કૂલમાં મિઠાઇ વહેંચી. |
| ામણગામ | સ્કૂલ કમિટીના મેમ્બર ડાહ્યાભાઇ ત્રિકમભાઈ ઠક્કરે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. ગોર શીવરામ ડાહ્યાભાઇ પાઠકે | ૧૨—૦—૦ | ,, |
| ાંકલાવ | પટેલ બલ્લુભાઇ ગોર્વીંદભાઇએ | ૧૧૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | દરજી આશાભાઇ માણેકલાલે | ૧૧૦—૦—૦ | ,, |
| ંહાઇ | આસિ. મંગળભાઇ રમતુભાઇની બદલી થવાથી તેની ખુશાલીમાં | ૧૦—૦—૦ | પતાસાં, તથા સ્કાઉટ ફંડમાં તથા પરબમાં તથા ગરીબ વિદ્યાર્થીઓને આપ્યા. |
| મીદપુરા | બોરીના પટેલ વરજાભાઈ જોરાભાઇ તથા પટેલ બુધાભાઇ ફુલાભાઇએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પટેલ મથુરભાઇ પ્રભુદાસે | ૧૫—૦—૦ | ,, |
| ંજરી | મુંબઇના શેઠ મણીલાલ નાનચંદે | ૧૨—૦—૦ | બાળાઓને પિત્તળની વાડકીઓ તથા બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| પેહાઇ | પા. બેચરભાઇ દેશાઇભાઇએ પોતાની પત્નિના સ્મર્ણાર્થે | ૩૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ાજપુર | પા. અંબાલાલ ભગવાનદાસે તથા પા. નરોત્તમભાઇ દ્વારકાંદાસે તથા પા. મણિભાઈ તળશીભાઇએ | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ારસાવણી | હાથજના સુથાર પુરૂષોત્તમ દયારામે | ૨૦—૦—૦ | જર્મન સિલ્વરના પ્યાલા તથા મિઠાઇ વહેંચી. |
| ારતાપુર | મિ. ઓચ્છવલાલ બાપુજી શાહે | ૭—૦—૦ | મીઠાઇ વહેંચી |

| | | | |
|---|---|---|---|
| દેદરડા | આશીના પટેલ રમણભાઇ મનોરભાઇએ | ૧૦—૮—૦ | જર્મન સિલ્વરના પ્યાલા તથા પતાસાં વહેંચ્યાં. |
| આંત્રોલી | કનીપુરના વાઘેલા સોમાજી લેરાજી તથા કાળાજી લેરાજીએ | ૨—૦—૦ | બાળાઓને મિઠાઇ વહેંચી તથા સિવણકામ માટે રોકડા આપ્યા. |
| વડતાલ | આચાર્યશ્રી આનંદપ્રસાદજી મહારાજે નામદાર શહેનશાહની જ્યુબિલી નિમિત્તે | ૩૯—૦—૦ | બંને સ્કૂલોમાં મગજના લાડુ વહેંચ્યા. |
| | પટેલ સોમાભાઇઓત્તમભાઇએ | ૮૮—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. ગબા મલાએ | ૮૦—૦—૦ | ,, |
| | શાહ ભોગીલાલ પુંજાભાઇએ | ૮૦—૦—૦ | ,, |
| | આચાર્યશ્રી આનંદપ્રસાદજી મહારાજે | ૮૦—૦—૦ | ,, |
| | મિ. હીરાલાલ છબાભાઇ શાહે | ૨૦—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | મિ. સોમાભાઇ હાથીભાઇ પટેલે | ૫—૦—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| નડિયા | મિ. રસિકલાલ રતનલાલ દેસાઇએ | ૧૦૧—૦—૦ | મુખ્ય સ્કૂલ, કન્યાશાળા તથા ઉર્દુ સ્કૂલમાં પાણીની ટાંકીઓ બંધાવી આપી. |
| | મિ. ચીમનલાલ પરભુલાલે | ૭—૦—૦ | ત્રણે સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં તથા પરબ ફંડ ખાતે રૂ. ૨ આપ્યા. |
| | મિ. દેસાઇ ઝવેરભાઇ નારણભાઇએ | ૮—૦—૦ | ત્રણે નિશાળોમાં પરબ બેસાડી. |
| | મિ. દેસાઇ નટવરલાલ ત્ર્યંબકલાલે | ૧૦—૦—૦ | ,, |
| | મિ. અમીન ભાઇલાલભાઇ ઘેલાભાઇ સોલીસીટરે | ૧૫—૦—૦ | ,, મિઠાઇ વહેંચી. |
| | શાહ નગીનભાઇ પાનાચંદે | ૮—૦—૦ | ,, ,, |
| | પા. સવાભાઇ નાથાભાઇએ | ૮—૦—૦ | ,, ,, |
| સાંઢેલી | વાડાસિનોરના પા. બેચરભાઇ દલાભાઇએ | ૭—૦—૦ | સ્કૂલમાં પ્યાલારકાબી વહેંચ્યા. |
| કંજોડા | ગામલોકોએ | ૬૭—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | પા. મણિલાલ મથુરભાઇએ | ૫—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| આંકલાવ | પા. આશાભાઇ રણછોડભાઇએ | ૧૨૫—૦—૦ | કુમારશાળા, કન્યાશાળા તથા અંગ્રેજી સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| રાસનોલ | પા. લલ્લુભાઇ મથુરભાઇએ | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| રાસનોલ | શા. મણીલાલ નાથજીભાઇએ | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| ઉંદેલા | મિ. નરોત્તમભાઇ શીવાભાઇ પટેલે | ૨૦—૦—૦ | સ્કૂલની લાયબ્રેરી માટે કબાટ ભેટ આપ્યું. |
| | પટેલ મનોરભાઇ શીવાભાઇએ | ૧૩—૦—૦ | કન્યાશાળામાં ઘડિઆળ ભેટ આપ્યું. |
| વડોદ | ખંભોળજના પટેલ બાવાજી સાંમળભાઇએ | ૩૦—૦—૦ | કન્યાશાળામાં જર્મનના પ્યાલારકાબી તથા પતાસાં વહેંચ્યાં. |
| | આમોદના પટેલ મથુરભાઇ બકોરભાઇ તથા પટેલ મણીલાલ ભાઇજીભાઇએ | ૨૫—૦—૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલારકાબી મિઠાઇ સાથે વહેંચ્યા. |
| | ઝારોલાના પટેલ ગોવિંદભાઇ ઘરજીભાઇ તથા પા. હરમાનભાઇ મકનદાસે | ૩૦—૦—૦ | કન્યાશાળામાં જર્મન સિલ્વરના પ્યાલારકાબી મિઠાઇ સાથે વહેંચ્યા. |
| સીંજીવાડા | મિ. છોટાભાઇ કાશીભાઇ પટેલે | ૭—૦—૦ | દૂધ પાયું તથા મિઠાઇ વહેંચી. |
| | મિ. હરિલાલ છોટાલાલ પરીખે | ૫૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| | બાઇ રાઇબા પટેલ ગોપાળ દાજીભાઇની વિધવાએ | ૫૦—૦—૦ | ,, |
| | મિ. શનાભાઇ ધનાભાઇ પગી તથા મિ. ભીખાભાઇ અંબાલાલ પટેલ તથા મિ હરિલાલ છોટાલાલ પરીખ તથા મિ. ઝવેરચંદ બાપુજી શાહ તથા મિ. ગુલાબચંદ તારાચંદ શાહે મળી | ૫૦—૦—૦ | ,, |
| આંકલાવ | પા. આશાભાઇ રણછોડભાઇએ | ૧૨૫—૦—૦ | દરેક સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડ્યાં. |

## પંચમહાલ જિલ્લો.

| | | | |
|---|---|---|---|
| કણુંજરી | મે. સરદારશ્રી ઠાકોર સાહેબ શ્રી ચંદ્રસિંહજી સાહેબે | ૧૪—૦—૦ | બન્ને શાળામાં બરફીપેંડા વહેંચ્યા. |
| અનગઢ | પાલણપુરના ઠક્કર મોતીલાલ ગયાપ્રસાદે તેમના પુત્ર ચંદુલાલના લગ્ન પ્રસંગે | ૬૫—૦—૦ | પિત્તળના પ્યાલા તથા છોકરીઓને ઓરણીઓ તથા ઘડિઆળ ભેટ આપ્યું તથા પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| માંડવા | શેઠ મોતીલાલ હરિલાલે તેમની દીકરી બેન કમળાના લગ્ન પ્રસંગે | ૧૫—૦—૦ | બાળાઓને પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| મોકસી | પટેલ ગીરધરભાઇ જીવણભાઇએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સેવલી | સ્કૂલનું નવું મકાન ખુલ્લું મૂકાયું તે પ્રસંગે સ્ટેટ તરફથી | ૩૫—૦—૦ | મિઠાઇ વહેંચી તથા વિદ્યાર્થીઓને જમાડયા. |
| કાંલીદોરી | પલાસણી સ્ટેટના મે. ઠાકોર શ્રી ચંદ્રસિંહજી જીતસિંહજીના હસ્તે સ્કૂલનું મકાન ખુલ્લું મૂકાયું તે નિમિત્તે | ૪૮—૦—૦ | સ્કૂલમાં ચાલતી ચોપડીઓ તથા સાકર વહેંચી. |
| ગોધરા | સુખડીઆ મોહનલાલ જેઠાલાલે | ૧૦—૦—૦ | પોલિસ હેડક્વાર્ટર સ્કૂલમાં મિઠાઇ વહેંચી. |
| ઘેલપુર | શાહ નાથાલાલ ગોકલદાસે નામદાર શહેનશાહ આઠમા એડવર્ડના જન્મદિવસની ખુશાલીમાં | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| રાજુપુરા | પગી કાલા ભાઇજીએ | ૧૨—૦—૦ | " |
| સર | મે. ઠાકોર સાહેબ તરફથી સ્કૂલનું નવું મકાન ખુલ્લું મૂકાયું તે પ્રસંગે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા મિઠાઇ વહેંચી. |
| ટવાડ | ભોઇ ઝવર કાશીએ | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગાહી | બ્રાહ્મણ શંકરલાલ ભાઇશંકર કાકાએ | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કાલોલ | શેઠ પાનાચંદ ખેમચંદે સ્કૂલના મકાનની ખાતપૂજા નિમિત્તે | ... | બંરરી વહેંચી. |
| કતવારા | ઠાકોર સાહેબ ભેરવસિંહજી માનસિંહજી તથા મિ. મુસભાઇ ઇસુફઅલી વ્હોરા તથા સકાભાઇ માનસીંગ તરફથી | ૧૫—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| મોરા | મેત્રાલ ઠાકોર સાહેબે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ટીંબા | મિસ્ત્રી મહાસુખભાઇ પુરૂષોત્તમે | ૭૫—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| | ડેસંરના શા. મુળજીભાઇ ત્રિકમદાસે | ૫—૦—૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલા તથા મિઠાઇ વહેંચી. |

| | | | |
|---|---|---|---|
| કાંકણપુર | ગં. સ્વ. લલિતાબેન પીતામ્બર દવેએ ગંગાપુજન નિમિત્તે | ૭૫—૦—૦ | તમામ સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ગોળના કારખાનાના માલિક શાહ છગનલાલ લલ્લુભાઇએ | ૧૫—૦—૦ | શેરડી આપી તથા રસ પાયો. |
| | માલપુરના ઘુમાડ ખેમચંદ લીલાચંદે | ૨૦—૦—૦ | બાળાઓને પિત્તળના રકાબીપ્યાલા તથા મિઠાઇ વહેંચી. |
| મલાવ | નામદાર મહારાણા શ્રી વિરભદ્રસિંહજી દરબાર સાહેબ લુણાવાડા સ્ટેટ તરફથી | ૫—૦—૦ | મુખ્ય સ્કૂલ તથા કન્યાશાળાંમાં પતાસાં વહેંચ્યાં. |
| | સુથાર કુબેરભાઈ પુંજાભાઇએ | ૪૦—૦—૦ | બંને સ્કૂલોનાં બાળકોને જમાડયાં. |
| કાંકણપુર | દેવગઢબારીઆના શુકલ જેઠારામ પીતામ્બરે | ૧૧—૦—૦ | કન્યાશાળામાં પિત્તળના ડબા તથા મિઠાઇ વહેંચી. |
| મોરા | મેત્રાલ ઠાકોર સાહેબ તરફથી મેળાવડા પ્રસંગે | ૩૦—૦—૦ | બે દિવસ ઇનામ વહેંચ્યાં. |
| વરસડા | પા. રામા ખોડાએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| હાલોલ | મહાલકારી સાહેબ મોતીલાલ ભાઇએ | ૧૧—૦—૦ | મુખ્ય સ્કૂલમાં સાહિત્યો ખાતે આપ્યા તથા મુખ્ય |
| | " | ૭—૦—૦ | સ્કૂલ તથા ઉર્દુ કલાસમાં મિઠાઇ વહેંચી. |
| | " | ૫—૦—૦ | ઉર્દુ કલાસમાં સ્કૂલફંડ ખાતે આપ્યા. |
| | " | ૨૩—૦—૦ | ગરબા ગાનારી બાળાઓને રકાબી પ્યાલા તથા બાળાઓને પ્યાલા વહેંચ્યા. |
| બગેડોળ | પટેલ વેણીભાઈ કરસનદાસે | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પિત્તળના પ્યાલા વહેંચ્યાં. |
| દાહોદ | શ્રી સ્વામી કૃષ્ણાનંદજી તર્ક વિદ્યાતીર્થે | ૬—૦—૦ | ભીલ સ્કૂલમાં ધર્માદા પેટીમાં નાખ્યા તથા ભોજન નિમિત્તે આપ્યા. |
| | શ્રી બાલકૃષ્ણ શર્મા આચાર્ય બાલબ્રહ્મચર્યાશ્રમ ડાકોરનાએ | ૭—૦—૦ | લાડુ જમાડયા તથા સ્તવનમાલિકા નં. ૧૭ વહેંચી. |
| | ગણેશોત્સવ મંડળ ફ્રીલેન્ડગંજ દાહોદ તરફથી | ૫—૦—૦ | ડોનેશન ફંડમાં આપ્યા. |
| બોરૂ | પટેલ બકોરભાઈ પથીભાઇએ | ૯—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| બગેડોળ | પટેલ નાનદાસ કરસનદાસે | ૩૫—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા તથા વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| ટીંબા | પા. જેઠાભાઈ મકનદાસે | ૪૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ખેઢીઆ | માસ્તર હમીરસિંહ ગોરભાઇએ | ૫—૦—૦ | સાકર વહેંચી. |
| ખોરાલ | કોઠંબાના શાહ છવણલાલ ભોગીલાલે તેમના કાકાના પૂન્યાર્થે ધર્માદા રૂપીઆ મૂકેલા તેના વ્યાજમાંથી | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને, જમાડયા. |
| આસોદરા | ભીલોડીઆ સ્ટેટના મે. ઠાકોર સાહેબશ્રી છત્રસિંહજી મોટા બાવા તરફથી | ... | પિત્તળના પ્યાલા તથા સાકર વહેંચી. |
| ભલાડા | રાવળ ભગવાનદાસ ભુદરે | ૮—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ભીલોડીઆ | મે. ઠાકોર સાહેબ શ્રી છત્રસિંહજીએ | ૨૫—૦—૦<br>૧૦—૦—૦ | પિત્તળના પ્યાલા તથા<br>સાકર વહેંચી. |
| | સ્ટેટ કારભારી મિ. લાલચંદભાઇ તરફથી | ૧૦—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | ગામના સદ્‌ગૃહસ્થોએ | ૧૦—૦—૦ | સાકર વહેંચી. |
| | મે. ઠાકોર સાહેબ છત્રસિંહજી મોટા બાવા તરફથી | ૨૫—૦—૦ | ચોપડીઓ ઇનામમાં વહેંચી. |
| રાયકા | ગામલોકોએ | ૩૨—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| ભીલોડીઆ | મે. ઠાકોર સાહેબ શ્રી છત્રસિંહજી તરફથી | ૧૫—૦—૦ | ગરીબ બાળાઓને પુસ્તકો વહેંચ્યાં. |
| | " | ૧૪—૦—૦ | પ્યાલા વહેંચ્યા. |
| | મે. ડોકટર સાહેબ તરફથી | ૮—૦—૦ | સોનેરી કલરના ડાંડીઆ વહેંચ્યા. |
| લીમડી | પટેલ જેઠાભાઇ ભાઇજીભાઇએ | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ટીંબા | ગામલોકોએ નામદાર શહેનશાહની જ્યુબિલી નિમિત્તે | ૧૮—૦—૦ | મિઠાઇ વહેંચી. |
| | મિ. ભૂલાભાઇ બેચરભાઇએ પોતાના સ્વર્ગસ્થ પિતાના પૂન્યાર્થે | ૫૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયાં. |
| સણસોલી | મિ. મોહનલાલ બાપુલાલ પરીખે | ૧૫—૦—૦ | કાપડ, મિઠાઇ વહેંચી તથા મકાનભાડા માટે આપ્યા. |
| | મિ. ડાહ્યાલાલ મનસુખરામ પુરોહિતે | ૫—૮—૦ | મિઠાઇ વહેંચી તથા મકાન ભાડા માટે આપ્યા. |
| છતપુરા | વેજલપુરના શેઠ ગાંધી પાનાચંદ ખેમચંદે | ૧૧—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓના સાધન માટે તથા કબાટ માટે આપ્યા તથા પતાસાં વહેંચ્યાં. |
| | શાહ સાંકળચંદ નાથજીભાઇએ | ૬—૦—૦ | પતાસાં વહેંચ્યા તથા કબાટ માટે આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| કદાસ | મિ. ગોહેલ ભવાનસીંગ મોતીસીંગે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| નારણપુરા | સ્કૂલ કમિટીના મેમ્બરોએ પરીક્ષા વખતે | ૫—૦—૦ | પુસ્તકો તથા સાકર વહેંચી. |
| ડાંગરીઆ | ગોધરાના શેઠ કાન્તિલાલ રતિલાલના તરફથી હસ્તે મિ. નાનચંદભાઇએ | ૨૫—૦—૦ | કપડાં વહેંચ્યાં. |
| કણજરી | મે. ઠાકોર સાહેબ ચંદ્રસિંહજી સાહેબનો જન્મદિવસ હોવાથી તેની ખુશાલીમાં | ૫—૦—૦ | બંને સ્કૂલોમાં પતાસાં વહેંચ્યાં. |
| રાણપુરા | પુજારી મહારાજ રતનગર જોલાગરે | ૧૨—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| સોમપુરા | ગામ લોકો તરફથી | ૧૦—૦—૦ | સ્લેટ ચોપડીઓ વહેંચી. |
| પરા | ભીલોડીઆ સ્ટેટના મે. ઠાકોર સાહેબ છત્રસિંહજી | ૧૦—૦—૦ | પિત્તળના પ્યાલા વહેંચ્યા |
| | મોટા બાવા તરફથી | ૧૦—૧૪—૦ | તથા ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ સાકર |
| | સ્ટેટ સરકારથી નિર્ણિત રકમ | — | ટોપીઓ વગેરે વહેંચી. |
| | આપી રા. સા. જે. ડી. મહેતાએ | ૫—૦—૦ | સંવાદના ઇનામ તરીકે આપી તથા તે ઉપરાંત બાળાઓને ઇનામ આપ્યું. |
| નાંગડોલ | ભીલોડીઆ ઠકરાણી સાહેબ ગનહર કુંવરબા તરફથી | ૫—૮—૦ | પુસ્તકો તથા સ્લેટો વહેંચી. |
| દ્વાડકા | મિ. મગનલાલ ચુનીલાલ શાહ | ૫—૦—૦ | પુસ્તકો તથા સ્લેટો વહેંચી. |
| માંડવા | ચાણોદના શેઠ માણેકલાલ લલ્લુભાઈએ | ... | તાલુકાસ્કૂલ, કન્યાશાળા, વર્ગ તથા અંગ્રેજીસ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |
| રાયકા | વા. ભૂપતસંગ પરભાતસંગ તથા વા. રતનસંગ જેસંગ તથા વા. ઉદેસંગ મોતીસંગ તથા ચા. મહીજી બાપુ તથા ચા. મહીજી કાભઇ તથા પ. પરભાત નાથા તથા રા. કાળીદાસ માનસંગ તથા રા. બેચર માનભાઇ તથા પ. દીપસંગ હીમતસંગ તથા વા. ડાહ્યાભાઇ પીતાંબર તથા વા. અદેસંગ ડાભઇ તથા બાઇ જીબાએ મળી | ૧૪—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| ભીલોડીઆ | મે. ઠાકોર સાહેબ તથા ગામના સદ્‌ગૃહસ્થોએ મળી | ૮—૮—૦ | કન્યાશાળામાં ઘડિઆળ ભેટ આપ્યું. |
| અનગઢ | રાઠોડ હિંમત માધાએ | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ગોધરા | ડ્રીલેન્ડગંજ વર્કશોપના હેડ ક્લાર્ક મિ. તાપીશંકરભાઇએ | ... | ભીલ બોર્ડિંગના તમામ વિદ્યાર્થીઓ તથા પાંચ નોકરોને જમાડયા. |
| સાંમણા | ગામલોકો તરફથી | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મોરવા | મિ. કેશવલાલ જગન્નાથે | ૮—૮—૦ | ગરીબ વિદ્યાર્થીઓને તૈયાર ખમીશ વહેંચ્યાં તથા મિઠાઇ વહેંચી. |
| કંડાચ | પટેલ બેચરભાઇ શંકરભાઇએ | ૧૭—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કવાંટ—છોટાઉદેપુર | સ્વામી કરૂણાનંદ તરફથી | ૫૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| તરખંડા | ગામ લોકોએ | ૧૦—૦—૦ | પુસ્તકો વહેંચ્યાં તથા મિઠાઇ વહેંચી. |
| છોટાઉદેપુર | મે. કદવાળના મેનેજર સાહેબે તેમના ભાઇશ્રી છત્રસિંહજીના સ્મરણાર્થે | ૨૫—૦—૦ | કદવાળ તથા ભીખાપુરા સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| વસવેલ | મિ. શીવાભાઇ હરિભાઇએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કણજરી | મે. ઠાકોર સાહેબ શ્રી ચંદ્રસિંહજી ફતેસિંહજી પરમાર સાહેબશ્રીનો જન્મ દિવસ હોવાથી | ૪૦—૦—૦ | બંને શાળામાં મિઠાઇ વહેંચી તથા સ્કાઉટના ડ્રેસો તથા ઓઢણીઓ તથા કકડા વહેંચ્યા. |
| સુખપરી | બારીઆ કાભઈ જીતાભાઇએ | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| વસનપુરા | પાટીદાર બેચરભાઇ દયાળભાઇ રાયે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા, તથા જલેબી લાડુ વહેંચ્યા. |
| | પાટીદાર મોતી વીઠ્ઠલે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ખારોલ | શા. અમૃતલાલ પુલચંદભાઇએ | ૧૦—૦—૦ | " |
| મલેકપુર | પટેલ ગોકળ રણછોડે | ૯—૧૦—૦ | પરબ ખાતે પિત્તળનો લોટો નં. ૧ તથા પ્યાલા નં. ૪ આપ્યા. |
| સણસોલી | શેઠ મગનલાલ હેમચંદભાઇએ | ૬૦—૦—૦ | બંને સ્કૂલોના વિદ્યાર્થીઓને જમાડયા. |
| ટીંબા | માજી હેડમાસ્તર સાહેબે | ૬—૦—૦ | પરબ ખાતે પિત્તળની ગોળી આપી. |
| જીતપુરા | મિ. મુનીશંકરેશ્વર બ્રહ્મચર્યાશ્રમ તરફથી | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| છોટાઉદેપુર | પટેલ બાપુ ઝાલા તથા પટેલ ધાણુકા ઝાલાએ | ૧૧—૪—૦ | સુખકાળ સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |

| | | | |
|---|---|---|---|
| છોટાઉદેપુર | પાનવડ સ્કૂલકમિટિના મેમ્બરો અને સદ્‌ગૃહસ્થોએ | ૧૦—૦—૦ | પાનવડ સ્કૂલ માટે પરબમાં આપ્યા. |
| | કદવાળના ઠાકોર સાહેબે | ૫—૦—૦ | ભીખાપુરા સ્કૂલમાં સાકર વહેંચી. |
| સુખપરી | ગામલોકોએ | ... | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | ભગત મહીજીભાઇ ભઇજીભાઇએ | ... | ,, |
| ટીંબા | મિ. છગનલાલ ગોરધને ભેટે રિટાયર થતી વખતે | ૫—૮—૦ | બાળાઓને કાપડ વહેંચ્યું. |
| ભવાનીપુરા | ચૌહાણ આદરભાઇ ગબાભાઇ તથા દામાભાઇ ગબાભાઇ તથા મોહનભાઇ આદરભાઇ તથા ડાભઇ ગેંદાવ તથા જેણાભાઇ નાથાભાઈ તથા ડાભઇ રઇજી તથા સુકાભાઈ ભઇજી તથા મુળજીભાઇજી તથા ચતુરભાઇ ભાઇજી તથા જાલમ કાળુએ મળી | ૧૬—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | શાહ મણીલાલ મોતીલાલે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| મઘવાસ | મિ. જગુભાઈ વાઘજીભાઇ બારિયાએ | ૨૧—૦—૦ | ,, |
| પોઇચા | સ્કૂલકમિટિના મેમ્બર રણા સાલમભાઇ લાલભાઇએ | ૨૦—૦—૦ | ,, |
| | રણા ફૂલભાઇ પરબતસીંગ ભગતે | ૨૦—૦—૦ | ,, |
| માંડવા | મે. ઠાકોર સાહેબ તરફથી | ૮—૦—૦ | પુસ્તકો તથા સાકર વહેંચી. |
| પરા | આસગોલ ગામના સદ્‌ગૃહસ્થોએ | ૫—૦—૦ | જર્મનના ડાંડીઆની જોડ નં. ૧૬ આપી. |
| નવાખલ | શાહ મંગળદાસ ચુનીલાલ તથા શાહ મનસુખલાલ દેવચંદે | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| નહારપુરા | પા. સોમાભાઇ પુંજાભાઇએ | ૧૦—૦—૦ | ,, તથા રૂમાલ વહેંચ્યા. |
| ભીમાંગામ | પઢીઆર અમરસિંહ પ્રતાપસિંહે | ૨૧—૦—૦ | પિત્તળના પ્યાલા નં. ૧૯૮ વહેંચ્યા. |
| ગોધાવાંટ | ગડમોરીઆદ સ્ટેટના મહેતા ભાઇશંકર મોતીરામે | ૨૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા સ્કૂલને ઘડિઆળ ભેટ આપ્યું. |

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૬ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અર્ધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૭૦ | રૂ. ૫૦ | રૂ. ૩૫ |
| છ માસ | રૂ. ૩૫ | રૂ. ૨૫ | રૂ. ૧૮ |
| ત્રણ માસ | રૂ. ૨૧ | રૂ. ૧૫ | રૂ. ૧૧ |
| એક માસ | રૂ. ૧૦ | રૂ. ૭ | રૂ. ૬ |

## અનુક્રમણિકા




કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)

હીરાલાલ ત્રિકમલાલ ઘોઘારી, બી. એ., એસ. ટી. સી. ડી.

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ





શ્રી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.




પુસ્તક ૬ ] જુલાઈ ૧૯૩૭ [ અંક ૭

**પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.**

---

## કવિતા

રાગ ભૈરવી

અવનિમાં આજ વહે રસધાર,
પૂર્ણ પ્રતાપી જ્યોર્જ મહા-રાજાનો જયજયકાર—ટેક.
રાજ્યારોહણ શુભ વેળા તે દિવ્ય ભર્યો દરબાર,
રાજા રાણા હિંદ ભૂમિના ગણતાં નાવે પાર,
અનેરો હર્ષ ઉરે ભરનાર......................અવનિમાં૦
વિશ્વવિજયનું ચિહ્ન શિરોમણિ તેજ તણો અંબાર,
તાજ બ્રિટનનો ઝગમગ ઝળકે થાતાં અંગિકાર.
દીપાવ્યું રાજ્યાસન શ્રીકાર....................અવનિમાં૦
આંગ્લભૂમિના નરવીર છઠ્ઠા જ્યોર્જ સુયશ વરનાર
સામ્રાજ્ઞી એલિઝાબેથ સહે સમ્રાટ સુહે નિરધાર,
અહો એ રસભીના શૃંગાર....................અવનિમાં૦
દ્વાદશ મે સન સાડત્રીસ ને સૌમ્ય સુહાગી વાર,
ધર્મ દયા પાલન તત્પર નિજ રૈયતના ઉદ્ધાર,
બિરદ એ નિત્ય હૃદે ધરનાર..................અવનિમાં૦

વિજયપતાકા દેશ વિદેશે ફરકે અપરંપાર,
શ્રી ધી સિદ્ધિ સૌખ્ય નિરંતર આપુ દો કીરતાર,
પ્રજાના એજ હ્રદય ઉદ્‌ગાર..............અવનિમાં૦

તા. ૧૨-૫-૩૭, } મણીલાલ ગોકુલરામ ત્રિવેદી
તાલુકા સ્કૂલ—પાંડુ } તાલુકા માસ્તર પાંડુ મેવાસ.

---

## પ્રે. રા. ટ્રેનિંગ કોલેજમાં

સદ્‌ગત દાનવીર

### શેઠ પ્રેમચંદ રાયચંદની છબી ખુલ્લી મૂકવાના

સમારંભ વખતનું

## પ્રે. રા. ટ્રે. કો. ના હે. મા. નું નિવેદન

રા. બા. શાસ્ત્રી સાહેબ, સન્નારીઓ, સજ્જનો અને વિદ્યાર્થીઓ,

"There is a tide in the affairs of men,
Which, taken at the flood, leads on to fortune;
Omitted, all the Voyage of their life
Is bound in shallows and in miseries."

W. Shakespeare

મહા કવિ શેક્સપીઅરનું ઉપરનું સૂત્ર શેઠ પ્રેમચંદ રાયચંદના જીવનને જેટલે અંશે લાગુ પડે છે તેટલે અંશે ભાગ્યેજ બીજા કોઈ ગુજરાતના મહાપુરુષને લાગુ પડતું હશે. ગુજરાતને ખોળે અનેક મહાપુરુષો પાકયા છે. કોઈએ રાજકીય ક્ષેત્રમાં જીવન અર્પણ કરી મહત્તા મેળવી છે, કોઈએ સાહિત્યક્ષેત્રમાં સંશોધન કરી મહત્તા પ્રાપ્ત કરી છે, તો કોઈએ સમાજસુધારાનું કાર્ય માથે લઈ મહત્તા પ્રાપ્ત કરી છે. ગુજરાતના આ પનોતા પુત્ર શેઠ પ્રેમચંદ રાયચંદની મહત્તા આવી જાતનાં કોઈ કાર્ય ઉપર અવલંબતી નથી. રાજકીય બાબતોમાં તો તેમણે માથું મારવાનો યત્નજ કર્યો નથી. સાહિત્યક્ષેત્રમાં પગલું માંડવાનો કે સમાજસુધારક કહેવડાવવાનો દાવો પણ તેમણે કદી કર્યો નથી. તેમની મહત્તાનો પાયો તેમની વેપારીબુદ્ધિ અને તેને લીધે મુંબઈના બજારમાં એક સમયે જમાવેલા નાણાંવિષયક એકહથ્થુપણા ઉપર રચાયો છે. ઇ. સ. ૧૮૬૩થી ૬૫ સુધી તેઓ મુંબઈના બજારોના રાજા કહેવાયા. આ કટોકટીના સમયે તેમણે જે કુનેહ બતાવી તે તેમની કીર્તિના પાયારૂપ છે.



શેઠ પ્રેમચંદ રાયચંદનું શબ્દચિત્ર કોઈ કુશળ સાહિત્યકાર કોઈ કનૈયાલાલ મુનશી કે કોઈ રમણલાલ દેસાઈ આલેખે એ ઇચ્છવા યોગ છે. મારી અલ્પ શક્તિ પ્રમાણે અહીં તો એટલુંજ કહેવાય કેઃ—

નિત્યસ્નાન અને દેવસેવાથી સ્થપાએલી ચિત્તની શાંતિ જેના મુખ ઉપર રમી રહી છે તેવી, બેઠી દડીના શરીરબાંધાવાળી, પાકા ઘઉંવર્ણી, અંગોની સ્ફૂર્તિવાળી, તેજસ્વી મુખાકૃતિવાળી સફેદ ને સાદા અંગરખાધારી, કપોળ વાણીઆસાઈ ઉભી પાઘડીધારી વ્યક્તિ, પ્રાતઃકાળે ભાયખલા પર આવેલા બંગલાના પાછળના ઓરડામાં વાણ્યચક ફેરવવા ઉત્સુક, સંખ્યાબંધ માણસો સાથે મિઠાશથી વાત કરતી, બપોરે જુના ધાટના

એક ઘોડાના સીગરામમાં બેસી, મુંબઈના વેપારી લત્તામાં વિચરતી, તો કોઈ વાર એક પેઢીથી બીજી પેઢી પગપાળા જતી વ્યક્તિ, તે શેઠ પ્રેમચંદ. એક વાર આ વ્યક્તિનાં જેણે દર્શન કર્યાં તે કદી તેમને ભૂલેજ નહિ. પગપાળા નીકળે ત્યારે આજુબાજુ દલાલોનું ટોળું ગતમેલુંજ હોય. મુંબઈની બપોરના પ્રખર તાપમાં પણ શેઠ પોતે છત્રી રાખેજ નહિ. કોઈ દલાલ પોતાની છત્રી તેમને માથે ધરે ને સાથે સાથે ચાલે. ઘણી વાર બેત્રણ મિનિટ ફુટપાથ પર પણ થંભે. જિજ્ઞાસુઓનું ટોળું ફરી વળે. જે પૂછે તેને વિના સંકોચે વેપારી સલાહ આપે. એમની સલાહે સેંકડો માણસોનાં ભાગ્યચક્ર ફરી જાય. એમની ભલામણે મુંબઈની બેંકો લાખો અંગઉધાર ધીરે. આવી એક સાહસિક ને પ્રતિભાશાળી વ્યક્તિ તે શેઠ પ્રેમચંદ રાયચંદ. મનુષ્ય જ્યારે સંપત્તિના શિખરે ચઢે છે ત્યારે ઘણી વેળા તે શિખર પરથી વિલાસના ગર્તમા સરી પડે છે. આ મહાપુરુષ જ્યારે સંપત્તિના શિખરે પહોંચ્યા ત્યારે સ્થિતિને લીધે પ્રાપ્ત થએલી વિશાળ દૃષ્ટિથી જાણે સમસ્ત ગુજરાતની જરૂરિઆતો ને ઉણપો જોતા હોય તેમ તેમણે અવલોક્યું; ને તે જરૂરિઆતો પૂરી પાડવાનો સદ્ યત્ન પણ તાત્કાલિકજ કર્યો. આ કર્તવ્યનિષ્ઠાના પરિણામરૂપ એક સરસ્વતિમંદિરની ભૂમિ ઉપર આજે આપણે આ મહાપુરુષના જીવનમંત્ર ઉકેલવા અને ઉપકારની અંજલિ આપવા એકત્રિત થયા છીએ. મારા શબ્દચિત્રના સાક્ષાત્કારરૂપ આ મહાપુરુષનું એક તૈલચિત્ર આ સંસ્થામા મૂકી એ ઉપકાર પ્રદર્શિત કરવાનું કેટલાકને ઉચિત લાગ્યું. આ તૈલચિત્ર ખુલ્લું મૂકવાનો સઘળો યોગ તૈલચિત્ર તથા તેના સમારંભ પ્રસંગનું ખર્ચ વગેરે કરી આપવા બદલ અહીંના વતની શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરીનો અમે ખરા અંતઃકરણથી ઉપકાર માનીએ છીએ; અને આજે આ સમારંભમાં પધારી તે ચિત્ર ખુલ્લું મૂકવાનો શ્રમ ઉઠાવવા બદલ રા. બા. બી. જે. જી. શાસ્ત્રી સાહેબનો પણ ઉપકાર માનીએ છીએ.

આવા પ્રસંગોએ એકત્રિત થએલા સજ્જનોને સદ્ગતના જીવનનાં પ્રસંગોનો પરિચય કરાવવો એ એક શિષ્ટાચાર છે, અને આજ તો જે મહાપુરુષનું જીવન આપણે વિચારવા માગીએ છીએ તે એવું તો બોધપ્રદ છે કે તે વિચારવું એ આવશ્યક બને છે એટલુંજ નહિ પણ લાભદાયી પણ બને છે.

સુરતની દશા ઓસવાળ નાતમાં ઇ. સ. ૧૮૩૧ માં વણિક કુટુમ્બમાં શેઠ પ્રેમચંદનો જન્મ થયો હતો. તેમની માતાનું નામ રાજાબાઈ હતું અને

પિતાનું નામ રાયચંદ હતું. પિતાનો મુખ્ય જીવનવ્યવસાય ઇમારતી લાકડાંનો વેપાર હતો. તેમની આર્થિક સ્થિતિ છેક સાધારણ હતી. કુશળ વેપારી કોમના બધા ગુણો નાનપણથીજ બાળ પ્રેમચંદમાં ઉતર્યા હતા. પિતાનો ધંધો સુરતમાં બરાબર ચાલતો ન હતો, એટલે આખું કુટુમ્બ મુંબાઈ જઈ વસ્યું. ત્યાં મફત કેળવણી આપતી એક શાળામાં યુવાન પ્રેમચંદે અભ્યાસ કરી થોડું અંગ્રેજીનું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. આ સમયે પિતાને પ્રખ્યાત શેઠ રતનચંદ લાલા નામના શેર દલાલને ત્યાં નોકરી મળી. અહીં આ શેઠની દુકાનમાં પ્રેમચંદના અંગ્રેજી અભ્યાસે અને વાત કરવાની છટાએ એમના ભવિષ્યનું ભાગ્યચક્ર ફેરવી નાખ્યું. શેઠ રતનચંદ લાલાએ રાયચંદ પાસે પ્રેમચંદને કામે લગાડવાની માગણી કરી. શેઠને ત્યાં બાપદીકરો સાથે નોકરી કરવા લાગ્યા. થોડા સમયમાં શેઠ રતનચંદનું અવસાન થતાં તેમનો ધિકતો ધંધો આ પિતાપુત્રના હાથમાં આવ્યો. કુદરતની આ મદદનો તેમણે પૂરો લાભ લીધો, અને દલાલીનો ધંધો વધાર્યો એટલુંજ નહિ પણ પોતે સ્વતંત્ર ધંધો કરવા માંડ્યો. પોતાના બુદ્ધિપ્રભાવથી અને વેપારી દીર્ઘદૃષ્ટિથી ઇ. સ. ૧૮૫૮ સુધીમાં તેમની ગણતરી લક્ષાધિપતિમાં થવા લાગી. બજારો અને ખાસ કરીને બેંકો સાથે એમની લાગવગ ખૂબ વધી.

શેઠનું જીવન મુંબાઈની વેપારી અને આર્થિક સ્થિતિ સાથે એવું તો સંકળાએલું છે કે તે તરફ દૃષ્ટિ ન કરીએ તો શેઠ પ્રેમચંદની મહત્તાનો આપણને બરાબર ખ્યાલ ન આવે આ સમયે આયાત નિકાસના વેપારમાં મુંબાઈ મોટે પગલે આગળ વધે જતું હતું. ચીન સાથેના વેપારની તેમજ ઇગ્લાંડમાં પેઢી ઉઘાડી આ જાતના વેપારની શરૂઆત આપણા સાહસિક પારસી ભાઈઓએ કરી દીધી હતી. આ વેપાર કેટલો વધ્યો હતો તેનો ખ્યાલ નીચેની બીનાથી આવી શકે તેમ છે. જકાતના દરમાં કોઈ પણ જાતનો વધારો કર્યા સિવાય મુંબાઈની જકાતી ઉપજ બમણી થઈ ગઈ હતી! વેપારધંધામાં સફળતા લાવનાર સાધનો રેલ્વે, તાર, વગેરેની શરૂઆત થઈ હતી. ચોતરફની આ પ્રગતિમાં પ્રેમચંદશેઠના વેપારની પણ ખૂબ પ્રગતિ થઈ. એક ઝરણું જ્યારે પહાડમાંથી નીકળે છે ત્યારે તે ઘણુંજ નાનું હોય છે પણ સમુદ્ર સુધી પહોંચતાં પહોંચતાંમાં તો તે ઘણુંજ મહાન સ્વરુપ પકડે છે. આજ પ્રમાણે શેઠ પ્રેમચંદના હુંડીઆમણ અને દલાલીના ધંધાને પણ થયું. જેમ જેમ ધંધો આગળ વધતો ગયો તેમ તેમ તેણે વિસ્તૃત સ્વરુપ ધારણ કર્યું. જે સમયે શેઠનો સિતારો ચઢવા માંડયો હતો

તે સમયે એટલે ઇ. સ. ૧૮૫૯ માં રૂની ૪૯૦,૦૦૦ ગાંસડીઓ યુરોપ ચડતી. ઇ. સ. ૧૮૬૪ માં યુરોપ ચડતી ગાંસડીઓની સંખ્યા ૧૧૮૭૦૦૦ થઈ હતી ! અમેરિકાના આંતર્ વિગ્રહને લીધે, લેંકેશાયરમાં રૂની ઘણીજ તાણ પડવા લાગી. આ તકનો લાભ શેઠ પ્રેમચંદે ખૂબ લીધો. રૂના વેપાર તરફ ઘણા વેપારીઓનું ધ્યાન ખેંચાયું. શેઠના સ્વભાવને અનુકૂળ સમય આવતાં તેમણે રૂના તેમજ તેને અંગે બેંકોના શેરના ધંધામાં ઝંપ-લાવ્યું. **साहसे श्रीः प्रतिवसति** એ સૂત્રમાં પોતે માનનાર હોઈ તેમણે ધંધામાં ખૂબ વધારો કર્યો. રૂ મેળવવા ગુજરાત ને કાઠિઆવાડમાં એજન્સિઓ સ્થાપી. જેમ જેમ નફો મળતો ગયો તેમ તેમ મોટા પ્રમાણમાં તેમણે વેપાર ખેડવા માંડયો; એટલામાં વળી બીજી એક સુંદર તક શેઠને મળી. મેસર્સ રીચી સ્ટુઅર્ટની કંપનીએ તેમને પોતાની કંપનીની આડત આપી. તે વખતના રિવાજ પ્રમાણે શેઠ પ્રેમચંદ એક જાતના જામીન બન્યા. ઉપરની કંપની રૂ ઉપર જે પૈસા આગળથી આપે તેમાં જો ખોટ જાય તો તે ભરપાઈ કરવાની જોખમદારી શેઠને માથે આવી. મુંબઈના દરેક નાના મોટા વેપારીઓના અંગત પરિચયને લીધે શેઠ પ્રેમચંદ રીચી કંપનીને કોને કેટલું ધીરવું તેની સલાહ આપતા અને કંપની તે ઉપર પૈસા ધીરતી. આમ મુંબઈના નાણાબજારમાં શેઠનું સ્થાન અગત્યનું થઈ પડ્યું. લડાઈ ચાલુ રહી, રૂની માગ વધી, અને મુંબઈ તરફ લેંકેશાયર-માંથી સોનારૂપાની નદીઓ વહેવા લાગી. મોટા વેપારીઓને કમાતા જોઈ નાના વેપારીઓ પણ રૂના વેપારમાં પડ્યા. ધીરે ધીરે ગુજરાત, કાઠિઆવાડના વેપારીઓ પણ તેમાં ઘસડાયા, અને પોતપોતાની શક્તિ મુજબ રૂ ચડાવવાનો ધંધો કરવા લાગ્યા. લોકો તળાઈઓ ને ગોદડાં ફાડી રૂ એકઠું કરી વેચવા લાગ્યા ને પૈસા કમાવા લાગ્યા. લેંકેશાયરમાંથી આવતા સોનારૂપામાંથી સર્વને ભાગ મળવા લાગ્યો. કહે છે કે ગુજરાત-નાં ગામડાંના ખેડુતો ગાડાંના પૈડાંને રૂપાના પટાઓથી શણગારવા લાગ્યા! આ સમયે પ્રેમચંદ શેઠે અનેક માણસો ને સંસ્થાઓ જોડે ભાગીદારીમાં તેમજ સ્વતંત્ર રીતે વેપાર ખેડયો ને અઢળક ધન સંપાદન કર્યું લક્ષ્મીની આ ઉછળતી છોળોનો લાભ લઈ અનેક નવી બેંકો નીકળવા લાગી. અનેક નવી યોજનાઓ પાર પાડવા મંડળીઓ સ્થપાઈ. આ બધી સંસ્થાના શેરોના વેપારમાં શેઠે ઝંપલાવ્યું. આમ એક તરફથી રૂના વેપારમાં અઢળક નફો થયો પણ બીજી તરફથી એ બધો નફો નવી નવી ફુટકળ કંપનીઓના શેરો ખરીદવામાં ખરચાયો. એશિઆટિક બેન્કિંગ કોરપોરેશન અસ્તિત્વમાં

આવી. શેઠ તેના દલાલ નીમાયા. પચાસ લાખની થાપણથી બેંક શરૂ કરી. માત્ર એકજ વર્ષમાં થાપણુ બેવડી કરી ! આ ઉછાળાના સમયમાં લગભગ ૯૦ કંપની સ્થપાઈ. બધીના શેરોના સટ્ટા ઉપડયા અને રૂનો બધો નફો આ શેરોમાં ઘસડાઇ ગયો, અને જ્યારે ભાવ બેઠો ત્યારે નફો બાદ જતાં ઉપરથી ખોટ આવી. આ બધી ઉથલપાથલમાં જો કોઈ વ્યકિત સર્વને ઉપયોગી થઈ પડી હોય તો તે શેઠ પ્રેમચંદ હતા. દરેક સંસ્થાના સંચાલકને તેના શેર ભરાવવા, તેના ભાવ બોલાવવા, તેનો કારભાર કરવા, શેઠ પ્રેમચંદની ગરજ પડતી. એમનીજ મદદથી જુની તેમજ નવી બધી સંસ્થાઓના શેરોના ભાવ બોલાયા આ બધાં પાછળ બુદ્ધિબળ શેઠ પ્રેમચંદનુંજ હતું. એમની જ કુશળતાથી એક બે કંપનીના (રૂ. ૫૦૦૦) ના શેરના ભાવ રૂ. ૫૦૦૦૦) બોલાયા.

સમય પલટાયો. લડાઈ પતી. ભાવ ગગડયા ને લોકોને કરોડોની ખોટ ગઈ, પણ એમાં જનતાની લોભવૃત્તિનો જેટલો દોષ હતો તેટલો શેઠ પ્રેમચંદનો ન હતો.

શેઠ પ્રેમચંદની સફળતા ને મહત્તાની ચાવી તેમનું સંયમી જીવન હતું. સાદાઈ, સુજનતા ને દયાવૃત્તિ એ એમના જીવનના આગળ પડતા ગુણો હતા. એમની સાદાઈથી અને એમની સર્વ સાથે મિઠાશથી વાતચીત કરવાની ટેવથી, પ્રથમ પરિચયે તો તેઓ ઘણીવાર એક સામાન્ય માણુસ જણાતા. ખોટા શિષ્ટાચાર ને દંભ તેમના જીવનમાં પેસવા પામ્યાં ન હતાં. સંપત્તિના શિખરે કે વિપત્તિના ગર્તમાં તેમના જીવનની સાદાઈ એકસરખી જળવાઈ રહી હતી. આટલા ટુંકા સમયમાં ભાગ્યેજ બીજા કોઈને પ્રાપ્ત થઈ હોય એટલી સંપત્તિ, સત્તા ને કીર્તિ પ્રાપ્ત થયાં છતાં પણ અભિમાન કે ઉદ્ધતાઈએ એમનામાં કદી દેખા દીધી ન હતી. આવા અંગત ગુણોને લીધેજ આપત્તિના સમયમાં પણ તેમને સાથ આપનાર ઘણા મિત્રો નીકળ્યા. શેઠ પ્રેમચંદની નિરભિમાન વૃત્તિ એટલે સુધી પહોંચી હતી કે રૂપીઆ ચાલીસ લાખ જેટલી રકમોની સખાવતો કર્યા છતાં કોઈ સ્થળે પોતાનું નામ રાખવાનો શેઠે આગ્રહ કર્યો નથી. આ સખાવતો માટેના તેમના પત્રવ્યવહાર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે તેમની સખાવતો પાછળ નામ અમર કરવાની લાલસા કે માન, ચાંદ મેળવવાની ભાવના ન હતી. માતૃવત્સલ આ પુત્રે એકજ જગાએ માતાનું નામ જોડવાનો આગ્રહ કરી પોતાના સિદ્ધાંતમાં અપવાદ આવવા દીધો છે. મુંબઈ યુનિવર્સિટીને બે

લાખની સખાવત કરતાં મુંબઈ શહેરને શણગારરૂપ બને તેવા ઘડિઆળ-વાળો મિનારો બંધાવી તેની સાથે માતા રાજબાઈનું નામ જોડવાનું તેમણે કહ્યું હતું. બીજા બે લાખ રૂપીઆ પુસ્તકાલય માટે એમને એમ આપે છે. શિષ્યવૃત્તિઓ સ્થાપવા બે લાખ કલકત્તા યુનિવર્સિટીને આપે છે. આ ઉપરાંત અમદાવાદમાં ગુજરાત વર્નાકયુલર કૉલેજ માટે જમીન ખરીદવા નવ હજાર ને મકાન માટે રૂ. વીસ હજાર આપે છે. સુરતમાં કન્યાશાળા માટે રૂ. દસ હજાર, માહીમમાં અનાથાશ્રમ માટે રૂ. સાઠ હજાર અને એવી બીજી અનેક સંસ્થાઓ માટે હજારોનું દાન કરવાના પત્રવ્યવહારમાં કોઈ પણ સ્થળે નામ અમર કરવાની ભાવના શેઠ દેખાડતા નથી. એમના આત્માની દાનવૃત્તિજ આ સત્ કાર્યોનું પ્રેરક બળ બની છે.

શેઠની અદતીની બીજી એક ચાવી પણ હતી. પ્રથમ જણાવ્યા પ્રમાણે **સાહસે શ્રીઃ** પ્રતિવસતિ એ શેઠનું જીવનસૂત્ર હતું. સાહસ કરવું ને બુદ્ધિપૂર્વક સદ્યત્ન કરવો એ દૃષ્ટિ આપણે એમના જીવનમાં દિન-પ્રતિદિન જોઈએ છીએ. કોઈ પણ કાર્ય મુલતવી રાખવું તેમને પસંદ ન હતું. તકની રાહ જોવી ને તક પ્રાપ્ત થતાં તેનો બને તેટલો લાભ લેવો એ એમનો સિદ્ધાંત હતો. પ્રાપ્ત થએલો સુયોગ કદી પણ એમણે એળે જવા દીધો નથી. તક ગુમાવી રડવા બેસનારના જેવું એમનું જીવન ન હતું, પણ તક સાધી સફળતા મેળવનાર પુરુષસિંહ જેવું તેમનું જીવન હતું. અમેરિકાના વિગ્રહે મુંબઈની બજારોને સોને ભરી દીધી. આ તક તો બધાને મળી પણ એ તકનો લાભ લેતા એમનેજ આવડયો, બીજાને નહિ; આ એમની કુનેહ. અત્યારે પણ એ મહાન વ્યક્તિના પુત્ર સર કીકાભાઈ પ્રેમચંદ વેપારી આલમમાં એક બાહોશ વ્યક્તિ તરીકે પ્રસિદ્ધ છે, અને સરકારે તેમને 'સર' નો ઇલ્કાબ આપી તેમની કીમત આંકી છે.

દાનવીર શેઠ પ્રેમચંદ રાયચંદનું આ ટુંક જીવનવૃત્તાંત આપણ સૌને એક ઉત્તમ દાખલો આપે છે. દરેક માણસના જીવનમાં એવો સમય એક વખત આવે છે કે જે વખતે તે તે સમયનો સદ્ઉપયોગ કરી, જન-સમાજના હિતનાં અનેક કાર્યો કરી શકે છે, અને એ પ્રમાણે પોતાના વ્યક્તિત્વનો પ્રભાવ સીધી વા આડકતરી રીતે સમાજમાં પાડી તેને આગળ ધપાવે છે. પાશ્ચાત્ય પ્રજાઓમાં પણ આવાં જ્વલંત ઉદાહરણો અનેક મળી આવે છે. અમેરિકાના સુવિખ્યાત દાનવીર રોકફેલરની દાનવૃત્તિ જગપ્રસિદ્ધ છે અને એ વૃત્તિએ એકલા અમેરિકાને નહિ પણ સમસ્ત જગતને શુભ માર્ગોનું આલેખન કરી આપ્યું છે, અને એ માર્ગે અત્યારે જગતના

લાભાર્થે ઘણી વ્યક્તિઓ વિચરી રહી છે, જેથી ભવિષ્યની પ્રજાઓ પણ આગળ સંસ્કૃતિ ધપાવે જશે.

આપણી સંસ્થાના જીવનસંચારક તરીકે આ દાનવીર પુરુષની છબી ખુલ્લી મૂકવા માટે ફરીથી રા. બા. જમિયેતરામભાઈના ચીરંજીવી રા. બા. બી. જે. જી. શાસ્ત્રીજીએ પોતે આ પ્રસંગે પ્રમુખપદ સ્વીકારી ટ્રે. કો. ની પ્રગતિમાં અનેરૂં પ્રોત્સાહન આપ્યું છે. તે માટે સંસ્થા તરફથી તેમનો ઉપકાર માનું છું અને અત્રેના શેઠ મોહનલાલ હેમચંદ ભાઈએ છબી માટે ખર્ચ કરી તેજ છબીને આ સંસ્થામાં ખુલ્લી મૂકવાની પ્રેરણા આપવા બદલ તેમનો પણ ઉપકાર માનું છું. ઈશ્વર એ સર્વ સજ્જનોનું કલ્યાણ કરે એટલું ઇચ્છી શે૦ શ્રી. ની છબી ખુલ્લી મૂકવા રા. બા. બી. જે. જી. શાસ્ત્રીજીને હું વિજ્ઞપ્તિ કરૂં છું. તા ૨૧-૬-૩૭

---

## શિશુશિક્ષણશાળા

(ગતાંક પૃષ્ઠ ૨૦૨થી ચાલુ)

(૫) આત્મપ્રભાવની સહજવૃત્તિ અને ફુલાવાની લાગણીઃ—

આ જાતની સહજવૃત્તિ મોટે ભાગે પ્રાણીઓમાં અને બાળકોમાં જોવામાં આવે છે. પક્ષીઓમાં મયુર એ સૌથી સરસ ઉદાહરણ છે, પણ પાસે ઘર આગળનો દાખલો જોઈએ તો મરઘીઓની વચ્ચે કૂકડાનો દાખલો પણ એવોજ છે.

આ એક જાતની સમૂહગત કે સામાજિક વૃત્તિ છે, અને તે બીજી વ્યક્તિઓ આગળ પોતાની જાતને ચઢિઆતી બતાવવાની ઇચ્છા ઉપર બંધાએલી છે.

નાનું બાળક જ્યારે નવું ઝભલું પહેરતું હોય અથવા તો નવો પોશાક પહેરતું હોય અથવા તો નવા જોડા પણ પહેરતું હોય તે વખતે તેનામાં કંઈક શેખી અથવા ચાળા આવી જાય છે અને તે વખતે તેવી વૃત્તિ સ્પષ્ટ જણાઈ આવે છે. વળી બાળક પોતે શું શું કરી શકે તેમ છે, કેટલું કૂદી શકે તેમ છે, તે કેવી સરસ રીતે હોડી હંકારી લઈ જઈ શકે છે તે બતાવવા જ્યારે તે ઇંતેજાર બને છે ત્યારે ત્યારે પણ એવી વૃત્તિ પ્રદર્શિત થાય છે.

બાળકનો જન્મ થાય છે ત્યારે તેની પોતાની બધી જરૂરિઆતોને માટે તેને બીજા ઉપર આધાર રાખવો પડે છે. આ લાચાર અને પરા-

ધીનપણાંની લાગણી એ તેના બચપણના સમયમાં વધારેમાં વધારે પ્રબળ લાગણીયુક્ત અનુભવરૂપે છે. જેમ જેમ તે મોટો થતો જાય છે અને જો તેની સમાજભાવના પ્રગટ થઈ હોય છે, અને જો તેની ભાવનાથી તેનામાં પ્રેમ અને માનની લાગણી ઉત્પન્ન થઈ હોય છે તો સમાજની સંમતિ મેળવવા તે પ્રયત્ન કરે છે અને ડાહ્યા કેળવણીકારો તેનો આ પ્રયાસ જે એક ઉચ્ચાલનકેન્દ્ર રૂપ છે તેનો ઉપયોગ કરી તેનામાં સત્ય અને બીજાઓ પ્રત્યે સહૃદયી માનની લાગણી ઉત્પન્ન કરે છે.

જો કોઈ પણ કારણસર બાળકને પોતાની કોઈપણ પ્રવૃત્તિને અંગે સામાજિક દૃષ્ટિએ સંમતિ અને અનુમતિ ન મળે તો આત્મપ્રભાવની જરૂરિઆત તેને માટે એવી ઉત્પન્ન થાય છે કે સામાજિક નિયમોથી વિરુદ્ધ જઈને પણ પોતાનું વ્યક્તિત્વ પ્રગટ કરવા કે ઠોકી બેસાડવાની રીતો તે અખત્યાર કરશે અને તેનું પરિણામ તપાસશે. આ પ્રમાણે જો એક બાળક માંદું રહ્યા કરતું હોય અને તેને માટે તેને ખાસ છૂટ અથવા અમુક હકો આપવામાં આવ્યા હોય તો જ્યારે તેને એમ માલમ પડે કે સાજા થઈ જવાય ત્યારે તો તેવા હક પાછા લઈ લેવામાં આવે છે, ત્યારે તે ફરીથી તે હકો મેળવવા માટે માદા પડવાનો ઢોંગ કરે છે. જો મહત્ત્વાકાંક્ષી બાળક ચાલતી આવતી પ્રથા પ્રમાણે વર્તે અને તેમ કરતાં તે ઘરમા કે શાળામાં સંપૂર્ણ રીતે ફતેહ મેળવી ન શકે તો સ્થાપિત સત્તાનો અનાદર કરીને સઘળાનું ધ્યાન પોતા તરફ ખેંચાય તેવી રીત અખત્યાર કરે છે, અને એ પ્રમાણે રસનું કેન્દ્ર બને છે. તેના અયોગ્ય વર્તન સંબંધી વર્ગ સમક્ષ જ્યારે વિવેચન કરવામાં આવે અથવા તો જો તે ધારે તો કેવું સરસ કામ કરી શકે તેમ છે એમ તેને જણાવવામાં આવે ત્યારે આવા પ્રકારનું બાળક કેટલું બધું ખુશ થઈ જાય છે? આવી આવી બાબતોમાં તોફાની વૃત્તિ એ એક જાતનું બુદ્ધિપ્રાબલ્ય અને સાહસના ગુણો માટેની કીર્તિ મેળવવાનું સૌથી વધારે સરળ સાધન છે.

વળી જે બાળકમાં આત્મપ્રભાવની સહજ વૃત્તિ પ્રબળ હોય છે તે જો આવા તોફાની બાળકને આગળ પડતું જુએ, એટલે કે તેને જો એમ માલમ પડે કે તોફાની બાળક બધી વ્યક્તિઓનું પોતાના તરફ તેના કરતાં વધારે ધ્યાન આકર્ષી શકે છે તો એ પણ પોતા તરફ બધાનું ધ્યાન ખેંચાય તેટલા માટે સમાજબંધનથી વિરુદ્ધ જઈ અમુક પ્રકારનું વર્તન ધારણ કરશે.

આવી જાતની આગ્રહી વૃત્તિ એકદમ અને સખતાઈથી બહુ દબાવી દેવી જોઈએ નહિ; કારણકે એ વધારે સારા પ્રયત્નના એક કારણરૂપ પણ છે અને બાળક પોતાના પ્રયત્નો ધારેલી દિશામાં યોગ્ય રીતે આદરી શકે એ અર્થે તે વૃત્તિને ઉપયોગમાં લેવી જોઈએ. આ વૃત્તિ જ્યારે સમાજની બીજી વ્યક્તિઓની પ્રગતિની આડે આવે ત્યારેજ તેને અંકુશિત કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે, અને એવે વખતે તેનું નિયમન પણ કરવું જોઈએ.

અપૂર્ણ

## આપણી શાળાઓ અને શિક્ષકો

(ગતાંક પૃષ્ઠ ૨૦૮ થી ચાલુ)

**યુવાનોની યોગ્ય તાલીમ**

આપણે કેળવણીમાં ધંધાદારીનું કે ઉદ્યોગનું તત્ત્વ દાખલ કરીએ, તેથી યુવાનો શ્રમપૂર્ણ જીવનનો મોભો સમજે અને તેઓ કારકુની સિવાયના બીજા ધંધે વળગે. પણ તેથી ઘણાને રોજગાર નહિ મળે. ખરી વાત એ છે કે કેળવણીને એવી દિશામાં વાળવાની છે કે તેથી નિશાળ છોડયા પછી મનુષ્યને પાઠય પુસ્તકોમાં આપેલા જ્ઞાન ઉપરાંત બીજું જ્ઞાન મેળવવાની ઇચ્છા થાય, તેની અવલોકનશક્તિ બરાબર ખીલેલી હોય, તે સ્વાશ્રયી હોય, પોતાનો માર્ગ પોતાની મેળે શોધી શકે તેમ હોય, નવરાશના વખત માટે પોતાને આનંદ પડે તેવાં તથા શુદ્ધ માનસિક વિકાસ સાધે તેવાં મનગમતાં એક બે કાર્ય (hobbies) તેને આવડતાં હોય. તેને એક બે રમત આવડતી હોવી જોઈએ. રમતને તે પોતાની ફરજ સમજતો હોવો જોઇએ, જેથી તેનામાં સહકારની ભાવના, સામાજિક કલ્યાણ અને સેવાની ભાવના આવે, અને પદ્ધતિસરની શારીરિક તાલીમને પરિણામે તેનું શરીર સુદૃઢ બને. આ રીતે તાલીમ પામેલા માણસો પોતાને માટે કામ મેળવવાની તક શોધી કાઢશે અને વર્ષો સુધી બેકાર અને નાલાયક હોવાનાં કલંક દૂર રાખશે.

હવે ગૃહસ્થો, હું તમને પૂછું છું કે આપણી નિશાળો આવા યુવાનો ઉપજાવે છે ? શિક્ષકો પોતે આવા જુવાન તરીકે નિશાળોમાંથી નીકળેલા છે ? જવાબ ચોકખો છે—ના. નવથી પંદર વર્ષની વયમાં, વિદ્યાર્થી બાળપણથી મોટપણમાં આવે છે તે વખતે શરીર ઘણી ઝડપથી વધે

છે અને નવી નવી શક્તિઓ ખીલે છે તે વખતે આ શક્તિઓને કેળવણીની સેવામાં દોરવા અને ઉપયોગી બનાવવા આપણી પ્રાથમિક અને માધ્યમિક નિશાળોમાં કંઈજ કરવામાં આવતું નથી. દિલગીરીની વાત છે કે ચારિત્ર્ય, વર્તન અને સામાજિક ટેવોની બાબતો, રચનાત્મક ક્રિયાઓ અને શરીરનિયમન એ બાલવિકાસની બાબતો ઉપર લક્ષ આપવામાં આવતું નથી. આ નિશાળો માત્ર ચાલતી આવેલી પ્રથા પ્રમાણે રીતસરના અભ્યાસક્રમના વિષયો શીખવવામાં ધ્યાન આપે છે અને તે પણ પુરા દિલથી નહિ.

**કેટલીક સૂચનાઓ. સ્વશિક્ષણ, પુસ્તકો વાંચવાની ટેવ પાડો.**

એટલે ભૂલ તાલીમની પદ્ધતિમાં છે. હું થોડા દાખલા આપીશ. આપણી નિશાળો જુવાનોમાં સારા ગ્રંથો માટે પ્રેમ ઉપજાવે છે ? નિશાળોમાં અને પાઠશાળામાં વાચનાલયની સગવડો છતાં થોડાજ જુવાનોમાં વાચનનો એવો પ્રેમ પ્રગટે છે કે જે પ્રેમથી પ્રેરાઈ તેઓ આખી જિંદગી નવાં પુસ્તકો શોધી વાંચવાનું વ્યસન સેવે ? એટલે ખરી રીતે કેળવણીના બધા સમયમાં આપણા જુવાન પાઠ્યપુસ્તકોને વળગી રહે છે. એ પુસ્તકો તે ગોખે છે અને તેની બહાર તે જોતા નથી. પરિણામ એ આવે છે કે તેને પુસ્તકનો અણગમો થાય છે અને પરીક્ષા પૂરી થતાં પુસ્તકો ફુણે નાખે છે અને તે તરફ નજર સરખી કરતો નથી. આ અણગમો બીજાં પુસ્તકો તરફ પણ થાય છે અને તે ભાગ્યેજ પોતાના જીવનમાં બીજાં પુસ્તક વાંચે છે. એમ તે સ્વપ્રયાસની કેળવણીની તકો ગુમાવે છે. સ્વપ્રયાસથી મળતી કેળવણીથી તે પ્રગતિશીલ રહી શકે. શાળા કે પાઠશાળાનો સમય મર્યાદિત હોય છે અને તે પોતાને ગમતા એક કે બે વિષયનું ઉપયોગી જ્ઞાન મેળવવા પૂરતો નથી; બહુ થાય તો વધારે જ્ઞાન મેળવવાની શક્તિ મળે, પણ જ્ઞાન તો પુસ્તકોમાંથી એકઠું કરવું જોઈએ. આપણા વિદ્યાર્થીઓ વાચનાલયમાં જાય અને બહારનાં પુસ્તકો વાંચે, વાચનનો રસ કેળવે એ ઘણું જરૂરનું છે; તે માટે આપણી નિશાળોમાં અવ્યવસ્થિત બહારનું વાચન થાય છે તે નહિ ચાલે. ખરાબ ટેવ ઝટ પડે છે, સારી ટેવ પાડવી મુશ્કેલ છે એ સત્ય છે; એટલે શિક્ષકોએ વિદ્યાર્થીઓને વાચનપ્રેમી બનાવવા ખાસ પ્રયાસ કરવો જોઈએ અને નિશાળમાં થોડાં પુસ્તક પુરાં પાડી તથા થોડાં માસિકો પુરાં પાડી તેમણે સંતોષ માનવો ન જોઈએ.

મુંબઈ યુનિવર્સિટિના નવા મેટ્રિક્યુલેશનના અભ્યાસક્રમમાં એક સારી બાબત છે તે તરફ થોડાનું લક્ષ ગયું છે. અભ્યાસસમિતિએ નક્કી કરેલાં સંપૂર્ણ ટીકાવાળાં સાહિત્યગ્રન્થોને બદલે વિદ્યાર્થીઓને સાહિત્યના અમુક વિસ્તારના ક્ષેત્રમાં આપેલાં પુસ્તકો વાંચવાનું કહેવામાં આવે છે. દરેક શિક્ષક પોતાના વર્ગ માટે વાંચવા અમુક પુસ્તક કે પુસ્તકો પસંદ કરે છે. આ ગોઠવણથી શિક્ષક પોતાના વિદ્યાર્થીઓને કયાં પુસ્તક ગમે છે તે જોઈ તે પ્રમાણે પસંદગી કરી શકે છે. આ રીતે વિદ્યાર્થીઓને નિશાળમાં પુસ્તક તરફ જે અણગમો થાય છે તેનો કંઈક અંશે પ્રતિકાર થશે.

ખરી વાત તો એવી છે કે આપણી નિશાળો વિદ્યાર્થીઓમાં પુસ્તકો તરફ પ્રેમ ઉપજાવી શકતી નથી. વાચનથી આનંદ મળે છે, એની તેમને ખબર નથી. શિક્ષક પોતાને સ્વયં સંપૂર્ણ માની વિષયની પૂર્તિ માટે અન્ય પુસ્તકો અવલોકવા બાળકોને પ્રેરતા નથી, તેથી માર્ગદર્શનને અભાવે બાળકો ખરાબ ચોપડીઓ ખરીદે છે ને તેમને સરવાળે કંટાળો આવે છે. શિષ્ટ ગ્રંથોદ્વારા પોતાની મેળે મેળવેલા જ્ઞાનને પચાવવા વિદ્યાર્થીને તૈયાર કરવો એ શિક્ષકનું કાર્ય છે. આનંદ માટે કે જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે ચોપડીઓ વાંચવાની ટેવ પાડવી એ હેતુ તરફ તેણે લક્ષ આપવું જોઈએ.

ગરીબ દેશમાં દરેક વિદ્યાર્થી પોતાના વાચન માટે પુસ્તકો ખરીદી ન શકે, તેમ છતાં તેઓ આવાં પુસ્તકો મેળવી શકે તેના રસ્તા છે. એવી પ્રથા બંધાઈ છે કે હેડ માસ્તરો ઇનામમાં ચોપડીઓ આપે છે અને માબાપ અને બીજા, નાનેરાઓને ઉત્તેજન આપવા ભેટ તરીકે પુસ્તકો આપે છે, પણ આવું થોડી વાર બને છે એ કમનસીબી છે. સાધારણ વિદ્યાર્થીને આવી ભેટ ભાગ્યેજ મળે છે, અને તેથી ઘણાને પોતાને જરૂરી વાચન માટે નિશાળનાં પુસ્તકાલયો ઉપર આધાર રાખવો પડે છે. પણ આ દેશમાં સારા પુસ્તકાલયની કેટલી અગત્ય ગણાય છે તે જાણવા માટે સેંકડો વિદ્યાર્થીઓની શાળાઓમાં ઠીક ગણાય તેવાં પુસ્તકાલય નથી એટલું કહેવું બસ થશે.

સારું પુસ્તકાલય હોય તો પુસ્તકો માટે વિદ્યાર્થીઓમાં પ્રેમ ઉત્પન્ન કરી વાચનની ટેવ પાડવાની બાબતમાં શિક્ષક ઘણું કરી શકે. શિક્ષકે પોતે ઘણું વાંચવું જોઈએ અને ચાલુ સમયની છેલ્લી ઘડી સુધીની માહિતી તેને હોવી જોઈએ.

ઘણીવાર અનુભવેલી એક રીત એ છે કે અઠવાડીએ કે પખવાડીએ એક કલાક શિક્ષકે પોતાના વર્ગને પુસ્તકાલયમાં કે વર્ગમાં શાંત વાચન કરાવવું; બધા એકજ પુસ્તક કે જુદાં જુદાં પુસ્તક વાંચે.

વિદ્યાર્થીનો સાહિત્યમાં સાહસ ખેડવાનો અણગમો સમજુતી અને સૂચનાથી દૂર કરવાનો છે. રોજ પોતાનું દૈનિક વાંચનાર શિક્ષક જાણે છે કે તેમાંથી મંદ પાઠને રસિક બનાવવાની વસ્તુ મળી રહે છે. તેણે તાજી માહિતી ક્યાંથી મેળવવી તે વિદ્યાર્થીઓને કહેવું અને તેમને તે પોતાની મેળે વાંચી લેવા ઉત્તેજન આપવું. કોઈ કોઈ વાર ન્યુસપેપર વાચન ઉપર પાઠ આપવો એટલે ઉપલા વર્ગમાં વર્તમાનસાર વિષે વાતચીત કરવી એ તેમને સમજપૂર્વક વર્તમાનપત્રો વાંચનાર બનાવવામાં ઉપયોગી થશે અને સમજપૂર્વક વર્તમાનપત્ર વાંચવાની આવડત એ ઘણી ઇચ્છવા યોગ્ય છે.

**અવલોકનશક્તિ કેળવો.**

બીજું, આપણા જીવનમાં અવલોકનશક્તિનો ઉપયોગ બરાબર થતો નથી. દાખલા તરીકે, આપણામાંના કેટલા આસરે બે ડઝન સામાન્ય છોડ, પક્ષી અને તારા સંબંધી જાણે છે અને તેમનું વર્ણન કરી શકે તેમ છે? ફક્ત થોડાજ એવા હશે એવીજ રીતે ઘણી નાની સંખ્યા એવી રીતે કેળવાએલી હશે કે જેઓ આપેલા અમુક મુદ્દા કે બાબતો ઉપરથી યોગ્ય નિર્ણય ઉપર આવે આ ખામીનું કારણ તેઓને જે ખોટી પદ્ધતિથી શીખવવામાં આવ્યું છે તે છે. ઘણી વખત શિક્ષણની અધોગતિ થઈ, ફક્ત પરીક્ષા માટેની ગોખણપટ્ટી, વિષયની નિષ્કંટકતા, બચ્ચાની માફક ચમચે ખવડાવવા જેવી મદદના રૂપમાં પરિણમે છે. કેવી રીતે શીખવવું તેને માટે શિક્ષક ઘણી વાર દરકાર રાખે છે, પણ તેના વિદ્યાર્થીઓ તેનું શિક્ષણ કેવી રીતે ગ્રહણ કરશે તે તરફ તે ઘણું ઓછું ધ્યાન આપે છે. શિક્ષકની શિક્ષણની નોંધ તકશાળાના નિયમ મુજબની અને મહેનતથી કાઢેલી હોય પણ તે બુદ્ધિના પ્રશ્નોના અને વિદ્યાર્થીઓની સ્વતંત્ર કૃતિના અભાવને લીધે વિદ્યાર્થીઓની સ્વતંત્ર વિચારસરણીની ખીલવણી કરે નહિ. એક દાખલો લઈએ.

**વિજ્ઞાનનું શિક્ષણ સુધારો.**

આપણી શાળાઓમાં વિજ્ઞાન કેવી રીતે શિખવાય છે તે જુઓ. તેઓની આસપાસ કોઈપણ સ્થળે વૈજ્ઞાનિક વાતાવરણ ભાગ્યેજ હોય છે. હવામાનનું માપ લેવા જુદાં જુદાં વૈજ્ઞાનિક સાધનોનો દરરોજ સતત ઉપયોગ કરવો અને તેમાંથી પ્રયોગશાળાની દીવાલ પર નકશામાં

અને વિદ્યાર્થીઓની નોંધપોથીમાં નકશા અને રેખા–આકૃતિઓ ઉત્પન્ન કરવાં સંભવિત છે. એરંડાના છોડ જેવા છોડ, અને રેશમના કીડા, મચ્છર દેડકાં જેવાં પ્રાણી રાખવાં, ઉછેરવાં અને તેમની વૃદ્ધિની જુદી જુદી દશાઓ વખતોવખત નોંધવી શકય છે. પાંદડાં, ફળ, જવલ્લે મળતા પદાર્થોના સંગ્રહ કરવા માટે વિદ્યાર્થીઓમાં રસ ઉત્પન્ન કરવો બને તેમ છે. બિલાડી, કુતરો, ઘેટું અથવા ઝાડ જેવા કુદરતી પદાર્થ વર્ગમાં લવાય કે વિદ્યાર્થીઓને તેમની પાસે લઈ જઈ શકાય. પણ આમાંનું ઘણું થોડુંજ કરવામાં આવે છે, તેનું પરિણામ એ આવ્યું છે કે આપણા વિદ્યાર્થીઓમાં કુદરતી પદાર્થના સીધા સંબંધમાં આવવાની ઊર્મિ નથી. વાજળીનું પાત્ર કે ઘંટડી બનાવવા તેઓ ભાગ્યેજ પ્રયત્ન કરે છે; અથવા મીક્રેનો જેવાં વૈજ્ઞાનિક રમકડાંમાં પણ ભાગ્યેજ રસ લે છે. તેથી કરીને આપવામાં આવેલી માહિતી નથી હોતી પુરતી કે નથી હોતી રસદાયી અને તે ઘણે ભાગે પુસ્તકીઆ અને સિદ્ધાન્તસ્વરૂપમાંજ હોય છે.

**મહેનતનું ગૌરવ શીખવો.**

આપણી શાળાઓનું બીજું કામ મહેનતનું ગૌરવ શીખવવાનું છે. આપણાં કહેવાતાં કેળવાએલાં જુવાનીઆં—છોકરા અને છોકરીઓને જાતમહેનતના કામ તરફ પ્રેમ હોય એવું દેખાતું નથી. છાત્રાલયોના છોકરાઓને તેમની દરરોજની જરૂરિઆતનાં કામ કરવા નોકરોની જરૂર પડે છે, જ્યારે તેમના વડીલો ખેતરોમાં કામ કરે છે, અને હંમેશાં માટી સાથે સંબંધ રાખે છે, તેને હાથ લગાડે છે, તેમાં ખોદકામ કરે છે અને કચરો ખસેડે છે, એકઠો કરે છે અને વેરે છે. તે કામને તેઓ ધિક્કારે છે. છોકરીઓ ઘણી વાર ગૃહિણીના સખત અને કેટલીક વખત અણગમો ઉત્પન્ન કરે તેવાં કામથી શરમાઈને દૂર ભાગે છે. દરેક જાતના કચરા અને ગંદવાડની સફાઈ કરવાની જરૂરિઆતને લીધે ગૃહિણીની ફરજોને સહેલાઈથી અધોગતિ કરનારી માનવામાં આવે છે અને કુટુંબના ભોજન પછી થાળી માંજવાના, અબોટ કરવાના, શાક સમારવાના અને કુટુંબનાં કપડાં ધોવાના કામનો અણગમો થાય છે. તે છતાં આ અધોગતિવાળા કામને કેટલી અસંખ્ય સુંદર, સંસ્કારી સન્નારીઓએ માનનીય અને ગૌરવવાળું બનાવ્યું છે! કેળવાએલા લોકો પોતાના અને પોતાના કુટુંબના જીવનનિર્વાહ અને સગવડને માટે જરૂરી બધા પ્રકારનાં કામ કરવાને શક્તિમાન હોવા જોઈએ. આ કારણથી પ્રગતિશાળી શાળા-

ઓએ ગૃહસેવા, કળા, અને બાગકામ ઉપર યોગ્ય ધ્યાન આપવું જોઈએ. છોકરા અને છોકરીઓના ચારિત્ર્યના ઘડતર માટે શાક, ફળ અને ફૂલ ઉત્પન્ન કરી જમીનમાં ખરેખાત કામ કરવું એ ઘણું અગત્યનું છે.

જો હિંદુસ્તાનના બધા કેળવાએલા લોકો જાતમહેનતને નહિ ધિક્કારતાં અને જાતમહેનતનું કામ કરનારને ઉતારી નહિ પાડતાં તે જાતે કરીને અને તેની કાર્યસાધકતા વધારીને તેને માન આપતાં શાળાઓમાંથી શીખે તો એક મહાન કાર્ય થાય. જો ગૌરવથી અને ચોકસાઈથી કરવામાં આવે તો જાતમહેનતનું કામ શાપ નહિ પણ આશીર્વાદ છે.

**માતૃભાષાના યોગ્ય શિક્ષણથી સ્પષ્ટવિચારને ઉત્તેજન આપો.**

આપણું માતૃભાષાનું શિક્ષણ પણ ખામીવાળું છે. ડૉ. બૅસ્ટ કહે છે તે પ્રમાણે "ભાષા (એટલે માતૃભાષા) ફક્ત વિચારોનું પ્રકટીકરણ, કે આપણા વિચારો બીજા માણસો પાસે લઈ જવાનું માત્ર વાહન નથી. જેનાથી આપણું જીવન બન્યું છે તે પદાર્થ તે છે. ફક્ત બુદ્ધિજ નહિ પણ ચારિત્ર્યને સ્વરૂપ આપતાં ઘડતર કરતી બધી અસરોમાં તે સૌથી અગત્યની છે. તેનું ખામીવાળું શિક્ષણ ખુદ મનના મૂળમાં વ્યાધિ ઉત્પન્ન કરે છે. વ્યક્તિ અને પ્રજાના સમગ્ર આધ્યાત્મિક તંત્રને છિન્નભિન્ન કરી નાખે છે. ભાષાને લગતા ઊણપને લીધે હિંદુસ્તાનનો જુવાન બુદ્ધિ અને લાગણીની ખીલવણીમાં પાછે પડ્યો છે. તેના મનની આ અફસોસકારક સ્થિતિનું કારણ આપણી શાળાઓમાં માતૃભાષાનું ખરાબ શિક્ષણ છે."

ઘણે ભાગે આ ખરૂં છે. માતૃભાષાનાં વાચન, વ્યાકરણ અને નિબંધ સાધારણ રીતે કાચાં હોય છે. જો પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં આ યોગ્ય રીતે શીખવવામાં આવે તો અંગ્રેજી શીખવવામાં તે ઘણાં મદદગાર થાય. માતૃભાષાના નિબંધ ઉપર આપણે ઘણું વજન આપવું જોઈએ, અને તે છતાં તેના તરફ દીલગીરીભરેલી બેદરકારી બતાવવામાં આવે છે. પ્રાથમિક શાળામાં વિદ્યાર્થી ભાગ્યેજ મૌલિક નિબંધ લખે છે. માત્ર શિક્ષકે ઘણે ભાગે લખાવેલા એવા બારેક મનોથલો વિદ્યાર્થી લખે છે. માધ્યમિક શાળાઓમાં પણ આ વિષય ગંભીરાઈથી લેવાતો નથી. નિબંધના વિષયની પસંદગીમાં અને ખીલવણીમાં જો વિદ્યાર્થીઓનો સહકાર લેવામાં આવતો હોય તો વિદ્યાર્થીઓને સ્વતંત્ર રીતે અને સંબંધપૂર્વક વિચાર કરવાની અને પોતાના વિચારોને યોગ્ય રૂપમાં પ્રકટ કરવાની તાલીમ મળશે.

**અને અંગ્રેજીના શિક્ષણથી પણ**

તેવીજ રીતે અંગ્રેજીના શિક્ષણની સંભાળપૂર્વક વ્યવસ્થા કરવાની જરૂર છે. **સામાન્ય યોજના** એટલે કે પાઠ્ય પુસ્તકોની પસંદગી, વર્ગનાં પુસ્તકાલયો, બીજા વિષયો સાથે સંબંધ જોડવો, ચર્ચા, શાળાનું પત્ર, રમતો વગેરે અને **વિગતવાર યોજના** એટલે કે પાઠ્ય-પુસ્તકનો કેટલો ભાગ વિદ્યાર્થીએ ઘેર વાચવો જોઇએ અને કેટલો ભાગ નિબંધ માટે વાપરવો જોઈએ, મોઢેથી બોલવાના કામ તરીકે, શાન્ત વાચન માટે, વ્યાકરણ માટે, જોડણી માટે, યોગ્ય શબ્દો અને શબ્દસમૂહોના ઉપયોગ માટે વાપરવો વગેરે. આ રીતનું ભાષાશિક્ષણ સ્પષ્ટ વિચાર તરફ દોરશે.

અપૂર્ણ

---

# રાજકોટમાં શિક્ષણસપ્તાહ

## સંક્ષિપ્ત હેવાલ

વર્તમાન શિક્ષણમાં નૂતન ચેતના રેડવાના આશયથી રાજકોટ મુકામે તા. ૨ જી શુક્રવારના રોજથી તા. ૮ મી એપ્રિલ ગુરુવાર સુધી **હંટર ટ્રેનિંગ કોલેજ એસોસિએશનના** આશ્રય નીચે યોજાએલું શિક્ષણસપ્તાહ દરેક રીતે અભિનંદનીય હતું. રાજકોટ સ્ટેટની મદદથી બે હજાર માણસો સમાઇ શકે એવો વિશાળ સામીઆનો ખડો કરવામાં આવ્યો હતો, તેમાં સપ્તાહના કાર્યક્રમને અનુરૂપ બોધપ્રદ વાક્યો તથા ફોટાઓ તથા શાળાના ખાસ વાવટાઓ નીતિવાક્યો સમેત ટાંગી અલંકૃત કરવામાં આવ્યો હતો. પ્રવેશદ્વાર ઉપર સુવર્ણાક્ષરે શોભી રહેલું એસોસિએશનનું શિક્ષણસપ્તાહ સૂચક બોર્ડ સમારંભનું પિછાન કરાવતું હતું. ભાવનગર, જામનગર, મોરબી, ધ્રાંગધ્રા, પોરબંદર, વાંકાનેર, જુનાગઢ, રાજકોટ સ્ટેટ વગેરે રાજ્યોના કેળવણી-અધિકારી તથા ઇન્સ્પેકટરોએ હાજરી આપી હતી. તા. ૨—૪—૩૭ ચાર વાગે ના. એ. જી. જી. પધારતાં બેન્ડના સુંદર સરોદથી આવકાર અપાયા બાદ, સ્કાઉટની સલામી આપવામાં આવી હતી. મંડપમાં કેળવણીનિષ્ણાતો વકીલો, ગૃહસ્થો અમલદારો, શિક્ષકો અને પ્રેક્ષકોથી ચિકાર મેદની જામી હતી. સંમેલનમાં ગુજરાતના સાક્ષરોએ હાજરી આપી પ્રસંગની મહત્તા વધારી હતી.

શરૂઆતમાં બાર્ટન ટ્રે. કૉ. ની પ્રેક્ટિસિંગ સ્કૂલની વિદ્યાર્થીનીઓએ સ્વાગત ગીત ગાયા પછી પ્રિન્સિપાલ-એસોસિએશનના પ્રમુખશ્રી કકૈયાએ સ્વાગત વ્યાખ્યાન વાંચ્યું હતું. તત્પશ્ચાત્ રા. બા. બી. જે. જી. શાસ્ત્રી, એમ. એ. એસ. ટી. સી. ડી કે જેઓ ખાસ શ્રમ વેઠી અમદાવાદથી આવ્યા હતા તેમણે ઘણુંમનનીયને પ્રેરકભાવવાળું ઉદ્દઘાટન વ્યાખ્યાન * વાંચ્યું હતું, જેમાં કેળવણી સમાજનો ખરો અર્થ, શિક્ષણનું શાસ્ત્ર ને કળા, યુવાનોની યોગ્ય તાલીમ વગેરે વિષયોપર શ્રીસુવટભર્યા મૌલિક વિચારો દર્શાવી શિક્ષણના વિષયપર અચ્છો પ્રકાશ પાડી સારી અસર કરી હતી.

સેજીમ સાથે રાસનો મનોરંજક કાર્યક્રમ ખતમ થયા પછી ના. એ. જી. જી. એ અંગ્રેજીમાં ભાષણ કરી, ખુશાલી જાહેર કરી હતી તથા સંમેલનની સફળતા ઇચ્છી હતી. ત્યારપછી વે. ઈ. સ્ટે. એજન્સિના એજ્યુ. ઓ. શ્રી દ્વિવેદીએ આભારદર્શનનું વ્યાખ્યાન કર્યું હતું.

ના. લેડી લેટિમરના હસ્તે શિક્ષણવિષયક પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા થઈ હતી. પ્રદર્શન ૧૧ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું હતું. દરેક વિભાગ કળાના નમુનારૂપ તથા અનેક સૂક્ષ્મતાપૂર્વક કુશળતા તથા સભ્યતાથી ભરપુર હતો. આધુનિક કાળનાં યંત્રો અને સાધનોનું પ્રત્યક્ષજ્ઞાન આપતો વિજ્ઞાનનો વિભાગ આકર્ષક હતો. ઇતિહાસવિભાગ મધ્ય યુગથી આધુનિક કાળના રાજકર્તા અને મહાન પુરુષોનાં ચિત્રપટો તથા હકીકતથી ભરપુર હોઈ ભૂતકાળનું અસલ સ્વરૂપ ખડું કરનાર હતો. ભૂગોળવિભાગ પ્રાકૃતિક દૃશ્યો બતાવનારા તથા લોકજીવનનાં દૃશ્યો બતાવનાર ચિત્રપટોથી ખૂબ આકર્ષક હતો. ચિત્રકામવિભાગ અનેક જાતનાં પ્રાણી, વનસ્પતિ, ઇમારતો, અને ડિઝાઈનનાં ચિત્રોથી સુશોભિત હતો. ડ્રોઇંગ શિક્ષક મિ. બુચની અખંડ જહેમત તથા કળાદષ્ટિ સ્પષ્ટ જણાઈ આવતી હતી. હસ્ત-ઉદ્યોગવિભાગમાં ચોધરી હાઇસ્કૂલના વિદ્યાર્થીઓના ક્રેટવર્કના નમુના ધ્યાન ખેંચે તેવા હતા, તેમાં રાજકોટ સ્ટેટની પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓના અનેક નમુના તથા નકશાઓથી હસ્તઉદ્યોગ વિભાગ ભરપુર હતો. ઈ. ટ્રે. કૉલેજના ૭૦ વરસના જીવનકાળનો ક્રમિક વિકાસ દર્શાવનાર આકૃ-ચિત્રપટ ધ્યાન ખેંચે તેવું હતું. સીવણગુંથણવિભાગમાં રાજકોટ સિવિલ સ્ટે. કન્યાશાળાની બાળાઓ, બાર્ટન ટ્રે. કૉ.ની વિદ્યાર્થીનીઓ તથા બાળાઓનું સીવણકામ ને ગુંથેલા રૂમાલો વગેરે સરસ હતા. ભાષાશિક્ષણવિભાગમાં વાચન, વ્યા-

* આ ભાષણ શાળાપત્રમાં વિગતવાર છાપવામાં આવે છે.

કરણ, કવિતા વગેરે શીખવવાની જુદી જુદી પદ્ધતિઓનાં ચિત્રપટો શીખવા લાયક હતાં. ગણિતવિભાગ તથા વ્યાયામવિભાગનાં ચિત્રો ધડો લેવા જોગ હતાં. સૃષ્ટિનિરીક્ષણવિભાગમાં પ્રાણીસૃષ્ટિ અને વનસ્પતિસૃષ્ટિને લગતાં સુંદર ચિત્રો હતાં.આ ઉપરાંત, રાજકોટ સ્ટેટની શાળાઓનું તથા બાળમંદિરોને લગતું પ્રદર્શન ઘણા સારા પ્રમાણમાં ધ્યાન ખેંચતું હતું. આ પ્રદર્શનના દરેક વિભાગ પર એકેકો જ્ઞાતા મૂકી પૂછનારને હકીકત પુરી પાડવાની ગોઠવણ કરવામાં આવી હતી. આ પ્રમાણે પ્રથમ દિવસ સમાપ્ત થયો.

હવે હું બાકીના ૭ દિવસોની કાર્યવાહી વર્ણવીશ કે જે ગ્રામ્ય શિક્ષકોને શાળામાં અંગીકૃત કરી શકાય તેવાં તત્વોથી યુક્ત હોય.

તા. ૩-૪-૩૭ શનિવાર

બીજા દિવસથી રીતસર સવારે ૯-૧૧ વ્યાખ્યાનો બે તથા સાંજે ૪-૬ બે કલાક આદર્શ કથિતપાઠોનો રાખવામાં આવ્યો હતો.

અ વિષય-'શિક્ષણ સાફલ્યનાં આવશ્યક અંગો' શ્રી. **મનસુખલાલ દ્વિવેદી**

બી. એ. એસ ટી. સી. ડી.

વ્યાખ્યાતાએ મનનશીલ અને આચારમાં ઉતારતાં ચિત્ત પ્રસન્ન થાય તેવું વ્યાખ્યાન આપ્યું. મુદ્દા નીચે પ્રમાણે.—

**શિક્ષણ સાફલ્યનાં આવશ્યક અંગો**

| વર્ગ | શિક્ષક |
|---|---|
| ૧ શિક્ષકનું સાન્નિધ્ય | ૧ વિષયનું જ્ઞાન |
| ૩ બેસવાની અનુકૂળતા | ૨ પદ્ધતિ |
| ૩ અનુકૂળ પ્રકાશ | ૩ તૈયારી |
| ૪ શાંતિ ( વર્ગની અંદર ને બહાર ) | ૪ વાચનનો શોખ |
| ૫ આકર્ષક વાતાવરણ | ૫ ગંભીર, પ્રેમાળ અને સુરૂપ. |
| ૬ નિયમિત કામમાં રોકાણ ( બાળકોને ) | |
| ૭ શિક્ષણમાં રસ | |
| ૮ થાક, શારીરિક ને માનસિકનો ત્યાગ | |
| ૯ પ્રેમ | |

બ. ભૂગોળ શિક્ષણ...... શ્રી **પોપટલાલ અંબાણી**

શ્રી અંબાણીએ ભૂગોળશિક્ષણને માટે જીવન અર્પણ કર્યું છે એમ કહીએ તો ખોટું નથી. તેટલા માટે તેણે ખાસ પ્રવાસો કરી ઘણી પ્રત્યક્ષ માહિતી મેળવી, ભૂગોળશિક્ષણને આચરણમાં મૂકી બતાવ્યું છે. આજ-દિન સુધી શિખવાતી ભૂગોળશૈલીથી તદ્દન નૂતન પદ્ધતિએ સરલ રીતે કેમ શિક્ષણ આપી શકાય તેનો અચ્છો ખ્યાલ વ્યાખ્યાતાએ આપ્યો હતો. લોકજીવનને કેન્દ્રસ્થાનમાં રાખી ભૂગોળશિક્ષણ આપવાની સચોટ પદ્ધતિ સમજાવી હતી અને તેની ખાતરી માટે પોતે કથિતપાઠ આપી સફળ કરી હતી. ભૂગોળ સંબંધી તલસ્પર્શી જ્ઞાન અને અનુભવ શિક્ષકોનું ધ્યાન સારૂ ખેંચી રહ્યાં હતા. છેવટે વક્તાએ ભૌગોલિક પદાર્થોમાં સજીવારોપણ કલ્પી તેની સ્તુતિ કરી નવીન માગણી ગમ્મત સાથે રજુ કરી ઘણી રમુજ ઉપજાવી હતી તે નીચે પ્રમાણે—

"હેનગાધિરાજો, પવિત્ર નદ, નદીઓ, પાવનકારી તીર્થધામો, શહેરો, વનો, આપનું નામસ્મરણ અમારાં બાળકોએ ઘણા કાળ પર્યંત અવિચ્છિન્ન રીતે કર્યું છે તો હવે આપ સર્વે ભૂગોળજ્ઞાનની સાચી સમજરૂપી પ્રેરણા અમારા અંતરમાં પ્રવેશ કરાવવા માટે પ્રસન્ન થાઓ"

લગભગ ઉપરના ભાવનું તેનું કથન આનંદ સાથે ખતમ થતાં વ્યાખ્યાન સમાપ્ત થયું હતું. જે હવે નામગોખણપદ્ધતિ ભૂગોળશિક્ષણને માટે હંમેશાં ત્યાજ્ય છે તેમ સૂચવતું હતું.

૩ તા. ૪–૪–૩૭ રવિવાર

अ કેળવણીમાં બાળસંમેલનનું સ્થાન...શ્રી ગજાનન ભટ્ટ

બી. એ. એમ. ઇ. ટી.

શ્રી ભટ્ટે બાળસંમેલન કેળવણીમા શો ભાગ ભજવે છે તે વિષય પર અનુભવસિદ્ધ અસરકારક બયાન કરી સભાને મુગ્ધ કરી હતી. વિલાયતના 'ચિલ્ડ્રન્સ ડે' ના સ્વકીય અનુભવથી પોતે ભાવનગર સંસ્થાનમાં ચાલુ કરેલ બાળ સંમેલન પ્રવૃત્તિ અને તેમાંથી નીપજેલાં સુંદર પરિણામ વર્ણવી રસવૃદ્ધિ કરી હતી. શ્રી ભટ્ટનો ભાષાપર સારો કાબુ હોઈ સચોટ વ્યાખ્યાનકાર તથા સારા કેળવણીકાર હોવાની છાપ પડી હતી.

**ब. ડૉ. ટી. એન. દવે** એ કકા બારાક્ષરી ઘુંટાવ્યા સિવાય જેણે શાળા જોઈ નથી તેવાં ૫ થી ૬ વરસની ઉમરનાં બચ્ચાં પાસે વાચન કરી બતાવ્યું હતું અને મૂળાક્ષર ઘુંટાવ્યા સિવાય લેખનવાચન શીખવી શકાય છે તેવું સાબીત કરી બતાવ્યું હતું. શિક્ષકની કથિત પાઠ આપતી

વખત બાળકો સાથેની તન્મયતા અને વિષય ગ્રહણ કરવાની કુશળતા ખરેખર પ્રશંસનીય હતાં.

क શ્રી **અભંગીઆનો** ગણિતપાઠ ધ્યાન ખેંચનારો હતો.

૪ તા. ૫–૪–૩૭ સોમવાર

अ 'ભણનારા પર કેટલાક બોજા'નું ભાષણ શ્રી **ગિજુભાઈનું** હતું, પરંતુ તે આવી શકયા નહોતા તેથી બંધ રહ્યું હતું.

ब શ્રી **ત્રિભુવન વ્યાસ** કવિએ બાળગીતો બાળક હૃદયમાં શો ભાગ ભજવે છે, તેને ગમ્મત સાથે સુસ્પષ્ટ બોલતાં કેવી રીતે શીખવે છે, તે પોતાના ભાષણમાં સ્પષ્ટ કર્યું હતું. પોતે કવિ હોઈ શિક્ષક તરીકેના અનુભવથી બાળ સ્વભાવના ગાઢ અનુભવને અન્તે બાળકને રુચે એવાં સુંદર ગીતો નૈસર્ગિક ઊર્મિથી રચી ઘણાં ચિત્તાકર્ષક બનાવ્યાં છે. અને તે ગીતો કવિશ્રી પોતે લલકારે છે ત્યારે વધારે સુંદર લાગે છે, અર્થાત્ તેને મુખે જે શોભે છે તે અન્યને મુખે જવલ્લેજ શોભે તેમ સ્પષ્ટ જણાઈ આવે છે. કવિએ ભાષણના અનુસન્ધાનમાં બાળગીતોનો લલકાર કરેલો ત્યારે વાતાવરણ આહ્લાદજનક બનેલું. કોયલડીનું, આગગાડીનું, વસંતનું વગેરે ગીત ઘણુંજ રસપ્રદ છે. શ્રી ગજાનનભટ્ટના પ્રશસ્તિશબ્દોમાં કહીએ તો કવિત્વ, ગેયત્વ અને કહેણી એ ત્રણ શક્તિઓનો સમન્વય શ્રી વ્યાસમાં થએલ છે. સામાન્ય રીતે કવિ કાવ્ય રચે તો ગાય બીજા. જો ગાવાની શક્તિ હોય તો કહેવાની શક્તિ કમ હોય. જ્યારે શ્રી વ્યાસ કાવ્ય રચી શકે છે, સારા રાગથી ગાઈ શકે છે અને સભા સમક્ષ અસરકારક રીતે કહી શકે છે. રાજકોટ સ્ટેટમાં જેમ તેનાં બાળગીતો ચાલે છે તેમ જુનાગઢ સ્ટેટ અને અન્ય સ્ટેટોમાં ચલાવ્યાં હોય તો બાળમાનસની કેળવણીમાં ઘણો લાભ થાય.

क રા. સા **મણિલાલભાઈ દ્વિવેદીનું** બાળ સ્વભાવ પર અપાએલું વ્યાખ્યાન, માનસશાસ્ત્રના સિદ્ધાંતને અનુસરી ઘણી સૂક્ષ્મ વિચારણાયુકત હતું જે મનન અને અનુકરણને પાત્ર હતું.

ड શ્રી **રણજિતરામ દેરાસરી** બી. એ. એસ. ટી. સી. ડી. નો **કવિતા પાઠ** તથા વ્યાખ્યાન નવીન દિશા બતાવનાર હતાં. ખરેખર શ્રી દેરાસરીએ સ્વકીય અનુભવજન્ય પ્રસાદથી કવિતાના પાઠમાં અનેરી દિશા દર્શાવી ભાવસંગતિ મેળવી ઉત્તમ આનંદ આપ્યો હતો. કવિતા ખાસ કરી ભાષા શીખવવાનું સાધન નથી, પણ ભાવના વિકસાવવાનું અને લાગણી જાગ્રત કરવાનું વાહન છે, તે તેણે કથિતપાઠ આપી સાબીત કરી બતાવ્યું હતું. કથિતપાઠ ક્રિયાનો મુકાબલો.—

### ચાલુ રીત—

૧ કવિતા ગવરાવવી.
૨ એકેક લીટી લઈ અન્વય કરાવવો.
૩ શબ્દાર્થ પછી વાકયના રૂપમાં ગોઠવવો.
૪ અર્થ (સમજુતી) બોલાવવો.
૫ છેલ્લે ભાવ સમજાવવો.
૬ વ્યાકરણ, વ્યુત્પત્તિનો સંબંધ જોડવો.
૭ કાળા પાટીઆનો સંપૂર્ણ ઉપયોગ.

### શ્રી દેરાસરીની રીત—

૧ કવિતા રચનાર કવિની ઓળખ આપવી; તેનાં બીજાં પરિચિત કાવ્યોની ઝાંખી કરાવી અત્યારનું કાવ્ય તેનું લખેલ છે તેમ સ્પષ્ટ કરવું.
૨ સુસ્વરથી આખી કવિતા ભાવપૂર્વક ગાઈ જવી.
૩ બાળક પાસે ગવરાવવી.
૪ ઉચ્ચારની અશુદ્ધિ થાય તોજ બોર્ડમાં લખી બતાવવું.
૫ શા વિષે કવિતા છે તેમ પૂછી હકીકત કઢાવવી.
૬ લીટીએ લીટી લઈ અન્વય કરાવી વાકયો કઢાવવાની જરા પણ છૂટ નહિ.
૭ કવિતાના સમગ્ર ભાવ પર અને હાર્દપર લક્ષ ખેંચ્યે જવું.
૮ કોઈ શબ્દ શીખવ્યા વગરનો રહી જાય તો ફીકર નહિ.
૯ એકંદર આખી કવિતા પૂરી કરી વિદ્યાર્થીઓના મનમાં તેનું ભાવનામય સ્વરૂપ ખડું કરવું.
૧૦ બાળકમાં અન્વેષણશક્તિ પૂરતી આવે, અજાણ્યાં કાવ્યોને પોતાની મેળે વિચારવા શક્તિમાન થાય તેવાં કરવા પ્રયાસ કરવો.

ૄ શારીરિક શિક્ષણ વિષે શ્રી **હરરાય દેસાઈ** એ વિવેચન કર્યું હતું. પગની લાંક સીધી હોય તે વળેલી કેમ થાય તે સંબંધી પગની પાટલીની ચાર પાંચ કસરતો બતાવી હતી. શરીરમાં પગની મજબુતી પર ખાસ ભાર મૂકી વ્યાખ્યાતાએ સારૂં ધ્યાન ખેંચ્યું હતું.

૫ તા. ૬–૪–૩૭ મંગળવાર.

ૠ શિસ્ત અને વ્યવસ્થા વિષેનું શ્રી **ગજાનન ભટ્ટ**નું વ્યાખ્યાન ઝીણવટભર્યા વિચારોથી ભરપુર હતું. શિસ્ત અને વ્યવસ્થાને 'ડિસિપ્લિન' શબ્દ સાથે મુકાબલો કરી વક્તાએ ઐતિહાસિક બ્યાન શરૂ કર્યું. ચોકસાઈ અને જવાબદારી એનું નામ 'ડિસિપ્લિન', જ્યારે શિસ્તમાં તેનાથી ઓછો અર્થ

સમાએલ છે. તેથી 'ડિસિપ્લિન'ને મળતો શબ્દ આપણી ભાષામાં નથી. તેથી જાણે એમ લાગે છે કે આપણામાં 'ડિસિપ્લિન' હતીજ નહિ. અત્યારે તો આપણાં લગ્નો, ઉત્સવો વગેરેમાં ખરેખરી 'ડિસિપ્લિન' જોવામાં આવતી નથી તેથી એ વસ્તુને વધારે પુષ્ટિ મળે છે; તથાપિ આપણા પૂર્વજોમાં 'ડિસિપ્લિન' ન હતો તેમ કહેવું મુશ્કેલીભર્યું છે; કારણ પ્રાચીન આર્ય મહારાજ્યો કે જેણે **શાસ્ત્રનિયમનતત્પર** લોકસમુદાય તૈયાર કર્યો હતો તેમાં 'ડિસિપ્લિન' ન હોય તે માનવું વાંધા પડતું છે; તથાપિ તે ગમે તેમ હો પરંતુ આપણે શાળામાં 'ડિસિપ્લિન' આદર્શરૂપે જાળવવી કે જેથી ભવિષ્યની પ્રજા તે માટે તૈયાર થાય. વ્યાખ્યાન પ્રતિભાસંપન્ન હતું.

ब સૌથી વિશેષ ધ્યાન ખેંચનારો શ્રી **મનસુખરામ દ્વિવેદીનો** સૃષ્ટિનિરીક્ષાનો પાઠ હતો. વનસ્પતિમાં સજીવારોપણ કરી તેની સાથે વાતો કરવાનો કુતુહલરસ ઉત્પન્ન કરી પાઠને કળામય કરવામાં ખરેખર શિક્ષકે કમાલ કરી હતી.

આપણી શાળામાં વિજ્ઞાનના પાઠો જે રીતે શિખવાય છે તેનાથી આ કોઈ જુદીજ અને સહેલાઈથી તલસ્પર્શી જ્ઞાન આપી શકાય એવી ચતુરાઈયુક્ત રીત હતી.

૬ તા. ૭-૪-૩૭ બુધવાર.

अ શાળામાં પરિવર્તન......શ્રી **છોટાલાલ માંકડ**

બી. એ. ટી. ડી.

આજ દિન પર્યંત ચાલતી આવેલી શાળાની પદ્ધતિ શા શા સુધારાવધારા માગે છે, ચાલુ પરિસ્થિતિને અનુકૂળ શાળાનું તંત્ર ઘડવાને માટે શાં શાં પરિવર્તનો કરવાં જોઈએ તત્સંબંધી પોરબંદર સ્ટેટના વિદ્યાધિકારી શ્રી માંકડનું વ્યાખ્યાન દિલસ્પર્શી હતું.

વ્યાખ્યાતાએ ગર્ભાવસ્થાથી માંડી કુમારાવસ્થા પર્યંત બાળ સ્વભાવ, તેનો વિકાસ, તેનું ઉગમ. ઇત્યાદિ વિષયો અસરકારક રીતે વર્ણવી સમગ્ર વાતાવરણ ચેતનવંતુ અને ઝલકદાર કર્યું હતું. ઉત્સાહી કાર્યદક્ષ, નિરભિમાન, અને સમદષ્ટિશીલ શ્રી માંકડ સભાના પ્રિય થઈ પડ્યા હતા. કેળવણીને ખરા સ્વરૂપમાં લાવવાને જે પ્રેરણાત્મક આત્મમંથનનાં ઉચ્ચારણો તેણે કર્યાં હતાં તેની અસર પ્રેક્ષકોના દિલમાં ચીર સ્મરણીય રહેશે. ભારતભૂમિની પ્રજા સ્વાતંત્ર્યવાદને માર્ગે કેમ લાયક બને અને તે માર્ગે ચાલવામાં બાળકોને તૈયાર કરનારી શાળાઓ કેવી રીતે લાયક થઈ શકે

તે તેણે બહુ અચ્છી રીતે પ્રતિપાદન કર્યું હતું. તેણે શૈશવાવસ્થાથી માંડી કુમારાવસ્થા પર્યંતની જે વર્ગણી અને મુદ્દા રજુ કર્યા હતા તેમાંથી ફકત કુમારાવસ્થાની રૂપરેખા અહીં રજુ કરીશ:

કૌમાર જીવન અને શાળામાં પરિવર્તન

| કૌમાર જીવન | શાળામાં પરિવર્તન |
|---|---|
| अ ઊર્મિ–ફરજ | ૧ શાળામાં સંઘભાવ |
| ब છુંદાએલ વિકૃતિ | ૨ નિયમન |
| क જાતીય મુશ્કેલી | ૩ તોફાન |
| ड સાથીદારી | ૪ ચાલ્યા જવું |
| इ સાંઘિક રમતો (જાતીય વિકૃતિનો સારો ઉપાય) | ૫ શિસ્ત |
| | ૬ આશાંકિત |
| | ૭ શિક્ષક વિદ્યાર્થી |
| | ૮ પ્રજાતંત્રવાદ |
| | ૯ નકારાત્મક નહિ. |
| | ૧૦ ચારિત્ર, નીતિ, પ્રતિભા |
| | ૧૧ સ્વાતંત્ર્ય |
| | ૧૨ તે આપી શકાય નહિ. |
| | ૧૩ શિક્ષણપદ્ધતિ |
| | ૧૪ શિક્ષકનું વર્તન |
| | ૧૫ માતપિતા જેવું વર્તન |
| | ૧૬ તેથી કરી સમૂહ નેતા થાય છે. |
| | ૧૭ પ્રેમ જોઈએ તેથી મિત્ર બને છે. |
| | ૧૮ અનુભવ |

| પાકો ગુનેગાર | પાપ ચોકસ |
|---|---|
| પહેલી વખત | પાપ સત્તાવાર |
| નહિ | આશાવંત |

આશય શુભ

પરિણામ સારૂં

પાપ ન જ હોય

૧૯ સાહજિક વૃત્તિને કુદરતી ક્ષેત્ર

ખરેખર શ્રી માંકડ આધુનિક કાળના સંપર્કથી જ્ઞાન અને તે ઢબે કેળવણીનું ઘડતર કરવાની તમન્નાવાળા આગ્રહી સજ્જન તરીકે જોવામાં આવ્યા.

**ઘ** માધ્યમિક શિક્ષણ (જીવનવિકાસની દૃષ્ટિએ) શ્રી કાલિદાસ દવે
બી. એ. એસ. ટી. સી. ડી.

વ્યાખ્યાતાએ દર્શાવ્યું હતું કે હાલની કેળવણી એ ખરી કેળવણીનું વિકૃત સ્વરૂપ છે. તિલક, રાનડે, ગોખલે મહાત્મા ગાંધી વગેરે મહાપુરુષો થયા એ પાશ્ચાત્ય કેળવણીને આભારી નથી, પણ સ્વપરાક્રમને આભારી છે.

દૃષ્ટાન્ત—ઘરની શોભાને માટે રાખેલાં કુંડાંમાંથી કોઇ જોરદાર છોડ કુંડાનું તળીયું ફોડી જમીનમાં દાખલ થઈ તેનો રસકસ લે તેમ હાલની કુંડાકેળવણીમાંથી ઉપર્યુક્ત મહાપુરુષો પૂર્વ જન્મસંસ્કારબળથી બહાર નીકળી આગળ વધેલા છે.

દૃષ્ટાન્ત અને વિવેચન તથા અનેક હકીકતોના અંતે તેણે આપણને માન્ય થાય તેવી રીતે પ્રતિપાદન કર્યું હતું કે બાળકોનો જીવનવિકાસ થાય તે ક્રમે કેળવણીનું સ્વરૂપ નક્કી કરવું જોઈએ. શ્રી દવે ગીતાના અભ્યાસી તથા આધ્યાત્મ દૃષ્ટિના હોવાથી તેનું ભાષણ ચિંતન, મનન યુક્ત હતું તથા આત્મામાં નીતિનાં પવિત્ર તત્ત્વો પ્રેરનારૂં હતું.

**ક** આકાશયાન.................. ......શ્રી વૃજલાલ મહેતા
બી. એ. એસ. ટી. સી.

વર્તમાન સમયનાં તમામ પ્રકારનાં વાયુયાનની બનાવટના મોડેલ રજુ કરી તે કેમ ચાલે છે એ પ્રત્યક્ષ બતાવવામાં આવ્યું હતું એરોપ્લેન, ઝેપ્લીન, નિર્ભયછત્રી, વગેરેના પ્રત્યક્ષ નમુના ઉડાડી બતાવી, તેમાં વાયુનું **ઉન્નાયકબળ** કેવું કામ કરે છે તેની ખાતરી કરી બતાવી હતી. વક્તાએ વિજ્ઞાનનો સારો અનુભવ દર્શાવ્યો હતો.

તા. ૮-૪-૩૭ ગુરુવાર.

ફોનેટિક્સ.............................શ્રી. બી. વી. દલાલ

એમ. એ. એસ. ટી.સી. ડી. ટી. ડી.

ઉચ્ચારશુદ્ધિ પર માધ્યમિક શિક્ષકોના લાભાર્થે અંગ્રેજી ભાષણ હતું. વ્યાખ્યાતાએ અંગ્રેજી શબ્દોચ્ચાર હાલ જે અશુદ્ધિયુક્ત ચાલુ છે તે નીચે પ્રમાણે સુધારવાને પાત્ર છે તેમ બતાવ્યું હતું.

| વપરાતા અશુદ્ધ ઉચ્ચારયુક્ત શબ્દો | વાપરવા જોઈતા શુદ્ધ ઉચ્ચારયુક્ત શબ્દો |
|---|---|
| વેઈરીડ ... ... ... ... | વેઇરિડ |
| પ્રાઈવેટ ... ... ... ... | પ્રાઈવિટ |
| યસ ... ... ... ... | યેસ |
| મેન ... ... ... ... | મૅન |
| કેસલ ... ... ... ... | કાસલ |
| પાવરફુલ ... ... ... ... | પાફુલ |

ઉપસંહાર—ઉપર પ્રમાણેના કાર્યક્રમથી શ્રમિત થએલાં ચિત્તોને આરામ અને આનંદ આપવા માટે દરરોજ રાત્રે તા. ૧૦ સુધી રંજક કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો.

કાર્યક્રમમાં હં. ટ્રે. કો ના સ્કોલરો, બાર્ટન ટ્રે. કો. ની વિદ્યાર્થીનીઓ, જી. ટી. ગર્લ્સ હાઇસ્કૂલની બાળાઓ, સિવિલ સ્ટેશન કન્યાશાળાની બાળાઓ તથા રાજકોટ સ્ટેશનની કન્યાશાળાઓની બાળાઓએ સહર્ષ ભાગ લીધો હતો. કેળવણીની સંસ્થાઓનો આ વખતનો સહકાર ખરેખર તારીફ લાયક હતો.

હં. ટ્રે. કૉલેજના વ્યાયામના પ્રયોગો સરકસની ગરજ સારે તેવા હતા. લાકીના દાવ, કુસ્તી, જમૈયાની કુસ્તી વગેરે ચિત્તાકર્ષક હતાં. સૌથી સરસ કામ કરનાર એક સ્કોલરને પોરબંદર સ્ટેટના શ્રી વિદ્યાધિકારીએ ચંદ્રક એનાયત કરવા કહ્યું હતું.

પ્રતાપનાટકમાં કુમાર અમરસિંહની વાક્પટુતા, બાર્ટ ટ્રે. કો. ની વિદ્યાર્થીનીઓનો અભિનયરાસ, રાજકોટ સ્ટેટની કન્યાશાળાઓની બાળાઓના વિધવિધ પ્રકારના રાસ, અભિનય, સંવાદ તથા છેલ્લે બાળાઓની જમૈયાની ડ્રિલ ધ્યાન ખેંચે તેવાં હતાં. રાજકોટ સ્ટેટનો કેળવણી તરફનો ઉત્સાહ અને તે તૈયાર કરાવવામાં શ્રી પ્રાણજીવનભાઇ ડે. એજ્યુ ઇ. ની જેહમત પ્રશંસનીય હતી.

જી. ટી. ગર્લ્સ હાઇસ્કૂલની વિદ્યાર્થીનીઓને દીલીસસ તથા શકુતલાનું સંસ્કૃત નાટક રંજક કાર્યોના મુકુટસ્થાને હતાં, પરંતુ તે દિવસે અસાધારણ મેદની થએલી તેથી બધાના સાંભળવામાં આવેલાં નહિ હતાં.

સમાપ્તિ વખતે રા. સા. મણિલાલ દ્વિવેદીએ આવું મોટા પાયા પર સંમેલન સફળ બનાવવા માટે હ. ટે. કોલેજ એસોસિએશનના પ્રમુખ તથા કાર્યવાહકોને ધન્યવાદ આપનારો ઠરાવ રજુ કર્યો હતો અને તે વખતે કાર્યવાહીની સમાલોચના વિહંગાવલોકનરૂપે રજુ કરી હતી. ઠરાવને ટેકો આપવા પોરબંદર, જામનગર અને જાફરાબાદના વિદ્યાધિકારી સાહેબો-એ એક પછી એક પ્રવચનો કર્યાં. છેવટે આનંદમય વાતાવરણ વચ્ચે સપ્તાહની સમાપ્તિ થઇ ને સૌ વિખરાયા.

### શિક્ષણ સપ્તાહનાં ધ્યાન ખેંચનારાં તત્ત્વો

૧ શિક્ષકોએ ઉત્તમ કામ કરવું તે સંબંધમાં તા ૩-૪-૩૭ના પ્રમુખ એજન્સિ દફતરદાર શ્રી કાજીએ નીચેની મતલબનો સત્ય ઉલ્લેખ કર્યો હતો કે

"જ્યાંસુધી શિક્ષકોને પુરતું વેતન અપાતું નથી અને સભ્ય મનુષ્યના જેવું જીવન જીવવાની અનુકૂળતા અપાતી નથી ત્યાંસુધી શિક્ષણ સંબંધી ઉંચી આશા રાખવી વ્યર્થ છે."

૨ કવિતાશિક્ષણ બાળ હૃદયને ઊર્મિપ્રધાન બનાવવાની અને નૈસર્ગિક ભાવ ખીલવવાની કળા છે. તેથી કરી બાળકોનાં દિલ સહૃદયી બનાવવાની કોશિશ કરવાની જરૂર છે.

૩ વિજ્ઞાનના પાઠો શીખવવાની દૃષ્ટિ બદલવાની જરૂર છે. મુખપાઠ નહિ પણ પ્રત્યક્ષ પદાર્થપાઠ આપવો જોઈએ.

૪ ભૂગોળશિક્ષણ લોકજીવનને કેન્દ્રસ્થાનમા રાખી આપવાની વિશેષ અગત્ય છે.

૫ બાળવર્ગમાં બચ્ચાંને વાચનની શરૂઆત સ્વરવ્યંજન ઘુંટાવ્યા સિવાય વાર્તારૂપનાં વાક્યો ઉપરથી શબ્દ પર અને તેનાથી અક્ષર પર લઈ જઈ વાંચતાં કરવાનો અખતરો અજમાવવા લાયક છે.

૬ હાલની કેળવણી ખરી કેળવણીનું વિકૃત સ્વરૂપ છે. હાલના સમાજમાં જનનીનું સ્થાન પદચ્યુત થએલ છે, જેથી ભારતીય સભ્યતાને અનુરૂપ થાય તેવા મનન અને વિચારણાને અન્તે કેળવણીનું નવું સ્વરૂપ ઘડવાની જરૂર છે.

૭ શિક્ષક પાસે ૩૦ થી વધારે બાળકો ન જોઈએ.

શાપુર-સોરઠ } પ્રાણલાલ ભુરા વ્યાસ
સ્કૂલ માસ્તર, શાપુર

# ટ્રેનીંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ:

( ગતાંક પૃષ્ઠ ૨૨૪ થી ચાલુ )

## પ્રકરણ ૪ થું

### સાત વરસની અંદરના બાળકો માટેની શારીરિક કસરતો

પાછલા પ્રકરણમાં આપેલાં શારીરિક તાલીમને લગતાં સૂચનો પ્રાથમિક શાળામાં છોકરા અને છોકરીઓની સંસ્થામાં ભણતાં સાત વરસની ઉપરનાં બાળકોને લાગુ પડે છે. નર્સરી સ્કૂલોમાં ભણતાં બાળકો ( ૨ થી ૫ વરસ ) અથવા પ્રાથમિક શાળાના બાળવિભાગમાં ભણતાં બાળકોનો ( ૩ થી ૭ વરસ ) પણ આ સ્થળે વિચાર કરવો ઘટે છે. નર્સરી સ્કૂલોમાં શારીરિક તાલીમની શરૂઆત કરવાની સારી તક છે કારણ કે ત્યાં વર્ગ નાના છે, વર્તન કુદરતી છે, શરીર અને આરોગ્ય ઉપર લક્ષ આપવામાં આવે છે. બીજી દૃષ્ટિએ વ્યવસ્થિત નર્સરી સ્કૂલના રોજના કાર્યથી શારીરિક વિકાસને એટલી બધી સગવડ મળે છે કે પ્રાથમિક નિશાળમાં જરૂરના લાગે તે કરતા પણ વધારે વખત સુધી શારીરિક કસરતના નિશ્ચયાત્મક પાઠો મુલતવી રાખી શકાય.

એમ કહેવામાં આવે છે કે નિશ્ચિત શારીરિક તાલીમની નાનાં બાળકોને જરૂર નથી, તેમને સામાન્ય રમતગમતમાંથી પૂરતી કસરત મળી રહે છે. શારીરિક તાલીમબદ્ધ કસરતને સ્થાન નથી એ બરાબર છે પણ શહેરોની હાલની સ્થિતિમાં બાળકની બુદ્ધિ, તેજ, ચપળતા અને વ્યક્તિત્વને યોગ્ય ઉત્તેજન મળતું નથી એ નિર્વિવાદ છે. સુખ અને આનંદની વૃત્તિ ન્યારી રહે, વધે એવી રીતે રમત માટેની ગતિને કાબુમાં લઈ તેનો ઉપયોગ કરવાના ઘણા ફાયદા છે. તે વખતે શરીર અને મન બહારનાં સૂચન અને ઉત્તેજક શબ્દો પ્રમાણે વર્તે અને એવી રીતે ધીમે ધીમે ક્રમે ક્રમે બુદ્ધિ વિકસે અને વધારે ઉંમરનાં બાળકો પાસેથી ઇચ્છી શકાય તેવું વર્તન આપી શકે તેટલે સુધી તેમનું શરીર અને મન કેળવાય. મોટી ઉંમરનાં બાળકો પોતાનું કામ જેટલી સારી રીતે કરી શકે તેટલી સારી રીતે નાનાં ન કરી શકે એમ કહેવાનો આશય નથી. અભ્યાસક્રમમાં આપેલું કામ ઉંમર પ્રમાણે બરાબર છે અને કામનું ધોરણ પૂરતું ઉચું રાખવું જોઇએ. પહેલું ધોરણ ક્રાંતિનો સમય ગણાય. 'ત્યાં અને'' બીજા

ધોરણમાં શિક્ષણનું કામ ઉપલા વર્ગ કરતાં બાળકના કામને અનુસરે. તાલીમબદ્ધ શિક્ષણ સમય પહેલાં દાખલ કરવા કરતાં પછી દાખલ કરવું એ વધારે સારૂં છે.

આ પ્રકરણમાં આપેલી સૂચના બધા વખતે બધી નિશાળમાં અનુકૂળ નહી માલમ પડે, પણ સગવડ અને સાધારણ પરિસ્થિતિ અનુકૂળ હોય ત્યાં આ સુચનાઓ પાળવામાં આવશે એમ આશા રખાય.

## શારીરિક કસરત પાછળ વખતની વહેંચણી

નાનાં બાળકોને ટુંકા, પંદર વીસ મિનિટના પાઠ આપવા ચપળ ગતિ અને વારંવાર સ્થિતિનો ફેરફાર તેમને માટે જરૂરનો છે. પાંચ વરસની અંદરના બાળકોને રોજ બે પાઠ, એક સવારમાં અને બીજો બપોર પછી આપવા. સવારનો પાઠ મુખ્ય અને વધારે અગત્યનો ગણાવો જોઈએ. તે ખુલી હવામાં આપવો જોઈએ કે જેથી તાજી હવા, તડકો અને છૂટનો લાભ મળે. બપોર પછીનો પાઠ ગૌણ ગણાવો જોઈએ. સગવડ હોય તો તે વર્ગમાં લઈ શકાય. જ્યા રોજ એકજ પાઠ અપાતો હોય ત્યાં પાંચમાંથી ત્રણ પાઠ મુખ્ય ગણાવા જોઈએ.

મુખ્ય પાઠમાં સાદી કસરતો, રમતો, કૂદવું, દોડવું, પગલાં ભરતાં નાચવું એ કામ હોય. ગૌણ પાઠમાં ચપળતાભરી રમતો, સાધનનો ઉપયોગ દોરડાં, દડા વગેરે, નાચવું, ગાતાં ગાતાં ફરવું, તાલબદ્ધ ગતિ એટલું હોય.

નાનાં બાળકોને આપવાના શિક્ષણના હેતુ નીચે મુજબ જણાવી શકાય:—

(૧) ચપળતા, સ્વતંત્ર કૃતિ અને અણધારી પરિસ્થિતિને અનુકૂળ થવાની શક્તિને ઉત્તેજન આપવું.

(૨) શરીરની વળવાની શક્તિ ટકાવવી કે જેથી તેને ભવિષ્યમાં ભૂલ સુધારવા માટેની કસરતની જરૂર ન રહે.

(૩) કમાનની માફક ત્વરિત ગતિ કરવાની શક્તિ આવે.

(૪) છૂટથી ગતિ થવા દઈ શ્વાસોચ્છ્વાસ અને લોહીને ફરવાને ગતિ આપવી, એથી વિકાસ વધે અને તંદુરસ્તી સારી રહે.

(૫) તેજસ્વી, સુખી, નિડર, સ્વતંત્ર ભાવનાને ઉત્તેજન આપવું.

બાળકો શિશુશાળા છોડે તે અરસામાં બરાબર ઉભા રહેતાં શીખવાની તાલીમ મેળવે, કૂચ, દોડ, પગલાં ભરતાં નાચવું, કૂદકા એ જાતની ગતિમાં નિયમિતતા જાળવવા શક્તિમાન થાય અને રમતમાં પ્રમાણિકતાના નિયમો સમજે.

## શિક્ષણની રીત

ચપળતા અને સ્વતંત્ર કૃતિની તાલીમનો આધાર શીખવવાની રીત ઉપર, ગ્રહણ શક્તિ ઉપર અને આપેલા કામની જાત ઉપર આધાર રાખે છે. આજ્ઞાનું કામ વહેલું શરૂ થાય એ જરૂરનું છે, અને સૂચના સહેલી અને તેનો બરાબર અમલ એમ થવું જોઈએ. દોડવાની, કૂદકા ભરવાની, બેસવાની, ઉભા થવાની, કૂદવાની, એ કસરતોની શરૂઆત એક સાથે થાય, તે પૂરી એક સાથે થાય એ પહેલા સાચવવાના મુદ્દા છે. આમાં ફેરફાર પડે તો તે રમત મારફતે શીખવી શકાય. આપેલી સૂચનાની સાથે વિચાર-પૂર્વકની સ્થિતિ લે એ પછી બને. બધા વર્ગોમાં તાલીમ સંભાળપૂર્વક આપી હોય તો યોજનામાં આપેલી સૂચનાનો અમલ કરવો એ બાળકોની શકિતના ગજા ઉપરાંતનું કામ નહિ થાય.

નિશાની પ્રમાણે કામ કરતાં બાળકને આનંદ પડે છે, અણધાર્યું કામ એકદમ કરતાં તેમને આનંદ પડે છે–દાખલા તરીકે, કોણ પહેલો આવે છે તે જોવું. દરેક બાળક સ્વતંત્ર કૃતિ કરે તે માટે આ સારામા સારી તાલીમ છે. હંમેશાં એકજ જગાએ ઉભા રહેવું, એજ નાયકો હોવા, એજ કામ કરવું, પછી શું કરવાનું છે તે જાણતા હોવું એ બધાની અસર પાઠને યંત્રવત્ મૃત બનાવવાની છે.

શરીરની વળવાની શક્તિ જળવાઈ રહે અને ચપળતાને ઉત્તેજન મળે તે માટે દોડવું, કૂદકા ભરવા, કૂદવું એ જાતની શક્તિનો છુટથી ઉપયોગ થાય તેવી કસરતો પાઠનો મુખ્ય ભાગ હોવી જોઈએ. ત્રણ ચાર વરસની ઉમરનાં બાળકોના સામાન્ય વિકાસ માટે આ સારામાં સારી કસરતો છે. બાળકોને યત્ન કરવા માટે, ઉંચે કૂદવા માટે, છુટથી દોડવા માટે ઉત્તેજન મળવું જોઈએ. ગતિ ઉપર અંકુશ ન મૂકવો જોઈએ, હાથથી સમતોલપણું અને કૂદરતી રીતે ભરવાનો કૂદકો એ બેને મદદ મળવી જોઈએ. છૂટથી કૂદતાં, દોડતાં સાધારણ રીતે ધારવામાં આવે છે તે પ્રમાણે નાનાં બાળકોને થાક લાગતો નથી. શાંત કસરત કે રમત એકદમ જોરથી કૂદવા કે દોડયા પછી આવવી જોઈએ.

ટુંક વિરામ માટે બેસવું કે સૂઈ રહેવું એ સારી સ્થિતિ છે. સાધારણ રીતે વિરામ ન હોવા જોઈએ; તે વખતે માત્ર શારીરિક શ્રમમાંથી મુક્તિ મળે છે–તે સમય રમતનું વર્ણન આપવામાં કે કસરત કરી બતાવવામાં વપરાય અથવા તો તે વખતે બાળકો ગીત કે કવિતા સાંભળે અને એ ગીતનો પછી દોડતાં, કૂદતાં કે નાચતાં ઉપયોગ કરવાનો હોય.

પાઠમાં આપેલી કસરતોનો હેતુ ચપળતા અને ગતિની મર્યાદા વધારવાનો છે. બરાબર યોગ્ય પ્રયત્ન યોગ્ય દિશામાં થાય તે માટે બાળક સમક્ષ દરેક ગતિનો નિશ્ચિત હેતુ રજુ કરવો જોઈએ. દાખલાઃ ધડની ગતિમાં તેમને અમુક વસ્તુને અડવાનું કહેવું જોઈએ અથવા કોઈ પદાર્થને જોવાને કહેવું જોઈએ. હાથની ગતિમાં તેમને જેટલા બને તેટલા લંબાવવાનું કહેવું જોઈએ, સમતોલપણાની કસરતમાં તેમને સ્થિર રહેવા યત્ન કરવા કહેવું જોઈએ. સમતોલપણાની તાલીમ બલપૂર્વકની ન હોવી જોઈએ. બાળક ઝડપથી કાબુ મેળવે છે અને રમતનો રસ ચાલુ હોય તો તે જરૂરનો યત્ન કરશે. સમતોલપણા માટે સૂચવેલી કસરતોમાં દરેક પાસેથી એકસરખા ધોરણની આશા ન રાખી શકાય. કેટલાંક બાળકો માટે કસરતો ઘણી અઘરી પડે તો તેમાં હરકત નથી. કસરતો બરાબર નહિ થાય એ ખરૂં, પણ પ્રયત્ન થતાં જરૂરની તાલીમ મળી જશે, અને આ કસરતોમાં રમતનું તત્ત્વ ભેળવવાથી અતિશય ધ્યાનને લીધે કે ફતેહની ખામીને લઈને રસની ક્ષતિ થશે એવી બીક રહેશે નહિ.

**ઉભા રહેવાની સ્થિતિ—**

બાળકો ઉતરતા વર્ગની નિશાળમાં જાય તે પહેલાં 'તૈયાર' એ આજ્ઞાનો ઉપયોગ થતો નથી. આગળ તેનું વર્ણન વાંચતાં ખબર પડશે કે બાળકો માટે એ સ્થિતિ મુશ્કેલ છે. પહેલી વાર કંઈ પણ તૈયારી વગર સ્થિતિએ તે ન આવી શકે. તૈયાર રહેવું એ આજ્ઞા નિશ્ચિત શારીરિક તેમજ માનસિક સ્થિતિ દર્શાવે છે. બાલશાળાના બાળકો એ જરૂરની માનસિક સ્થિતિએ પહોંચી શકે નહિ. યોગ્ય સ્થિતિના સંબંધમાં સારી ઉભા રહેવાની સ્થિતિના મુદ્દા અને ધ્યાનની સ્થિતિના વધારાના મુદ્દા વચ્ચેનો ભેદ સમજાવવો જોઈએ. તાલીમ મુખ્ય મુદ્દાથી શરૂ થાય. આ સ્થિતિના વર્ણનમાં આપેલા છેઃ—

૧ શરીર ટટાર એટલે શરીરની પૂર્ણ કુદરતી સ્થિતિ. પીઠ કમર આગળ અયોગ્ય રીતે વળવી ન જોઈએ અને પેડું આગળ આવવું ન જોઈએ. હાથ ખભા આગળથી સીધા નીચા રહેવા જોઈએ (હાથેળી પગને ધીમેથી અડકે), એથી છાતી સખત વળે નહિ તેવી થતી અટકશે.

૨ ગરદન પાછળથી સીધી રાખી માથું ટટાર રાખવામાં આવે છે.

૩ ઘુંટણ સીધા.

૪ બાળક માટે જે કુદરતી લાગે તે સ્થિતિ પ્રમાણે પગ અમુક ખુણે બહાર પડતા કે સમાંતર રાખવા.

આ તૈયારી અને તત્પરતાની સ્થિતિ છે. તેમાં મહેનત કે અક્કડતા ન લાગવી જોઈએ.

'ઉંચા થાઓ,' 'ઉંચા વધો' એ આજ્ઞામાં બાળક બધું જરૂરનું સમજી જાય છે. 'ઘુંટણ પાછાં લો' એ આજ્ઞાનો પણ તેઓ અમલ કરશે. 'માથાનો પાછળનો ભાગ ઉંચો લો' અથવા 'ગરદન ઉંચી લો' એ આજ્ઞાનો અમલ કરવા યોગ્ય યત્ન મોટી ઉંમરનાં બાળકો કરી શકશે. માથાં ઉંચાં, ખભા નીચે લો, પાછા લો, તમારી આંગળીઓ નીચે લો, એ આજ્ઞાઓથી ઇચ્છિત પરિણામ ન આવતાં બાળકો ભૂલભરેલી સ્થિતિ લે છે.

બાલશાળાની બધી શારીરિક તાલીમનો હેતુ શરીરની સારી સ્થિતિ વિકસાવવાનો છે, પણ છેલ્લા વર્ષમાં પહેલા ધોરણની ધ્યાનની સ્થિતિનો અમલ કરવા તરફ પ્રગતિ થાય તે માટે યોગ્ય ઉભા રહેવાની સ્થિતિનો મહાવરો કરવાની જરૂર છે. તે વખતે એડી ભેગી રાખવી, જો કે આ ખાસ મુદ્દો નથી. આ મહાવરામાં શ્રમ લાગે તેમ ન થવું જોઈએ અને સ્થિતિ થોડી વારમાં બદલવી જોઈએ. પાઠની શરૂઆતમાં એક વાર આ આજ્ઞા આપવી બસ થશે. પહેલાં 'પગ પહોળા, કૂદકો ભરો,' એ આજ્ઞા આપવી. પછી 'બરાબર ટટાર; પગ ભેગા, કૂદકો ભરો. શિક્ષકે કંઈક સામાન્ય મદદ આપી તરતજ પાઠનો બીજો ભાગ લેવો. પ્રસંગોપાત સ્થિતિનો એક કરતાં વધારે વાર મહાવરો કરવો.

પહેલાં દોડવામાં, કૂદવામાં, કૂદકો ભરવામાં નિશ્ચિત તાલબદ્ધ ગતિ જાળવવાયત્ન કરવો તે ડહાપણભરેલું નથી. યત્ન, ચપળતા અને કૂદકાથી જુસ્સાભરેલી ક્રિયા થાય એ આ બધી કસરતોનો હેતુ છે. અમુક તેવી ગતિ જાળવવામાં કાબુ રહેલો છે. બંને દિશામાં એક સાથે નાનાં બાળકો પ્રયત્ન કરે એવી આશા ન રખાય. વળી વ્યક્તિગત શક્તિઓમાં ઘણો ફેરફાર હોય છે; એટલે પ્રાસ જાળવીને ઘણાંને કસરતમાં પ્રગતિ કરતાં નહિ ફાવે. છુટથી કૂદવું, છુટથી દોડવું એમાં 'છૂટથી' એ શબ્દથી બાળકને પોતાની મરજી પ્રમાણે ગતિ કરવાની છે એમ સમજાય છે. આગળ જ્યારે અમુક તાલબદ્ધ ગતિ પ્રમાણે બાળક કૂદે, દોડે ત્યારે પણ પાઠમાં છૂટથી કૂદવા, દોડવાને સ્થાન હોવું જોઈએ.

નિયમ પ્રમાણે રમવાની રમતો ગમે તેટલી સાદી હોય તોપણ બાળકો નિયમ સમજી પાળી શકે ત્યાંસુધી દાખલ ન કરવી.

ફેફસાંની ક્રિયા વધારે જોરથી થાય તેવું જુસ્સા ભરેલું કામ આપવાથી શ્વાસોચ્છ્વાસની શક્તિનો વિકાસ થાય છે. નિશાળે આવે કે તરતજ બાળકોને મોં બંધ રાખી નાક વડે શ્વાસ લેતાં શીખવવું જોઈએ. નાકમાં કંઈક દરદ હોય અને તેથી શ્વાસોચ્છ્વાસની ક્રિયાને મુશ્કેલી નડે તો તેનો ખાસ ઉપાય કરવો જોઈએ અને તબીબી સલાહ લેવી જોઈએ.

### કલ્પનાનો ઉપયોગ.—

કલ્પનાથી ઉત્તેજન મળતું હોય તેવા વિષયોની પસંદગીમાં ઘણી સંભાળ રાખવી. મુખ્ય પાઠમાં ગતિથી શરીરને થતો ફાયદો એ અગત્યની બાબત છે અને બીજા કોઈ વિચારથી તેને અવગણવાની નથી. ઘણી દિશાઓ એવી છે કે જેમાં બાળકને પોતાની કલ્પના અને નાટ્યપ્રયોગની ભાવનાનો ઉપયોગ કરવાની તક મળે. વાર્તા, કાવ્યોનો નાટ્યપ્રયોગ કરવો. બાલશાળાના સમયપત્રકમાં આ અભ્યાસને સારું સ્થાન મળેલું છે.

કૃતિ સાથેનાં ગીતો અને રમતો ગૌણ પાઠમાં ઉપયોગી છે. ત્યાં નાટ્યશક્તિ અને કલ્પનાના ઉપયોગ માટે સારી તક છે. પણ ત્યાં એ ગતિની શારીરિક કીમત કેટલી છે તે તરફ દુર્લક્ષ થવું ન જોઈએ. જ્યાં કલ્પનાશક્તિનો ઉપયોગ છે ત્યાં બાળકોને પોતાના અનુભવ અને વિચાર પ્રમાણે પરિસ્થિતિ સમજવા દેવી જોઈએ. જે ક્રિયાની શારીરિક કીમત ન હોય અથવા નુકસાનકારક સ્થિતિ લેવાતી હોય તે માટે કદી પણ આજ્ઞા ન આપવી જોઈએ.

શારીરિક કસરતના પાઠ માટે વાર્તાનો નાટ્યપ્રયોગ કરવો એ યોજના અમલમાં છે તેમાં શારીરિક લાભ ન હોય એવી ઘણી ક્રિયા થાય છે— બારીમાંથી બહાર જોવું, હાથ હલાવવા, ખાવુંપીવું, છીપોલી વીણવી વગેરે. વાર્તા કે બાલકાવ્યમાંથી ચપળ ગતિ થાય તેવા બનાવોનો નાટ્યપ્રયોગ કરવો એ ઉપયોગી છે.

પસંદગી માટે એકજ બાબત વિચારવાની છે— ગતિ કરાવવા જેવી છે ? પ્રાણીઓની ગતિનું અનુકરણ સહીસલામતીથી થઈ શકે અને વિમાન મોટર, બાઇસિકલ જેવાં સાધનોનો ઉપયોગ નિયમિત પગલે ચાલવું, અટકવું, નિશાની પ્રમાણે ધીમે ઉતાવળે ચાલવું વગેરેમાં થઈ શકે.

કોઈ કસરત બાળકને અમુક વસ્તુ કે ક્રિયા સૂચવે અને તે ખાસ નામથી ઓળખાય, બાળકો તે કસરત બરાબર અને નિયમિત કરશે અને

નામને લઈને તેને તેમાં વધારે રસ અને આનંદ પડશે. તેમાં બળ ન હોય અને તેનો વધારે પડતો ઉપયોગ ન થાય તો તેથી કસરત ફરી લેતાં લાંબી સમજુતી આપવાનું કામ બચી જાય છે. ઘણાં બાળકોને ગમેલાં નામના થોડા દાખલા નીચે આપ્યા છે. આમાં બાળકની કલ્પનાશકિતનો ઉપયોગ નથી પણ દરેક બાબતમાં કંઇક નિશ્ચિત ક્રિયાની જરૂર પડે છે. દાખલા તરીકે 'પવન ચક્કી' બોલતાં બાળક પવનચક્કી નથી બનતો, હાથ ગોળ ગોળ ફરે છે તેથી તે નામ યાદ આવે છે. ચીંચવો, સોય પરોવવી, પેટીમાંનો જેક એ બીજા દાખલા છે.

## અનુકરણ અને આજ્ઞાથી શીખવવું.

મુખ્યત્વે કરીને અનુકરણદ્વારા શીખવવું જોઈએ, પણ આજ્ઞાથી શીખવવાની રીત ધીમે ધીમે દાખલ કરવી જોઈએ. આજ્ઞાનો અમલ કરતાં ધીમે ધીમે શીખવવું જોઈએ એમ કહેવું બરાબર થશે. આજ્ઞાનો ઉપયોગ શરૂઆતથી થવો જોઈએ પણ તેના તરત અને ચોક્કસ અમલની આશા ન રાખી શકાય. મોટા વર્ગને બધો વખત વાતચીતના રૂપમાં ઉત્તેજક મુખ્ય પાઠ આપી ન શકાય. ઘણા શિક્ષકો આજ્ઞા આપવા ખાસ નિશાની, સીસોટા જેવી, વાપરે છે અને તે રીતે આપેલી આજ્ઞાનો બરાબર અમલ કરાવે છે. રમત અટકાવવા રમતના મેદાનોમાં સીસોટી ઘણી ઉપયોગી છે, પણ અવાજનો ઉપયોગ, એ રીતે આપેલી આજ્ઞા પ્રમાણે કામ કરાવવું એ પણ જરૂરી છે. અવાજથી આજ્ઞા વધારે સારી રીતે સમજાય છે. સીસોટી કે વાજા કરતાં જોઈએ તે વખતે વધારે ઝડપથી તેનો ઉપયોગ થઈ શકે છે, અને તેથી આજ્ઞા સારી રીતે પળાય છે.

બાળકો અનુકરણથી શીખે છે એટલે બાળકને રમત અને કસરતમાં જે આનંદ પડે છે તેની અંદર શિક્ષકે રસ લેવો જોઈએ. તેણે જરૂર પડે ત્યાં ઉદાહરણથી સમજાવવા તત્પર રહેવું જોઈએ અને વારંવાર બાળકો સાથે કામ કરવું જોઈએ, રમવું જોઈએ. વર્ગને આપવાની આ સામાન્ય મદદ ઉપરાંત બાળકોથી કોઈ ઉંચા દેખાય તેવા મનુષ્યે રમતોમાં દોરવણીનું કાર્ય કરવું જોઈએ અને નવી રમતોમાં મુખ્ય ભાગ લેવો જોઈએ. સ્વપ્રયાસ, નેતૃત્વ અને એકરૂપ થઈ જવાની તાલીમમાં બાળકો પોતે નાયક થાય કે મુખ્ય ભાગ ભજવે તેની કીંમત ઘણી છે, છતાં ઘણી વાર આમ કરવાથી રમત ભાગી પડે છે, અને બાળકોને શારીરિક વિકાસમાં મળતો લાભ ઘણો ઓછો થાય છે. પકડવાની રમતોમાં શિક્ષક મુખ્ય ભાગ

ભજવે તો તેથી રસ બેવડો જામે છે અને શારીરિક પ્રગતિ બેવડી થાય છે. શિક્ષક ઝટ નજરે પડે છે, બળવાન અને મોટો હોય છે અને તેથી તે બાળકોમાં વધારે ચતુરાઈ અને ઝડપ લાવી શકે છે.

## સંગીતનો ઉપયોગ

બાળકની શારીરિક કેળવણીમાં સંગીત કીમતી ભાગ ભજવે છે. બધી પ્રાસયુક્ત રમતોમાં અને નૃત્યમાં તે જરૂરનું છે, માટે ગૌણ પાઠના કામમાં તેનો ઘણો ઉપયોગ થવો જોઈએ. મુખ્ય પાઠમાં સંગીતની થોડીજ જરૂર હોય છે અને તેનો ઉપયોગ પણ નથી. ઘણી કસરતો માટે સંગીતનું વાજિંત્ર અનુકૂળ નથી અને સંગીત સાથે કસરતો કરવાથી તે કસરતોની ખુબી ચાલી જશે અને ફાયદો થશે નહિ. દોડવું 'કૂચ કરવી' કૂદકા ભરવા, કૂદવું એ નિયમિત ગતિ પ્રમાણે થાય, તેથી ફાયદો પડે અને પ્રસંગોપાત સંગીત સાથે કામ લેતાં બાળકોને આનંદ પડે. આ ઉપરાંત 'સંગીત વર્તુળ' નવદંડા, સંગીત ધક્કા જેવી રમતો સંગીત સાથે મઝાથી રમાય અને બની શકે ત્યારે તે રમતો એવી રીતે રમવી. મુખ્ય પાઠમાં સંગીતની રમતો લેવા જેવી હલનચલનવાળી હોતી નથી, પણ આ રમતો અથવા ચપળતાભરેલું નૃત્ય કે બાલકાવ્યકનું ઉદાહરણ બરાબર આવડે એટલે પાઠને છેડે સારી રીતે લેવાય. બહાર પીઆનોને બદલે સારંગી કે એવું વાજું અને સાથે એક ગીત લઈ શકાય.

## પુનરાવર્તન

બધા શિક્ષકો જાણે છે કે બાળકોને પુનરાવર્તન ગમે છે. ક્રિયા અનુકરણ, કે રમત ફરી થાય તે વાર્તા ફરી કહેવાય તેના જેટલું પ્રિય લાગે છે. બાળકો પુનરાવર્તનની આશા રાખે છે અને તે ન થતાં તેઓ નાઉમેદ બને છે. તેનો વારંવાર લાભ લેવા ન લલચાય તો તેથી શિક્ષકને ઘણી મદદ મળે. તાલીમમાં જેથી ઘણો ફાયદો માલમ પડે અને જેમાં બાળકને ઘણો આનંદ પડેલો હોય તેવી રમતો ફરી લેવામાં શિક્ષકે અચકાવું નહિ. તે સાથે પાઠમાં વિવિધતા આવવી જોઈએ, નવું શીખવાની ઘણી કીમતી મઝા રહેવીજ જોઈએ. કોઈ પણ પાઠ પાછલા પાઠ જેવો ન હોવો જોઈએ. મુખ્ય બાબતો એની એ હોય પણ ગોઠવણ, વિરામ, રમતોના (નાનાં બાળકોને અનુકૂળ ઘણી કસરતી રમતો છે) ફેરફારથી નવો રસ અને વિવિધતા આવવાં જોઈએ.

---

# અમારું આનંદપર્યટન

( ગતાંક પૃષ્ઠ ૨૧૦ થી ચાલુ )

આધુનિક કેળવણીકારો ઉપર જણાવેલા ગીતોને ઘેલછા ગણે છે, પણ તેમનું જીવનરહસ્ય અને કાવ્યરહસ્ય તેમનાથી સમજાતું નથી એમ જણાય છે.

જમવાનો વખત થએલો હોવાથી કિનારે આવી, જમી હોડીમાં બેઠા. પછી મુસાફરી શરૂ કરી શુકલપક્ષની રાત્રી અને નદીના નીર પર થતું યાન સહેજે આનંદદાયક લાગે છે. એમા નવાઈ નથી. " કિરણ ચંદ્ર તણાં રમતાં જળે " એ સૂત્રથી શરૂ થતા કાવ્યનો પ્રત્યક્ષ અનુભવ કરતા અમો ચાણોદ આવી પહોચ્યા. હોડીમાંથી મુકામ ઉઠાવી ધર્મશાળામાં શયન કર્યું.

સવારમાં ઉઠી અમો નદીસ્નાન કરવા ગયા. અમારા પર્યટનનો આ દસમો દિવસ હતો. દસે દિવસ સતત મુસાફરી કરેલી, એટલે આજે આરામ લેવાનો કાર્યક્રમ નક્કી થયો. તેથી કપડા વગેરે ધોઈ મુકામ પર આવી જમી આરામ લીધો. સાંજના ચાણોદથી દોઢ માઇલ છેટે આવેલા ગંગનાથ મહાદેવના સ્થળના દર્શનાર્થે ગયા. નર્મદાના જમણા કિનારા પર આ સ્થળ ઉંચી ટેકરી પર છે. ગંગનાથનું શિવાલય અને સરસ્વતી ગુફા જોવા લાયક છે. અહીં ગંગા સાતમે મોટો મેળો ભરાય છે. પુરાણોની માન્યતા પ્રમાણે આ સ્થળે ગુપ્ત રીતે ગંગાપ્રવાહ આવે છે. તેથી ધાર્મિક દૃષ્ટિએ આ સ્થળ મહત્ત્વનું છે.

પોતાના યોગબળથી ખ્યાતિ પામેલા પરમ બ્રહ્મનિષ્ઠ મહારાજ બ્રહ્માનંદની ભવ્ય પ્રતિમા પદ્માસન સ્થિતિમા સફેદ સ્ફટિકમાંથી કોતરી કાઢેલી છે. તેના ઉપર દસેક વર્ષ પહેલા ભવ્ય મંદિર બાંધેલું છે. આજુ-બાજુ ધર્મશાળાઓ અને ગૌશાળાઓ છે. નદીની ખીણમાં એક નાનો પણ સુંદર અને વ્યવસ્થિત બગીચો છે. મહારાજ વચનસિદ્ધ હતા. આજથી ત્રીસેક વર્ષ પર તેઓ સમાધિસ્થ થયા છે. ગુજરાતમાં તેમના ઘણાક શિષ્યો છે. તેમના સમાધિસ્થ થયા બાદ જગ્યાની વ્યવસ્થા તેમના પટ્ટશિષ્ય ચલવે છે. જગ્યાનો ખરચ ભારે છે, પણ મહારાજના ભાવિક ભક્તો ખર્ચ પૂરો કરે છે. સંસ્થાની આર્થિક સ્થિતિ સારી છે.

સાંજ પડતાં આ મનોરમ્ય સ્થળ છોડી અમો ચાણોદ પાછા આવ્યા. ચાણોદમાં પેસતાંજ દેવળોમાં વાગતા ઘંટ અને ઝાલરોના સુરમ્ય અવાજો

સંભળાયા. હિંદના મૂર્તિપૂજક હિંદુઓના ધાર્મિક ભાવ અને તેમની ધાર્મિક ક્રિયાઓનું પ્રત્યક્ષ દર્શન અમને આ સ્થળે થયું. થોડાં પણ સચવાઈ રહેલાં આવાં ધાર્મિક સ્થળો જોવાથી આર્યધર્મની જાહોજલાલીનું ભાન થાય છે. ગમે તેવા નાસ્તિક માણસને આવે સ્થળે ધર્મ પર શ્રદ્ધા થયા વિના રહેતી જ નથી. મંદિરોના ઘંટનાદો ધીમે ધીમે બંધ થયા. અમો દેવમંદિરોના દર્શન કરી મુકામ પર આવી દૂધાહાર કરી સૂતા. તા. ૨૯ મીના સવારે પાછું પ્રયાણ શરૂ કર્યું. હવે અમો પર્વતીય પ્રદેશમાંથી પસાર થઈ કાંપની રસાળ ભૂમિમાં વહેતી નર્મદાના પ્રવાહમાં મુસાફરી કરતા હતા. બંને કિનારે ઉંચી કરાડો, તે ઉપર આવેલાં ગામો, અને ઉંડાણમાં વહેતી નર્મદાનો દેખાવ પર્વતીય પ્રદેશથી તદન વિરૂદ્ધ પ્રકારનો હતો. ભૂમિરચનાના પ્રભાવથી ભિન્ન પડતા આ પ્રદેશો જોતાંજ કુદરતની ગહન ગતિનું ભાન થાય છે. ત્રણેક માઇલ પસાર કર્યા પછી શુકદેવ અને વ્યાસના મંદિરોની પતાકાઓ જણાવા લાગી. સમસ્ત હિંદને મહાભારત અને ભાગવત જેવા અમૂલ્ય સાહિત્યની બક્ષિસ દેનાર એ પિતાપુત્રના આશ્રમો જોવા અમે અધીરા થઈ રહ્યા. પ્રવાહના વેગ સાથે ચાલતી હોડી જોતજોતામાં વ્યાસાશ્રમ પાસે આવી પહોંચી.

**વ્યાસાશ્રમઃ**—નદીના જમણા કિનારા પર નાના દ્વીપ પર, આ સ્થળ આવેલું છે. પુરાણી કથા છે, કે પહેલાં આ સ્થાન ડાબા કિનારા પર હતું. પણ શ્રી યાજ્ઞવલ્કયાદિ મુનિઓ વ્યાસને આશ્રમે આવ્યા. મહર્ષિએ તેમનો અતિથિસત્કાર કરવા સામગ્રી તૈયાર કરી. અતિથિઓ કહે, અમો ડાબા કિનારા ઉપર કરેલું, તમારૂં આતિથ્ય સ્વીકારીશું નહિ. વ્યાસે નર્મદા-સ્તુતિ કરી. અચળ શ્રદ્ધાના પ્રભાવથી નદી પ્રવાહ બદલાયો. વચ્ચે દ્વીપ પડયો, સ્થળ જમણા કિનારા પર આવ્યું. સત્ય હકીકત ગમે તે હોય, પણ અત્યારે નદીના જમણા કિનારા ઉપર નાના દ્વીપ ઉપર આ સ્થળ છે. વ્યાસે સ્થાપિત વ્યાસેશ્વર મહાદેવ અને તે મહર્ષિની પ્રતિમા ઉપર બાંધેલા વિશાળ મંદિરો આ સ્થળે આવેલાં છે. ભગવાન શ્રીકૃષ્ણના મોટા બંધુ બળદેવે ઉત્તરાવસ્થામાં આ સ્થળે તપ કર્યું હતું. સ્થાનની નજીકમાં પુરીવડ નામનો પુરાણો વડ છે.

**શુકદેવઃ**—" **शुकमुखाद् गलितं फलममृतं.** " આ સૂત્રાનુસાર તે ફળોના અમૃતના સ્વાદ જેવું જ્ઞાનનું આસ્વાદ આપતું પુસ્તક શ્રીમદ્ ભાગવતના સમર્થ લેખક શુકદેવ, તે મત્સ્યગંધાની કુમારાવસ્થામાં મહર્ષિ વ્યાસથી

ઉત્પન્ન થએલા તેમના મહાજ્ઞાની પુત્ર. વ્યાસાશ્રમથી સામે નદીના ડાબા કિનારા પર એ મહર્ષિનો આશ્રમ આવેલો છે. અહીં ઉત્તરાવસ્થામાં મહર્ષિ શુકદેવે પોતાની પાછળની જિંદગી વ્યતિત કરી હતી. તેમના સ્થાપિત કરેલા શુકેશ્વર મહાદેવનું ભવ્ય શિવાલય અને તેની સામે શુકદેવની ધાતુની પ્રતિમા ઉપર બાંધેલું મંદિર છે. આ પુરાણાં સ્થળો પ્રાચીન સંસ્કૃતિની યાદ આપતાં જે ને તે સ્થળમાં જળવાઈ રહ્યાં છે.

આ પુનિત સ્થળોના દર્શન કરી અમે મુસાફરી શરૂ કરી. અહીંથી એકેક માઇલ દૂર નદીના જમણા કિનારા પર કોતરમાં માતા અનુસૂયાનું સુવિખ્યાત દેવાલય આવેલું છે. અમે આ સ્થળે દર્શનાર્થે ગયા.

અનુસૂયાઃ—મહર્ષિ અત્રેય ઋષિની ધર્મપરાયણપત્ની અનુસૂયાના નામથી ગુજરાતની એક અભણ સ્ત્રી પણ અજાણ નથી. સતીના સતીત્વની પરીક્ષા કરવા આવેલા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ ત્રણે દેવો સતીત્વના પ્રભાવથી બાળરૂપ પામી ગયા અને માતાના પારણામાં ઝૂલવા લાગ્યા. આ વાતની ખબર થતાં તેમની પત્નીઓ પોતાના પતિઓને સતીની દયાથી અસલ સ્વરૂપમાં લઈ જવા પામી. પુત્રવિરહના દુઃખથી પિડાતાં સતીને પાછળથી મહર્ષિ અત્રેયથી ગુરુ દત્તાત્રય ( આત્રેયનો દીધેલો ) નામના સમર્થ પુત્રની પ્રાપ્તિ થઈ. તેઓ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશનું ત્રિગુણાતીત રૂપ ગણાયા. તેમની મૂર્તિ ત્રિમુખી હોય છે. તેમના ભવ્ય મંદિરો હિંદમાં સ્થળે સ્થળે જોવામાં આવે છે. આવા સમર્થ પુત્રને જન્મ આપનાર અને અત્રેય ઋષિના નિરંતર સહવાસથી શુદ્ધ સનાતન ધર્મની જ્વલંત આદર્શોનું પાલન કરનાર પવિત્ર માતાના આશ્રમ અને તેમની મૂર્તિનું દર્શન થતાંજ તેમના પ્રત્યે માન અને ભક્તિભીના હૃદયથી શીશ નમે છે. પ્રાચીન સ્ત્રીત્વ અને ઋષિજીવનનો ખ્યાલ આપતું આ સ્થળ આલ્હાદજનક છે.

માતાના દેવળની પાસે નદીના કોતરની માટી ઘસી નર્મદાસ્નાન કરવાથી રક્તપિત્તનો ભયંકર વ્યાધિ મટે છે. તેથી આ સ્થળે વડોદરા રાજ્ય તરફથી રક્તપિત્તના દરદીઓની સારવાર માટે દવાખાનાં બંધાવેલાં છે. દવાખાનાની માવજત અને માટી તથા નદીના જળના યોગથી ઘણા દરદીઓ સારા થયાના દાખલા મળી આવે છે. આ સ્થળ છોડી અમો અમારા જળરથમાં બેઠા, પવનની અનુકૂળતા હતી. સઢ ચઢાવ્યા. નદીના

પ્રવાહ સાથે વાયુના પ્રચંડ બળનો સાનુકૂળ યોગ થવાથી, અમારો જળ-રથ ઘણીજ ત્વરાથી માર્ગ કાપવા લાગ્યો, જોત જોતામાં અમે માલસર આવી પહોંચ્યા. (અપૂર્ણ)

## પસાર દડીની નવી રમત

આ રમત ફૂટબોલ અને નેટ બોલના મિશ્રણ રૂપ છે પણ ફૂટબોલ કરતાં ઘણી ઓછી જગામાં તે રમી શકાય છે. ફૂટબોલ માટેના એક મેદાનમાં નવી ટોળીઓ દડી પસાર રમી શકે. વળી રમત ત્રીસ મિનિટમાં પૂરી થઈ શકે છે એટલે જે શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા મોટી હોય અને રમત માટે પૂરતાં મેદાન ન હોય ત્યાં આ રમત દાખલ કર્યાથી ઓછા ખર્ચે અને થોડી જગામાં વિદ્યાર્થીઓની ઘણી મોટી સંખ્યાને રમતમાં રોકી શકાય છે. ફૂટબોલની એક રમત રમી શકાય તેટલી જગામાં ૫૪ થી ૭૨ વિદ્યાર્થીઓ દડીપસારની રમત રમી શકે છે. વળી તેમાં ખર્ચ પણ ઘણું થોડું આવે છે. યોગ્ય કદનો ફૂટબોલ અને જાળીની ઘેર વાળી કડી જડેલા વાંસડાને એક કાર્ડ બોર્ડ કે દેવદારનું ૨'×૨' નું પાટીઉં જડેલો સ્તંભ, એ સાધનોથી આ રમત રમી શકાય છે. હવે રમત કેવી રીતે રમવી તથા તેના નિયમો શા છે તે જોઈએ. ગમે તેટલી સંખ્યાના બે પક્ષ પાડી રમત રમી શકાય છે, પણ સાધારણ રીતે ૬ થી ૮ ની સંખ્યાનો એક એક પક્ષ હોય તો ઠીક પડે છે. સૌથી પહેલાં એક અનુભવીને સરપંચ તરીકે નીમવો જોઈએ, અને તે સીસોટી વગાડી હુકમો આપે તે પ્રમાણેજ ખેલાડીઓએ વર્તવું જોઈએ.

ઉપર બતાવ્યા પ્રમાણે ૨૫ થી ૩૦ વાર પહોળા ને ૩૦ થી ૪૦ વાર મેદાનને રેખાઓ દોરી સ્પષ્ટ દેખાય તેમ તૈયાર કરવું. મેદાનના બરાબર મધ્યભાગમાં એક મધ્યબિંદુ પાડવું. પહોળાઈની રેખાએથી ૮ વારને છેટે એક એક દંડબિંદુ પાડવું.

### વિજયસ્તંભ.—

સાડા નવ ફૂટ ઉંચા એક વાંસડાનો કે જાડી વળીનો વિજયસ્તંભ બનાવી શકાય. તેને ઉપલે છેડે બોલ સહેલાઈથી પસાર થઈ જાય એવી એક લોખંડની કડી જડેલી હોવી જોઈએ અને કડીને જાળ માફક ગુંથેલી એક જાળી ઘેરની પેઠે લગાડેલી હોવી જોઈએ. જાળી ૧' ૩" કરતાં

છૂટકિક.—

નીચેના દોષો માટે છૂટકિક આપવામાં આવશે.—

૧. દડાને બે સેકન્ડ કરતાં વધારે વખત ઝાલી રાખવા માટે.

૨. દડાને કબજામાં રાખી ત્રણ કે તેથી વધારે પગલાં જવા માટે.

૩. દડા ઉપર સુઈ રહેવા માટે.

૪. ખેલાડીનો પીછો પકડવા માટે.

૫. કોઈ પણ જાતની ગેરવર્તણુક માટે.

( જેને ખરી રમત ન કહેવાય તેવી કોઈ પણ રીતને પંચના અભિપ્રાય પ્રમાણે ગેરવર્તણુક કહેવાય. )

ચેતવણી.—

૧. દડાને લાત મારશો નહિ.

૨. દડાને ઉછાળ્યા કરશો નહિ પણ જેમ બને તેમ જલદી બીજાને પસાર કરજો. રમતથી ખરી મજા ને ખરી ખુબી જલદી અને બુદ્ધિપૂર્વક દડાને પસાર કરવામાં છે.

૩. દડાનો કે સામાવાળા ખેલાડીનો પીછો ન પકડો.

૪. દડાને મુઠ્ઠીથી અગર બીજી રીતે મારશો નહિ.

૫. મિજાજ ખોશો નહિ.

દડો :

ફૂટ બોલની મંડળીએ માન્ય કરેલો કોઈ પણ જાતનો ફૂટબોલ ચાલી શકે.

( આ રમત નાનાં બાળકો માટે યોજવી હોય તો તેમની ઉમરના પ્રમાણમાં સ્તંભ ને દડાનું કદ ઘટાડી શકાય. )

પોષાક :

દોડાદોડમાં નડતર રૂપ ન નીવડે તેવો કોઈ પણ જાતનો પોષાક પહેરી શકાય. બે પક્ષો સ્પષ્ટ રીતે સહેલાઈથી જુદાં જણાઈ આવે એવો પોષાક ઇચ્છવા જોગ છે.

રણજીતભાઈ હેરાસરી

---

## શારીરિક કેળવણી

( ગતાંક પૃ. ૧૬૦ થી ચાલુ )

---

### કસરત સંબંધી વિશેષ હકીકત

જે રાત્રીએ ઊંઘ આવતી નથી તે દિવસ દુઃખમય જાય છે એવો ઘણાને અનુભવ હશે. શરીરને દુરસ્ત રાખવા માટે ઊંઘ અને આહાર

પણ જરૂરના છે. ખરેખરી મીઠી ઊંઘ અને આનંદ તો તંદુરસ્ત બાળકજ માણે છે, પણ માણસે ઊંઘ અને આહાર પર કાબુ રાખવો જોઇએ. બંને વધારેલાં વધે અને ઘટાડેલાં ઘટે છે.

ફ્રાન્સ દેશના મહાન નેપોલીઅન બોનાપાર્ટ વિષે કહેવાય છે કે તે જ્યારે ધારે ત્યારે ઊંઘી શકતો. એ કંઇ જેવું તેવું મનોબળ નથી. તે કેટલીક વખત ઘોડા ઉપરજ ઊંઘ લઈ લેતો. મહાન વિજ્ઞાનશાસ્ત્રી થોમ્સ એડિસન પણ ઊંઘ ઉપર સારો કાબુ રાખતો. તે કોઈ પણ વખતે ફકત ૪ કલાકની ઊંઘ લેતો. ઊંઘની ખરી કિંમત માંદા માણસનેજ છે. "રણમાં જ ઝાડની કિંમત છે." ખાધા વગર માણસ કેટલાક દિવસ જીવે, પણ ઊંઘ વગર તે બહુ ઓછું જીવે છે.

શરીરને દુરસ્ત રાખવા હવા, પાણી અને ખોરાક જેટલીજ ઊંઘની પણ જરૂર છે.

ચાલવાથી જે કસરત થાય છે તે ઉત્તમ છે. એને કસરતનો રાજા ગણવામાં આવે છે. જાણીતા વ્યાયામ વિશારદ મેકફેડન ઉપરનો અભિપ્રાય ઉચ્ચારે છે. જગતના મહાપુરુષોએ પણ એનો લાભ લીધો છે, કારણ કે એમાં કોઈ પણ સાધનની જરૂર પડતી નથી. તરવાની કસરત પણ સારી છે, પણ તે મોટાં શહેરોમાં મળવી મુસ્કેલ છે. એમાં અકસ્માત થવાનો સંભવ રહે છે. વર્તમાન વૈદો અને નિષ્ણાતોનો એવો અભિપ્રાય છે કે સ્ત્રી અને પુરુષ બંનેને ચાલવાની કસરતથી અદ્દભુત લાભ થાય છે. તેનાથી હિસ્ટીરીઆ અને મગજની નબળાઇના કેટલાક રોગ નાબુદ થાય છે આ જમાનામાં કબજીઆતના રોગની ફરિઆદ ઘણી છે અને તે ચાલવાની કસરતથી મટી જાય છે. ચાલવાનો સારો વખત પ્રાતઃકાળનો છે, અને બીજે નંબરે સાંજનો છે. ચાલવું તે પણ ટટાર. લબડતા કે ઢીલા ચાલવાથી શરીરને નુકસાન થાય છે.

આપણા તીર્થસ્થળો ડુંગર પર કે નદીકિનારે શાથી રાખ્યાં છે? ચોકખી હવા મળે, જાત્રા કરવા જતાં કસરત મળે, મુસાફરી થાય વગેરે અનેક હેતુ અને લાભ થાય છે. ખોરાક પચાવવા શ્રીમંત, ગરીબ, શેઠ રાજા કે સાધુ દરેકને કસરત કરવી પડે છે. આરોગ્ય ઇશ્વરને ત્યાં સૌ સરખા છે, ઇશ્વરના કાયદા સૌને સરખી રીતે લાગુ પડે છે. અપૂર્ણ

## પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રન્થ કર્તા | પ્રગટ કર્તા (ઠેકાણા સહિત) | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | રિમાર્ક |
| --- | --- | --- | --- | --- | --- |
| ૧ | આપણા દેશનો ટુંકો ઇતિહાસ રાજતંત્ર સહિત (સને ૧૯૩૬ની ૪થી આવૃત્તિ) | બી. જે. આક્ડ | મંગળદાસ એન્ડ સન્સ, ભાગાતળાવ, સુરત | ૦—૧૨—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| ૨ | આપણા દેશનો ઇતિહાસ ખંડ બીજો. (ત્રીજી આવૃત્તિ) | " | " | ૦—૧૦—૦ | માધ્યમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| | " ખંડ ત્રીજો ( " ) | " | " | ૦—૧૨—૦ | " |
| | ગણિત ભાગ બીજાનો વધારો | આર. પી. આનડા | " | ૦—૮—૦ | ટ્રેનિંગ સંસ્થાઓમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| | ટ્રે. કૉલેજ અંકગણિત (સને ૧૯૩૬ની બીજી આવૃત્તિ) | | આર. પી. આનડા, મેરીબાઉન મેમોરિયલ ટ્રેનિંગ કૉલેજ, બોરસદ | ૦—૬—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| | ભારતનાં ઇતિહાસની વાતો (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | બી. જે. આક્ડ | કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત | ૧—૮—૦ | " |
| | [illegible]દ્યગ્રંથાવલી પુસ્તક ૬ ગાતા [illegible]ોપાલવ (પહેલી આવૃત્તિ) | ઝેડ. આર. દેસાઈ | પ્રસ્થાન કાર્યાલય, પારસી અગીઆરી પાસે, અમદાવાદ | ૦—૩—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં પાઠ્યપુસ્તક તરીકે. |
| | [illegible]ી ગ્રંથમાળા ચોથું વર્ષ [illegible]ક ૨—કળજુગ. (પહેલી આવૃત્તિ) | આર. ડી. ભટ્ટ | " | ૦—૮—૦ | " |
| ૮ | સરસ્વતી ગ્રંથમાળા પાંચમું વર્ષ પુસ્તક ૧-૨ તુટેલા તાર (પહેલી આવૃત્તિ) | ઝેડ. આર. દેસાઈ | " | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯ | સરસ્વતી ગ્રંથમાળા છઠ્ઠું વર્ષ પુસ્તક ૫-૧ દેવદાસ (પહેલી આવૃત્તિ) | શારદા | ,, | ૦—૮—૦ | ,, |
| ૧૦ | શ્રી રવિન્દ્રનાથ ગ્રંથાવલી પુસ્તક ૨-ચતુરંગ અને બે બહેનો (પહેલી આવૃત્તિ) | એન. પરીખ | ,, | ૧—૪—૦ | માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે અને પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૧૧ | ટોલસ્ટોય ગ્રંથાવલી ગ્રંથ ૭ કથાવલી પહેલી (પહેલી આવૃત્તિ) | ભાષાંતર કર્તા ટી. એમ ભટ્ટ | ,, | ૧—૮—૦ | ,, |
| ૧૨ | ,, ગ્રંથ ૮-કથાવલી બીજી (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૧—૪—૦ | ,, |
| ૧૩ | બાલરામાયણ (સને ૧૯૩૬ની ત્રીજી આવૃત્તિ) | લીલાવતી બેન | શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર | ૦-૧૦—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૧૪ | કિશોરકથાઓ ભાગ ૧ (સને ૧૯૩૬ની બીજી આવૃત્તિ) | ગીજુભાઈ | ,, | ૦—૬—૦ | ,, |
| ૧૫ | ,, ભાગ ૨ (સને ૧૯૩૨ની ત્રીજી આવૃત્તિ) | ,, | ,, | ૦—૬—૦ | ,, |
| ૧૬ | આપણા દેશનો ઇતિહાસ પ્રથમ પુસ્તક (સને ૧૯૩૫ની છઠ્ઠી આવૃત્તિ) | એન. કે. ભટ્ટ | ,, | ૦—૬—૦ | ,, |
| ૧૭ | ચિનુનો બાગ | સી. એસ. જરદીન | ઓલ ઇન્ડિઆ લીટરેચર કમિટી, વડોદરા | ૦—૨—૦ | ,, |
| ૧૮ | બાલ ભારત (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | મંજુલા એમ. પંડ્યા | કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ, નાણાવટ, સુરત | ૦—૬—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯ | ચાલો ગણીએ ભાગ ૩ (૧૯૩૬) | એન. એમ. ત્રિવેદી અને એલ. એન. આચાર્ય | ધી નવયુગ સાહિત્ય પ્રકાશન મંદિર, કરાંચી | ૦—૩—૬ | ” |
| ૨૦ | સુગંધિકા ભાગ ૨ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | પરમલ | ગાંડિવ સાહિત્ય મંદિર, સુરત | ૦—૪—૦ | ” |
| ૨૧ | સંતાકુકડી ( ” ) | ... | ” | ૦—૪—૦ | ” |
| ૨૨ | ઝવેર પટેલની ચોથી વાતો ( ” ) | હરિપ્રસાદ વ્યાસ | ” | ૦—૪—૦ | ” |
| ૨૩ | હીરાધર સાથીઆ પોથી ૧ (પહેલી આવૃત્તિ) | હસમુખ પંડિત | હીરાધર કાર્યાલય, સુરત | ૦—૬—૦ | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો માટે અને સ્ત્રીઓની ટ્રેનિંગ સંસ્થાઓ માટે વિદ્યાર્થીઓની લાયબ્રેરી તરીકે. |
| ૨૪ | ” પોથી ૨ (પહેલી આવૃત્તિ) | ” | ” | ૦—૭—૦ | ” |
| ૨૫ | ” પોથી ૩ ( ” ) | ” | ” | ૦—૮—૦ | ” |
| ૨૬ | બાળકોનું રામાયણ ભાગ ૨ (સને ૧૯૩૬ની બીજી આવૃત્તિ) | આર. એન. શાહ | બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા | ૧—૦—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૨૭ | શાળાઓમાં સુથારી કળાનું શિક્ષણ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | આઈ. ડબ્લ્યુ સુમા | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ | ૦—૮—૦ | એગ્રીકલ્ચરલ બાયસ ક્લાસોમાં અને ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૨૮ | સાથીઆ યાને રંગોળી (સને ૧૯૩૭ની બીજી આવૃત્તિ) | રામલક્ષ્મી શાસ્ત્રી | મિસિસ રામલક્ષ્મી શાસ્ત્રી, ઠે. એચ. એન. શાસ્ત્રી, બીજું ફાનસ વાડી, મોતી બિલ્ડીંગ, ત્રીજે માળ, મુંબઈ ૨ | ૦—૩—૦ | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ સંસ્થાઓ માટે વિદ્યાર્થીઓની લાયબ્રેરી તરીકે |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૯ | શ્રી રવિન્દ્રનાથ ગ્રંથાવલી પુસ્તક ૧–બારે અક્ષરે (પહેલી આવૃત્તિ) | એન. પરીખ | પ્રસ્થાન કાર્યાલય, પારસી અગીઆરી પાસે, અમદાવાદ | ૨—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૩૦ | બૃહદ્ ગ્રંથાવલી પુસ્તક ૮ ક્રિકેટની વાતો ભાગ ૨ (પહેલી આવૃત્તિ) | આર. વી. પાઠક | ,, | ૧—૪—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૩૧ | ટોલ્સ્ટોય ગ્રંથાવલી ગ્રંથ ૧– પ્રેમનો દંભ (બીજી આવૃત્તિ) | ભાષાંતર કર્તા પી. એમ ભટ્ટ | ,, | ૧—૪—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૩૨ | ,, ગ્રંથ ૨ સ્ત્રી અને પુરુષ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૧—૦—૦ | ,, |
| ૩૩ | ,, ગ્રંથ ૪ નવો અવતાર ખંડ ૧ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૨—૪—૦ | ,, |
| ૩૪ | ,, ગ્રંથ ૫ નવો અવતાર ખંડ ૨ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૨—૦—૦ | ,, |
| ૩૫ | ,, ગ્રંથ ૬ નવો અવતાર ખંડ ૩ (પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૧—૦—૦ | ,, |
| ૩૬ | ,, ગ્રંથ ૭ દૃષ્ટિ પરીવર્તન ખંડ ૧ (પહેલી આવૃત્તિ) | ભાષાંતર કર્તા વીજયરાય ક. | ,, | ૧—૪—૦ | ,, |
| ૨૭ | મુકં કરોતી વાચાલમ યાને જન્મથી બહેરા મુંગાને બોલતા કરવાની પદ્ધતિ (પહેલી આવૃત્તિ) | ... | પ્રોફેસર હરિ ઓ. દાતે પ્રોફેસર દાતેનું બહેરા મુંગાનું ધર્માદા ઇન્સ્ટીટ્યુશન, મુંબઈ નં. ૨ | ૦—૮—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૮ | શાળોપયોગી માનસશાસ્ત્ર (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | એમ. એચ. ચોકશી | એમ. એચ. ચોકશી, એલિસબ્રિજ, અમદાવાદ | ૧—૧૨—૦ | પ્રાથમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૩૯ | ધી મેડીકલ ગાઈડ અને રેડી રેફરન્સ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | સી. ડી. શાહ | સી. ડી. શાહ, બારડોલી બઝાર, બારડોલી | ૧—૮—૦ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૪૦ | પ્રાથમિક શાળાનો શિક્ષક (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | સી. બી. ભટ્ટ | સી. બી. ભટ્ટ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ | ૧—૦—૦ | ,, |
| ૪૧ | મેટ્રિક્યુલેશન ભૂગોળ ( ,, ) | ડી. એમ. દોશી | મંગળદાસ એન્ડ સન્સ, ભાગાતળાવ, સુરત | ૧—૪—૦ | માધ્યમિક સ્કૂલોમાં પાઠ્યપુસ્તક તરીકે. |

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી
ફોર એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના. મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૧૧–૫–૧૯૩૭ ના પત્ર નં. ૬૬૫૨ માં કરેલી સૂચનાનુસાર.)

---

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૬ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૭૦ | રૂ. ૫૦ | રૂ. ૩૫ |
| ૭ માસ | રૂ. ૩૫ | રૂ. ૨૫ | રૂ. ૧૮ |
| ત્રણ માસ | રૂ. ૨૧ | રૂ. ૧૫ | રૂ. ૧૧ |
| એક માસ | રૂ. ૧૦ | રૂ. ૭ | રૂ. ૬ |

## જાહેરખબર

**નવરોજી પેસ્તનજી સ્કોલરશિપ પરીક્ષા:—**

૧ અમદાવાદ શહેરની અથવા તો તેની નજીકમાં આવેલી સરકારે સ્વીકારેલી કોઈપણ શાળામાં અભ્યાસ કરતી બાળાઓને નવરોજી પેસ્તનજી વકીલની ચાર સ્કોલરશિપો આપવા માટેની સ્પર્ધાની પરીક્ષા ગુરુવાર તા. ૧૨મી ઑગસ્ટ સને ૧૯૩૭ અને તે પછીના દિવસોએ રહેવાર-ના અગીઆર વાગ્યાથી સાંજના પાચ વાગતાં સુધી અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ ફોર વીમેનના મકાનમાં લેવાશે.

૨ આ પરીક્ષા મે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબ લેશે. પરીક્ષામાં બેસવાની અરજીઓ મે. ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબને તા. ૧૨ મી જુલાઈ સને ૧૯૩૭ અગર તે પહેલાં તેમને પહોંચે એવી રીતે મોકલી આપવી. તે દિવસ પછી કોઈપણ અરજી લેવામાં આવશે નહિ.

૩ આ પરીક્ષામાં બેસવા ઇચ્છનાર ઉમેદવાર કેટલી ઉમરના હોવા જોઇએ, પરીક્ષા કયા કયા વિષયોમા લેવામાં આવશે, સ્કોલરશિપો કેટલી રકમની તથા કેટલા સમય માટેની છે વગેરે હકીકતની માહીતી આ પરીક્ષાના નિયમો અમદાવાદની બધી માધ્યમિક શાળાઓમાં સને ૧૯૨૯ માં મોકલવામાં આવેલા છે તે ઉપરથી માલમ પડશે.

| | |
|---|---|
| મ્યુનિસિપલ ઓફિસ<br>અમદાવાદ<br>તા. ૧૪ મી મે, સને ૧૯૩૭ | **મણીલાલ ચતુરભાઈ શાહ**<br>પ્રેસિડન્ટ,<br>અમદાવાદ મ્યુનિસિપાલિટિ. |

---

## સ્ત્રીઓ માટેની બાર્ટન ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.

### પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૩૭

આ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૨૩ મી ઑગસ્ટ ને સોમવારે સવારના અગિયાર વાગે કૉલેજના મકાનમાં શરૂ થશે.

આ કૉલેજમાં દાખલ થવાને જે બાઇઓ ઇચ્છા રાખતી હોય, તેમણે નીચે બતાવેલા નમુના પ્રમાણે હકીકતનું એક પત્રક* પોતાની શાળાનાં મુખ્ય શિક્ષિકા મારફત અમારા તરફ મોકલી આપવું. એ પત્રકની સાથે

---

*સૂચના:—દરેક ઉમેદવારનું હકીકતનું પત્રક અલગ મોકલવું એકથી વધુ ઉમેદવારનાં એકઠાં પૂરેલાં પત્રક નહિ ચાલે.

* હકીકતના પત્રક માટે જુઓ શાળાપત્ર પુસ્તક ૭૩ પૃષ્ઠ ૨૮૦.

સ્કૂલ કમિટિના મેમ્બરો તરફથી અથવા પોતાના ગામના કોઈ બે પ્રતિષ્ઠિત ગૃહસ્થો તરફથી મેળવેલા સદ્વર્તનના પ્રમાણપત્રની ત્રણ નકલો મોકલવી. **હકીકતનું પત્રક તથા સદ્વર્તનના પ્રમાણપત્રની ત્રણ નકલો મોડામાં મોડા તા. ૩૨ મી જુલાઈ સુધીમાં અમને મળી જવાં જોઈએ, ત્યારપછી આવેલાં પત્રકો સ્વીકારવામાં આવશે નહિ.**

પ્રાવેશિક પરીક્ષા આપવાના સંબંધમાં ઉમરની કોઇ ખાસ મર્યાદા રાખવામાં આવતી નથી, પરંતુ કોલેજમાં દાખલ થતી વખતે જેની ઉમર પુરાં ૧૫ વર્ષની હોય છે, તેનેજ દાખલ કરવામાં આવે છે. **૧૫ વર્ષથી ઓછી તેમજ ૨૫ વર્ષથી વધારે ઉંમરની બાઇઓને કોલેજમાં દાખલ કરવામાં આવતી નથી.**

પ્રાવેશિક પરીક્ષાનો અભ્યાસક્રમ આ સાથે આપવામાં આવેલ છે.

પરીક્ષાના દિવસો દરમિઆન જે બાઇઓ કોલેજની બોર્ડિંગમાં રહેવા ઇચ્છતી હોય તેણે તે બાબતના ખબર લેડી સુપરિન્ટેન્ડન્ટને અઠવાડીઆ અગાઉથી આપવા. પરીક્ષા પહેલાં ચાર દિવસથી વધારે વહેલાં આવનાર બોર્ડિંગમાં રહેવા ઇચ્છનાર પ્રત્યેક ઉમેદવારે બિછાનું, જમવાનાં વાસણો તથા લોટો પ્યાલો સાથે લાવવાં જોઈએ.

શ્રીઓ માટેની બાર્ટન ટ્રેનિંગ કોલેજ,
રાજકોટ.
તા. ૧૭-૪-૩૭

**મંજુલા મહેતા**
લેડી સુપરિન્ટેન્ડેન્ટ.

---

## બાર્ટન ટ્રેનિંગ કૉલેજ ફોર વિમેન-રાજકોટ

### પ્રાવેશિક પરીક્ષા માટેનો અભ્યાસક્રમ

**વિષય પહેલો અંકગણિતઃ—અ.** ચારે રીતોના સંયુક્ત દાખલા. વિવિધ પરિમાણોની ચારે રીતોના દાખલા. આણુપાણના અપૂર્ણાંકના સરવાળા, બાદબાકી અને ગુણાકાર, [ગુણક અપૂર્ણાંક ન આપવો] સામાન્ય અપૂર્ણાંકની બધી રીતોના દાખલા. ભાજ્ય અને અવિભાજ્ય સંખ્યાઓ અવયવો પાડીને ગુરતમ સાધારણ અવયવ અને લઘુતમ સાધારણ અવયવી ખોળવો. ગુણોત્તર, એકમ પદ્ધતિ. પ્રમાણ, ત્રિરાશિ, સંયુક્ત પ્રમાણ, સાદું વ્યાજ (માત્ર વ્યાજજ ગણવું.) માર્ક ૭૫

**બ સુખગણિતઃ**—૮, ૧૦, ૧૨, ૧૬, ૨૦, ૨૪, ૩૨ અને ૪૦ ના ગુણોત્તરથી થઈ શકે તેવા વ્યવહારૂ હિસાબો મોઢેથી ગણવા. માર્ક ૨૫

**વિષય બીજો ગુજરાતી:**—પાઠ્યપુસ્તક. કન્યા વાચનમાળા પુસ્તક બીજું તથા ત્રીજું.

**ગદ્યપાઠ:**—પુસ્તક બીજું:-પાઠ. ૩,૫,૮,૯,૧૩,૧૫,૧૬,૧૭ ૨૪,૨૮,૩૩,૩૪,૩૬,૩૮ ૩૯,૪૦,૪૧,૪૨,૬૬,૬૯

પુસ્તક ત્રીજું:-પાઠ. ૨,૪,૫,૮,૧૧,૧૨,૧૪,૧૬ ૧૭,૧૮,૨૦,૨૧,૨૫,૨૭ ૨૮,૨૯,૩૧,૩૩,૩૪,૩૬.

**પદ્યપાઠ:**—પુસ્તક બીજું:-પાઠ. ૧૦, ૧૮.

પુસ્તક ત્રીજું:-પાઠ. ૨૬, ૩૦.

**રાસતરંગિણી:**—પનઘટ, જનની, ભાભી, કોયલ બ્હેની, માતૃગંજન અને વાત્સલ્ય.

**વ્યાકરણ:**—નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ, કૃદંત અને અવ્યયના મુખ્ય પ્રકાર. સાદું પદચ્છેદ અને સાદાં વાક્યોનું પૃથક્કરણ.

લેખી પેપર ૭૫ માર્ક મૌખિક પરીક્ષા ૨૫ માર્ક.

**વિષય ત્રીજો ભાષા લેખન:**—**અ.** વાચન પાઠોમાં આવતી તથા ઇતિહાસને લગતી વાતો લખાવવી. પત્રો લખવાની જુદી જુદી તરેહ બતાવવી. ઐતિહાસિક પ્રસંગોનું વર્ણન તથા સ્થળ વર્ણન કરાવવું. માર્ક ૫૦

**બ.** અવિભાગમાં કરાવેલા લેખનનાં સિદ્ધ થએલાં મનોયત્નો સુંદર અક્ષરે લખાવવાં. માર્ક ૨૫

**ક.** શ્રુતલેખન ... ... ... ... માર્ક ૨૫

**વિષય ચોથો ઇતિહાસ**—પાઠ્યપુસ્તક બારોટ કૃત હિંદનો ઇતિહાસ. મહંમદ પેગંબરથી શરૂ કરી ઔરંગઝેબ સુધીનો મુસલમાની સમયનો. માર્ક ૫૦

**ભૂગોળ**—પાઠ્યપુસ્તક ભુગોળ પાઠમાળા પુસ્તક ત્રીજું (અંબાણી અને આચાર્ય કૃત) હિંદુસ્તાન પૂરો. માર્ક ૫૦

**વિષય પાંચમો વિજ્ઞાન:**—**અ** પાઠ્યપુસ્તક ગૃહદીપિકા પુસ્તક પહેલું પૂરૂં. માર્ક ૫૦

**બ.** ચિત્રકામ. કુદરતી નમુના—કરેણ, જાંબુડી, બારેમાસી, ગુલાબ અને જાસુસનું પાંદ અને ડાળખી, બારમાસી અને કરેણનું ફૂલ, કેરી, દાડમ અને ઘીસોડું, વસ્તુચિત્ર—ડોલ, લોટો, કુજો, હાંડો, માટલી, કૂંડું, ગરણી સાથે શીશો, પ્યાલો, તપેલું, કપ-રકાબી અને બરણી.

ડિઝાઇનો—ચોરસ, ત્રિકોણ, રોમ્બસ, ગોળ અને અર્ધ- . .
ગોળની જુદી જુદી ડિઝાઇનો કરાવવી. માર્ક ૫૦

**વિષય છઠ્ઠો સીવણ ફરજિઆત:**—ઝભલું, ગલેચી (ઊનની), ઘાઘરી, ગાજ, ઓટણ, બખીઓ, થીગડું દેવું.

મરજિઆત—દોરા કાઢીને રૂમાલ, પોલકું, ઊનનાં મોજાં માર્ક ૧૦૦

---

## જાહેરખબર

### હંટર ટ્રેનિંગ કોલેજ ફોર મેન—પ્રાવેશિક પરીક્ષા

### સને ૧૯૩૭

૧. આથી જાહેર કરવામાં આવે છે કે હંટર ટ્રેનિંગ કોલેજ ફોર મેનની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૨૩ મી ઓગસ્ટ સોમવાર ૧૧-૦ વાગે આ કોલેજના મકાનમાં શરૂ થશે.

૨. નીચેની કલમ ૩(ક)માં જણાવેલી કોઈપણ પરીક્ષા પાસ થએ ઉમેદવાર કોલેજની પ્રાવેશિક પરીક્ષા આપી શકશે, પરંતુ ૧૬ વર્ષ પછી ઉંમરના તથા ૨૨ વર્ષથી વધારે ઉંમરના ઉમેદવારો કોલેજ સામાન્ય રીતે દાખલ થઇ શકશે નહિ પરંતુ વે. ઇ. સ્ટે. એજન્સિ કોઈપણ સ્ટેટની કે એજન્સિની કોઈપણ શાળામાં ઓછામાં છેલ્લા બે વર્ષ કામ કરતો શિક્ષક ૩૦ વર્ષની ઉંમર સુધી કોલેજમાં દાખલ થઈ શકે

૩. દરેક ઉમેદવારની અભ્યાસ સંબંધી લાયકાત ઓછામાં ઓછી **નીચેમાંથી** એક જોઈશે.

(**क**) સરકારી કેળવણીખાતાએ નિયત કર્યા મુજબ સાતમું ધોરણ પાસ.

(**ख**) વર્નાક્યુલર ફાઇનલ પાસ.

(**ग**) સરકારે મંજુર કરેલી કોઈપણ શાળામાં અંગ્રેજી ધોરણ ચોથું પાસ.

૪. ઉપરની કલમ ૩ જી પ્રમાણેની લાયકાતવાળા ઉમેદવારે મુકરર કરેલા ફોર્મમાં પોતાની અરજી* **તારીખ ૧ લી જુલાઈ ૧૯૩૭ થી તા. ૧ લી ઓગસ્ટ સુધીમાંજ** આ ઓફિસે મળી જાય તેવી રીતે મોકલી આપવી તથા આ અરજીની સાથે ઉમેદવારે પાછળ આપેલા નમુના પ્રમાણેનું સર્ટિફિકેટ ભરાવી મોકલવું.

૫. (**क**) અપૂર્ણ અથવા અનિયમિત રીતે પુરેલાં અને, વખતસર નહિ પહોંચેલા સર્ટિફિકેટ તથા અરજીઓ કોઈપણ સંજોગોમાં સ્વીકારવામાં આવશે નહિ.

---

* અરજીના નમુના તથા હકીકતના પત્રક માટે જુઓ શાળાપત્ર પુસ્તક ૭૩, પૃષ્ઠ ૨૮૫.

(ખ) દરેક ઉમેદવાર માટે જુદી અરજી તથા જુદું સર્ટિફિકેટ જોઈશે. તે સર્ટિ. અને અરજી અરધા કાગળની એક બાજુએ સર્ટિફિકેટ અને બીજી બાજુએ અરજી એમ તૈયાર કરીને મોકલવાં.

૬. પરીક્ષા માટે કાંઈ દાખલ ફી લેવામાં આવશે નહિ પણ સ્ટેશનરી વગેરે ખર્ચના માટે આ ઑફિસ વખતો વખત નક્કી કરે તે રકમ ઉમેદવાર પાસેથી પરીક્ષા શરૂ થયા પહેલાં લેવામાં આવશે.

૭ મુંબઈ સરકારના કેળવણીખાતા તરફથી સને ૧૯૧૩માં પ્રસિદ્ધ થએલા ગુજરાતી સાતમા ધોરણના અભ્યાસક્રમ મુજબ પરીક્ષા લેવાશે પણ તેમાં ફેરફાર કરેલા વિષયની પરીક્ષા નીચે મુજબ લેવાશેઃ—

| | | માર્ક |
|---|---|---|
| ૧. ગુજરાતીઃ— (ક) લેખી પરીક્ષા | ૧. ગુજરાતી સરકારી વાચનમાળા પુસ્તક સાતમાના સામાન્ય જ્ઞાનના પાઠોની લેખી પરીક્ષા | ૬૦ |
| | ૨. વ્યાકરણ, વ્યુત્પત્તિ, પિંગળ અને નિબંધ | ૪૦+૨૫ |
| | ૩. અક્ષર | ૨૫ |
| (ખ) મોઢાની પરીક્ષા | | ૫૦ |

આ પરીક્ષા માટે સાતમી ચોપડીની નીચેની કવિતાઓ મુખપાઠ તથા અર્થ સાથે લેવાને મુકરર કરેલી છેઃ—

પાઠ ૩, ૭, ૧૨, ૧૬ (ફક્ત ધર્મ વિષેની), ૩૨.

૨. સાયન્સ તથા આરોગ્યવિજ્ઞાનના વિષયમાં વે. ઇ સ્ટે. એ. ના મહે. એજ્યુ. એજ્યુ. ઑફીસર સાહેબના સર. નં. ૭ તા. ૨૬–૬–૨૮ થી સુધારેલા અભ્યાસક્રમ પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે (આ અભ્યાસક્રમ "સૌરાષ્ટ્ર શિક્ષક"ના નવેમ્બર સને ૧૯૨૮ના અંકમાં પ્રગટ કરવામાં આવ્યો છે).

૩. ભૂમિતિ તથા ગણિતનો સુધારેલો કાર્યક્રમ મે ૧૯૩૩ના સૌરાષ્ટ્ર શિક્ષકમાં છપાએલ છે તે મુજબ પરીક્ષા લેવાશે.

૮. છેક નાના કદના, કાનની કે આંખની શક્તિમાં ખામીવાળા, બોબડા કે અશુદ્ધ ઉચ્ચારવાળા તથા દાક્તરી પરીક્ષામાં નાપાસ થએલા ઉમેદવારને કૉલેજમાં દાખલ કરવામાં આવશે નહિ.

ઇંટર ટ્રેનિંગ કૉલેજ ફૉર મેન, **બી. કે. કઠેચા**
રાજકોટ તા. ૧૮–૪–૩૭. પ્રિન્સિપાલ.

# શેઠ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજમાં તા. ૨૧-૬-૩૭ના રોજે શેઠ પ્રેમચંદ રાયચંદનું તૈલચિત્ર ખુલ્લું મૂકવાની ક્રિયા.

અમદાવાદની પ્રેમચંદ ટ્રેનિંગ કૉલેજમાં શેઠ પ્રેમચંદ રાયચંદનું તૈલચિત્ર ખુલ્લું મૂકવાની ક્રિયા તા. ૨૧-૬-૩૭ ને સોમવારના રોજ સાંજે સાડા પાંચ વાગે એક ભવ્ય મેળાવડો કરી કરવામાં આવી હતી. મેળાવડામાં ગુજરાતના પાટનગરના વિદ્વાન અને પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. સમારંભની શરૂઆતમાં રા. બા. ભૂપતરાયભાઈ જમીઅતરામભાઈ શાસ્ત્રી ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સપેકટર સાહેબને પ્રમુખ સ્થાને બિરાજવા રા. સા. જનુભાઈ અચરતલાલ સૈયદે દરખાસ્ત મૂકી હતી, અને તે દરખાસ્તને શ્રીયુત રાયચંદ પરીખે અનુમોદન આપ્યું હતું. ત્યારપછી કૉલેજની પ્રેક્ટિસીંગ સ્કૂલ તેમજ ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓએ મનોરંજક ગાયનો ગાયા હતાં. ટ્રેનિંગ કૉલેજના હેડ માસ્તર સાહેબે પ્રસંગને અનુસરી પોતાનું નિવેદન શ્રોતાઓને છટાદાર ભાષામાં વાંચી સંભળાવી શેઠ પ્રેમચંદના ઉત્કૃષ્ટ ગુણો જેને લઈને તેઓશ્રી પોતાનું નામ અમર કરી ગયા છે તેનું સુંદર ઉદ્બોધન કર્યું હતું. ત્યારપછી ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓએ મનોરંજક ભાવનામય અંજલિગીત ગાયું હતું. પછીથી પ્રમુખ સાહેબને શેઠશ્રીનું તૈલચિત્ર ખુલ્લું મૂકવા ટ્રેનિંગ કૉલેજના હેડ માસ્તર સાહેબે વિજ્ઞપ્તિ કરી હતી. છબી ખુલ્લી મુકાયા બાદ પ્રમુખ સ્થાનેથી પ્રમુખ સાહેબે શેઠ શ્રીના ગુણાનુવાદયુક્ત સુંદર ભાષણ કરી કૉલેજના સંચાલકો તેમજ અમદાવાદના શેઠ સાહેબ મોહનલાલ હેમચંદભાઈ ઝવેરી જેમણે આ સુંદર તૈલચિત્ર મોટા ખરચે તૈયાર કરાવી સંસ્થાને ભેટ આપ્યું છે તેમનો આભાર જણાવ્યો હતો. શેઠ શ્રીના ચિરંજીવી શેઠ કલ્યાણભાઈ મોહનલાલ ઝવેરીએ તે મેળાવડામાં હાજરી આપી તેને દીપાવ્યો હતો. પ્રમુખ સાહેબે ભાષણ દરમિઆન કવિ દલપતરામભાઈએ તે વખતે શેઠ પ્રેમચંદને કાવ્ય લખી મોકલ્યાનો ઉલ્લેખ કરી સભામાં અનેરું ચેતન આપ્યું હતું.

ત્યારબાદ શ્રીયુત ડાહ્યાભાઈ દેરાસરી બાર-એટ-લૉએ ઉપકાર પ્રદર્શિત કર્યો હતો; જેને રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈએ અનુમોદન આપ્યું હતું. ત્યારબાદ મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો.

એપ્રિલ માસમાં છપાઈને બહાર પડશે

શ્રી પ્રાણલાલ કીરપારામ દેસાઈ કૃત

## ભરતભૂમિનો ઇતિહાસ

કિંમત ૦-૧૨-૦

આ ઇતિહાસની નવી આવૃત્તિમાં હિંદના ઇતિહાસને લગતી માર્ચ ૧૯૩૭ સુધીની તમામ હકીકત આપવામાં આવેલ છે. તેમજ ૧૯૩૫ના કાયદા મુજબના નવા રાજ્યબંધારણની બહુજ સરળતાથી સમજણ પાડવામાં આવેલ છે. ઉપરાંત દરેક પ્રકરણ દીઠ પ્રશ્નો તથા અગત્યના બનાવોની તવારીખ વગેરે ઉમેરી પુસ્તકને વિસ્તૃત કરવામાં આવેલ છે છતાં કિંમતમાં કશો વધારો કરેલ નથી.

**મોહનલાલ દામોદર મહેતા,** બુકસેલર એન્ડ પબ્લિશર—રાજકોટ.

---

વિદ્યાર્થીઓના લાભાર્થે — કિંમતમાં ઘટાડો

## લેખનકળા-કોપિબુક

પાછળ અક્ષરો ફૂટે નહિ તેવા ઉત્તમ કાગળ પર છાપેલી

૨૪ પાનાં છતાં — કિંમત દોઢ આનો

કેળવણીખાતાએ મંજુર કરેલી. શિક્ષકવર્ગના માન્ય થએલી અને વિદ્યાર્થીઓને વિભૂષિત થતી અમારી લેખનકળા કોપિબુકો માટે આજેજ લખો.

કેળવણીખાતાએ મંજુર કરેલી

લેખનકળા—કોપિબુક

**માધ્યમિક શાળા માટે**

નંબર ૧ થી ૩ — કિંમત દોઢ આનો

---

બહાર પડી છે.

## સચિત્ર થાણા જિલ્લાની ભૂગોળ

(ઐ. થાણા જિલ્લા સ્કૂલ બોર્ડે પ્રાથમિક નિશાળોમાં ચલાવવા માટે મંજુર થએલી.)

**બીજા અને ત્રીજા ધોરણ માટે.**

સુંદર રંગીન નકશા તથા તાલુકાવાર નકશા સાથે સુધારેલી આવૃત્તિ.

**મોહનભાઈ ભુલાભાઈ નાયકે બનાવેલી.**

કિંમત ૦-૪-૦

એન. ડી. મહેતાની કું.

નં. ૩૬૭ કાલબાદેવી રોડ—મુંબઈ

## અનુક્રમણિકા.




કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ત્રિકમલાલ ઘોઆરી, બી. એ., એસ. ટી. સી. ડી.**

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ




આ "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.



પુસ્તક ૭૬ ] . ઑગસ્ટ ૧૯૩૭ [ અંક ૮

**પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.**

## આદર્શ શિષ્ય

આ શીર્ષક નીચે ફેબ્રુઆરિના અંકમાં શિક્ષકો પાસેથી તેમના સ્વતંત્ર વિચારોની માગણી કરવામાં આવી હતી. એકંદરે શિક્ષકોએ ઠીક પ્રમાણમાં પ્રત્યુત્તર વાળ્યો છે, જો કે સ્ત્રીશિક્ષકોએ તેમનો અસહકાર પાછો ચાલુ કરેલો જણાય છે. આ વિષય પર શિક્ષકોએ વિચાર પણ ઠીક કરેલો જણાય છે. આ નીચે આવેલા નિબંધોમાંથી તારવી કાઢેલા કેટલાક વિશિષ્ટ એવા ગુણોની યાદી ટુંકમાં આપવામાં આવે છે. મળેલા નિબંધોમાંથી પ્રથમના બે નિબંધ આ નીચે જણાવેલા છે.

### આદર્શ શિષ્યના ખાસ ગુણો:—

સત્ય; બ્રહ્મચર્ય, ગુરુભક્તિ, વિવેક સાથે સ્વમાન, સ્વાતંત્ર્યપ્રિયતા ને સંયમ, સ્વયં શિક્ષણ ને સ્વયંસ્ફૂર્તિ, જવાબદારી ને સહકારની ભાવના, ઉત્સાહ ને પ્રયત્નશીલતા. નિરોગી શરીર, સ્વયંશિસ્તપાલન, નિષ્કામસેવા, સ્વાવલંબન, આત્મશ્રદ્ધા, શાંતિ, પરોપકાર, જિજ્ઞાસા, ઉદારતા, શારીરિક, માનસિક ને આધ્યાત્મિક પવિત્રતા, સંતોષ ને પ્રસન્નમુખ, પ્રબળ મન ને મનનશક્તિ, વ્યસનાભાવ.

## નિબંધ ૧

જીવનની દષ્ટિએ મનુષ્ય હંમેશાં વિદ્યાર્થીજ છે. શિષ્યની ભાવના અને વર્તન સંબંધી તેની કેળવણી, પરિસ્થિતિ અને આનુવંશિક સંસ્કારો જવાબદાર છે. આદર્શ શિષ્ય અને સાધારણ શિષ્ય એવી વિચારસરણી એજ આપણી ચર્ચાનું કે ફેરફારનું મૂળ છે. વિકાસ અને ક્રાંતિ એજ સજીવપણાનાં લક્ષણ છે. જો આપણે આપણો વિકાસ કરવો હોય તો આપણી સમક્ષ આદર્શ હોવો જોઈએ. આદર્શ વિનાનો મનુષ્ય, સમાજ, ધર્મ, દેશ અને શિક્ષક સુકાન વિનાના વહાણ જેવો છે. જેમ નીતિ વિનાની કેળવણી એ ગવર્નર વિનાની બાઈસિકલ જેવી છે તેવીજ આદર્શ રહિત કેળવણી રાષ્ટ્રના વિકાસને ઘાતક નીવડે છે.

શિષ્યની ભાવના કેળવવી એ માબાપ અને શિક્ષકનું કર્તવ્ય છે. એજ કારણથી પ્રાચીન જમાનામાં આદર્શગુરુઓએ આદર્શ શિષ્યની ઉત્તમ વ્યાખ્યા નક્કી કરી હતી કેઃ—

કાગડાના જેવી ચતુરાઇ, ધ્યાન બગલાના જેવું, નિદ્રા કુતરાના જેવી અલ્પ, બ્રહ્મચર્યપાલન અને અલ્પ આહાર એ વિદ્યાર્થીનાં લક્ષણ છે. આ જમાનામાં પ્રાચીન કેળવણીનાં, સમાજનાં, દેશનાં, વિચારનાં અને સામાન્ય સંસ્કૃતિના લક્ષણો રહ્યાં નથી. હવે તો જગતપ્રેમનું વાતાવરણ, ભ્રાતૃપ્રેમની લાગણી અને વિજ્ઞાનની શોધખોળ એ અગત્યનાં સાંસ્કૃતિક કેન્દ્રો છે. કેળવણી પણ એજ હેતુસર હોવી જોઈએ એટલે આદર્શ શિષ્યે પોતાની ભાવના, વર્તન, પહેરવેશ, ધર્મભાવના, રાષ્ટ્ર પ્રત્યેની ફરજ અને પારલૌકિક ઉન્નત કલ્પના એ નવયુગની નવીન ભાવનાને અનુસરી રાખવાં જોઈએ.

**લક્ષણો–નીતિઃ—**

વર્તમાન હિંદ કે જગતમાં જે ફેરફાર થઈ રહ્યો છે, તેમાં સ્વચ્છંદતા એ ઉધેયના કીડા જેવો નાશકારક રોગ છે. જો આધુનિક વિદ્યાર્થીઓ આ બાબતમાં પોતાના અંકુશ–સંયમ કેળવશે નહિ તો જગતમાં ચારિત્ર્યના બંધન શિથિલ થશે, અને જો ચારિત્ર્યના આદર્શો–પાશવી માર્ગે વિચરશે તો જંગલી પશુ કે આપણામાં કંઈ ફેર રહેશે નહિ.

**૨. માબાપ પ્રત્યેની ભાવના—**

પ્રત્યેક ગામડામાં ફેશન વધતી જાય છે. દેવું કરીને, પરસેવો પાડીને અને વાણીઆ–સાહુકારની અયોગ્ય માગણી સ્વીકારીને જે માબાપો પોતાના

છોકરાને ભણાવે છે તે શેને માટે? છોકરો મોટો થાય અને પોતાના કુટુંબને તારે. કેવી ઉદાર અને પ્રેરક ભાવના! છોકરો બી.એ. કે એમ. એ. થાય અને ગામમાં આવે તો જાણે અધિકારીની માફક સત્તા ચલાવે અને જેનો તેનો તિરસ્કાર કરે. આ જાતનું પ્રત્યાઘાતી દૂષણ આજની કેળવણીએ વિદ્યાર્થીને આપ્યું છે તે કેળવણી પુત્રે પોતાના ચારિત્ર્યથી, વર્તનથી અને માબાપની સેવાથી—સમાજસેવાથી દૂર કરવી જોઈએ. જેણે જન્મ ધારીને માબાપની સેવા કરી નથી તે કેળવણી લીધી છતાં અભણ અને મુરખજ ગણાય. એ ઉપરાંત જે સમાજમાંથી પ્રેરણા, ચારિત્ર્ય અને સંસ્કાર લઈ તે મોટો થયો તેનું ઋણ પણ તેણે પોતાની વિદ્યાથી, શરીરબળથી કે નીતિબળથી પુરૂં પાડવું જોઈએ. ઈટન અને હેરો કૉલેજના વિદ્યાર્થીઓ જગતભરમાં ઉપલા અમૂલ્ય ગુણથીજ તેજસ્વી વિદ્યાર્થીઓ તરીકે પ્રકાશ્યા–પ્રકાશે છે. કેળવણીનો હેતુ પણ વિદ્યાર્થીને સમાજજીવનને લાયક બનાવવા એજ છે.

### ૩. પોતાની શાળા પ્રત્યે ભાવના.—

વિદ્યાર્થી તેના સ્વમાનના અને ઉંચા બુદ્ધિગુણના બળથીજ પોતાની શાળાનું ગૌરવ અહોનિશ વધારી શકે છે. આપણામાં એવાં અનેક ગુપ્તરત્નો પડયાં હશે કે જેઓ ભવિષ્યમાં શિલ્પી, ચિત્રકાર, રાજનીતિજ્ઞ કે મહાન કવિ થવાના હશે. જો શાળામાં વિકાસની પુરેપુરી તક હશે તો એક તો શું પણ અનેક હજારો જવાહીરો ભારતના નામને ઉન્નત કરશે. જે વિદ્યાર્થીઓ સ્વમાની નથી તેઓ પોતાનું અને પોતાના ગુરુઓનું સ્વમાન જાળવી શકતા નથી. ખુશામત જેવા રોગને આદર્શ વિદ્યાર્થીએ નાનપણથીજ દેશનિકાલ આપવો. રૂસોએ જણાવેલા નિયમ પ્રમાણે બાળક જાતેજ કેળવણી લે છે અને પોતાનો વિકાસ જાતકેળવણીથીજ કરે છે; માટે દરેક વિદ્યાર્થીમાં પોતાના જીવનના ભૂષણરૂપ નીચેના ગુણો હોવા જોઈએ. આ ગુણોથીજ તે આદર્શ નાગરિક કે સારો ગૃહસ્થ થઈ શકે છે:

૧. ઉદ્યોગશીલતા
૨. સૌંદર્યપર પ્રેમ
૩. ચારિત્ર્યની ઉજ્જવલ ભાવના
૪. અદેખાઈ કે ઈર્ષાનો સદંતર ત્યાગ
૫. કામ કરવાનો આગ્રહ
૬. બીજા વિદ્યાર્થી પ્રત્યે સાચી લાગણી

છેવટે આદર્શ વિદ્યાર્થી તેજ કે જેના ચારિત્ર્યમાંથી સુસંસ્કૃત પ્રજા જન્મે, જેના બુદ્ધિબળથી લોકો માન આપે અને જે સતત કર્તવ્યશીલતાથી પોતાનું જીવન સફળ કરે.

**ભીખુભાઈ કસનજી નાયક**
ત્રીજું વર્ષ.

**(૨)**

"અણુતર ભણીને ભણી રહ્યા ભણનારા રે!
કદી એમ ન કરશો ઉચ્ચાર, શોધો ગુણ સારા રે!"

**કવિ દલપતરામ**

આજનો શિષ્ય તે આવતી કાલનો નાગરિક છે, દેશજન છે. શિષ્ય કેવો નીવડશે એ પ્રશ્નનો ઉકેલ તેની કેળવણી ઉપર નિર્ભર છે. ઘણું કરીને શિષ્યનાં વિકાસ સ્થાન બે મનાય છેઃ એક માતાપિતાનું ગૃહાંગણ ને બીજું શાળા. જગતને મહાશાળા ગણીએ તો ઘર અને શાળા એ નાનાં જગત છે. મહા જગતમાં આજે ત્રણનાં શાસન ચાલે છેઃ રાજ્ય, સમાજ અને ધર્મ. રાજ્ય, સમાજ અને ધર્મ માનવીને કેળવણીનાં જામ ભરી ભરીને પાય છે. જેવાં તત્ત્વો જીરવે ને પચાવે તેવાં માનવીનાં ઘડતર ને વિકાસ છે.

**'शरदः शतं जीव'** એ ઋષિમુનિઓનું વેદવાક્ય છે. વૃદ્ધાવસ્થામાં મુનિવૃત્તિવાળા થવું હોય, દેહનો અંત આવતાં યોગી થવું હોય, અને યૌવનમાં જિજીવિષાને માટે ધર્મ, અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરવી હોય તો શિષ્યે શૈશવકાળમાં વિદ્યા પ્રાપ્તિ કરવી જોઈએ, કારણ કે તે વિદ્યાપ્રાપ્તિનો મહામૂલો વખત છે, કારણ કે ન ભણવું તેના કરતાં ન જન્મવું એ સારૂં છે.

આદર્શ શિષ્યે પોતાનું જીવન સુખી બનાવવા માટે માણસાઈ કેળવવી જોઈએ; તેટલા માટે પ્રથમ તેણે આત્મશ્રદ્ધાનો ગુણ કેળવવો જોઈએ. અર્જુનને પાઠવ્યું છે કે **"तस्मात् युद्धस्य भारत।"** "Be a hero in the Strife." આદર્શ શિષ્યે હિંમત રાખી, અઘરૂં અઘરૂં છે એમ કહેવા કરતાં, તેની સામે સામનો કરવો જોઈએ. આદર્શ શિષ્ય આત્મશ્રદ્ધાથી મુશ્કેલીઓના દુર્ગની દિવાલો તોડી નાખી વિજયવાન બને છે.

જે માતાપિતાની, ગુરુની અને વડીલોની આજ્ઞામાં રહે છે તે વિદ્યાર્થી સ્વતંત્રતાની ભાવનાઓનો ભક્ત બને છે. આદર્શ શિષ્યની પ્રથમ ફરજ

તેની પાસેથી માગી લે છે કે તેણે તેનાં માતાપિતાને દેવ સમાન ગણવાં, તેમના કહ્યામાં રહેવું ને માબાપની સેવા કરવી. માબાપ, ગુરુ, અને વડીલોની સામે થનાર પુત્ર કે પુત્રીમાં સ્વચ્છંદતા ઉદ્‌ભવ પામે છે, અને એ સ્વચ્છંદતાનો દુર્ગુણ તેના શુભ સંસ્કારોને વિરુદ્ધ દિશામાં લઈ જાય છે, બલ્કે તે શિષ્યનું વિદ્યારૂપી નાવ ખરાબે ચઢે છે ને ભાંગી જાય છે; એટલે આદર્શ શિષ્યે આદરભાવ, નમ્રતા, વિવેક, સચ્ચાઈ, દૃઢતા વગેરે ગુણો કેળવીને જીવનના સોપાનમાર્ગે પ્રસ્થાન કરવું જોઈએ.

જીવનમાં સારૂં તેટલું ગ્રહણ કરવું અને ખરાબ તેટલું ત્યાગી દેવું એવી વિવેકદૃષ્ટિ આદર્શ શિષ્યે કેળવવી જોઈએ. આવી ટેવથી તેનામાં સ્વતંત્રપણે વિચાર કરવાની શક્તિ જાગ્રત થશે. જ્યારે આવી વૃત્તિ જાગ્રત થશે ત્યારે તેને સમજાશે કે આદર્શ શિષ્યે વિદ્યાપ્રાપ્તિ માટે કુમારાવસ્થા અવિવાહિત ગાળવી જોઈએ. તેણે કદાપિ લગ્ન કરવું ન જોઈએ, અને બ્રહ્મચર્ય પાળી આપણા મકાનના પાયાની પેઠે આપણા આચારણનો પાયો મજબુત બનાવવો જોઈએ. જેના સ્નાયુઓ નિર્બળ છે તે પોતાનું સ્વાસ્થ્ય જાળવી શકતો નથી, માટે આદર્શ શિષ્યે સમજવું ઘટે છે કે તંદુરસ્તી અને આરોગ્ય સાચવવા માટે તેણે સુર્યોદય થતાં પહેલાં શયનત્યાગ કરવો જોઈએ અને વહેલા ઉઠી શૌચ સ્નાનાદિક નિત્યકર્મથી પરવારી તેણે ઠીક ઠીક કસરત કરી લેવી જોઈએ.

પ્રાતઃકાળનો વખત માનવીના જીવનમા પવિત્રતા કેળવે છે, એટલે મન સહેજે એકાગ્ર થઈ જાય છે. એકાગ્ર ચિત્તે તેણે અધ્યયન શરૂ કરવું જોઈએ. અધ્યયનમાં વખત પસાર કર્યા પછી તેમાંથી થોડો વખત બચાવીને પોતાનાં ભાઈભાંડુ સાથે હેત અને પ્રેમથી વાતો કરતાં કરતાં તેણે શાળામાં જવાના વખત પહેલાં જમી લેવું જોઈએ જેથી નિશાળના વખતે મોડા થવાય નહિ. જે આદર્શ શિષ્ય નિયમિતપણાની ટેવ કેળવશે તે વખતની કિંમત સમજી શકશે, અને વખત મળતો નથી એવાં બહાનાં કાઢશે નહિ. જમતી વખતે તેણે ધ્યાનમાં રાખવું જોઈએ કે તેણે મિતાહાર ખોરાક શરીરને આરોગ્યપ્રદ હોય તેવોજ લેવો જોઈએ. તેણે ચહા, કોફી, સોડા, લેમન, આઇસક્રીમ વગેરે પીણાં પીવાં નહિ. બીડી સિગારનું તો પછી રહ્યુંજ ક્યાં? જીવન ટકાવી રાખવા માટે આવી વસ્તુઓની જરૂર છેજ નહિ.

સ્વચ્છ પોષાકના તેણે અનુરાગી થવું એ સારૂં છે, પણ તેથી તેના પુજારી થવું ઇષ્ટ નથી. આજના વિદ્યાર્થીઓમાં વાળનો મોહ ઘણોજ

જોવામાં આવે છે, પણ તે બાબતમાં સ્વચ્છતા જાળવવી જોઈએ. આંખની ખાસ કાળજી લેવી જોઈએ. છેક 'પ્યુરીટન' ન બનતાં પહેરવેશમાં છેક છેલબટાઉ ન બની જવું જોઈએ. આજકાલનો વાળ, પહેરવેશ, ચશ્મા વગેરેનો મોહ. "હું કેવો સુંદર દેખાઉં છું" એ ભાવના ઉપર ટકી રહ્યો છે, પણ સાચી સુંદરતા તેમાં રહેલી નથી એ આદર્શ શિષ્યે સમજવું જોઈએ.

શાળામંદિરમાં આવતાં વિનયી થઈ તેણે બીજાં બધા વર્ગના શિષ્યો તરફ માયાળુપણે સ્નેહથી વર્તવું જોઈએ. "મારી શાળા છે" એવી ભાવના તેણે હૃદયમાં રાખી શાળાની મિલ્કતને બગાડવી જોઈએ નહિ. આદર્શ શિષ્યે વર્ગમાં તોફાન ન કરતાં શાન્તિ અને શિસ્તનું પાલન કરવું જોઈએ. શાળાના શિક્ષકવર્ગ તરફ માનથી વર્તવું ઘટે છે. આદર્શ શિષ્ય સમજે છે કે શાળાની કીર્તિ શિષ્યો ઉપરજ છે. વર્ગમાં શિક્ષક શીખવતા હોય ત્યારે તેમના કાર્યમાં ખલેલ પાડવી નહિ. વર્ગમાં વાતચીત કરવી હોય તો તેમની રજા લઈ નેજ કરવી જોઈએ. ચોપડીઓનાં ચિત્રો બગાડવાં જોઈએ નહિ. નોટબુકોમાં લખાણની સ્વચ્છતા જાળવવી જોઈએ. શિક્ષકે ઘરનાં જે પાઠો આપ્યા હોય તે બધા તેણે તૈયાર કરીનેજ શાળામાં આવવું જોઈએ. શિષ્ય પોતે ઘેરથી નિશાળમાં શીખવાના પાઠો તૈયાર કરીને આવ્યો હશે તો તેનામાં વર્ગમાં તોફાન કરવાની વૃત્તિ ઉદ્‌ભવ પામશે નહિ. શિષ્ય જો ભણવામાં ઉત્સુક હશે તો શિક્ષકને સજા કરવાનો અવકાશ રહેશે નહિ. બીજા વિદ્યાર્થીઓની વસ્તુઓને પણ બગાડશે નહિ તે છતાં જો વિદ્યાર્થીનો વાંક હોય અને જો શિક્ષક તેને સજા કરે તો તેણે તે સહન કરી લેવી જોઈએ, કારણ કે આદર્શ શિષ્ય સમજે છે કે ગુનો કરનારને રાજ્ય અને સમાજ જરૂર દંડે છે, આદર્શ શિષ્ય સમજે છે કે તેનો ગુનો બીજાના હિતની આડે આવે છે.

નિશાળમાંથી છૂટયાં પછી, સાંજનો સમય તેણે રમતમાં ગાળવો જોઈએ. ખુલ્લા મેદાનમાં ફરવા જવું કે ક્રિકેટ, ટેનિસ ખેલવાં કે જેથી શરીરને યોગ્ય શ્રમ પહોંચે. પરદેશી રમતો જો આપણી આર્થિક સ્થિતિને પાલવે તેમ ન હોય તો દેશી રમતો રમવી જોઈએ. રમતો રમવાથી શરમાળપણું, અતડાપણું વગેરે નાશ પામશે, અને પોતાના સાથીઓની સાથે સહકાર વૃત્તિ કેળવી શકશે.

વાળુ કર્યા પછી, થોડો વખત વર્તમાનપત્રો ઘરનાં કુટુંબીજનો સમક્ષ વાંચવા અથવાં ઇશ્વરસ્તવન કે સમૂહપ્રાર્થના કરવાની ,આદર્શ

શિષ્યે ટેવ પાડવી જોઈએ. સિવાય શહેરમાં જો સંભાવિત માણસોની સભા હોય તો તેમાં જવાનું ચૂકવું નહિ. શયન કરતાં પહેલાં એકાદ કલાક શાળામાં ભણી ગએલા પાઠોનું મનન કરવું જોઈએ. આખા દિવસમાં કંઈ અયોગ્ય વર્તન કે કાર્ય થયું હોય તેનો પશ્ચાતાપ કરી ઈશ્વર પાસે માફી માગવી જોઈએ. આજકાલમાં નાટક, સિનેમા વિદ્યાર્થીની અરાજકતા ને જાતીય આવેગોનાં પોષક હોવાથી આદર્શ શિષ્યે સદંતર તેનો ત્યાગ કરવો જોઈએ. સિનેમાવાળાઓની વૃત્તિ સમાજ કેળવવાની હોતી નથી, પણ દ્રવ્ય સંપાદન કરવાની હોય છે તે આદર્શ શિષ્યે સમજવું જોઈએ. જે શાળામાં સહશિક્ષણ અપાતું હોય ત્યાં પોતાના મનની વૃત્તિઓને સાવધ રાખી, જેમ આપણા ઘરમાં આપણી બેનો તરફ વિશુદ્ધ દૃષ્ટિ રાખએ છીએ તેમ તેમના સહવાસમાં રાખવી જોઈએ.

જો વિદ્યાર્થી છાત્રાલયમાં રહેતો હોય તો ત્યાં તેણે આળસમાં વખત ગુમાવવો જોઈએ નહિ. ઉદ્યોગી થઈ અભ્યાસક્રમ ચાલુ રાખી માતા-પિતાના પૈસાનો સદ્ઉપયોગ કરવો જોઈએ. કરકસરતાથી રહેવું જોઈએ, સાદાઈ કેળવવી જોઈએ અને માબાપ પાસેથી જોઈએ તેથી વધુ પૈસો મગાવવો નહિ. સારી સ્થિતિવાળા વિદ્યાર્થીઓનું આંધળું અનુકરણ કરવું જોઈએ નહિ. ઉડાઉપણું પોતાનામાં આવવા દેવું નહિ. ગૃહપતિના નિયમો-નું પાલન કરવું જોઈએ. આદર્શ શિષ્યે દુર્ગુણી વિદ્યાર્થીઓના સહવાસમાં કુસંગે ચઢવું જોઈએ નહિ. રજાના દિવસોમાં છાત્રાલયમાં ધાંધલ કે મસ્તી કરવાં જોઈએ નહિ, પણ પુસ્તકશાળામા કે ઉદ્યોગપ્રવૃત્તિમાં મનને રોકી રાખવું જોઈએ. છાત્રાલમમાં તેણે સેવાભાવ કેળવવો જોઈએ, અને સ્વા-શ્રયી થવું જોઈએ, જાતકમાણીથી ધન કમાવાની ધગસ જાગી તો પછી બીજાનું ધન લેવાની વૃત્તિ આપોઆપ ટળી જશે. કોઈનું ચોરીનું ધન લેવું જોઈએ નહિ. અહીં તેણે સારાં પુસ્તકો વાંચવાં ને વિચારવાં જોઈએ, ઉચ્ચ પુરુષોના નમુના નજર આગળ રાખવા જોઈએ.

જે શિષ્ય દાન લઇને ભણતો હોય તેણે સમજવું જોઈએ કે તેણે તે ઋણમાંથી મુક્ત થવું ઘટે છે. દાન આપનારા સાત્વિક જનો દાન પાછું માગતા નથી, પણ આદર્શ શિષ્યે સમજવું જોઈએ કે જેઓ ભણવાને માટે દ્રવ્ય ખર્ચી શકે તેમ નથી તેઓને તેણે મદદ કરવી જોઈએ, અને ભવિષ્યમાં અક્ષરજ્ઞાન આપવાના વ્રતનો સંકલ્પ લેવો જોઈએ. આજનું ભણતર એ તો તેને નોકરી કે કારકુની અપાવી શકશે નહિ, માટે માધ્યમિક

કેળવણી પુરી થયા પછી હુન્નરઉદ્યોગ કે કલાંપોષક ક્ષેત્રામાં દોડી જઈને પોતાને રુચિકર થઈ પડે તેવા જાતમહેનતના ગ્રાની મંજુર થવું પડશે, માટે આદર્શ શિષ્યે આજ કમર બાંધી તે માટે તૈયાર રહેવું જોઈએ; એટલે આ પ્રમાણે ભણતર ભણેલો ભીખ માગશે નહિ. આદર્શ શિષ્યે સમજવું જોઈએ કે પોતાની જ્ઞાતિનો ધંધો ખેડવામાં નાનમ કે શરમ નથી.

ટુંકાણમાં, આદર્શ શિષ્ય જીવનને ઈશ્વરની અણમોલી બક્ષિસ ગણે છે, તે તન, મનથી પવિત્ર રહે છે, સદગુણી થઈ માણસાઈ કેળવે છે, માતા-પિતાની સેવા કરે છે, વડીલોને મદદ કર્તા થઈ પડે છે, તંદુરસ્તી જમાવા શારીરિક શ્રમ કરે છે, શરીરની શુદ્ધિ સ્નાનાદિકથી જાળવે છે, જાતીય આવેગોને સંયમથી રોકે છે, જુઠું લખાણુ લખતો નથી. આત્મશ્રદ્ધા, આજ્ઞાંકિતપણું, એક દૃષ્ટિ, નિયમિતતા, સાહસવૃત્તિ, પોતાની સારી ટેવો, ઉદ્યોગ, સામાજિક સુધારણા, આત્મસંયમ અને કરકસરતા વગેરે જીવનને સુખી બનાવવાના ગુણો કેળવે છે. તે બીભત્સ વર્તન રાખતો નથી શાળામાં અને ઘર આગળ પોતાનું વર્તન-ચાલચલગત અતિ શુદ્ધ રાખે છે. વાંચવામાંથી થોડો સમય બચાવી વેદીઓ ઢોર ન બનતાં ઘરનાં માણસોને ઉપયોગી થઇ પડે છે, માંદાની માવજત કરે છે, આચાર ચોકખા રાખી વિચાર ચોકખા રાખે છે, શિક્ષકવર્ગ સાથે માન અને અદબથી વર્તે છે, નાના શિષ્યોનો સાચો માર્ગદર્શક બને છે, તેમના ઉપર જુલમ ગુજારતો નથી, કોઇને ગાળ દેતો નથી, ચોરી કરતો નથી, કોઈ જાતનું વ્યસન રાખતો નથી. આ પ્રમાણે આવતી કાલનો નાગરિક આદર્શ શિષ્ય ઉગતી પ્રજાનો સત્યદ્રષ્ટા બની માબાપની, શાળાની, સમાજની અને પોતાના દેશની કીર્તિ વધારી “ વસુધૈવકુટુંબકમ્”ની ભાવના પોષી પોતાનુ જીવન કૃતકૃત્ય કરે છે.

**દલપતસિંહ પ્રભાતસિંહ પરમાર બી. એ.**

## આદર્શ શાળા.

શાળાપત્રના વાચક વર્ગ પાસેથી ફેબ્રુઆરિના અંકમાં 'આદર્શ શિષ્ય'ના શીર્ષક નીચે વિચારોની માગણી કરવામાં આવી હતી. શિક્ષકો તરફથી ઠીક પ્રમાણમાં પ્રત્યુત્તર મળ્યો હતો. શ્રીશિક્ષકોએ શાથી અસહકાર પ્રત્યે પાછો આદરભાવ દર્શાવ્યો છે એનું કારણ જણાયું નથી. વિષય તો તદ્દન ?? અને રોજના અનુભવનો હતો, એટલે તેમના ગજા ઉપરાંતનું તો

કામ હતુંજ નહિ; છતાં કોઈ કાર્ય તેવું હોય તોપણ તેની પાછળ સતત વિચારપૂર્વક મંડયા રહેવાથીજ તે સરળ થાય છે, નહિ કે છોડી દેવાથી. વખતે શરમાળપણું પાછું ઉભરાઈ આવ્યું હશે; પરંતુ આ નવા શીર્ષક નીચે–'આદર્શ શાળા' કેવી જોઈએ તે સંબંધી જે વિચારો માગ્યા છે તે સંબંધી સારા પ્રમાણમાં નિબંધો મોકલી આપવા શરમાળપણાને ખંખેરી નાખશે એવી આશા છે. કેટલાકને વખતે એમ લાગતું હશે કે આવા આદર્શ પાછળ વખત ગાળવાથી શો ફાયદો ? તેમને માટે એટલુંજ જણાવીશું કે જે રસ્તે આપણે જવાનું હોય તેની જરા પણ માહિતી ન હોય તો કેટલી મુશ્કેલીઓ પડે એ સુવિદિત છે. આદર્શ જાણ્યા હોય તો તેને પ્રાપ્ત કરવા બને તેટલું કરી શકાય, અને તેમ કરવું એ દરેકની ફરજ છે. કોઈ પણ કામ કરવાને ઇચ્છા હોવી જોઈએ. એકલી ઇચ્છાથી પણ ન બને. એ ઇચ્છાને અમલમાં મૂકવાની જરૂર રહે છે; આને માટે ઇચ્છાશક્તિની જરૂર રહે છે. શિક્ષકમાં જો ઇચ્છાશક્તિનો અભાવ હશે તો બાળકમાં પણ તેમજ હોવાનો સંભવ છે. દરેક શિક્ષકે એ સમજવું જોઈએ કે વંશાનુગત સંસ્કાર ઉપરાંત પરિસ્થિતિ પર બાળકેળવણીનો ઘણો આધાર છે. ઉત્તમોત્તમ પરિસ્થિતિ રચવી એ શિક્ષકનું કામ છે, અને તે માટે તેનામાં ઇચ્છાશક્તિ હોવી જોઈએ. આશા છે કે શિક્ષકો ને શિક્ષિકાઓ (શિક્ષિકા શબ્દ ન છૂટકે જુદો લખવો પડે છે.) સક્રિય ભાગ લઈને બાળકોના હિત માટેની તેમની ઉત્સુકતા પુરવાર કરશે.

---

## શિશુશિક્ષણશાળા

(ગતાંક પૃષ્ઠ ૨૬૧ થી ચાલુ)

### (૬) પરાધીનતા અથવા તો આત્મલાઘવની વૃત્તિ અને પરાધીનતાની લાગણી.—

આવી જાતની વૃત્તિ બાળકના શિક્ષક પ્રત્યેના વર્તનમાં જોવામાં આવે છે, કારણકે તેને એવું ભાન થાય છે કે પોતાને શિક્ષક પાસેથી ઘણું શીખવાનું હોય છે, અને શિક્ષક એ એક એવી વ્યક્તિ છે કે જેને તેને તાબે થઈને રહેવાનું હોય છે. આવી જાતની વૃત્તિ જો અતિશય પ્રમાણમાં જોવામાં આવે તો તેના સંભાળપૂર્વક ઉપાય લેવા જોઈએ; નહિ તો તેવા બાળકના વિકાસમાં આત્મલાઘવની ભાવના વિકસવા માંડશે.

જો નાનું બાળક પોતાની જાતને કંઈ પણ મહત્ત્વ વિનાનું, બીનઅગત્યનું અને અરક્ષિત માનતું હોય તો તેનામાં આત્મવિશ્વાસની લાગણી ઉત્પન્ન થાય અને શાળાના જીવનમાં પોતાનું કર્તવ્ય બજાવતાં તે એક અગત્યનો ભાગ ભજવે છે એમ માની સુખી થાય તેવી રીતનો દરેક પ્રયત્ન કરવો જોઈએ.

## (૭) વાત્સલ્ય વૃત્તિ અને કોમળતાની લાગણી.—

આ વૃત્તિ તમામ પ્રાણીઓમાં તેમજ મનુષ્યમાં ઘણા પ્રબળ પ્રમાણ-માં જોવામાં આવે છે. સાધારણ રીતે બીકણ પ્રાણી પણ જ્યારે તેનું બચ્ચું ભયમાં આવી પડે છે ત્યારે હિંમતવાન અને ક્રોધી બની જાય છે.

નાનું બાળક જ્યારે ઢીંગલી સાથે રમતું હોય છે ત્યારે તેનામાં આ વૃત્તિ અને તેની સહગામી લાગણી જોવામાં આવે છે, પણ તે મર્યાદિત પ્રમાણમાં, કારણકે તે વૃત્તિ કદાચ પછીથી કેળવાય છે. આ વૃત્તિ એવા પ્રકારના વલણનું મૂળ છે કે જે વલણને લીધે તે પ્રેમ અને કોમળતા પ્રદર્શિત કરે છે. એજ વૃત્તિને લીધે બાળકનામાં સહૃદયી વર્તન ઉદ્દભવવા પામે છે—પ્રાણી પ્રત્યે પ્રેમ, માંદા, ઈજા પામેલા કે નિરાધાર માણસોની સંભાળ વગેરે.

આવી મૂળભૂત વૃત્તિઓ ઉપરાંત બીજી અનુગામી વૃત્તિઓ પણ હોય છે; જેવી કે રચનાત્મક વૃત્તિ, સમૂહમાં રહેવાની અને માલકીપણાની વૃત્તિ અને પ્રજનનાત્મક વૃત્તિ; આમાંની પહેલી ત્રણ વૃત્તિઓ બાળકમાં જોવામાં આવે છે, અને શિક્ષકના દૃષ્ટિબિંદુથી તે ઘણી અગત્યની છે.

**માલીકીપણાની વૃત્તિ:**—બાળક જ્યારે ત્રણ વરસનું થાય છે ત્યારે તે તેનાં રમકડાંપર પોતાનો હક ધરાવતું થાય છે, અને તેથી તેને સ્વાર્થી કહેવામા પણ આવે છે, પણ આ વૃત્તિ તે બાળકની શરૂઆતની એવી જાતની જાગ્રત થતી ભાવના છે કે જે વડે તે એમ માને છે કે સમાજની તે એક વ્યક્તિ છે અને તેને અમુક હકો મળેલા છે. વસ્તુઓ એકઠી કરવામાં અને તેના ઉપર માલીકી ધરાવવામાં બાળકોને આનંદ પડે છે. શાળામાં આ વૃત્તિનો સારી રીતે લાભ લઈ શકાય. કેળવણીની દૃષ્ટિએ બાળકોને જે ચીજો ઉપયોગી હોય તે એકઠી કરવા પ્રેરી શકાય, જેમકે નમુના, ટિકિટો, ચિત્રો વગેરે.

પોતાની ચીજોની સંભાળ અને તેના ઉપરની માલીકીની વૃત્તિ ઉપરથી બાળકોને બીજાની માલીકીની વસ્તુઓ પ્રત્યે સંભાળ અને માનની

વૃત્તિ તરફ દોરવી જવાં જોઈએ, તેમજ શાળા અને તેના સરસામાન પ્રત્યે પણ તેવી વૃત્તિ કેળવવી જોઈએ, અને તેનું પરિણામ એ આવવું જોઈએ કે બાળક બીજું ફરનિચર તથા સરસામાન તરફ સંભાળ રાખતાં શીખે અને એ પ્રમાણે જાહેર માલીકીની જે વસ્તુઓ હોય તેનો ઉપયોગ કરવામાં તેને કાળજી રાખવાની ટેવ પડે; પણ આ વૃત્તિ માત્ર ચીજો એકઠી કરવામાંજ દઢીભૂત થાય તો તેનાથી કંજુસાઈ અને કંગાલીઅતપણાનોજ પાયો રચાય છે. બીજાની સાથે પાંતીમા પોતાનો હિસ્સો મેળવવાની ઉદાર-વૃત્તિને જેમ બને તેમ ઉત્તેજન આપવું. જ્યારે બાળકને માલમ પડશે કે આવી જાતનું વર્તન વખાણ કે પ્રશંસાને પાત્ર થાય છે ત્યારે તે તેવી જાતનું વર્તન દાખવવાને વધારે ઉત્સુક પણ બનશે.

**રચનાત્મક વૃત્તિઃ**—આવી જાતની વૃત્તિથી બાળક જ્ઞાન મેળવે છે એટલુંજ નહિ પણ ક્રિયાના સમન્વયમા તે પોતાના સ્નાયુઓ પણ કેળવે છે. વસ્તુઓ બનાવવી એ વૃત્તિ તો લગભગ દરેક બાળકમાં હોય છે, અને બાળકની આ વૃત્તિને પોષવા માટે શાળામાં પુષ્કળ સાહિત્ય (સાધનો) અને તક તેને મળવાં જોઈએ. બાળક જ્યારે કંઇક બનાવવામાં રોકાએલું હોય છે ત્યારે તેની કલ્પનાશક્તિ, સમજશક્તિ અને નિરીક્ષાશક્તિ એ સઘળી શક્તિઓ પ્રયોજાય છે. તેને હવે મેળવેલા અનુભવનો ઉપયોગ કરવાનું અને નવો પ્રાપ્ત કરવાનું હોય છે.

**સમૂહભાવનાઃ**—આ વૃત્તિ ૪–૫ વરસના બાળકમાં સ્પષ્ટ દેખાય છે આ ઉંમરે બાળક પોતાના જેટલી ઉંમરનાં બાળકો સાથે હળવા-મળવામાં આનંદ માને છે. તે પહેલાં તેઓએ તેમની ઉંમરના બાળકના સહવાસમાં આવવા કરતાં તેમનાં વડીલોની સોબત પસંદ કરી હતી, પણ આ ઉંમરે તેની સમાજભાવના જાગ્રત થાય છે. આ વખતે શાળામાં બાળકની યોગ્ય માનસિક રેખા અને સમાજ પ્રત્યેનું તેનું વર્તન યોગ્ય માર્ગે કેળવાય અને તે દઢ થાય તેમ પ્રયત્ન થવા જોઈએ. વ્યક્તિગત હકને બાજુએ મૂકી અથવા ગૌણ રાખી સમાજના જે હકો હોય તે પ્રધાન-પદે અથવા આગળ પડતા આવવા જોઈએ.

શિશુશિક્ષણ શાળાનો આ એક ખાસ ગુણ છે. તે બાળકને એવા પ્રસંગોમાં મૂકે છે કે જે વડે તે સમાજજીવનને અનુરૂપ થતાં શીખે છે, આપલેના સિદ્ધાંત શીખે છે અને બીજાના હકોને માન આપતાં શીખે છે.

અપૂર્ણ

## ત્રીજું વર્ષ.

આ આગલા વર્ષના અભ્યાસક્રમનું કામ ચાલુ રાખવું અને પ્રાથમિક શાળાઓ માટે ચિત્રકામના અભ્યાસક્રમમાં આવી જતા બધા વિષયોનો મહાવરો (આગલા વર્ષના અભ્યાસક્રમ કરતાં વધારે અઘરી વસ્તુઓ પસંદ કરવી).

ઘ ચિત્રકામ (વિષય તરીકે)—

૧ કેળવણીમાં ચિત્રકામનું સ્થાન.

૨ ચિત્રકામની વિદ્યાર્થીઓ પર અસર.

૩ ચિત્રકામ શીખવવાના સિદ્ધાંતો, શિક્ષકોને સૂચના.

ચિત્રકામ અને રંગકામના ( પેઇન્ટિંગના ) સારા જ્ઞાન સિવાય શિક્ષક સફળતાથી ચિત્રકામ શીખવવાની આશા રાખી શકે નહિ. તેણે તેની આસપાસ બને તેટલું ચિત્રકામનું સાહિત્ય એકઠું કરવું જોઈએ. તેણે ચિત્રકળાના અભ્યાસનો કળાના બીજા વિષયો સાથેનો સંબંધ ગાઢ રીતે અને બને તેટલો કુદરતી રીતે જોડવો જોઈએ. તેણે અવલોકન શક્તિ ખીલવવી જોઈએ, અને કુદરતી પદાર્થ ઉપરથી સ્કેચિંગ કરવાને ઉત્તેજન આપવું જોઈએ. તેણે દીવાલો, ભીંતબાઉ અને સીલિંગ વગેરે ઉપર સારાં ચિત્રો રાખવાં જોઈએ અને તે સંબંધી ચર્ચા કરવી જોઈએ. સુંદર અને યોગ્ય આકારોનું નિરીક્ષણ કરવામાં બાળકોને મદદ કરવી જોઈએ, અને ફર્નિચર, ઘરનો સરસામાન વગેરે વિષે તેમને રસ લેતાં શીખવા દેવા જોઈએ, અને ખાસ કરીને આકાર અને રંગની બાબતમાં જે જે સારી રીતે યોજાએલી વસ્તુઓ હોય તેની બરાબર કદર કરતાં શીખવું જોઈએ.

**ટ્રેનિંગ સંસ્થાઓમાં વાપરવાની સામાન્ય પદ્ધતિ અને સાહિત્યો—**

ચિત્રકામના પ્રાથમિક શાળાના અભ્યાસક્રમમાં બતાવેલાં સાહિત્યો વડે ટ્રેનિંગ સંસ્થાના વિદ્યાર્થીઓએ અભ્યાસ કરવો જોઈએ.

સ્ત્રીઓ માટેની ટ્રેનિંગ સંસ્થાઓમાં તેમની જરૂરિઆતોને બંધ બેસે તેવી જાતનાં પેટર્ન ને ડિઝાઈન શીખવવાં; જેવા કે ભરતકામની કિનારી, સારી ચોળીઓ, બોડીસ વગેરે માટે ડિઝાઈનો.

પુરુષો માટેની ટ્રેનિંગ સંસ્થાઓમાં અમુક ખાસ હેતુ માટે ડિઝાઈનો જેવી કે ટાઇલ્સ (લાદીઓ), ચોપડીના પુંઠા વગેરે માટે અને અમુક ખાસ જિલ્લાના અગત્યના હુન્નરઉદ્યોગોને લગતી ડિઝાઇનો. શાળાના અભ્ય-

સક્રમનાં જુદા જુદા વિષયો સાથે ચિત્રકામનો સંબંધ જોડવો. જુદા જુદા વિષયોનાં ચિત્રો બનાવવામાં નીચેના વિષયો બંધબેસતા થશેઃ—

(अ) ઘાસ જેવાં પાનો, જુદી જુદી સ્થિતિમાં ફૂલ અને કળીઓ, મુળીઆં, બીઆં અને તેનાં અંકુરો, ડાળીઓ, પાનના ગુચ્છા, ઝાડ વગેરે.

સૃષ્ટિજ્ઞાન—(ब) ફળ અને શાકભાજી.
(क) જીવજંતુઓ અને પતંગીઆં.
(ड) પક્ષીઓ, પીછાં, પાંખો, પગો, પીંછ, વગેરે.
(इ) ગતિદર્શક માણસના આકારો.

વિદ્યા— પ્રયોગ માટે જરૂરી સાધનો, ખગોળ સંબંધી ડાયાગ્રામ જેવા કે દિવસ અને રાત, ગ્રહણ સંબંધી વગેરે.

ઇતિહાસ— હથિયારો, બખ્તર, યુદ્ધનાં સાધનો, જીવનની રીતભાત, પોષાક, વીરતાનાં કામો વગેરે.

ભૂગોળ— નદી, બેટ વગેરેની વ્યાખ્યાઓ, કુદરતી દૃશ્યો વગેરે.

ગણિત— ભૂમિતિની વ્યાખ્યાઓ, ડાયાગ્રામ, સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર વગેરે સંબંધી.

---

## આપણી શાળાઓ અને શિક્ષકો.

( ગતાંક પૃષ્ટ ૨૬૭થી ચાલુ )

**સ્વાશ્રય માટે તાલીમ આપો.** વળી આપણા જુવાનીઆઓ સ્વાશ્રયી થાય અને પોતાની મેળે નવો માર્ગ શોધી કાઢવા શક્તિમાન થાય તેવું શિક્ષણ આપણે આપવું જોઈએ. આને લીધે એવી જરૂરિઆત ઉભી થાય છે કે વિદ્યાર્થીઓને ફક્ત ભણાવવામાં આવે એટલુંજ નહિ, પણ તેઓ પોતાને માટે અને પોતાનાં કાર્યો માટે સ્વતંત્ર રીતે વ્યવસ્થા કરી શકે તેવી રીતે તેમની દોરવણી બુદ્ધિપૂર્વક કરવી જોઈએ.

સત્તાની વહેંચણી કરતી વખતે શિક્ષકે જોવું જોઈએ કે સ્વતંત્રતાથી તેઓ સંયમ અને શિસ્ત તરફ દોરાય, અને નહિ કે સ્વતંત્રતા અધોગતિ પામી સ્વચ્છંદ બને. આ દિશામાં યોગ્ય રીતે નિયમિત કરેલી પદ્ધતિથી યોજેલી શાળાની પાર્લામેન્ટ, વિદ્યાર્થીઓની કાઉન્સિલ, સન્માનની સભાઓ સ્કાઉટિંગ અને સહકારી વસ્તુભંડાર, ચર્ચા, વાચન, મુખપાઠ, અને નાટ્ય-

સંમાજો વગેરે કહેવાતી અભ્યાસક્રમ બહારની પ્રવૃત્તિઓ ઘણી ઉપયોગી થઈ પડશે.

વળી મોનિટરના પ્રમુખપદ અને શિક્ષકના સલાહકાર પદ નીચે વર્ગની સમિતિઓ જેમાંથી આગળ વધીને શિક્ષકો અને મોનિટરોની શાળા-સમિતિ મુખ્ય શિક્ષકની સલાહ અને અંકુશ હેઠળ બને. વિવાદમંડળ પોતાનામાંથીજ એક સભાપતિ નીમે, પોતાની મેળેજ સભા ચલાવે અને જ્યાં જરૂર હોય ત્યાં શિક્ષકની સલાહ લે. આને લીધે નાગરિકપણું, નેતાગીરી અને સ્વરાજ્યના વ્યવહારૂ પાઠ મળે છે. આ બાબતો વિદ્યાર્થીઓ ઉપર જોખમદારી નાખે છે અને શાળામાં તેમનું સ્થાન નાનુંસુનું નથી. એ જોઈ તેઓ શાળા ઉપર પ્રેમ કરતાં શીખે છે. શાળાના આ જુસ્સા સાથે તેમનામાં ટુકડીનો જુસ્સો રમતના મેદાનોમાં આવશે, અને સ્કાઉટની યોજનામાં પેટ્રોલ માટે રસ ઉત્પન્ન થશે.

**ફુરસદના વખતનો યોગ્ય ઉપયોગ કરતાં શીખવો.**

સારા છંદ અથવા તો લતના સંબંધમાં એટલું કહેવું જોઈએ કે આપણા જુવાન લોકોમાં સામાન્ય રીતે કોઈ છંદ નથી અને તેથી કરીને તેઓ ફુરસદના વખતનો મોટો ભાગ નકામો ગુમાવે છે. સંગીત, છબી પાડવાનું કામ, સ્ટેમ્પ અને ચિત્રોનો સંગ્રહ કરવો અને તેના જેવાં બીજાં કામોની છંદની ખીલવણી થાય એવી સગવડો શાળાએ પુરી પાડવી જોઈએ; એક ચેતવણી આપવી જોઈએ. છંદની અધોગતિ થઈ ગંદી ટેવો પડવી ન જોઈએ, પણ તેનાથી લલિત રસવૃત્તિની ખીલવણી થવી જોઈએ.

**પદ્ધતિસર શારીરિક તાલીમ આપો.**

રમતના સંબંધમાં આપણી પ્રગતિ અભિમાન ધારણ કરવા જેવી હોય એવું કહી શકાય તેમ નથી. રમતગમતો છેલ્લાં કેટલાંએ વર્ષોથી રમાય છે, પણ તે કેવી રીતે? આપણી શાળાના વિદ્યાર્થીઓનો ઘણો ઓછો ભાગ રમે છે અને તેમાંનો અને તેમના શિક્ષકોનો ઘણો થોડો ભાગ રમતગમતો અને શારીરિક તાલીમમાં રસ લે છે. એનું પરિણામ એ આવ્યું છે કે આપણા જુવાનીઆઓમાં ટુકડીના જુસ્સાની અને સંગીન શરીરના બાંધાની ઉણપ છે. જ્યાંસુધી યોગ્ય દિશામાં પદ્ધતિસર પગલાં લેવામાં ન આવે ત્યાંસુધી આ વસ્તુ-

સ્થિતિ સુધારી શકાશે નહિ. ઈંગ્લેંડ જેવા પ્રગતિમાન દેશમાં શારીરિક તાલિમની ઉણપ લાગે છે તો આપણા દેશમાં તે હોય તેમાં નવાઈ શું?

**નાગરિકપણાની તાલીમ આપો**

વળી સામાજિક હિત, સેવા અને સુનાગરિકત્વનો જુસ્સો જે ખાસ કરીને આપણામાં જોવામાં આવતો નથી તે ઉત્પન્ન કરવામાં નિશાળોની વ્યવસ્થાએ મદદ કરવી જોઈએ. સામાજિક જુસ્સો, જ્ઞાન, સ્પષ્ટ વિચારશક્તિ અને નિર્ણયશક્તિ એક સારા નાગરિકમાં હોવાં જોઈએ કે જે વડે તે પ્રમાણિક અને ધૈર્યવાન નેતા પસંદ કરી શકે. સ્પષ્ટ વિચાર કરવાની શક્તિ પ્રાપ્ત કરવા માટે શિક્ષક અને શિષ્ય બન્નેએ અયોગ્ય ખોટા ખ્યાલો દૂર કરવા જોઈએ અને તેથી શિક્ષકે સત્ય અને કલ્પના વચ્ચેનો તફાવત સમજાવવા સારો પ્રયત્ન કરવો જોઈએ. તેણે વિગતો ઉપર ખાસ ભાર મૂકવો જોઈએ અને દરેક દૃષ્ટિએ—આર્થિક, ધાર્મિક, સામાજિક અને ઔદ્યોગિક—તેમનુ વિવેચન કરવું જોઈએ અને તેના વિદ્યાર્થીઓ સત્ય નિર્ણય ઉપર આવવા શક્તિમાન થાય તેવી તેમને મદદ કરવી જોઈએ. ઐતિહાસિક તપાસ કરવાની પદ્ધતિ યુવાન વિદ્યાર્થીઓના મનમાં એવો ખ્યાલ ઠસાવે છે કે પ્રમાણ સિવાય સત્ય નિર્ણય અશક્ય છે અને સત્યની ખાતરી મેળવવા માટે પ્રમાણોને ચાળી જોવાં જોઈએ. આ રીતે ઇતિહાસના સારા શિક્ષણથી વિવેકશક્તિનો વિકાસ થાય છે. હેતુની ગણના કરતાં કરતાં વિદ્યાર્થી નિર્ણય કરતાં શીખે છે. પોતે સમાજનો કેટલો દેવાદાર છે તેવી ભાવના અને પરિણામે સહિષ્ણુતાનો ગુણ તેનામાં વિકસે છે. તે સામાજિક બાબતો જુદા જુદા મુદ્દાથી જોતાં શીખે છે અને વિરોધી અભિપ્રાયને પણ માન આપતાં શીખે છે. આ પ્રમાણે વિદ્યાર્થીઓમાં નાગરિકત્વ અને સમાજહિત પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરવા શિક્ષકને વર્ગમાં ઘણા અવસર મળે છે, પણ આ બાબતમાં ઉપદેશ કરતાં વર્તન વધારે અસર કરે છે. સત્ય વિચાર અને સત્ય આદર્શવાળો શિક્ષક વિદ્યાર્થીઆલમ ઉપર ઘણીજ અસર કરે છે, અને તેઓ સારા નાગરિક કેવી રીતે થઈ શકે તે બતાવી આપે છે. એક લેખકે કહ્યું છે કે "ભવિષ્યના નાગરિકમાં તેના શાળાના સમયે ઇતિહાસ અને નાગરિકત્વના શિક્ષણે પોતાની સામાજિક પરિસ્થિતિ, દુનિયાની પરિસ્થિતિ, પોતાની જોખમદારી અને હકો પ્રત્યે પોતાની ફરજો અને પરિસ્થિતિની શક્યતાઓની તુલનાત્મક પણ આશાવાદી ખ્યાલની સમજ અને કદર ઉત્પન્ન કરવાં જોઈએ. આશાવાદ ઉપર ખાસ ભાર મૂકવો જોઈએ, કારણ ધૈર્ય

અને જુસ્સાથી-તેમજ દ્દઢતાથી અને નિશ્ચયાત્મક વૃત્તિથી રાજકીય અને સામાજિક મુસીબતો દૂર કરવાના કામને યુવાનીના જુસ્સા સાથે સાંધવાનો આ અવસર છે. ગત સમયના મનુષ્યના પ્રયત્ન અને ફતેહના ચોક્સ જ્ઞાન અને સમજથી ભવિષ્યના નાગરિકો ભવિષ્યનું રાજતંત્ર મજબુત અને પ્રમાણુસર બાંધવાની આશા રાખે."

આ પ્રમાણે ફક્ત શાળામાંજ વિદ્યાર્થીઓમાં આવા સદ્દગુણો આપણે દાખલ કરી શકીએ અને તેમને સારા નાગરિક થવાની તાલીમ આપી શકીએ. આપણા વિદ્યાર્થીઓને સામાજિક અને નૈતિક ગુણો શીખવનાર શાળાઓ છે તે નિર્વિવાદ છે. સામાજિક ગુણો ખીલવવા માટેનું ખરેખર શાળાજ કેન્દ્ર છે કે જ્યાં દરેક પ્રકારના અને સ્થિતિના વિદ્યાર્થીઓ એકત્ર થાય છે. શિક્ષક ખરા પ્રકારનું વર્તન, તાલીમ અને વાતાવરણ ઉત્પન્ન કરી સારાં સ્ત્રી, પુરુષો બનાવી શકે. આટલા માટે ઉપદેશ અને વર્તનની સાથે અભ્યાસક્રમ ઉપરાંતની પ્રવૃત્તિઓ જેવી કે રમતો, શાળાનાં મંડળો, વિદ્યાર્થીનાં મંડળો અને સભાઓ, પર્યટનો વગેરે વિશેષતા ઇચ્છવા યોગ્ય છે. આગળ જઈને એમ પણ કહી શકાય કે આપણાં પુખ્ત ઉંમરનાં વિદ્યાર્થીઓના વાલી અને માબાપોને પણ આવા પ્રકારની તાલીમની જરૂર છે કે જેથી પ્રચારકાર્ય કરનારા જે પોતાનો સ્વાર્થ સાધવા લોકોની અજ્ઞાનતાનો લાભ લેવા તૈયાર હોય છે તેમની જાળમાંથી તેઓ છૂટે.

સન્નારીઓ અને સદ્દગૃહસ્થો, આ પ્રમાણે આપને સમજાશે કે કેળવણીના અભ્યાસક્રમ અને પદ્ધતિના સુધારાને બાજુએ

**શિક્ષકોનું કર્તવ્ય**

રાખતાં પણ આપણી કેળવણીની સંસ્થાઓ જે ઉપયોગી સેવા કરી શકે તેમ છે તે કરવા તેમને તૈયાર કરવા ઘણું કરવાનુ રહે છે. અલબત્ત, ઉપર સુચવ્યા મુજબ આપણા શિક્ષકોએ તેમનામાં અને તેમના કામની પદ્ધતિઓમાં સુધારો કરવો જોઈએ. ખરેખર, તેમણે ભૂલવું ન જોઈએ કે શિક્ષણ એ શાસ્ત્ર અને કળા એ બંને છે અને તેથી તેમને પ્રગતિશાળી થવાની જરૂર છે. પ્રાચીન સમયની શિક્ષણપદ્ધતિમાં શિક્ષક વિદ્યાર્થીની વ્યક્તિગત જરૂરિઆત પ્રમાણે શિક્ષણ આપતો, પણ અર્વાચીન સમયની વર્ગપદ્ધતિમાં, કેળવણી જનસમૂહની જરૂરિઆતની વસ્તુ ગણવાના પરિણામે, શિક્ષકના કામની યોજના અને વ્યવસ્થાની વધારે સારી અપેક્ષા રહે છે કે જેથી કેળવણી સરતી અને અસરકારક આપી શકાય. કામની યોગ્ય યોજના અને વ્યવસ્થાની ખામીને લીધે શિક્ષક નિષ્ફળ થાય છે કે જે આપણે વારંવાર જોઈએ છીએ, અને

પરિણામે નબળું આવે છે. અલબત્ત, વર્ગપદ્ધતિમાં વિદ્યાર્થીઓની ગોઠવણી યોગ્ય હોવી જોઈએ. ઉપલા વર્ગમાં ચઢાવતી વખતે તેની યોગ્યતા ઉપર ખાસ લક્ષ આપેલું હોવું જોઈએ, જે હાલની હરિફાઈ કરતી વ્યાપારી શાળામાં ઓછું જોવામાં આવે છે. આવું હોય છતાં પણ યોગ્ય યોજના અને વ્યવસ્થાથી શિક્ષક પોતાની યોગ્યતા ઘણી વધારી શકે છે.

**શિક્ષકનો કઠિન ધંધો**

આ ઉપરથી જણાશે કે શિક્ષકનું કામ ઘણું કઠણ હોય છે. મારી એવી માન્યતા છે કે જે મનુષ્યો શિક્ષકના ધંધામાં પ્રવેશ કરવા માગતા હોય તેમણે તેમ કરતાં પહેલાં આ સંબંધી પુરતો ખ્યાલ કરવો જોઈએ અને તેમણે વગર વિચારે આ કામમાં જોડાવું નહિ. શિક્ષકના કામમાં એક બીજી મુસીબત પણ છે. તેના કામનો બદલો સત્તા અને દ્રવ્યના રૂપમાં મળતો નથી. આથી જે મનુષ્યો બાળકો અને તેમની પ્રગતિમાં રસ લેતા ન હોય તેમને હું આ ધંધામાં પ્રવેશ કરવાની સલાહ આપું નહિ.

**શિક્ષકનો બદલો**

જો શિક્ષકો પોતાના કામમાં ખરેખર રસ લેતા હોય તો પોતાના વિદ્યાર્થીઓને પ્રગતિમાન થવાને મદદ કરવામાં આનંદ લે છે. તેજ તેમની સમગ્ર અને સખત મહેનતનો બદલો છે. જો તેઓ અભ્યાસ ચાલુ રાખે અને સમાજસેવક તરીકે વર્તે તો માનસિક આનંદ પણ અનુભવે. એક લેખકે કહ્યું છે કે, "કદાચ શિક્ષકના ગુણગાન કવિ કરશે નહિ, વિદ્વાન માણસોથી તેમનાં જીવનવૃત્તાંત લખાશે નહિ, અગર ઇતિહાસકારોથી તેમની પ્રશંસા થશે નહિ, છતાં સમાજસેવકોમાં આ બીનપ્રશસ્તિ પામેલો શિક્ષક પોતાની ફતેહ પોતાના હાથમાં ધરે છે. તેનો માર્ગ મુસીબતોથી ભલે ભરેલો હોય, સંકટો ભલે વધતાં જતાં હોય, હરહમેશ નિરાશા તેને ભલે મળતી હોય, બેસમજ તેની હંમેશની ધુંસરી ભલે હોય, તોપણ જો તે યુવાન અભિલાષાઓના માર્ગને પ્રકાશિત કરનાર તારાના પ્રકાશ પ્રત્યે નજર રાખે અને આજ પ્રકાશ તરફ તે પોતાનું માથું ઉન્નત રાખે તો મુસીબતોની ભયંકરતા ઓછી થઈ જશે અને તેનો માર્ગ સરળ થશે. આ અભિલાષાઓ તેની અભિલાષાઓ થશે, અને દ્રવ્ય શોધક પોતાના કાર્યનો આનંદ અનુભવે છે, તેવોજ તે પણ પોતાનાં કાર્યનો આનંદ અનુભવશે અને તે પરમેશ્વરનો આભાર માનશે કે તેને માટે જિંદગીમાં આટલું પણ છે."

માં ઓચીંતા ખુણાઓ નહિ બનતાં સર્વે ભાગોમાં ગોળાકાર પલટાઓને લીધે તે લાવણ્યવાળી અને મૃદુ લાગે છે.

ચહેરાના ચાર ભાગ કરી શકાય છે. હડપચીથી નાક સુધી એક ભાગ કહી શકાય. ત્યાંથી આંખ સુધી બીજો ભાગ ગણાય છે, એટલે આખું નાક બીજા ભાગમાં આવી જાય છે. આંખથી કપાળ સુધીનો ત્રીજો ભાગ ગણાય છે, અને બાકીના ભાગને માથાનો ચોથો ભાગ ગણવામાં આવે છે. સામાન્ય રીતે કાન અને નાક સરખા પ્રમાણમાં હોય છે. બાળકોના ચહેરા તેમના શરીર કરતાં પ્રમાણમાં મોટા હોય છે અને નાક, મોં વગેરે પ્રમાણમાં નાનાં હોય છે.

સૌન્દર્યના નમુના તરીકે ગણાતા ઉલેખ્ય માનવ શરીરના પ્રમાણ વિષે આ નીચે થોડી વિગત આપવામાં આવી છે:

આખા માનવ શરીરને સમપ્રમાણ ચીતરવા માટે ચહેરાની લંબાઈને માપ તરીકે રાખવી. પછી શરીરના બીજા ભાગો ચહેરા કરતાં કેટલા ગણા છે તે ખોળી કાઢી એ પ્રમાણમાં બીજા અંગો ચીતરવાં.

જ્યાંથી પગ શરૂ થાય છે તે નિતંબના ભાગ આગળથી પગની પાની સુધીનો ભાગ આખા મનુષ્યશરીરનો બરાબર અર્ધો ભાગ હોય છે, એટલે શરીરના નીચે મુજબ બે સરખા ભાગ થઈ શકે છેઃ (૧) માથાથી તે નિતંબ સુધી અને (૨) નિતંબથી પગની પાની સુધી, એટલે મનુષ્ય શરીરનું મધ્યબિંદુ ડુંટીથી થોડું નીચે હોય છે. પગના જોડાણના (ઘુંટણના) ભાગથી તે ઢીંચણનો ભાગ અને ઢીંચણના ભાગથી નિતંબ સુધીનો ભાગ સરખો હોય છે. તેમજ બન્ને ખભાની વચલી જગ્યા પણ તેટલીજ હોય છે. ખભાથી હાથની કોણી સુધીનો ભાગ ગળાની શરૂઆતથી ડુંટી સુધીના ભાગ જેવડો હોય છે.

મનુષ્યચિત્રલેખનની શરૂઆત માટે વિદ્યાર્થીએ પ્રથમ જીવંત મનુષ્યોની મદદ લેવા કરતાં માટીના હાથ, પગ, નાક, આંખ, અને ચહેરા વગેરેના નમુના પરથી તેનાં રેખાચિત્રો કાઢવાં એ સલાહભરેલું છે, કારણ કે ઘણો વખત બેસાડી રાખ્યા સિવાય વિદ્યાર્થીથી મનુષ્યને ચીતરી શકાતો નથી, અને બહુ સમય સુધી બેસી રહેવાને લીધે સામે બેસનારને કંટાળો આવે છે. માટીનાં પુતળાં ઉપરથી ચિત્રકામ શીખનારને એક એ પણ ફાયદો છે કે મૂકેલી સ્થિતિમાં માટીનું પુતળું ગમે તેટલો વખત રહી શકે છે. જીવતું પ્રાણી લાંબો વખત એકનીએક સ્થિતિમાં રહી શકતું નથી પ્રકાશ અને છાયાનો પણ આવા નમુના પરથી ઉત્તમ અભ્યાસ

કરી શકાય. આથી શરૂઆતનો અભ્યાસ સારો ને સંગીન થાય છે, અને પછીથી જીવંત માનવચિત્રણનો વિષય વિદ્યાર્થીને જરાએ કંટાળાભર્યો લાગતો નથી.

ગતિમાન માનવ ચિત્રલેખનની રીત નીચે પ્રમાણે છે:

ચિત્ર કાઢવા માટે હાડપિંજર જેવી રેખાઓ બનાવવી અને પછી તે પરથી માનવ ચિત્ર તૈયાર કરવું. આવી ગતિમય લીટીઓ કાઢયા પછી તેનાથી શરીરનું ચિત્ર તૈયાર કરવાનો અભ્યાસ કરવો.

કપડાં, બુટ, સ્ત્રીઓના પોશાકો વગેરેની જાહેરખબર માટે થતા ફેશન-ચિત્રોમાં મનુષ્ય આકૃતિ પ્રમાણ કરતાં લાંબી કાઢવામાં આવે છે, જ્યારે ટૂંકાચિત્ર કાઢવામાં ચહેરાના હાવભાવ બતાવવા માટે ચહેરો મોટો કાઢવામાં આવે છે આ સર્વ તેના વિષય પર વધારે આધાર રાખે છે. કુદરતી છાયા, પ્રકાશ વગેરે માટે ખાસ ચિત્રાલેખન કરવું જોઈએ, તેમજ કપડાંની કરચલી માટે પહેરવેશના પ્રકારો વગેરેનો અભ્યાસ પણ કરવો જોઈએ, કેમ કે આ સર્વે આ વિષયમા અગત્યનો ભાગ ભજવે છે.

પી. આર. ટ્રેનિંગ કૉલેજ **દમનલાલ મહેતા**, ચિત્રકામના શિક્ષક.

---

## અમારું આનંદપર્યટન

(ગતાંક પૃષ્ઠ ૨૮૯ થી ચાલુ)

---

**માલસર**—અહીં અંગારેશ્વર નામક મહાદેવનું સુવિખ્યાત શિવાલય છે. પૃથ્વી સુત મંગળે અહીં તપ કરી આ શિવાલયની સ્થાપના કર્યાની હકીકત રેવાખંડમાંથી મળી આવે છે. વિદ્યાનંદ નામના ઋષિએ અભિમંત્રિત ફળ ખાવાથી તેમને ગર્ભ રહ્યો. તેમના મિત્રોએ તેમના ઉદર ઉપર દંડ પ્રહાર કર્યો, તેથી તેમનું પેટ ફાટયું, અને ત્રિજ્યાનંદ નામના મહર્ષિ પ્રગટ થયા. આ સ્થળે તપ કરી સિદ્ધિ મેળવી. આ ઋષિ અયોનિજ કહેવાયા. તેના કારણથી પુરાણોમાં આ તીર્થ અયોનિજ તીર્થ કહેવાય છે. (વાયુપુરાણ, રેવાખંડ અધ્યાય ૧૨૫–૨૮)

ચાલુ જમાનામાં થઈ ગએલા માધવાનંદ નામના સમર્થ મહાપુરુષના આશ્રમનું આ સ્થળ (માલસર) છે. તેઓએ બંધાવેલું સત્યનારાયણનું મંદિર ચાલુ જમાનાના મૂર્તિપૂજક હિંદુધર્મના અનુયાયીઓનાં જ્વલંત નમુના રૂપ છે. મહારાજના ઘણા શિષ્યો મુંબઈ આદિ નગરોમાં છે. તેમના તરફથી આ સ્થળનો ખર્ચ ચાલે છે, આતિથ્ય નમુના રૂપ આ

સંસ્થા છે. અહીંથી અમોએ પછી મુસાફરી શરૂ કરી, નર્મદાના જમણા કિનારે રાજ્યની હદ અને ડાબા કિનારે રાજપીપળા રાજ્યની હદ લાગેલી છે. ભૂમિ રસાળ છે તેમાં કપાસ, જુવાર અને તમાકુ ઇત્યાદિ પાકો જોવામાં આવે છે.

મુસાફરી કરતાં અમો ભાલોદ આવી પહોંચ્યા. ભાલોદ રેવાના ડાબા કિનારા ઉપર રાજપીપળા સ્ટેટના તાબાના થાણાનું ગામ છે. ગામમાં બ્રાહ્મણોની વસ્તી વિશેષ છે. આ સ્થળે ગૌત્તમઋષિએ તપ કર્યું હતું, અને રામચંદ્રે નિવાસ કર્યો હતો. સ્વયંભૂ મનુભગવાને અહીં તપ કરી મોક્ષપ્રાપ્તિ કરી હતી. આ કારણથી પુરાણોમાં આ તીર્થ મોક્ષતીર્થ નામથી ઓળખાય છે. આ પવિત્ર સ્થળ છોડી આગો મુસાફરી કરતા ઝણોર આવી પહોંચ્યા. નદીના જમણા કિનારે ભરુચ જિલ્લાની હદ શરૂ થાય છે. નદીના પ્રવાહના આ સ્થળ આગળથી બે ભાગ થાય છે. બંને પ્રવાહો શુકલતીર્થ આગળ ભેગા થાય છે. આજ દ્વીપ ઉપર કબીરવડ આવેલો છે. બેટની લંબાઈ આસરે ચાર માઇલ જેટલી છે. બેટને કિનારે કિનારે હોડી હંકારાઈ અને અમો કબીરવડ સામે આવેલા નર્મદાના જમણા કિનારા ઉપરના મંગળેશ્વર ગામે મુકામ કીધો. અગાઉ ખબર આપ્યા મુજબ રા. અનોપરામભાઈએ સર્વ બંદોબસ્ત કર્યો હતો. આ ગામ ભરુચના મજમુદારોની ઇનામી જાગીરનું છે. ઇનામદાર પણ આવ્યા હતા. અમારો મુકામ તેમના મકાનમાંજ હતો. રાત્રે વાળુપાણી કરી સુતા. સવારે વહેલા ઊઠી કબીરવડ જોવા માટે ગયા. ઇ. સ. ૧૪૦૦માં મહાત્મા કબીર આ સ્થળે પધારેલા, પાઠ્યપુસ્તકમાં કવિશ્રી નર્મદે કરેલા વર્ણનનો પ્રત્યક્ષ અનુભવ અમને અત્રે થયો. વર્ણન અક્ષરશઃ સત્ય ને યથાર્થ છે. વડની ડૂંજે ડૂંજે ફરી તેની અલૌકિકતા નિહાળી. વડથી નદી અને નદીથી વડ એમ એકબીજાની ન્યૂનતા પુરતાં ઉભય સ્થળો આનંદપ્રદ છે. વડની સુંદરતા નિહાળતા અમોએ નદીમાર્ગે ગમન કર્યું, અને શુકલતીર્થ આવી પહોંચ્યા.

**શુકલતીર્થ**—સુપ્રસિદ્ધ રાજા ચંદ્રગુપ્ત અને તેના મહા અમાત્ય ચાણક્યે આ સ્થળે ઘણો વખત ઇશ્વિરસ્મરણમાં ગાળેલો. તેમના સ્થાપિત શુકલેશ્વર મહાદેવ અદ્યાપિ પર્યંત જેને તે સ્થિતિમાં એક ભવ્ય શિવાલયમાં દૃષ્ટિગોચર થાય છે. તેમના માનમાં દર કાર્તકી પુનમે મોટો મેળો ભરાય છે. પુરાણોમાં આ સ્થળનું માહાત્મ્ય ઘણું વર્ણવેલું છે.

આ સિવાય "ૐકારેશ્વર" નામથી સુવિખ્યાત ભગવાન વિષ્ણુની મૂર્તિ ઉપર બીજું વિશાળ મંદિર અત્રે આવેલું છે. મૂર્તિ સફેદ પત્થરની પાંચ ફુટ ઉંચી છે. લોકોક્તિ છે કે મૂર્તિને ગરમ પાણીએ સ્નાન કરાવવાથી તેની રેતી ખરી પડે છે, એટલે કે પત્થરના જેવા દેખાવની લાગતી આ ભવ્ય મૂર્તિ રેતીનીજ બનેલી છે. નદીના જળમાંથી ૐ શબ્દના ઉચ્ચાર સાથે આ મૂર્તિ સ્વયં પ્રગટ થએલી, તેથી તે "ૐકારેશ્વર" નામે ઓળખાય છે. (રેવાખંડ અ૦ ૬૬-૭૧)

શુકલતીર્થ ભરુચથી આઠ માઇલ દૂર આવેલું છે. અહીંથી ભરુચ સુધી પાકી સડક છે અને મોટરો જાય છે. ગામમાં નર્મદા હાઇસ્કૂલ નામે સારા પાયા ઉપર ચાલતી પ્રાશ્ચાત્ય કેળવણી આપતી સંસ્થા છે.

આ સ્થળ છોડી અમો અમારા મુકામી ગામ મંગલેશ્વર આવ્યા.

**મંગલેશ્વર**—હિરણ્યાક્ષનો વધ કરી પ્રભુ વારાહે આ સ્થળે વિશ્રાન્તિ લીધેલી, તે સ્થળે અમોએ પણ અમારૂં પર્યટન સમાપ્ત કરી વિશ્રાન્તિ લીધી. નદીના જમણા કિનારા પર ભગવાન વારાહની મૂર્તિ છે, અને તે ઉપર અતિપુરાણું મંદિર છે. આ તીર્થ વારાહતીર્થ નામે પુરાણપ્રસિદ્ધ છે. દિવસ શરદ પૂર્ણિમાનો હતો. નદીકિનારે આવેલા આ દેવાલય પાસે બેસી ઉગતા સૌંદર્ય નિહાળતા અમો બેઠા. કેમ્પફાયરનો પ્રોગ્રામ હોવાથી આ અમૂલ્ય અવલોકન છોડી અમો મુકામ પર આવી, તેની તૈયારીમાં રોકાયા. સંસ્થાના રિવાજ મુજબ આ પૂર્ણિમાએ પણ અમોએ અપૂર્વ ઉત્સાહથી કેમ્પફાયર કર્યો; અને પ્રોગ્રામ પુરો થતાં શયન કર્યું. બીજે દિવસે સવારે એટલે તા. ૩૧ મીએ અમો ભરુચ જવા નીકળ્યા. અમારા પર્યટનનો આ તેરમો દિવસ હતો. પૂર્ણિમાએ નદીમાં આવેલી ભરતી અને તેનાં ઉતરતાં પાણી સાથે અમારાં નાવો પવન વેગથી ચાલ્યાં, જોતજોતામાં આઠ માઇલનો રસ્તો વટાવી, અમો ભરુચ નજીક આવી પહોંચ્યા. બી. બી. એન્ડ. સી. આઇ. રેલ્વે કંપનીના ગોલ્ડન બ્રિજ નામથી ઓળખાતા રેલ્વેપૂલ તળેથી પસાર થઈ અમો હાલમાં બંધાએલા નવા પૂલ નીચે દાખલ થયા. નવો પૂલ સિમેન્ટથી બાંધેલો છે. જુના પૂલ કરતાં ખર્ચમાં ઓછો, પણ મજબુતીમાં વધારેપણું ભોગવતો આ પૂલ વૈજ્ઞાનિકોના બુદ્ધિબળની ખાતરી આપે છે. આ સ્થળ છોડ્યા પછી કિનારા ઉપર અમારી હોડીઓ લંગારાઈ, પુનિત નર્મદા મૈયાની ગોદમાં અમો છુટા પડ્યા. અત્યારસુધીની અમારી ૧૩૦ માઇલ નર્મદાના નીર પરની

મુસાફરી પુરી થઈ. નર્મદાના પર્યટન દરમિઆન અમને તેના ભૌગોલિક, ઐતિહાસિક, ધાર્મિક અને વૈજ્ઞાનિક જ્ઞાનની નીચે પ્રમાણે પ્રાપ્તિ થઈ.

સુરપાણ આગળથી નદી આગ્નેય ખડકોમાં વહે છે. તેનો આ ખડકના પ્રદેશનો પ્રવાહ, ગરુડેશ્વર આગળથી પુરો થતાં, કાંપની રસાળ ભૂમિમાં વહે છે. નદીના કિનારે સ્થળે સ્થળે સ્મશાનભૂમિ જોવામાં આવે છે. પણ કોઈ પણ સ્થળે સ્મશાન ભૂમિમાં અસ્થિઓ જોવામાં આવતાં નથી. વૈજ્ઞાનિક રીતે નદીના પાણીના ગુણ તપાસતાં માલમ પડયું છે કે નદીના જળથી અસ્થિઓનું પૃથક્કરણ થઈ તેની રેતી બને છે. પાણી પાચનશક્તિમાં ઘણું સારૂં છે.

ભૌગોલિક દૃષ્ટિએ નદી ઉત્તર હિંદની નદીઓ કરતાં પુરાણી છે, કારણ કે ઉત્તર હિંદની નદીઓ હિમાલયની ઉત્પત્તિ બાદ થએલી છે, જ્યારે આ પુરાણી નદી દક્ષિણના ઉચ્ચ પ્રદેશ સાથેજ પોતાની હયાતી ધરાવે છે. આ નદીનું પાત્ર ભૂમિતળ કરતાં નીચું હોવાથી એમાંથી નહેરો નીકળી શકે એમ નથી.

કિનારા ઉપર અનેક દેવમંદિરો અને યોગીઓનાં આશ્રમો છે. ગંગાના ફળદ્રુપ મેદાનથી લોભાઈ તેનો કબજો મેળવવા અનેક મનુષ્યોના પ્રાણનાં બલિદાન અપાયા, જ્યારે આ નદીના કિનારા ઉપર યોગીઓએ પ્રભુનું ચિંતવન કરી આત્મકલ્યાણ સાધ્યું, માટેજ ધાર્મિક દૃષ્ટિએ આ નદી પવિત્ર મનાય છે. હિંદની કોઈપણ નદીની પરકંમા થતી નથી. ફક્ત આજ નદીની પરકંમા થાય છે.

નદીના કિનારા ઉપર પ્રાચીન કાળમા અનેક યજ્ઞના સમારંભો થએલા તેની નિશાની દેતા કુંડો અને ભસ્મના નાના નાના ટેકરાઓ તેની સાક્ષી પુરે છે. આ પુનિત નદીના દર્શનથી પાવન થઈ અમો અમારા વતન જવા માટે ભરુચ સ્ટેશન પર આવ્યા. નદીથી છુટા પડવું તે "ક્ષીણે પુણ્યે મર્ત્યં લોકે વિશન્તિ" એ ન્યાય જેવું હતું

**ભરુચ**—ગુજરાતનું પુરાતન કાળથી પ્રસિદ્ધિ પામેલું આ સ્થળ રેલ્વે કંપનીનું મુખ્ય સ્ટેશન છે. શહેર નદીકિનારે પાઘડીપને વસેલું છે. શહેરના રક્ષણાર્થે નદીના જળમાંથી કિનારાની ઉંચાઈ સુધી ભવ્ય કિલ્લો બાંધી શહેરનું રક્ષણ કરવામાં આવેલું છે. આ સ્થળ ભૃગુઋષિએ સ્થાપિત કરેલું, તેથી તે ભૃગુપુર અથવા ભૃગુકચ્છ નામે ઓળખાય છે. શહેરની પૂર્વ દિશામાં બળીરાજાએ કરેલા દશ અશ્વમેધનું સ્થળ દશાશ્વમેધ

નામે ઓળખાય છે. શહેરમાં પંચાવનથી વધારે પુરાણાં શિવાલયો છે. આ સ્થળનું પ્રાચીન નામ શ્રીનગર હતું. ઇ. સ. ૧૩૦૪ સુધી તે હિંદુ રાજાઓના અમલમાં રહ્યું. ૧૩૦૪ થી ૧૬૭૨ સુધી મુસલમાની અમલ નીચે અને ૧૭૭૨ થી ૧૭૮૩ સુધી કંપની અમલમાં, ૧૭૮૩ થી ૧૮૦૩ સુધી સિંધિઆના રક્ષણ નીચે અને ત્યારપછી અદ્યાપિ પર્યંત બ્રિટિશ રક્ષણ નીચે છે. આ પુરાણા સ્થળનો ઇતિહાસ છે.

સાહિત્યક્ષેત્રને પોતાનો અમૂલ્ય ફાળો આપનાર દિવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરી અને ભૃગુકુળમાં ઉત્પન્ન થએલા રા. કનૈયાલાલ મુન્શીજીની આ જન્મભૂમિ છે.

રેલ્વે ટાઇમ થએલો હોવાથી સ્ટેશન પર આવી પોતપોતાને અનુકૂળ પડતી ટ્રેનમાં બેસી પૂજ્ય પટેલ સાહેબના આશિષ લઈ અમો સર્વ છુટા પડયા. પર્યટન આવા પ્રકારનાંજ હોવાં જોઈએ. સમયસૂચકતાના ગુણ, મુશ્કેલીગાંથી પસાર થવાની શક્તિ, અનુભવદ્વારા મળતું ભૌગોલિક અને ઐતિહાસિક જ્ઞાન આવાં પર્યટનોદ્વારાજ મળે છે, નહિ કે મોજશોખથી કરેલી મુસાફરીદ્વારા.

| અમદાવાદ | મણિશંકર કુબેરજી કોઠારી, |
|---|---|
| પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ | ત્રીજું વર્ષ |

---

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ



( ગતાંક પૃષ્ઠ ૨૮૫ થી ચાલુ )

**મુખ્ય પાઠ.—**

નાનાં બાળકો માટેનો સવારનો કસરતનો પાઠ ઘણો અગત્યનો છે એ પહેલાં જણાવેલું છે. તેનો પુરેપુરો લાભ મેળવવા અને બધી બાજુની ચપળતા આવે તે માટે ચાર કે પાંચથી સાત વરસ સુધીનાં બાળકો માટે યોગ્ય કસરતો સાથેના નમુનારૂપ પાઠો ગોઠવી કાઢયા છે. જરૂર પડે શિક્ષક આ પાઠમાં ફેરફાર કરે, પણ દરેક નિશાળમાં પુરેપુરો અભ્યાસક્રમ લેવા પ્રયત્ન થશે એવી આશા રાખવામાં આવે છે.

વધારે વ્યવસ્થિત કામ શરૂ કરવાના સંબંધમાં જોઈ શકાશે કે એની-એ કસરતો બાલશાળાના પાઠોમાં પહેલા ધોરણના કોઠામાં અને બીજા ધોરણમાં પણ હોય છે. શરૂઆતમાં અનુકૂળ અથવા ઉપયોગી કસરતો બહુ નથી, કારણ કે પ્રગતિ એટલે કે મુશ્કેલી એવી ધીમે વધે છે કે તે ધ્યાનમાં ન લઈએ તો ચાલે એકસરખી મુશ્કેલીની કસરતો વારાફરતી લઈ શકાય, તેનો ફરી ફરી મહાવરો થઈ શકે એ જરૂરનું છે. બાળક કસરત વધારે સારી રીતે કરે અને તેથી વધારે લાભ મેળવે તેમાં પ્રગતિ રહેલી છે. કસરતનો મુખ્ય હેતુ ક્રિયા છે. શરીરની ક્રિયાને ઉત્તેજવી, મોટા સ્નાયુને કસરત આપવી, સાંધા વળે એવા રાખવા, બાળકોને સુખી અને આનંદી બનાવવા એ હેતુ છે અને તે માટે આ કસરતો પૂરતી છે. દાખલા તરીકે દોડવું એ પાંચ વરસના બાળક માટે તેમજ વીસ વરસના માણસ માટે સારી કસરત છે અને એવી બીજી કસરતો છે.

ગૌણ પાઠ.—

પહેલા બતાવેલી રીતે સવારની નિયમિત કસરત થાય તો પછી બપોરની કસરતનો વખત આનંદજનક બનાવી શકાય અને તે વર્ગમાં પણ લેવાય. આમ હોય ત્યારે રમતના મેદાન ઉપર જે કામ ન થઈ શકે તે કામ લેવાય. નૃત્ય, ગીત, ગીત સાથેની રમતો, કૂદવું, દડા ઉછાળવા, એવી રમતો જ્યાં વાદ્ય અને પુરતી જમીન હોય ત્યાં થઈ શકે. વર્ગની અંદર થઈ શકે તેવી અભ્યાસક્રમની કસરતો આ પાઠમાં સવારમાં ન લેવાઈ હોય ત્યારે ખાસ કરીને લેવાય.

શારીરિક કસરત વર્ગમાં લેવામાં આવે ત્યારે બારીબારણાં ઉઘાડી તાજી હવા પૂરતા પ્રમાણમાં આવવા દેવી જોઈએ એ ઘણી અગત્યની બાબત છે.

ગૌણ પાઠમા ફક્ત નૃત્ય આવે, ફક્ત રમતો આવે કે તેમની સાથે પહેલાં કહેલી કસરતો આવે. એ બીજી જાતના પાઠનું ઉદાહરણ નીચે આપેલું છે:—

૧ છૂટથી કૂદકા ભરવા, ચાલવું, દોડવું—સંગીત પ્રમાણે.

૨ અભ્યાસક્રમના પાઠમાંથી એક બે વર્ગમાં કરવાની કસરતો અથવા સમૂહ કસરતો.

૩ એક કે બે સાદાં નૃત્ય અથવા સંગીત પ્રમાણે કૂદકા ભરવા (દરેકને એક દોરડું આપવું) અથવા એક સંગીત સાથેની રમત.

સંગીત સાથેની રમતોની પસંદગીમાં સંભાળ રાખવી જોઈએ કે તે શારીરિક કસરતની અંદર આવી શકે. શારીરિક કસરતના પાઠ માટે સંગીત સાથેની રમત અનુકૂળ ત્યારે ગણાય કે જ્યારે તેના રાગ અને

શબ્દો કૃતિમાં મૂકાય તે પહેલાં સાદા અને સમજાય તેવા હોય અને જેમાં આખો વર્ગ છુટથી જોસભેર થતી કસરતોમાં ભાગ લે. કેટલીક સંગીત સાથેની રમતોમાં ગીત અને નૃત્ય ભેગાં કરેલાં હોય છે, કેટલીકમાં ગીત દરમિઆનમાં કે તેને અંતે રમતનું તત્ત્વ દાખલ કરવામાં આવે છે. (ત્રણ આંધળા ઉંદર, કોઈ પણ જાતની સ્પર્શરમત.)

જ્યારે વર્ગમાં જગા ન હોય અથવા હવા ગરમ હોવાથી ખુલ્લી હવામાં જઈ તેનો લાભ લેવાનું યોગ્ય લાગે ત્યારે પહેલાં કરેલી સુચનાઓ રમતના સ્થળે આપવાના ગૌણ પાઠમાં પણ અમલમાં મૂકાય.

વારાફરતી બધો વખત યોગ્ય જાતની રમતોમાં ગાળી શકાય, વર્ગ માટેની, ચપળતા માટેની રમતો, દડાની રમતો અથવા હેતુપૂર્વકની આનંદજનક કસરત પણ લેવાય.

છેવટે યાદ રાખવું જોઈએ કે ગૌણ પાઠ આનંદજનક છે અને તેમાં અમુક જાતની વ્યવસ્થા જાળવવાની નથી, તેમ છતાં શરીર અને મનની તાલીમ માટે મુખ્ય પાઠ જેટલોજ તે અગત્યનો છે. તેથી તે પાઠની તૈયારી કરવામાં અને તે પાઠ આપવામાં મુખ્ય પાઠ જેટલીજ કાળજી લેવી જોઈએ.

## વ્યૂહરચના.—

વ્યૂહરચનાનો હેતુ એ છે કે બીજા બાળકની વચમાં આવ્યા સિવાય દરેક બાળક પોતાની ગતિ કરી શકે અને બધાં બાળક શિક્ષક જોઈ શકે. નાનાં બાળકો રોજે વળી જાય છે; આ પહેલેથી સુધારવું જોઈએ અને અમુક હદ સુધી બાળકને જેમ વધારે જગા મળે તેમ સારૂં. આ વ્યૂહરચનાનું કામ ધીમે ધીમે દાખલ કરવું જોઈએ અને બાલશાળામાં ફક્ત સાદા વ્યૂહ લેવા જોઈએ. વિવિધતા જરૂરની છે અને વ્યૂહ ઝટ રચવા જોઈએ અને ઝટ છોડી નાખવા જોઈએ. બરાબર ઉપયોગ થાય તો તે કીમતી મદદરૂપ થાય છે. તેથી બાળકને દિશા અને વખતનું ભાન થાય છે, સાદી આજ્ઞાઓ બુદ્ધિપૂર્વક સમજી અમલમાં મૂકી શકે છે અને કામમાં સહકારની લાગણી અનુભવે છે. જો બરાબર ઉપયોગ ન થાય તો ચપળતાભરેલી કસરત પાછળ ગાળવાનો વખત નકામો જાય છે અથવા બાળક પાસે જરૂર કરતાં વધારે ધ્યાન અને સહકારની આશા રખાય છે. અથવા કામ યાંત્રિક અને નિરસ બને છે.

નાનાં બાળકો માટેના પાઠમાં કયા કયા આકારનો ઉપયોગ થઈ શકે તે આગળ આપેલું છે.

# ભાગ ૨

## પ્રકરણ ૫ મું

## કસરતો અને સ્થિતિનું વર્ણન

આ અભ્યાસક્રમની અંદર રહેલા સિદ્ધાંતો સમજી શકાય તે માટે દર્શાવેલી કસરતોનો હેતુ સમજાવવો, મૂળ સ્થિતિ જુદી જુદી સમજાવવી અને કોઠામાં આપેલી કસરતોનાં મુખ્ય ઉદાહરણ આપવાં એ જરૂરનું છે. બાળકો માટે આપેલી ઘણી કસરતો દરેક પાઠ પછી આપેલી નોંધમાં વર્ણવેલી છે. આ પ્રકરણમાં આપેલી મુખ્ય જાતોમાં ફેરફાર હોય તો તે જેમ આવે તેમ કોઠામા વર્ણવેલી છે. નીચે આપેલી બધી સ્થિતિ અને કસરતથી શિક્ષક જાણીતો થાય એ જરૂરનું છે.

### તાલબદ્ધ હલનચલન સાથે કરવાની કસરતો

અભ્યાસક્રમની આ આવૃત્તિમાં પ્રાસ સાથેનાં હલનચલન સાથેની કસરત કરવાની પદ્ધતિનો ઘણો ઉપયોગ કરવામાં આવ્યો છે. અમુક ખાસ પ્રકારની કસરતો માટેજ તે પદ્ધતિ ઉપયોગની છે અને કોઠામાં બતાવેલી હોય તે સિવાય તેનો ઉપયોગ કરવો નહિ.

નિયમિત હલનચલન સાથે થતી કસરત ઇચ્છાના યત્નથી શરૂ થાય છે, કાબુમાં રહે છે અને અટકે છે, પણ ગુરુત્વાકર્ષણનો તેમજ ગુરુશક્તિનો ઉપયોગ ગતિ પુરેપુરી થાય તે માટે થઈ શકે છે. સ્નાયુની કુદરતી સ્થિતિ-સ્થાપકતાનો પણ ઉપયોગ થાય છે.

તાલબદ્ધ કસરત દરમિઆન એક અવયવ એક દિશામાં બને તેટલો દૂર જાય, તે પછી તરત તે પાછો આવવાનું શરૂ કરે છે અને તેનું કારણ એ છે કે લંબાવેલા સ્નાયુ સ્થિતિસ્થાપક છે ( કોણી અને હાથ વારાફરતી પાછળ દબાવો. )

સખત સ્નાયુ અને સાંધા ઉપર આજ્ઞાયુક્ત કસરતો કરતાં આ કસરતો સારી અસર કરે છે અને તેથી તે સાંધાઓની સખતાઈ દૂર કરી તેમનામાં સરળતાથી હાલવાચાલવાની શક્તિ લાવે છે. એ રીતે તે બધી જાતની કસરતોમાં ગતિની મર્યાદા લંબાવે છે અને બરાબર સુંદર રીતે સગવડે કાર્ય થવા દે છે. અમુક ભાગને કસરત આપવી ને આરામ આપવો એ જાતની શક્તિના વિકાસ સાથે આ કસરતોને સંબંધ છે અને

તેમની સાથેજ થાય છે. શારીરિક કેળવણીમાં આ બે સિદ્ધાંતો બહુ ઉપયોગના છે અને જેટલે અંશે વિદ્યાર્થીઓ તેમાં નિપુણતા મેળવે તેટલે અંશે શિક્ષણની કીમતની કસોટી થઈ ગણાય.

શરીરના અવયવ કે અવયવોના હાલવાચાલવાથી ગુરુત્વાકર્ષણ અને વેગશક્તિ ઉત્પન્ન થાય છે, તેનો ઉપયોગ કરી નિયમિતતા સાથેની કસરતો અમુક કુદરતી હદમાં રહે તો થોડી મહેનતે ઘણો ફાયદો મળે છે અને તેથી આજ્ઞાયુક્ત કસરતો કરતાં આ કસરતોમાં ઓછો થાક લાગે છે. ગતિમાં નિયમિતતાની ભાવનાનો વિકાસ થાય છે, અને એક દિશામાંથી સામેની દિશામાં ચાલુ અને જોરથી હલનચલન થાય છે તેથી આ કસરત નિયમિતતા વિનાની કસરતો કરતાં વધારે આહ્લાદ અને આનંદ ઉપજાવે છે. એક કસરતરૂપે જુદી જુદી ગતિરૂપે લેવામાં આવે તેના કરતાં નિયમિતતા સાથે લેવામાં આવે તો થોડા વખતમાં ઘણું કામ થાય છે.

ગતિ નિયમિત થાય કે એકધારી થાય તોપણ તે બરાબર યોગ્ય રૂપે થાય તે ઘણું અગત્યનું છે. પહેલી વાર ગતિ ધીમે ધીમે થાય (કૂદકા ભરવા સિવાયની કસરતોમાં) અને મુખ્ય મુદ્દા ઉપર ધ્યાન અપાય. પછી યોગ્ય જુસ્સા અને ઝડપથી કસરત થાય અને બાળકોને ગતિની અસર લાગે, વેગશક્તિની મદદ અનુભવે અને શિક્ષક તે બધો વખત યોગ્ય પ્રયત્ન થાય તે માટે ઉત્તેજન આપે. સાધારણ રીતે કાદામાં એક નિયમિત હલનચલન પછી નિયમિત ગતિ આવે છે. જ્યારે આમ ન હોય ત્યારે નિયમિત હલનચલન સાથે કરવાની ગતિ એક બે વાર ફરી ફરી આજ્ઞા પ્રમાણે લેવી અને એ રીતે નિયમ અને પ્રગતિની કસોટી કરવી. દાખલા તરીકે, ધડ નિયમ પ્રમાણે ફેરવ્યા પછી 'ધડ જમણે, ડાબે ફેરવો. સ્થિતિ કેટલીક સેકંડ રાખવી અને જરૂર હોય તો સુધારવી. આને પરિણામની કસોટી ગણવી. શિક્ષકનું નિયમિતતાનું જ્ઞાન અને આજ્ઞા આપવાની ચતુરાઈ ઉપર પદ્ધતિની ફતેહનો ઘણો આધાર છે.

### મૂળ સ્થિતિ.—

**સાવધાની.** 'સાવધાન.'ની આજ્ઞા મળતાં વર્ગે તત્પરતા અને તૈયારીની સ્થિતિએ આવી જવું, એટલે દરેક બાળકે સારામાં સારી ઉભા રહેવાની સ્થિતિએ આવી જવું જોઈએ. મન તત્પર થઈ આગળ સૂચના સાંભળી તેનો અમલ કરવા તૈયાર થાય એમ થવું જોઈએ. બરાબર સમજી આ સ્થિતિનો મહાવરો થાય તો બાળકોમાં યોગ્ય સ્થિતિએ આવવાની અને તે ચાલુ રાખવાની શક્તિ આવશે.

નીચેની મુખ્ય બાબતો લક્ષમાં રાખવાની છેઃ—

શરીર ટટાર એનો અર્થ પૂર્ણ ઉંચાઈએ શરીરની કુદરતી સ્થિતિ. પીઠ બહુ વાંકી વળી જવી ન જોઈએ ને પેડુ આગળ આવી જવું ન જોઈએ. હાથ ખભાથી સીધા કુદરતી રીતે નીચા રાખવા (આંગળી પગને સહેજ અડકે એવી રીતે) એથી છાતી સખત થઈ જતી અટકશે. જુઓ આકૃતિઓ ૨, ૩.



આકૃતિ ૨



આકૃતિ ૩

બોચી સીધી અને માથું ઉચું રાખવું. ઘુંટણ સીધા.

પગ એક બીજા સાથે નાનો ખુણો કરે એવી રીતે કે સમાંતર રાખવા. (બાળકને માટે જે કુદરતી સ્થિતિ હોય તે પ્રમાણે).

આજ્ઞાઃ

સાવધાન અથવા વર્ગ—સાવધાન !

સાવધાનની આજ્ઞા મળતાં એડી અવાજ વગર ભેગી લાવવી—પગનાં તળીઆં જમીન સાથે ઘસડાવાં ન જોઈએ.

શરીર બરાબર નિયમમાં રહે છે અને બને તેટલી સારામાં સારી સ્થિતિએ આવે છે. આજ્ઞા ધાંટો પાડીને કે તીણા અવાજે ન આપવી જોઈએ. તેથી નિયમ વગર ઉતાવળથી હલનચલન થાય છે .અને તેથી એકદમ અક્કડ સ્થિતિ ઉત્પન્ન થાય છે. એકદમ ગતિ કરી આ મુશ્કેલ સ્થિતિએ પહોંચવું એ બાળકો માટે મુશ્કેલ છે.

સાવધાનની આજ્ઞા પાઠમા વધારે વાર નહિ આવે. આરામમાં ઉભાં રહેલાં બાળકો પાછાં કસરત માટે તૈયાર સ્થિતિમાં લાવવા આ આજ્ઞા વપરાય. બીજી સ્થિતિમાંથી પાછા પહેલાની સ્થિતિએ લાવવામાં કે ઉભા રહેવાની સ્થિતિમાં સુધારો કરવામાં તેનો ઉપયોગ થતો નથી. આરામથી અને થોડી મહેનતે છેવટની સ્થિતિ મેળવી શકાવી જોઈએ, પણ ઘણાં બાળકોને સારી ઉભા રહેવાની સ્થિતિએ આવવાની ટેવ પ્રાપ્ત કરવા માટે સ્નાયુનો ઘણો સતત યત્ન કરવો પડે છે.

દરેક શિક્ષકે ઉપયોગી સૂચના શોધી કાઢવી જોઈએ પણ નીચેની કેટલીક મદદકર્તા નીવડશે. ઉંચા વધો. લાંબા થાઓ. બને તેટલા ઉંચા વધો. ઘુંટણો સીધા. ડોક સીધી ઉભી, માથાનો ટોપીનો ભાગ ઉંચો, માથાની ઉપરનો ભાગ ઉંચો, ખભા નીચા કરો, કમર અંદર, કુલા સખત, પાતળા થાઓ, સામું સીધું જુઓ.

**આરામ:**

કામમાંથી થોડો વખત નિવૃત્તિ આપવાનું ખાસ કારણ હોય ત્યારે પ્રસંગે પ્રસંગે આ સ્થિતિનો ઉપયોગ કરવો. શિક્ષકને સમજુતી, સુધારાની સૂચના કે કસરત બતાવવાની તક મળે છે. બાળકો આરામથી પગ પહોળા રાખી ઉભાં રહે, વજન બંને પગ ઉપર સરખું રહે, હાથ છુટા રહે.

આજ્ઞા:

આ–રામ,

**અઢેલીને ઉભા રહેવું:**

ભીંત કે સળીઆ સામે પીઠ ને માથું ટેકાવવું. પગ થોડે દૂર આગળ મૂકવા. ( ડેડ વળવી ન જોઈએ ).

**ટેકીને ઉભા રહેવું:** જુઓ આકૃતિ ૪

એક હાથ બાજુએ ભીંતને ટેકાવવો.

**(ક)** હાથ ખભાની સીધી લીટીમાં, કોણી લંબાવવી.

**(ખ)** હાથ વચમાંની સ્થિતિએ રાખવો. આંગળીઓનાં ટેરવાં ફક્ત ભીંતને અડે, કોણી ને કાંડું સીધાં રાખવાં.

## બેસવાની સ્થિતિ.

નોંધ—બેસવાની બધી સ્થિતિમાં પીઠ અને માથું ટટાર રાખવાં

**બેઠક**—જમીન ઉપર પલાંઠી વાળી બેસો. ઘુંટણ બહાર પડતા નીચે દબાવેલા રાખો. હાથ ઘુંટણ ઉપર રાખો કે હાથ વડે અંગુઠા પકડો. આજ્ઞાઓઃ જુઓ આકૃતિ ૫

પલાંઠી—બેસો (કે પલાંઠી વાળી નીચે-બેસો) ઉભા-થાઓ.

**ટુંટીઆ બેઠક**—ઘુંટણ થોડા છુટા રાખી વાળવામાં આવે. એડી ભેગી રાખવી. પગ જમીન ઉપર ચપટા મૂકવા. હાથ દરેક ઘુંટણ ઉપર કે તેની આસપાસ રાખવા. જુઓ આકૃતિ ૬



આકૃતિ ૪



આકૃતિ ૫



આકૃતિ ૬

આજ્ઞાઃ

ઘુંટણ વાળી—બેસો !

બે ફેરફાર છેઃ—

**સંકોચાઈ બેસવું**—તેમાં ઘુંટણ અને પગ ભેગા રાખવામાં આવે છે.

**પહોળા બેસવું**—પગનાં તળીઆં અડકે એવી રીતે ઘુંટણ પહોળા રાખવા.

આજ્ઞાઃ

ઘુંટણ વાળો, ભેગા (અથવા ઘુંટણ વાળો, તળીઆં અડકે) બેસો !

**લાંબા પગે બેસવું**—પગ સામે લંબાવી ઘુંટણ સાથે રાખી બેસવું.

ફેરફારઃ—

લાંબા પગે પહોળા બેસવું—ઉપર પ્રમાણે, પણ પગ પહોળા રાખવા.

આજ્ઞા:

સીધા પગ (અથવા પગ પહોળા)—બેસો !

આ સ્થિતિ ઘણો વખત ન રહી શકે માટે બાળકોને જરૂર પડતાં આરામની કોઈ પણ સ્થિતિમાં બેસવા કહેવું. બેસવાની સ્થિતિમાંથી એકદમ શાંતિથી પોતાની મરજીમાં આવે તે રીતે બાળકો ઉભાં થાય, તે મહાવરો થયા પછી પલાંઠી વાળે અને જમીનને હાથ અડકાડયા વગર તેઓ ઉભા રહેવાની સ્થિતિએ આવે.

ઘુંટણ વાળવા—વળેલા ઘુંટણે ઉભા રહેવું.

ઘુંટણ થોડા છુટા રાખવા, શરીર અને માથું ટટાર રાખવાં, પગ લાંબા રાખવા. જુઓ આકૃતિ ૭.

આજ્ઞા:

ઘુંટણ—વાળો ! ઉભા—થાઓ.

**ઘુંટણવાળી બેસવું**—ઘુંટણ વાળવાની માફક પણ (પછી) એડી ઉપર બેસવું.

આજ્ઞા:

એડી ઉપર—બેસો.

**ઘોડા થવું**—શરીર હાથ ઉપર અને ઘુંટણ ઉપર ટેકાવવામાં આવે છે. હાથ અને જાંગ જમીનને કાટખુણે હોય છે. પીઠ વળી ન જાય તે માટે સંભાળ રાખવી. જુઓ આકૃતિ ૮



આકૃતિ ૭



આકૃતિ ૮

આજ્ઞા:

ઘુંટણ વાળો ! હાથ જમીન ઉપર–મૂકો.

વાળેલા ઘુંટણ હોય તે સ્થિતિમાંથી ઉભા થવું.

નવરંગી તુજ મ્હેલાત,
જય જન્મભૂમિ ગુજરાત-૫

અંધાર તણો થઈ ક્ષય
બની તાપ થકી નિર્ભય,
તુજ સંસ્કૃતિને સ્પર્શી શકે ના કષ્ટ તણી કૈં લા'ય
ધર્મ-કલા પર રહે અખંડ તુજ, હરનિશ શીતળ છાય-
એવી સદા રહો પ્રભાત,
જય જન્મભૂમિ ગુજરાત-૬

ઉમરજી ઈસ્માઈલ પટેલ-"સારોદી"
મુન્શી, ઓલપાડ, ઉર્દૂ સ્કૂલ

---

## "પ્રભાત"

( દ્રુતવિલંબિત )

( ૧ )

જગ પરે મૃદુ કીર્ણ પ્રસારીને,
પુરવમાં શુભ બાલ-રવિ ઉગે;
કમલિની ખીલી આ વળી હર્ષમાં,
ઉભી રહી હસતી પ્રિય ભેટવા.

( ૨ )

નિરખીને શશિ કુમુદ શોકમાં,
સકળ તારકવૃંદ થયાં ફિકાં;
સર તણું નીર શાન્ત થઈ ગયું,
સૂણી જ રુદન આ વિરહી તણું.

( ૩ )

કિલકિલાટ વિહંગ સહુ કરી,
ઉડી રહ્યાં નભમાં અતિ હર્ષથી;
અલિ સહુ કળીઓ પર ગૂંજતા,
અહીં તહીં ઉડીને રસ ચૂસતા.

(૪)

ટહુ કરી ગૂઢ આમ્ર તરુ મહીં,
ગજવે કોકિલ વન બધું વળી;
ગિરિ પરે મયુરો કરીને કળા,
રીઝવી નિજ પ્રિયા સહ મ્હાલતા.

(૫)

ઈશ તણી કૃતિઓ સહુ દેખીને,
શીર નમ્યું બધુ મુજ પ્રભુ પદે;
વિભુ તણીજ કળા અદ્દભુત છે,
<u>મનુષ્ય</u> <u>પ્રાણી</u> સહુ <u>તહીં</u> <u>અલ્પ</u> <u>છે.</u>

ભગવાનભાઈ ગોવિંદ પટેલ
તાલુકા મુખ્ય સ્કૂલ, હાંસોટ

## નોટેશન.

રાગ–ભીમપલાસ  તાલ–દાદરા

(નમીએ દેવી શારદા એ ગીતના ઢાળ પ્રમાણે)

| | | | |
|---|---|---|---|
| ની – સ | ગઁ ગઁ મ | પ પ ધઁ | પ – મ |
| / સ્યા – મ | ચ ર ણ | રમ ર ણ | મિ – ત્ર |
| — | 7 | — | 7 |
| ગઁ મ ગઁ | પ – મ | ગઁ – રી | સ – – |
| સ ર સ | રી – ત | સા – – | થી – – |
| — | 7 | — | 7 |
| પ – સે | નીઁ – સે | પ ધઁ પ | ગઁ – સ |
| તે – પિ | તા – ત્રિ | સો – ૬ | મ – મ્પ |
| — | 7 | — | 7 |
| ગઁ – મ | પ – મ | ગઁ – રી | સ – – |
| કો – ક | વા – ત | કા – – | થી – – |
| — | 7 | — | 7 |

નોટ—ત્યારપછીની બધી લીટીઓ માટે આપેલા નોટેશન પ્રમાણે એક નીચી અને બીજી ઉંચી લેવી.  બાપાલાલ દવે

# તાંદળજો

**[ शीतल : तण्डुलीयकः । ]**

તાંદળજાને ન ઓળખતું હોય એવું કોણ હશે ? તાંદળજો એક જાતની ઉત્તમ ભાજી છે. જેટલી જેટલી લીલી ભાજીઓ હોય છે તેમાં પાણી અને કુદરતી ક્ષારનું પ્રમાણ ખૂબ જ હોય છે. તાંદળજામાં પણ તે છે અને ભાજી તરીકે તે ઉત્તમ ભાજી છે. તાંદળજાની ભાજીનું વાવેતર કરવું પડતું નથી, પરંતુ તે કુદરતી રીતે ખેતરોમાં અને બગીચાઓમાં ઊગી નીકળે છે. એક બીજો કાંટાવાળો તાંદળજો થાય છે, પરંતુ તેનું શાક થઈ શકતું નથી. અભ્રકભસ્મ બનાવવામાં તેનો રસ ઉપયોગી થઈ પડે છે. બીજી એક તાંદળજાને મળતી ઢીમડાની ભાજી થાય છે, પરંતુ બરાબર જોતાં ઢીમડાને તાંદળજાનો ભેદ પારખી શકાય છે.

સંસ્કૃતમા એને **तण्डुलीय, अल्पमारिष, मेघनाद, पण्यशाक** વગેરે નામોથી ઓળખવામાં આવે છે, અને લેટિનમાં ઍમેરેન્થસ્ કહેવામાં આવે છે. હિંદમાં 'ચૌલાઈ' કહે છે અને '**चड्राई**' નામથી પણ ઓળખાય છે.

તાંદળજામાં પાણી અને ક્ષાર ભાગ સારા પ્રમાણમાં હોવાથી તે પિત્તઘ્ન છે એટલે કે ગરમીને શાંત પાડે છે.

ભાવમિશ્ર કહે છેઃ—તાંદળજો હલકો, ઠંડો, રૂક્ષ, પિત્ત, કફ અને રક્તવિકારોને શાંત પાડનાર, ઝાડાપેસાબની છૂટ લાવનાર, રુચિપ્રદ, ભૂખ લગાડનાર અને વિષનાશક છે.

આ બધા ગુણો તેમાં રહેલા પાણી ને ક્ષારને લીધે છે. જે કોમો કે કુટુંબોમાં લીલાં શાકભાજી ખાવાનો ઓછો ચાલ કે નિષેધ છે તેમને પિત્તના વિકારો ખૂબ થઈ આવે છે અને તેવા વિકારોમાં તાંદળજા ને લીંબુ જેવી એક પણ દવા નથી. વળી તેને **सृष्टमूत्रमलः** કહ્યો છે એટલે કે તે ઝાડા-પેસાબની છૂટ લાવે છે. બંધકોશની બૂમો મારતાં અને પરિણામે મોટા આંતરડામાં ઉત્પન્ન થતા જાતજાતના ઝેર ને ઝેરી વાયુથી પીડાતાં અનેક સ્ત્રીપુરુષો અમે જોયાં છે, અને એ બંધકોશ મટાડવા માટે નિયમિત રીતે વિરેચક (Laxative or purgative) દવાઓ લેનાર માણસોની ગણતરી કરીએ તો સારી સંખ્યા નોંધી શકાય. તેવા લોકો, પોતાના આયુષ્યની, આંતરડાંની અને આંતરડાંમાં રહેલી રોગપ્રતિકારક શક્તિનો

ક્ષણે ક્ષણે નાશ કરી રહ્યાં છે. તેવાં માણસો જો તાજાં શાકભાજી અને તેમાંય તાંદળજો, ચૂકો, મૂળા વગેરે ભાજી દરરોજ ખાવાનો મહાવરો રાખે તો અમારો ખાતરીપૂર્વકનો અનુભવ છે કે તેઓ હમેશને માટે બંધકોશની પીડામાંથી દૂર થઈ શકે. થોડા દિવસ ઉપર એક શિક્ષક કે જે અમદાવાદની એક શાળામાં કામ કરે છે તે અમારી પાસે આવ્યા. તેમને પેટમાં-(ખાસ કરીને નાનાં આંતરડાંને યકૃત્ (લીવર) ના ભાગમાં સખત દુઃખાવો રહેતો હતો. કંઈક બંધકોશ પણ ખરો. કેટલાક દાક્તરોએ તેમને ડરાવી માર્યો. ત્યારપછી તે અમારી પાસે આવ્યા. એમને તાંદળજાનું શાક રોજ સાંજે લેવાની અને પાકું પપૈયું રોજ સવારે ખાવાની સલાહ આપી, અને જમ્યા પછી વામકુક્ષિ કરવાનું કહ્યું. એટલાથી કોઈ પણ દવા આપ્યા વિના એનું દરદ શાંત પડી ગયું, નિયમિત દસ્ત પચીને આવવા લાગ્યો અને તે સાથે ભૂખ વધી. આવા તો ઘણા અનુભવો છે અને તેથી અમે પોકારીને કહીએ છીએ કે તંદુરસ્તી જાળવવા માટે તાંદળજો ખાઓ.

સ્ત્રીઓને પ્રદર રોગ બહુજ સામાન્ય થઈ પડયો છે. પ્રદર સાથે ઊનવા પણ હોય છે. તેમાં તાંદળજાનું મૂળ ઘસીને મધ અને ચોખાના ધોવરામણ સાથે પીવાથી આરામ થાય છે. એમાં રસવંતી નાખવાથી તેથીયે વધારે ફાયદો થાય છે. તેવી જ રીતે પરમિયામાં પણ તે આજ રીતે લીધાથી લાભ પહોંચાડે છે.

તે ઉપરાંત રક્તપિત્ત, છાદ, સંગ્રહણી, તાવ, અર્શ અને આંખના રોગોમાં તે ખૂબ ઉપયોગી છે. સાપના તથા ઉંદરના ઝેર ઉપર તેના પ્રયોગો બતાવેલા છે. બંગસેન કહે છે કે નખ કોહી ગયા હોય તો (પુત્તિનખ) લીલા તાંદળજાની લુગદી બાંધવી. અથવા સૂકાનું ચૂર્ણ ભભરાવવું.

જેને લોહીના વિકારો થયા હોય, દા. ત. ખસ, લુખસ, દાદર, ખરજવાં. ઇ૦ તેમાં પણ લીલા તાંદળજાનો રસ અથવા તો તાંદળજાનું શાક ખૂબ લાભપ્રદ છે.

"સર્વ પ્રાણિને હિતકર એવો જે આહાર પ્રાચીન ઋષિઓએ ગણાવ્યો છે તેમાં તાંદળજાની ગણના પણ છે."

અમે આશા રાખીએ છીએ કે લોકો આ સર્વસાધારણ પરંતુ અનેક ગુણોથી ભરપુર વસ્તુનો સાચો ઉપયોગ કરી દવાઓના રગડા પાછળ થતા અટળક ખર્ચમાંથી બચી જશે.

લી. વૈદ્ય શિવશંકર પ્રાણશંકર શુક્લ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૪–૨૫ | નીગારીસ્તાને–અદબ ભા.૧–૨ | હમીદુલ્લાહ અફસર | નવલ કિશોર પ્રેસ, લખનૌ | ૧—૮—૦ (૧)<br>૧—૦—૦ (૨) | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ ઇન્સ્ટિટયુશનોમાં પાઠ્ય-પુસ્તક અને શિક્ષકોની લાયબ્રેરી તરીકે. |
| ૨૬ | તહઝીબ–ઉલ–અખલાક | ,, | ,, | ૦–૧૦–૦ | શિક્ષકોની લાયબ્રેરી માટે. |

(અંગ્રેજીમાં સહી) એન. જી. ઘાડગીલ
પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ. મુંબઈ અને સેક્રેટરી
ઉર્દુ સ્કૂલ બુક કમિટી, મુંબઈ.

(મે. પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ. બી. ડી અને સેક્રેટરી ઉર્દુ સ્કૂલ બુક કમિટી મુંબઈના તા. ૨૮–૫–૩૭ના પત્ર નં. આર–૩૮–૩૫માં કરેલી સૂચનાનુસાર.)

---

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૬ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદ્દત | એક પાન | અરધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૭૦ | રૂ. ૫૦ | રૂ. ૩૫ |
| ૭ માસ | રૂ. ૩૫ | રૂ. ૨૫ | રૂ. ૧૮ |
| ત્રણ માસ | રૂ. ૨૧ | રૂ. ૧૫ | રૂ. ૧૧ |
| એક માસ | રૂ. ૧૦ | રૂ. ૭ | રૂ. ૬ |

# ઇનામપત્રક

## પંચમહાલ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| ઓરવાડા | શાહ છગનલાલ ચતુરદાસની મારફતે સૌ. બેન નિર્મળા રાહતફંડમાંથી | ૨૦—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો વહેંચ્યાં. |

## ભરુચ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| વેડમ | બાઇ ધન મથુર તાપીદાસની દીકરીએ | ૪૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| દીવી | પોલિસ પટેલ નાથાભાઇ કાળીદાસે | ૨૨—૪—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા સાકર ધાંણા વહેંચ્યા તથા પિત્તળનું બેડું નં. ૧ તથા ૩ પવાલાં આપ્યાં. |
| ઉચ્છદ | પટેલ પુંજાભાઇ ત્રિકમભાઇએ | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| દીવી | ગામ લોકોએ | ૨૦—૦—૦ | સાતમી ચોપડીના સાધનો માટે આપ્યા. |
| ટુંડજ | બાઇ ડાહી જેઠાભાઇ હીરાભાઇની વિધવાના ધર્માદા ફંડના ટ્રસ્ટી બકોરભાઇ હરિભાઇ વગેરેએ | ૮—૦—૦ | ચોપડીઓ, સ્લેટો, પેનો, મિઠાઇ વહેંચી. |
| કાંસીઆ | દુકાનદાર શેઠ ગુમાનભાઇ નરોતમદાસે | ૧૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઓહલાવ | ગામ લોકોએ | ૭-૧૫-૦ | પિત્તળના પ્યાલા નં. ૩૦, ચોપડીઓ તથા ચોકના કકડા વહેંચ્યા. |
| વાડીઆ | પા. પ્રભાત જસાભાઇએ | ૭—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કાસદ | ઝણોરના ગેમલસંગ ખુમાનસંગ રાજે | ૫—૦—૦ | પ્યાલા તથા મિઠાઇ વહેંચી. |
| જંબુસર | ભગત નારણદાસ દુલ્લવે | ૫—૦—૦ | " |
| દીવા | ગામ લોકોએ | ૧૫—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| કારેલી | નિંધણાના પટેલ છગન લાલાજીએ | ૫—૦—૦ | બાળાઓને પ્યાલા રકાબી તથા સાકર વહેંચી. |
| | પટેલ ઇશ્વરભાઇ પુરસોતમદાસે | ૩૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ઓશ | પોલિસ પટેલ મેઘરાજ દાદાભાઇએ | ૧૫—૦—૦ | " |
| બેરસમ | મે. કલેક્ટર સાહેબના હસ્તે | ૧૫—૦—૦ | સ્કૂલના મેળાવડા વખતે ઇનામો વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| બેરસમ | મે. કલેકટર સાહેબના હસ્તે | ૨૫—૦—૦ | શાળામાં રમતના સાધનો લાવવા માટે આપવાનું જાહેર કર્યું છે. |
| સેંગપુર | શેઠ સોરાબજી બમનજી શેઠનાએ | ૫—૦—૦ | નામદાર શહેનશાહ તથા શહેનશાહ બાનુનો ફોટો આપ્યો. |
| હુંડજ | પા. મીઠાભાઈ નરોતમે | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા તથા પેનો વહેંચી. |
| વેડચ | ગિરજાશંકર નાગેશ્વર પુરોહિતે | ૨૦—૨—૦ | પિત્તળના પ્યાલા નં. ૧૪૦ વહેંચ્યા. |
| પાદરીઆ | ગામ લોકોએ | ૧૫—૮—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| અંકલેશ્વર | ચમાર ગોવિંદભાઈ ભગાભાઇએ | ... | બ્રાંચ સ્કૂલ નં. ૩ ના વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| કેલમ | અંબાશંકર જગજીવને | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| વરતીખંડાલી | ગામલોકોએ | ૧૫—૪—૦ | ગુ. ઉર્દુ સ્કૂલમાં ઘડિઆળ કેસ સાથે ભેટઆપ્યું તથા બે તાળાં આપ્યાં |
| માંડવાબુજર્ગ | પ્રજાપત માવજીભાઈ વનમાળીએ | ૧૫—૦—૦ | કન્યાશાળાઓની બાળાઓને જમાડી. |
| નિકોરા | વાસદના ડૉ. શનાભાઈ પુરુષોત્તમદાસે તથા રણજીત નગરના પા. ધનજીભાઈ વાસજીભાઈએ | ... | કન્યાશાળામાં પ્યાલા રકાબી વહેંચ્યા. |
| ધમણાદ | પા. મોતીભાઈ ઘોરીભાઈએ | ૫૧—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડ્યા. |
| રોધ | પાટીદાર પંચ તરફથી ગામ આગેવાનોએ | ૧૫—૦—૦ | પિત્તળના ટાટ રકાબી તથા મિઠાઈ વહેંચી. |
| કરગાડ | તરણામાના પા. મથુરભાઈ ગરબડભાઇ તથા પા. મંગળભાઈ ઝવેરભાઇએ મળી | ૧૭—૦—૦ | બાળાઓને જર્મન સીલ્વરના રકાબી પ્યાલા તથા છોકરાઓને પતાસાં વહેંચ્યાં. |
| | પા. શંકરભાઈ લલ્લુભાઈ તથા પા. ખુશાલભાઇ એન્ડ જીવણભાઇની કંપનિ તરફથી | ૫—૦—૦ | બંને સ્કૂલોમાં પેંડા વહેંચ્યા. |
| | કરખડીના પા. પ્રભુદાસ શંકરભાઇ તથા પા. હાથીભાઇ મોરારભાઇએ | ૧૦—૦—૦ | બાળાઓને જર્મન સી.ના રકાબી પ્યાલાતથા છોકરાઓને પતાસાં વહેંચ્યાં. |
| | આંધણીના પંડ્યા ભોગીલાલ દયારામે | ૧૦—૦—૦ | બાળાઓને પિત્તળના ટાટ તથા છોકરાઓને પતાસાં વહેંચ્યાં. |

| | | | |
|---|---|---|---|
| ઓલા | શ્રીમાન્ શેઠ ઠાકોરદાસ હર-કીશનદાસ જરીવાલા સુરતનાએ પોતાના સ્વર્ગસ્થ પિતાશ્રીના સ્મારક તરીકે | ૮૦૦—૦-૦ | સ્કૂલને વધારાનો રૂમ બંધાવી આપ્યો. |
| માતર | પા. દેવશંકર ડાહ્યાભાઇએ | ૬—૪-૦ | કન્યાશાળામાં પિત્તળના પ્યાલા વહેંચ્યા. |
| કેસરુ | બાઇ અમરત પટેલ ત્રિભુવન રીશાની વિધવાએ | ૨૦—૦-૦ | બાળાઓને જમાડી. |
| હાંસોટ | ડ્રાઇવર અબ્બાસ રહીમે | ... | સો. બો. ઉર્દુ શાળામાં પાણીની પરબ મંડાવી. |
| ભાસેજ | શ્રીમાન ચીમનલાલ છોટાલાલ શાહની દેખરેખ નીચે | ૨૫—૦-૦<br>૩૪—૦-૦ | બાળાઓને કાસંદીઓ નં. ૧૬ વહેંચી તથા હારમોનીઅમ ભેટ મળ્યું. |
| કારેલી | પા. જેઠાભાઈ મનોરભાઇએ પોતાના માતુશ્રીની ઉત્તર-ક્રિયા વખતે | ૨૭-૧૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ધંતુરીઆ | પા. કાળાભાઇ મોરારભાઈએ | ૨૦—૦-૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| જંબુસર | શેઠ ભાઈલાલ માણેકલાલ તરફથી સ્વર્ગસ્થ શેઠ હાજી શેઠ તરફથી ગંગા સ્વરૂપ ચંચળબાએ | ૮—૦-૦ | જર્મનનો કાસંદી નં. ૧<br>પિત્તળની ગોળી નં. ૧<br>પિત્તળના લોટા નં. ૨<br>„ જામ નં. ૩<br>સરસ્વતીનો ફોટો. |
| | તાલુકા માસ્તર જયશંકર દલપતરામ પંડયા તરફથીતેમની પુત્રી ચિ. બેન જયમતીને સ્કૂલમાં બેસાડી તે નિમિત્તે | ૭-૧૨-૦ | ત્રાંબાની પવાલી ઢાંકણા સાથે ભેટ આપી. |
| | હરિલાલ મનસુખરામ માસ્તરે પ્રાણજીવનદાસ ડાહ્યાભાઈએ | ૮—૦-૦ | પાથરણાં આપ્યાં. |
| | સબજજ સાહેબ તરફથી દાવાનો નિકાલ કરતાં અસીલ પાસેથી | ૭—૦-૦ | બાકડો કરાવ્યો. |
| | હીરામણી બ્હેન પ્રાણશંકરે | ૧૦—૦-૦ | „ |
| | ભટ મણીશંકર દયાશંકર ગજેરાવાળાએ | ૧૩—૮-૦ | „ |
| | મુસાભાઈ ઇસ્માઇલ પટેલે | ૧૨—૦-૦ | „ |
| | શેઠ મૂળશંકર ગૌરીશંકરે અને શેઠ ઠાકોરલાલ મણીલાલ છત્રપતિએ | ૬—૦-૦ | પાથરણાં આપ્યાં. |
| કોસવણા | મિ. હાજી ઉમરજી ઇસ્માઇલ તથા ગામ લોકોએ તથા મિ. આદમભાઇ અકુજીએ | ૧૨—૦-૦<br>— | ઘડિઆળ ભેટ આપ્યું. છાપાપત્ર મંગાવવા માટે આપ્યા. |

| | | | |
|---|---|---|---|
| કોલવણા | ગામ લોકોએ | ૧૫—૦—૦ | રેડક્રોસ સોસાઈટીનું દવાખાનુ લાવવા માટે આપ્યા |
| | ,, | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કુવાદર | ગામાત ફંડમાંથી | ૧૫—૦—૦ | જ્યુબિલી મહોત્સવ પ્રસંગે ગરીબ વિદ્યાર્થીઓને ચોપડીઓ આપી. |
| | ,, | ૧૦—૦—૦ | બાળલાયબ્રેરીમાટેઆપ્યા. |
| વહેલમ | બાઈ હરી પટેલ પરસોતમ કહાનદાસની વિધવાએ | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| આશરમા | પા. દાજીભાઈ કાનાભાઈ મોરે | ૧૦—૦—૦ | ,, |
| કેરવાડા | મિ. લલ્લુભાઈ પરભુદાસે | ૪૦—૦—૦ | સ્કૂલ તથા કન્યાશાળાની બાળાઓને જમાડી. |
| ભરુચ | મિ. હાજી ગુલામહુસેન મોહંમદભાઈ લાકડાવાળાએ | ૧૦—૦—૦ | ઉર્દુ કતોપોર કન્યાશાળામાં ભણતી બાળાઓને ચોપડીઓ વહેંચી. |
| રાયમા | સ્કૂલ કમિટીના ચેરમેન મિ. વિશ્વનાથ પ્રાણજીવને | ૫—૦—૦ | ગરીબ વિદ્યાર્થીને કપડાં આપ્યાં. |
| લખીગામ | સ્કૂલ કમિટીના ચેરમેન મિ જગમાલ કરસને | ૧૬—૮—૦ | વિદ્યાર્થીઓને જમાડયા તથા પેનો વહેંચી. |
| આમોદ | મે. નવાબસાહેબ નહારસિંહજી ઈશ્વરસિંહજીને ત્યાં પુત્ર પૌત્રનો જન્મ થવાથી તેની ખુશાલીમાં | ૨૫—૦—૦ | સાકર વહેંચી. |
| કેલોદ | પા. અંબાલાલ કાભાઈએ | ૨૦—૦—૦ | ગરીબ વિદ્યાર્થીઓને કપડાં તથા સ્લેટો વહેંચી. |
| | મિ. ઇશ્વરભાઇ વલ્લભભાઇ તથા મિ. જેસીંગભાઇ માધવભાઇ તથા મિ છગનભાઈ પૂન્જાભાઇએ તથા મિ. હીરાભાઇ પૂન્જાભાઇ તથા મિ. છીતાભાઇ લલ્લુભાઇએ મળી | ૨૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| કારેલી | બાઇ હેતા પા. ગરબડભાઇ મનોરભાઇની વિધવાએ | ૩૫—૪—૦ | ,, |
| ઓછણ | પા. લલ્લુભાઇ કાકાભાઇએ | ૨૦—૦—૦ | ,, |
| આંકોટ | મિ. ફકીરભાઇ ગોપાળે | ૧૦—૦—૦ | ,, |
| | મિ. દુલાભાઇ રવા પટેલે | ૧૦—૦—૦ | ,, |
| | મિ.ઇશ્વરભાઇ વરવાભાઇ પટેલે | ૧૦—૦—૦ | ,, |

તા. ૧લી નવેમ્બરથી

કોઈપણ બુકસેલર પાસેથી

માગી લો.

ગજરાવાળા ગુજરાતી કૉપિબૂક નં. ૧ થી ૫

દરેકની કિંમત ૧ આનો.

એકઆના ગુજરાતી કૉપિબૂક નં. ૧ થી ૫

દરેકની કિંમત ૧ આનો.

એકસામટી ખરીદનારને સારૂં કમિશન મળશે.

કિંમત સંબંધી કંઈ પણ ફેરફાર હોય તો

નીચે બતાવેલા સરનામે લખો.

ધી ગુજરાત ઓરિએન્ટલ બૂકડીપો,

ગાંધીરોડ, રતનપોળને નાકે,

અમદાવાદ.

## અનુક્રમણિકા



કેળવણીખાતાના હુકમથી

તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)

હીરાલાલ ત્રિકમલાલ ઘોઘારી, બી. એ., એસ. ટી. સી. ડી.

હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.




પુસ્તક ૭૬ ] સપ્ટેમ્બર ૧૯૩૭ [ અંક ૯

**પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.**

---

## બુદ્ધિમાપન

(અંક ૫-૬ પૃષ્ઠ ૧૯૮ થી ચાલુ)

હવે સીધા, પ્રમાણિક અને સાચી નિષ્ઠાવાળા શિક્ષકને એ પ્રશ્ન ઉદ્ભવશે કે નવી પદ્ધતિ પ્રમાણે વિદ્યાર્થીઓની માનસિક કસોટી કરવાને તે કેટલી શક્તિ ધરાવે છે અને તેમાં કેટલો ભાગ તે લઈ શકે. એ તો ચોકખુંજ છે કે એવા શિક્ષકે માનસિક કસોટીઓ એ શું છે અને તેનો કેવી રીતે ઉપયોગ કરવો એ જાણવું જોઈએ. આ પ્રમાણે તૈયાર થયા પછી શિક્ષક એ પદ્ધતિના મહત્ત્વ વિષે પોતાનો નિશ્ચય કરવાની અને તે બાબતમાં પોતાની જવાબદારી સંબંધી વિવેકપૂર્વકના આખરી નિર્ણયની સ્થિતિએ આવી પહોંચશે. વખતે તેને એમ લાગે કે આ કામ તેનું પોતાનું નથી તોપણ એ વિષે બુદ્ધિપૂર્વક વાત કરવાને અને ઉપરી અધિકારી અને બીજા બહારના નિષ્ણાત પડે શાળામાં એવી કસોટી કરવામાં આવે તેમાં ભાગ લેવાને શક્તિમાન થશે. જો કે પ્રાથમિક શાળાઓમાં આ કસોટીઓ અમલમાં

મૂકવામાં આવી નથી, છતાં ધીમે ધીમે તે આવવાનીજ છે અને નજીકના ભવિષ્યમાં એ એક સામાન્ય બાબત થઈ પડવાની છે, જો કે પછીના ભવિષ્યમાં એનાથી પણ ચડતા પ્રકારની કસોટીઓ આવવાનો સંભવ છે. તેથી અત્યારથીજ કામ શરૂ કરી દેવાની જરૂર છે. શાળાના વ્યવહારૂ કાર્યમાં કસોટીની બાબતમા હાલમાં બે બાબતો જોવાની છેઃ—

(૧) સામાન્ય બાળકોની કસોટી, (૨) દુર્બોધ્ય બાળકો અને ઉચ્ચ બુદ્ધિવાળા બાળકોની કસોટી. વ્યવહાર ભાગ લેવા તૈયાર હોય કે ન હોય, છતાં પહેલી બાબત બધાજ શિક્ષકો સાથે સંબંધ ધરાવે છે. બીજી બાબત તે વિષયના નિષ્ણાતોને સોંપી દેવામાં આવે. આનો અર્થ એમ નથી કે જે શિક્ષકો એવી ઇચ્છા ધરાવતા હોય તેમણે પણ નિષ્ણાતોની સ્થિતિએ જવાનું નથી. તેવા શિક્ષકો તેવો અનુભવ મેળવીને ખુશીથી તેવું કામ કરી શકે છે. બને તેટલા શિક્ષકો બીજી બાબતમાં પણ ભાગ લેવાને તૈયાર થાય એ ઇચ્છવા યોગ્ય છે. બહારનાઓને આ ક્ષેત્રનું અમુક ભાગનું કામ સોંપવું કે કેમ એ ખાતાના ધંધાદારી અધિકારીઓએ વિચારવાનું છે. કેટલાક શિક્ષકો બહારનાઓ એટલે દાક્તરો કે માનસશાસ્ત્રીઓ જેઓ આ કામમાં વચ્ચે પડતા હોય તેમની અદેખાઈ કરે છે, પરંતુ તે માટે એટલે કેળવણી-વિષયક સ્વતંત્રતા માટે સાચો રસ્તો એજ છે કે શિક્ષકોએ શાસ્ત્રીય તેમજ વ્યવહારૂ રીતે આ વિષયમાં પારંગત થવું જોઈએ. આ સવાલ કેળવણી-વિષયક માનસશાસ્ત્રીઓને ખાસ યથાર્થ રીતે લાગુ પડે છે. બધાજ શિક્ષકો કસોટીનું કામ કરી શકે નહિ, કારણ કે બધાને તેટલો વખત મળે નહિ તેમ બધા તેટલા હોશિયાર પણ હોય નહિ, પરંતુ ધંધાને અંગે એ પદ્ધતિથી વાકેફ થવું એ તો બધાને માટે જરૂરનું છે. જેથી જે કાર્ય થતું હોય તેનું મહત્ત્વ સમજી શકાય, બેશક નજીકના ભવિષ્યમાં બધી પ્રકારના તપાસણી-અમલદારોને આ નવી પદ્ધતિની કસોટીમાં ભાગ લેવો પડશે. પોતાનાં સાધનોનો આ માનસિક કસોટી એક ભાગ છે માટે તેનાં તત્ત્વોનો સંપૂર્ણ અભ્યાસ કરવો એ એક સ્વમાનશીલ શિક્ષક માટે જરૂરનું છે. ઉપરની તમામ હકીકત જણાવવા છતાં શિક્ષકને એ પ્રશ્ન સહજ ઉદ્ભવશે કે આમાં અમે શું કરી શકીએ ? કસોટીઓ ક્યાંથી લાવવી ? એનો ઉપયોગ કેવી રીતે કરવો ? એ સંબંધી અમને કંઇજ માહિતી નથી. આ પ્રશ્નો સ્વાભાવિક છે. એ પ્રશ્નોના ઉત્તરમાં પી. આર. ટ્રેનિંગ કોલેજને અંગે જે પ્રેક્ટિસિંગ સ્કૂલ છે તેનાં બાળકોની ૧૯૩૬ની સાલમાં પ્રથમ કસોટી કરવામાં આવી હતી અને જે ચાલુજ છે, તે સંબંધી હકીકત, કસોટીઓ ને તેમની

વીગત સાથે આ નીચે આપવામાં આવે છે, જેથી સાધારણ બુદ્ધિવાળા શિક્ષકને તે પ્રમાણે કાર્ય કરવામાં મુશ્કેલી નહિ નડે. બુ. ભા. કેવી રીતે કાઢવો તેમજ ક્યાં સુધી પ્રશ્નો પૂછવા વગેરે હકીકત પ્રથમ જણાવી ગયાં છીએ, એટલે આખા લેખનું મનન કરીને આ કસોટીઓનો ઉપયોગ કરવાનો છે. પ્રાથમિક શાળાઓમાં હવે સામાન્ય રીતે પાંચ વર્ષ ને તે ઉપરની ઉંમરવાળાં બાળકો આવે છે એટલે તેજ વર્ષથી શરૂઆત કરીને કસોટીઓ આપવાની જરૂર રહે છે, પરંતુ કેટલાંક બાળકો એવાં હોય કે જેમની બુદ્ધિ તે વર્ષ માટેની ન હોય અને તેનાથી ઉતરતી ઉંમરને યોગ્ય હોય જેથી ૩ વર્ષથી માંડીને ૧૬ વર્ષ સુધીનાંને માટેની કસોટીઓ આપવામાં આવે છે. છોકરા અને છોકરીઓ બંનેને તે કસોટીઓ લાગુ પડી શકે એમાં કોઈ પ્રકારનો ભેદ રાખવામાં આવેલ નથી અને સામાન્ય રીતે હોવો પણ ન જોઈએ.

## ખુલાસા સાથેની કસોટીઓ

### વર્ષ ૩

૧. નાક, આંખ અને મોંને બતાવ્યા પ્રમાણે હાથ અડકાડે છે.

કસોટી કરનાર નાક કે આંખ પર આંગળી કે હાથ મૂકે અને બાળક તે પ્રમાણે કરે. પહેલીજ વખત ખરી રીતે કામ થવું જોઈએ. ત્રણ સેકંડમાં તે કામ થવું જોઈએ. વારાફરતી દરેક ક્રિયા થવી જોઈએ. એકીવખતે એકજ કામ લેવાનું છે.

૨. ૭ પદનાં સાદાં વાક્યો ભૂલ વગર ફરીથી બોલે.

દા. ત. આજે હું બાગમાં ફરવા ગયો હતો. શિક્ષક પ્રથમ વાક્ય સ્પષ્ટ રીતે બોલી જાય, અને પછી બાળકને બોલવા કહે. એક પણ ભૂલ વગર બાળક બોલી જાય તોજ ખરું ગણાય.

૩. આપેલી સંખ્યામાંથી બે સંખ્યા બરાબર રીતે બોલી જાય, દા. ત. ૨, ૫, ૭, ૯, ૩, ૬ વગેરેમાંથી ૨, ૫ એમ બોલે તો બસ છે. એકબીજાની જોડેની કોઈ પણ બે સંખ્યા બોલે તો ચાલે.

૪. ચિત્રમાંથી પરિચિત બાબત બતાવવી.

એવું ચિત્ર પસંદ કરવું કે જેમાં બાળકને પરિચિત બાબતો હોય અને પોતાની મેળે તેનાં નામ તેમાંથી આપે. સ્થાનિક પરિસ્થિતિ

પ્રમાણે ચિત્રોની પસંદગી થવી જોઇએ. ગામડામાં અને શહેરમાં એકજ જાતનાં ચિત્રો કે વસ્તુઓ કેટલીક વખત ચાલી ન શકે.

૫. પોતાનાં માબાપનું નામ પૂછવાથી કહે.
 તમારી બા કે માનું નામ શું?
 તમારા બાપાનું નામ બોલો.

## વર્ષ ૪

૧. પોતાની જાતિ જાણે છે.
છોકરો છે કે છોકરી છે તે ઓળખી શકે છે.

૨. કુંચી, પૈસો તથા ચપ્પુનું નામ દે છે.
 આ વસ્તુઓ ટેબલ પર મૂકવામાં આવે અને જે ચીજ બતાવવામાં આવે તેનું નામ બાળક બોલે.

૩. એક વખત બોલ્યા પછી ત્રણ સંખ્યા અનુક્રમે બોલે છે. ૪, ૬, ૭ અથવા ૬, ૮, ૯ એમ ત્રણ સંખ્યાઓ જે અનુક્રમમાં બોલવામાં આવે તેજ અનુક્રમમાં બાળકે તે સંખ્યાઓ એક સેકન્ડ પછી બોલવી જોઈએ.

૪. બે નાની મોટી લીટીઓમાંથી કઈ લીટી મોટી છે તે બતાવે છે.
 એક કાગળ પર અથવા પાટી પર બે લીટીઓ દોરવામાં આવે અને તેમાંથી નાની લીટી કઈ ને મોટી લીટી કઈ તે બાળકે જણાવવું જોઈએ.

## વર્ષ ૫

૧. ૩ અને ૧૩ ગ્રામ, ૭ અને ૧૫ ગ્રામનાં વજનનો તફાવત બતાવે છે.
 એવાં વજન લેવાં જે કદમાં ને દેખાવે સરખાં હોય. પણ પુંઠાની પેટીઓ ચાલી શકે, જેમાં જરૂરી વજન માટે રેતી કે એવો પદાર્થ ભરવામાં આવે, ખખડાટ કરે નહિ તેવો પદાર્થ લેવો. સરખામણીમાં ભારે, હલકી એમ કહે તો બસ છે. ચોક્કસ વજનની જરૂર નથી.

૨. એક વખત કહેલાં ત્રણ કામ અનુક્રમે કરી શકે છે.
 કુંચી ટેબલ પર મૂકવી, બારણું બંધ કરવું અને ચોપડી લાવી આપવી. આ ત્રણે હુકમો એકીસાથે આપવામાં આવે અને જે અનુક્રમમાં તે હુકમો આપવામાં આવેલા હોય તેજ અનુક્રમમાં તેમનો અમલ થવો જોઈએ. એકજ વખત હુકમ આપવામાં આવો

૩. બપોર છે કે સવાર તે સમયને ઓળખે છે. અત્યારે બપોર છે કે સવાર એ પ્રમાણે એકજ વખત પ્રશ્ન પૂછવામાં આવે અને બે સેકંડ પછી જવાબ મળવો જોઈએ.

૪. પોતાની ઉમર જાણે છે.
તને કેટલાં વર્ષ થયાં? આ પ્રશ્ન પૂછવાથી ઉંમરના વર્ષ કહી શકે.

૫. ચોરસને ઓળખ્યા પછી તેવો ચોરસ કાઢી શકે છે. ચોરસનો આકાર અથવા કાગળ પર દોરેલો ચોરસ તેની આગળ મૂકવામાં આવે. બરાબર જોયા પછી બીજા કાગળ પર કે પાટી પર તે પ્રમાણે દોરી લાવે.

૬. લંબચોરસ કાર્ડના બે ભાગ પાડી કરેલા ત્રિકોણને ગોઠવી ફરીથી તેને મૂળ આકારમાં ગોઠવે છે. એક લંબચોરસ કાર્ડ મૂકવામાં આવે અને બીજા બે ત્રિકોણોને એકબીજાથી વિરુદ્ધ ગોઠવીને જરા દૂર મૂકવામાં આવે. એ બંનેને સાથે મૂકીને નમુના પ્રમાણનો લંબચોરસ બનાવે. સૂચના સ્પષ્ટ આપવી જોઈએ. કોઈ પણ ક્રિયા કરી બતાવવાની નથી.

## વર્ષ ૬

૧. જમણો હાથ અને ડાબો કાન બતાવે છે. જમણો હાથ બતાવો, એ પ્રમાણે પ્રશ્ન પૂછવામાં આવે અને તે ઉપરથી બાળક પોતાનો જમણો હાથ આગળ ધરે. કોઈપણ પ્રકારનું સૂચન થવું જોઈએ નહિ. તેજ પ્રમાણે પોતાનો ડાબો કાન હાથથી અડીને બતાવે.

૨. ૧૬ પદનાં સાદાં વાક્યો ફરીથી બોલે છે. બારેક શબ્દોનું વાક્ય હોય તોપણ ચાલી શકે. દા. ત. શ્રીરામ નામે એક રાજા હતા અને તેમની સ્ત્રીનું નામ સીતા હતું. ધીમેથી સ્પષ્ટ રીતે વાક્ય એકવાર બોલવામાં આવે અને પછી બાળકને તે ફરીથી વગર ભૂલે બોલી જવાને કહેવામાં આવે. કોઈપણ વાક્ય ચાલી શકે.

૩. ચિત્ર ઉપરથી કદરૂપો કે ખૂબસુરત ચહેરો ઓળખી શકે છે. એ પ્રકારનાં ચિત્રો બાળકની આગળ રજુ કરવામાં આવે જેમાં એક બેડોળ હોય અને એક સુંદર હોય. સુંદર હોય તેને સારૂં અને બેડોળ હોય તેને ખરાબ છે એમ બાળકે પોતાની મેળે શોધી કાઢીને કહેવું જોઈએ. વગર વિચારે એમને એમ ગપ્પું ન મારે તે માટે સાધારણ કારણ પૂછી જોવું. ગમે છે કે નથી ગમતું એવા શબ્દો પણ ચાલી શકે.

૪. મેજ, ખુરસી, ઘોડો, માતા–આમાંથી ત્રણનો વાક્યમાં ઉપયોગ કરી શકે છે.
. દરેક શબ્દનો ઉપયોગ કરીને એક વાક્ય બનાવે. ચારમાંથી ત્રણ વાક્યો ખરાં હોય તો ચાલે.

૫. ૧૨ આનાને ગણી શકે છે.
ચાર ચાર પૈસાની એક ઢગલી એમ બાર ઢગલીઓ બનાવે અને બાર આના થયા એમ ગણી બતાવે.

૬. આની, રૂપીઓ, અડધાનાં નામ કહી શકે છે. અપૂર્ણ

---

# શિશુશિક્ષણશાળા

( ગતાંક પૃષ્ઠ ૩૬૭ થી ચાલુ )

## ટેવ

પરિસ્થિતિમાં ફેરફાર કરવાથી બાળકના સ્વાભાવિક વલણમાં આપણે પ્રેરણારૂપે અને તેના નિયમનરૂપે ઘણું કરી શકીએ. આ રીતે જે બાળકમાં અદેખાઈનો દુર્ગુણ હોય તેને એવી પરિસ્થિતિમાં કે સંજોગોમાં ન મૂકવું જોઇએ કે જેથી વારંવાર તેને અદેખાઈ આવવાના પ્રસંગો ઉભા થાય. આ પ્રસંગોમાં એવું બને છે કે તે બાળકના ઉપર બીજાં બાળકોનો પ્રભાવ પડે છે અથવા તો તે દબાઈ જાય છે. જો પરિસ્થિતિ એવા પ્રકારની હોય કે જેનાથી ન ઇચ્છવા યોગ્ય વલણ ઉત્પન્ન થવાનો સંભવ ઉત્પન્ન થાય નહિ તો આવી જાતનું વલણ બહુધા ઉત્પન્ન નહિ થાય અથવા તો તે વલણ ઘણું નબળું થઈ જશે. વારંવાર થતા પુનરાવર્તનને લીધે જે વલણ નિશ્ચિત સ્વરૂપ પકડે છે તે ટેવ કહેવાય છે; અને વધારેમાં વધારે દૃઢ અને પ્રબળ ટેવના પાયારૂપ બાળકનું સ્વાભાવિક વલણ અથવા તો તેની સહજવૃત્તિ છે. કોઈ પણ પ્રકારની સહજવૃત્તિ જે મૂળથીજ સારી અથવા તો ખરાબ પણ ન હોય તો તે વૃત્તિ જે રીતે બહાર સ્પષ્ટ થાય છે અથવા જે પરિસ્થિતિના બળને લઈને તે પ્રગટ થાય છે તે સારી અથવા નઠારી ટેવના સ્વરૂપમાં વિકસવા લાગે છે.

દાખલા તરીકે, લઢની વૃત્તિ. આવી જાતની વૃત્તિ વારંવાર જો નાનાં બાળકોને ડરાવવા તરફ દોરવાય તો અથવા તો બાળકને જો એમ માલમ પડે કે, સ્વભાવના કે ગુસ્સાના પ્રસંગે ઉભરાતા અનિયંત્રિત આવેશથી પોતાને જોઈએ તે તે મેળવી શકે છે તો તે બાળક તેવાજ પ્રકારની

પુનરાવૃત્તિ કરીને કેવળ ન ઇચ્છવા જોગ ચારિત્ર્ય બાંધશે. એથી ઉલટું ઉપર જણાવેલી બે દિશામાંથી ગમે તે એક દિશામાં આ જાતની સહજ વૃત્તિ પ્રગટ થવાના પ્રસંગો જો બીલકુલ ઉત્પન્ન કરવામાં ન આવે, અને જો ક્રિયા તરફ વાળવામાં આવે તેમજ કોઈ પણ કામ અથવા પ્રવૃત્તિમાં તેને પડતી મુશ્કેલીઓ દૂર કરવા તરફ પ્રેરવામાં આવે તો કંઈ જુદુંજ પરિણામ આવશે. કેળવણીકાર અથવા તો શિક્ષક એવા પ્રકારની પરિસ્થિતિ અને સંજોગો બાળકને માટે ઉભા કરે કે જેથી તેનામાં જે કંઈ ઉત્તમમાં ઉત્તમ હોય તેજ પ્રગટી નીકળે, તો તેની ખરાબ વૃત્તિઓ આપોઆપ નબળી થઈ જશે અને તેવી વૃત્તિઓના કાર્યપ્રદેશના અભાવે–તે પ્રગટ થવાના પ્રસંગોના અભાવે તેનો સદંતર નાશ પણ થશે.

બાળકનો જન્મ થાય ત્યારથીજ તેને પ્રાપ્ત થતો અનુભવ અને તેની પરિસ્થિતિ તેના આચરણ–વર્તન પ્રત્યે પ્રત્યાઘાતરૂપે અસર કરવા માંડે છે, અને અમુક પ્રકારની ટેવો પણ બંધાવા લાગે છે. પ્રથમના થોડા માસો દરમિઆન બાળકની ટેવો મૂળભૂત શારીરિક ચાપલ્ય–ક્રિયાને લગતી હોય છે–જેવી કે ખોરાક, ઊંઘ, અને મળમૂત્ર ત્યાગ. જેનું પુનરાવર્તન થાય છે તે ટેવ રૂપેજ પરિણમે છે, અને નાનપણથીજ જો બાળકને આવી જાતની ક્રિયાઓ માટે નિયમિતપણા માટે કેળવવામાં આવ્યું હોય તો જરૂર ટેવ ઉત્પન્ન થશે, પણ બાળકના જાણ્યા વિના બાળકને નાનપણથીજ આવી શારીરક્રિયા સંબંધી ટેવ પાડતી વખતે એક બાબત ખાસ અગત્યની છે કે માબાપ કે નર્સ–આયાનું વર્તન પોતાની છાપ પાડયા વગરનું અને કેવળ વિકાર વગરનું હોવું જોઈએ. બાળકની કાંઈ ભૂલ થઈ હોય તે વખતે જો ગુસ્સો પ્રગટ કરવામાં આવે અથવા તો બાળકમાં શરમની લાગણી ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરવામાં આવે તો તેનું અસંતોષકારક પરિણામ આવે છે અને અસર ઉલટી થાય છે, કારણ કે બની ગએલી કે બનતી બાબતને ન જોઇતી અગત્ય આપવામાં આવે છે.

બાળકની ઉંમર જેમ વધતી જાય છે તેમ તેમ તેની નૈતિક, સામાજિક, અને બુદ્ધિગત ટેવો કેળવાય છે, પણ એ અગત્યનું છે કે ટેવોનો વિકાસ બાળકના સાહજિક ઇચ્છાથી અને અનુકૂળ લાગણીયુક્ત વર્તનથી થવો જોઇએ. બાળકમાં વિરુદ્ધ લાગણી–સામે થવાની લાગણી ઉત્પન્ન થઇ હોય અથવા તો તે હઠ પકડી બેઠું હોય તે વખતે પરાણે કરાવેલું પુનરાવર્તન જો ટેવનો સ્વરૂપમાં પરિણમે તો તેમાં વ્યક્તિને ઘણી મહેનત પડે છે અને તેને ઘણું દબાણ પણ કરવું પડે છે.

શિશુશાળાનો ઉદ્દેશ એ હોવો જોઈએ કે બાળકોનાંમાં સારી ટેવો ઉત્પન્ન કરવી અને તેમ કરીને જીવનમાં તેને એક સારો માર્ગ દોરી આપવો. પ્રાપ્ત કરેલી ટેવોના અંતઃકરણ પ્રદેશમાં જે વર્તનની ઊંડી છાપ પડી ગઈ હોય તે વર્તન વિષે બાળક જેમ ઓછો વિચાર કરે તેમ શોધકવૃત્તિ અને વ્યક્તિગત વિકાસને માટે તેની શક્તિ વધારે ને વધારે છુટી થતી જાય છે.

**સાત વરસની ઉંમર સુધી બાળકનો લાગણી વિકાસ:—** બાળકની ઉંમરનાં પહેલાં બે ત્રણ વરસ દરમિઆન તેના વર્તનમાં એવું સ્પષ્ટ માલમ પડી આવે છે કે અમુક નિશ્ચિત પ્રકારે તે ક્રિયા કે પ્રવૃત્તિમાં રોકાય છે ત્યારે તેના વર્તનમાં ભરપુર લાગણી અને પ્રબળ આવેગ જોવામાં આવે છે. શરૂઆતમા તેની લાગણીઓ તેના શરીરને પોષવાના આવેગમાં કેન્દ્રિત થાય છે-એટલે કે જે વ્યક્તિ તેને ખવડાવે છે અને તેની શારીરિક સગવડની દરકાર કે સંભાળ રાખે છે તેના તરફ સામાન્ય રીતે તે મમતા રાખે છે-આવી શારીરિક જરૂરિઆતોને લઇનેજ તેની ગુસ્સાની અને બેચેનીની લાગણીઓ પ્રગટી નીકળે છે. જેમ તે મોટું થતું જાય છે તેમ જે લાગણીઓ તે અનુભવતું જાય છે તેમાં વિવિધતા અને સ્પષ્ટતા પણ આવવા માંડે છે.

બાળકના ગુસ્સાની લાગણી વિષે શોધ કરતાં એવું માલમ પડ્યું છે કે ગમે તે કારણ હોય તોપણ ગુસ્સાની લાગણીનું વારંવાર પ્રગટ થવું તે ખાસ કરીને બાળકની ઉંમરના બીજા વરસના બાર મહીના દરમિઆન સૌથી વિશેષ પ્રમાણમાં હોય છે. આ સમય દરમિઆન ઘણાં બાળકોમાં હદભરી અહંતા ઉત્પન્ન થાય છે અને તેનાં વડેરાં તેને જે કાંઈ આજ્ઞા આપે તેનો તે અનાદરજ કરે છે, અને હઠ પકડી બેસે છે. હવે તેને પહેલીવાર જ ખ્યાલ આવે છે કે-તે એવું શોધી કાઢે છે કે પોતે એક સ્વતંત્ર વ્યક્તિ છે અને એથી તેની પરિસ્થિતિના પ્રતિકારરૂપે તે ચોક્કસ રૂપે અને જાણી જોઈને પોતાનો પ્રભાવ પાડવા માગે છે. આજ રીતે તે શીખવા માંડે છે કે કઈ દિશામાં તેને સ્વતંત્રતા આપવામાં આવે છે અને ઇચ્છા મુજબ વર્તવા દેવામાં આવે છે અને કઈ દિશામાં તે આજ્ઞાંકિત થાય તો આખરે તે વધારે સંતોષકારક બાબત છે. બાળક થોડો વખત હઠ પકડી બેસે એ તો સહજ અથવા સ્વાભાવિક વૃત્તિ છે, પણ જે બાળકોને સખત શિક્ષા કરવામાં આવી હોય અથવા તો જે બાળકોને

આત્મનિર્ણય અને સ્વાશ્રયના પ્રસંગો ન મળ્યા હોય તેવાં બાળકોમાં આ હદની વૃત્તિ ઘર ઘાલી બેસે છે, મતલબ કે તે ઘણો લાંબો વખત ટકે છે.

આ બીજા વરસમાં બચપણનું ગાંડું માનસ-રાત્રે બીવું, વગેરે પહેલી-વાર દેખા દે છે. થોડાંક બાળકોમાં તે ચિંતા પણ ઉપજાવે તેવું હોય છે, પણ સામાન્ય રીતે સામાન્ય સમજથી અને શાંતિથી આનો જો ઉપાય કરવામાં આવે તો ક્રમે ક્રમે તેવું માનસ નાશ પામે છે.

ખવડાવવાની બાબતમાં જે મુશ્કેલી ઉભી થાય તે એવું સ્વરૂપ ધારણ કરે કે બાળક અમુક સ્વાદની હઠ પકડે, ચાવવાની ના પાડે, કદાચ ખોરાક ગળી જાય, અથવા ખોરાક સંબંધી સામાન્ય રીતે તેની અમુક પ્રકારની વૃત્તિ પણ બંધાય.

બાળકની ખાવા સંબંધીની વૃત્તિને જેમ તેમ અને વખત બે વખત દાબી દેવામાં ન આવે, અથવા તો તેને જ્યારે ખાવાનું મન ન થતું હોય ત્યારે જો તેનાં વડેરાં તરફથી કાંઈ ધાધલ કરવામાં ન આવે તો આવી જાતની ઉપાધિ બીજા વરસને અંતે આપોઆપ નાશ પામી જશે.

આ ઉંમરે બીજી એક વૃત્તિ અંગુઠો ધાવવાની છે, પણ જ્યારે બાળકનું ધ્યાન અને તેની બુદ્ધિ બહારની દુનીઆ તરફ દોરાશે અને તે દ્વારા તે બંનેનો વિકાસ થવાનો પ્રસંગ ઉભો થશે ત્યારે તે વૃત્તિ પણ જતી રહેશે.

આ બે વરસની ઉંમર દરમિઆન બાળકની સૌથી વધારે પ્રબળ લાગણી પોતાનાં માતાપિતા તરફ પ્રેમ અથવા ભાવરૂપે હોય છે. બીજાં બાળકો તરફ તેનું ધ્યાન ખેંચાય છે ખરૂં, અથવા તો બીજાં બાળકો પ્રત્યે તે રસ લે છે ખરૂં, પણ તેમના તરફ તે પ્રતિસ્પર્ધિઓની દૃષ્ટિએ જુએ છે. સોબતીઓ પાસેથી રમકડાંમાં ભાગ પાડવાની અથવા તો મોટેરાંઓની અમુક બાળકો પ્રત્યેના ધ્યાનની બાબતમાં બાળકની સ્પર્ધા તીવ્ર સ્વરૂપ ધારણ પણ કરે છે, એ વાત પણ ખરી છે. પણ એકંદર રીતે પોતાની ઇચ્છા તૃપ્ત કરવાના ઇરાદાથી તે હંમેશા મોટાં તરફજ જુએ છે, અને તે ઇચ્છા તેઓજ તૃપ્ત કરશે એમ તે આશા રાખે છે. અપૂર્ણ



# રેડિઓ

આધુનિક સમયમાં વિજ્ઞાનની ઘણી શોધો થઈ છે. તેને લીધે દુનિયાના દૂર દેશો વચ્ચે વ્યવહાર ઘણો સરલ અને ત્વરિત થયો છે. વ્યવહાર વધારવામાં જુદાં જુદાં સાધનોની સહાય લેવાય છે; રેલ્વે, વિમાન, અને વિદ્યુતની શોધોએ એમાં ઘણો વધારો કર્યો છે. એક ઠેકાણેથી બીજે ઠેકાણે માણસોનું જવું આવવું અને ચીજોની લેવડ દેવડ વધી પડયાં છે. તે ઉપરાંત સંદેશા લઈ જવામાં વિદ્યુતથી કામ કરતા તારોની સવડ દરેકને જાણીતી છે.

આના કરતાંએ વધુ રસિક તો "વાયરલેસ" એટલે તાર વગર આવતા સંદેશા છે. વારંવાર રેડિઓ અને વાયરલેસ શબ્દો આપણા કાને પડે છે. શહેરમા રહેનારાઓએ રેડિઓનું યંત્ર અને તેની ગોઠવણી જોયાં હશે. હોટલ, સિનેમા, બાગ અને કેટલાંક ખાનગી મકાનોમાં રેડિઓનું યંત્ર માલમ પડે છે. આજકાલ લોકો એમાં ઘણો રસ લે છે.

રેડિઓના યંત્રમાથી તમને શું મળે છે ? તેમાંથી અવાજ સંભળાય છે. ગાયનો કર્ણગોચર થાય છે. દૂર દેશોના ભાવતાલ અને બીજી ખબરો મળે છે. જ્યાં જ્યાં એ યંત્ર હોય ત્યા ત્યાં એકીવખતે બધું સંભળાય છે.

આ એક વખાણવા યોગ્ય ઉપયોગી શોધ છે. જગતને તે એક મહાન બક્ષિસ છે. તે એક નવો જમાનો આપણી આગળ ખરો કરે છે.

આવા વિષય વિષે આપણે કંઇ જાણવું જોઈએ. વાત તો એ છે કે જેમ જેમ આને વિષે વધુ જાણીએ તેમ તેમ તે વધારે ને વધારે આશ્ચર્યજનક માલમ પડે છે.

વિમાનની મદદથી આકાશમાર્ગે વ્યવહાર ચાલુ થઈ શકયો છે.

## ટુંક ઇતિહાસ

રેડિઓનો ટુંક ઇતિહાસ તપાસીએ. રેડિઓનું મુખ્ય મૂળ વિદ્યુત્‌ વિજ્ઞાનમાં છે. એ વિદ્યુત્-બળ આપણને કેટલું બધું ખપ લાગે છે તેનો વિચાર કરો. તેનાથી પ્રકાશ આપતી બત્તી બળે છે, પંખા ચાલે છે, ટ્રામ અને રેલ્વે ગાડીઓ દોડે છે, વસ્તુઓ ગરમ કરી શકાય છે. દાક્તરો દવા તરીકે તેનો ઉપયોગ કરે છે, ટેલિફોન, ટેલિગ્રાફ અને રેડિઓને સફળ કરવામાં તે કારણભૂત છે. આવા વિદ્યુત્-બળની શોધની શરૂઆત પૂર્વના દેશોમાં થઈ હતી.

ઇ. સ. પૂર્વે આસરે ૨૫૦૦ વરસો અગાઉ ચીનના લોકોએ એક જાતનો પત્થર શોધ્યો. તેનો મુખ્ય ગુણ એ હતો કે તે લોખંડને પોતાની તરફ આકર્ષણ કરી શકતો હતો, અને જો તેને અદ્ધર લટકાવવામાં આવે તો તે ઉત્તર–દક્ષિણ સ્થિર રહેતો હતો. ઘણાં વરસો પછી ગ્રીક લોકોએ આને લગતી બાબતોમાં રસ લેવા શરૂઆત કરી. ઇ. સ. પૂર્વે આસરે ૬૦૦ વરસ પહેલાં તેઓને એક જાતની રાળ ( Amber ) માં એવો ગુણ માલમ પડયો કે જો તેને ગરમ કરાય તો તેનામાં ( વજનમાં ) બહુ હલકી ચીજોને આકર્ષવાનો ગુણ આવે છે. એરિસ્ટોટલ નામના વિદ્વાને એક એવી માછલી શોધી કાઢી હતી કે જેને અડકવાથી વીજળીનો આંચકો લાગતો.

માધ્યમિક કાળમાં વિદ્યુત–વિષયમાં લોકોએ જોઈએ તેવો રસ લીધો નહિ, અને ખાસ જાણવા જેવી વધુ શોધખોળ થવા પામી નહિ. ૧૬ મી અને ૧૭ મી સદીમાં યુરોપની પ્રજાએ આ વિષયનો અભ્યાસ કર્યો. તેના પરિણામે ઘણા વિદ્વાન વિજ્ઞાનશાસ્ત્રીઓએ નવી નવી શોધો કરી. તેઓમાંના થોડાકનાં નામ નીચે પ્રમાણે છે. ઇટલીમાંથી વોલ્ટા, ગેલ્વેની, અને મારકોની; ફ્રાન્સમાંથી કોલોમ્બ, એમ્પેર, વગેરે; જર્મનિમાંથી ઓહમ્ હર્ટઝ ઇત્યાદિ, ઈંગ્લંડમાંથી જૈલ, ( જાઉલ ) વૉટ, ફેરેડે, ડેવી, વગેરે અમેરિકામાંથી ફ્રેન્કલીન, એડીસન વગેરે.

જેમ્સ મેક્વેલ નામના જાણીતા અંગ્રેજ વિદ્વાને ગણિત ઉપરથી કલ્પના કરી હતી કે વિદ્યુતનાં મોજાં હોવાં જોઈએ. થોડાં વરસ પછી હર્ટ્ઝ નામના વિદ્વાને આવાં મોજાંનું અસ્તિત્વ પ્રયોગદ્વારા સાબીત કર્યું. અહીંથી આધુનિક રેડિઓની શરૂઆત થઈ એમ કહીએ તો ખોટું નહિ; છતાં થોડો વખત આ જ્ઞાનનો ઉપયોગ કોઈએ કર્યો નહિ.

ઇ. સ. ૧૮૯૫ માં મારકોની નામના ઇટાલિઅન વિજ્ઞાનશાસ્ત્રીએ "રેડિઓ સેટ" બનાવ્યો અને થોડે દૂર સંદેશો મોકલવામાં તેને વાપરી જોયો. ઇ. સ. ૧૮૯૭ માં ૧૪ માઇલ સુધી કામ લાગે એવું યંત્ર ખોળી કાઢયું. ઇ. સ. ૧૯૦૧ માં આવા યંત્રની મદદથી ઈંગ્લંડ અને અમેરિકા વચ્ચે સંદેશા મોકલાયા. ત્યારપછી વરસે વરસે કાંઈ ને કાંઈ નવો સુધારો થતો ગયો અને છેવટે હાલ આપણી નજર આગળ અનેક જાતના રેડિઓનાં યંત્ર જોઈએ છીએ. આના વડે એક મિનિટના આસરે ૪૦૦ શબ્દો મોકલી શકાય છે: ઉપરાંત છબીઓ પણ પરદેશ બતાવી શકાય છે, અને દેશાવરમાં બનતા બનાવો પણ રેડિઓની મદદથી આપણે ઘેર બેઠાં જોઈ શકીએ છીએ.

(૨) $૭^૪ \div ૭^૨ = (૭\times૭\times૭\times૭) \div (૭\times૭)$

$$= \frac{૭\times૭\times૭\times૭}{૭\times૭} = ૭^૨$$

$$\therefore \frac{૭^૪}{૭^૨} = ૭^{૪-૨} = ૭^૨$$

આવી જાતના દાખલામાં ઘાતચિહ્નની બાદબાકી કરવાથી ભાગાકાર થાય છે.

(૩) $(૫^૨)^૩ = ૫^૨ \times ૫^૨ \times ૫^૨$

$$= (૫\times૫) \times (૫\times૫) \times (૫\times૫)$$

$$= ૫^૬$$

આવી જાતના દાખલામાં ઘાતચિહ્નનો ગુણાકાર કરવાથી ઘાતનો ઘાત થઈ શકે છે.

(૪) $\frac{૧૧^૩}{૧૧^૩} = \frac{૧૧\times૧૧\times૧૧}{૧૧\times૧૧\times૧૧} = ૧$

બીજા દાખલા પ્રમાણે $\frac{૧૧^૩}{૧૧^૩} = ૧૧^{૩-૩} = ૧૧^0, \therefore ૧૧^0 = ૧$

$$\frac{૧૩^૪}{૧૩^૪} = \frac{૧૩\times૧૩\times૧૩\times૧૩}{૧૩\times૧૩\times૧૩\times૧૩} = ૧$$

બીજા દાખલા પ્રમાણે $\frac{૧૩^૪}{૧૩^૪} = ૧૩^{૪=૪} = ૧૩^0, \therefore ૧૩^0 = ૧$

કોઈ પણ સંખ્યાનો શુન્ય ઘાત = ૧

(૫) $૨૫^{\frac{૧}{૨}} \times ૨૫^{\frac{૧}{૨}} = ૨૫^{\frac{૧}{૨}+\frac{૧}{૨}} = ૨૫^૧ = ૨૫$

અને $૫\times૫ = ૨૫$. $\therefore ૫ = \sqrt{૨૫} = ૨૫^{\frac{૧}{૨}}$.

એટલે વર્ગમૂળ માટે $\sqrt{}$ એવું ચિહ્ન વપરાય કે સંખ્યાને છેડે ઘાતચિહ્ન $\frac{૧}{૨}$ વપરાય. તેવીજ રીતે $૮^{\frac{૧}{૩}} \times ૮^{\frac{૧}{૩}} \times ૮^{\frac{૧}{૩}} = ૮^{\frac{૧}{૩}+\frac{૧}{૩}+\frac{૧}{૩}} = ૮$ અને $૨\times૨\times૨ = ૮$. $\therefore ૨ = \sqrt[૩]{૮} = ૮^{\frac{૧}{૩}}$.

(૬) $૬૪^{\frac{૨}{૩}} = ૬૪^{\frac{૧}{૩}+\frac{૧}{૩}} = ૬૪^{\frac{૧}{૩}} \times ૬૪^{\frac{૧}{૩}}$ = ૬૪ ના ઘનમૂળનો વર્ગ $૬૪^{\frac{૨}{૩}} = (૬૪^૨)^{\frac{૧}{૩}}$ = ૬૪ ના વર્ગનું ઘનમૂળ. બંને રીતે સરખો જવાબ આવશે, ∴ ૬૪ નું ઘનમૂળ = ૪ અને તેનો વર્ગ = ૧૬. ૬૪ નો વર્ગ = ૪૦૯૬ ને તેનું ઘનમૂળ = ૧૬.

(૭) $૫^૩ = ૫×૫×૫$, $૫^૭ = ૫×૫×૫×૫×૫×૫×૫$

$$\frac{૫^૩}{૫^૭} = \frac{૫×૫×૫}{૫×૫×૫×૫×૫×૫×૫} = ૫^{\frac{૧}{૪}}$$

$$\frac{૫^૩}{૫^૭} = ૫^{૩-૭} = ૫^{-૪}. \therefore ૫^{-૪} = ૫^{\frac{૧}{૪}}$$

(૮) $$૬૪^{-\frac{૨}{૩}} = \frac{૧}{૬૪^{\frac{૨}{૩}}} = \frac{૧}{૪૦૯૬^{\frac{૧}{૩}}} = \frac{૧}{૧૬}$$

(૨) ઘાત અને મૂળ.

$૨^૪ = ૧૬$ એમાં ૨ મૂળ, ૪ ઘાત અને ૧૬ સંખ્યા એમ કહીશું.
૨ મૂળ હોય તેનાં ઘાત અને સંખ્યાનો કોઠો:—

| ઘાત | સંખ્યા | ઘાત | સંખ્યા |
|---|---|---|---|
| ૦ | ૧ | ૧૩ | ૮૧૯૨ |
| ૧ | ૨ | ૧૪ | ૧૬૩૮૪ |
| ૨ | ૪ | ૧૫ | ૩૨૭૬૮ |
| ૩ | ૮ | ૧૬ | ૬૫૫૩૬ |
| ૪ | ૧૬ | ૧૭ | ૧૩૧૦૭૨ |
| ૫ | ૩૨ | ૧૮ | ૨૬૨૧૪૪ |
| ૬ | ૬૪ | ૧૯ | ૫૨૪૨૮૮ |
| ૭ | ૧૨૮ | ૨૦ | ૧૦૪૮૫૭૬ |
| ૮ | ૨૫૬ | ૨૧ | ૨૦૯૭૧૫૨ |
| ૯ | ૫૧૨ | ૨૨ | ૪૧૯૪૩૦૪ |
| ૧૦ | ૧૦૨૪ | ૨૩ | ૮૩૮૮૬૦૮ |
| ૧૧ | ૨૦૪૮ | ૨૪ | ૧૬૭૭૭૨૧૬ |
| ૧૨ | ૪૦૯૬ | ૨૫ | ૩૩૫૫૪૪૩૨ |
| | | ૨૬ | ૬૭૧૦૮૮૬૪ |

(૯) $૪૦૯૬ × ૨૫૬ = ૨^{૧૨} × ૨^૮ = ૨^{૨૦} = ૧૦૪૮૫૭૬$.

(૧૦) $૪૧૯૪૩૦૪ ÷ ૫૧૨ = ૨^{૨૨-૯} = ૨^{૧૩} = ૮૧૯૨$ કોઠામાંથી.

૧૦ એ એવું મૂળ છે કે જેનો ગમે તે ઘાત એકદમ લખી શકાય છે:—
$૧૦^૦ = ૧$, $૧૦^૧ = ૧૦$, $૧૦^૨ = ૧૦૦$, $૧૦^૩ = ૧૦૦૦$, $૧૦^૬ = ૧૦૦૦૦૦૦$, $૧૦^{૧૭} = ૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦$.

વળી તે ઉપરથી કહી શકાય કે ૧થી ૧૦ સુધીની
સંખ્યા = $૧૦^{૦+ \text{અપૂર્ણાંક}}$, ૧૦ થી ૧૦૦ સુધીની

સંખ્યા $= ૧૦^{૧+ \text{અપૂર્ણાંક}}$, ૧૦૦ થી ૧૦૦૦ સુધીની

સંખ્યા $= ૧૦^{૨+ \text{અપૂર્ણાંક}}$,

તેવીજ રીતે—

$\cdot ૧ = \frac{૧}{૧૦} = ૧૦^{-૧}$, $\cdot ૦૧ = \frac{૧}{૧૦૦} = ૧૦^{-૨}$, $\cdot ૦૦૧ = \frac{૧}{૧૦૦૦} = ૧૦^{-૩}$, $\cdot ૦૦૦૧ = \frac{૧}{૧૦૦૦૦} = ૧૦^{-૪}$.

∴ ·૧ થી ૧ સુધીની સંખ્યા $= ૧૦^{-૧+ \text{અપૂર્ણાંક}}$.

·૦૧ થી ·૧ સુધીની સંખ્યા $= ૧૦^{-૨+ \text{અપૂર્ણાંક}}$.

·૦૦૦૧ થી ·૦૦૧ સુધીની સંખ્યા $= ૧૦^{-૪+ \text{અપૂર્ણાંક}}$.

આ ઉપરથી બે નિયમ નીકળેઃ—

(૧) પૂર્ણાંક સંખ્યામાં જેટલા આંકડા હોય તેનાથી એક ઓછો એટલા પૂર્ણાંક ૧૦ના ઘાતમાં આવે. બાકીનો ભાગ અપૂર્ણાંક ભાગ હોય.

(૨) અપૂર્ણાંકમાં દશાંશ ચિહ્ન પછી જેટલાં મીંડાં હોય તેના કરતાં એક વધારે એટલી ઋણ પૂર્ણાંક સંખ્યા ૧૦ના ઘાતમાં હોય. બાકીનો ભાગ ધન (+ વાળો) અપૂર્ણાંક હોય.

પહેલા નિયમને આધારે પૂર્ણાંક સંખ્યામાં એક આંકડો હોય તો ઘાતમાં પૂર્ણાંક ભાગ શૂન્ય આવે, અને બીજા નિયમોને આધારે દશાંશ ચિહ્ન પછી તરત આંકડા શરૂ થતા હોય તો ઘાતમાં પૂર્ણાંક ભાગ −૧ આવે.

૧૦ ના ઘાતનો પૂર્ણાંક ભાગ નક્કી કર્યા પછી તેનો અપૂર્ણાંક ભાગ નક્કી કરવા માટે ગુણઘાતનો કોઠો જોવો.

૪૮ નો ગુણઘાત શોધો. ૪૮ એ ૧૦ થી ૧૦૦ સુધીમાં છે. ∴ $૪૮ = ૧૦^{૧+\text{અપૂર્ણાંક}}$. કોઠાની પહેલી ઉભી હારમાં ૪૮ જુઓ. ૪૮ ની આડી હારમાં ઉપરથી ૦ ની નીચેની સંખ્યા જુઓ. તે એટલે ·૬૮૧૨ એ તેનો અપૂર્ણાંક ભાગ છે; એટલે $૪૮ = ૧૦^{૧\cdot૬૮૧૨}$.

૪·૮૭ નો ગુણઘાત શોધો. $૪\cdot૮૭ = ૧૦^{૦+ \text{અપૂર્ણાંક}}$. કોઠાની પહેલી ઉભી હારમાં ૪૮ જુઓ. ૪૮ સાથેની આડી હારમાં ૭ની નીચેની સંખ્યા જુઓ. ·૬૮૭૫ એ અપૂર્ણાંક ભાગ. $૪\cdot૮૭ = ૧૦^{\cdot૬૮૭૫}$.

૪·૮૭૨ નો ગુણઘાત શોધો. $૪\cdot૮૭૨=૧૦^{૦+\text{અપૂર્ણાંક}}$. ઉપરે બતાવ્યા પ્રમાણે ૪૮ સાથેની આડી હારમાં ૭ની નીચેની સંખ્યા ·૬૮૭૫ છે;

તેમાં કોઠાના જમણી બાજુના ભાગમાં ૨ની નીચેનો ૨ છે તે ઉમેરવો, એટલે અપૂર્ણાંક ભાગ ·૬૮૭૭ થયો. ∴ $૪\cdot૮૭૨ = ૧૦^{\cdot૬૮૭૭}$

·૦૦૪૮૭૨ નો ગુણુઘાત શોધો. $\cdot૦૦૪૮૭૨=૧૦^{-૩\ +\ \text{અપૂર્ણાંક}}$ ઉપર આપેલા બીજા નિયમ પ્રમાણે ∴ $\cdot૦૦૪૮૭૨=૧૦^{-૩+\cdot૬૮૭૭}$ ગુણુઘાતમાં અપૂર્ણાંક હંમેશાં ધન એટલે + ના ચિહ્નવાળો રાખવામાં આવે છે.

દા. ૧. ૨૩૧·૫ ને ·૦૪૮૬૧ વડે ગુણો.

$$૨૩૧\cdot૫ \times \cdot૦૪૮૬૧ = ૧૦^{૨ + \cdot૩૬૪૫} \times ૧૦^{-૨ + \cdot૬૮૬૭} =$$
$$૧૦^{૧\cdot૦૫૧૨} = ૧૧\cdot૨૫ \text{ (કોઠામાંથી)}$$

જવાબ ૧૧·૨૫.

દા. ૨. ·૭૮૭૫ નું સપ્તમૂળ કાઢો.

$$\cdot૭૮૭૫ \text{ નું સપ્તમૂળ} = (\cdot૭૮૭૫)^{\frac{૧}{૭}}$$
$$= \left(૧૦^{-૧} + \cdot૮૯૬૩\right)^{\frac{૧}{૭}}$$
$$= ૧૦^{\frac{-૭\ +\ ૬\cdot૮૯૬૩}{૭}}$$
$$= ૧૦^{-૧ + \cdot૯૮૫૨}$$
$$= \cdot૯૬૬૪$$

જવાબ ·૯૬૬૪.

એ પ્રમાણે કોઠાનો ઉપયોગ કરી ગુણાકાર, ભાગાકાર, ઘાત અને મૂળના હિસાબ સહેલાઈથી થઈ શકે છે. હિસાબમાં ઘણા મૂળ લખાતા નથી, એટલે ઉપરનો બીજો હિસાબ નીચે પ્રમાણે લખાય :—

·૭૮૭૫નું સપ્તમૂળ શોધો :—

$$\text{ગુણુઘાત } \cdot૭૮૭૫^{\frac{૧}{૭}} = \frac{-૧ + \cdot૮૯૬૩}{૭} = -૧ + \cdot૯૮૫૨$$
$$= \text{ગુણુઘાત } \cdot૯૬૬૪$$

∴ સંખ્યા = ·૯૬૬૪ જવાબ ·૯૬૬૪.

ઉપર $-૧+\cdot૮૯૬૩$ એ અને એવી રકમોને $\bar{૧}\cdot૮૯૬૩$ એ પ્રમાણે લખવાનો રિવાજ છે, એટલે $\bar{૪}\cdot૬૨૭૪$ એટલે $-૪+\cdot૬૨૭૪$ એમ સમજવું.

કેટલાંક પુસ્તકોમાં ગુણુઘાત આપેલું હોય તે ઉપરથી સંખ્યા શોધવાનો કોઠો આપેલો હોય છે પણ તેની જરૂર નથી. (કોઠા પછીના અંકમાં આવશે.)

# શારીરિક કેળવણી

( અંક ૪, પૃષ્ઠ ૧૬૦ થી ચાલુ )

## "સ્ત્રીઓ અને વ્યાયામ"

વર્તમાન જમાનામાં સૌથી વધુ દુઃખની વાત હોય તો તે એ જ કે આપણી બેનો, માતાઓ, સ્ત્રીઓ વગેરેની શારીરિક સંપત્તિ નાશ પામી છે.

જે પ્રાચીન ભારત વીરાંગનાથી જગવિખ્યાત થયું હતું, જે ભૂમિમાં લાખો સ્ત્રીઓ રણમેદાનમાં બળી મરી હતી, તે દેશમાં સ્ત્રીઓની શી દશા થઈ ગઈ છે! એ આપણે માટે શરમની વાત છે.

સમાજના ઉદ્ધારનો આધાર સ્ત્રીઓ પર છે. મિલના દરેક ચક્ર મોટાં અને નાનાં બરાબર કામ કરે તોજ મિલ સદ્ધર થાય છે; અમુક ભાગ કામ કરે અને અમુક ભાગ બરાબર કામ ન કરે તો મિલ દેવાદાર થઈ જાય છે. તેમ સમાજના દરેક અંગ સ્ત્રી, બાળક, પુરુષ સર્વેએ પોતપોતાનાં શરીર નિરોગી રાખવાં જોઈએ તોજ સમાજ સદ્ધર થાય છે.

વ્યાયામ જીવનનું સેવન છે, પ્રગતિ છે. બાળક જન્મે છે અને હાથ, પગ હલાવવા માંડે છે. માનવજીવનની ઉત્પત્તિમાંજ વ્યાયામની પ્રેરણા રહેલી છે. વપરાશ વિનાની વસ્તુ સડી જાય છે. "સ્ત્રી પુરુષની શારીરિક રચના એક છે. પ્રકૃતિ અને અંગવિકાસ ભિન્ન છે." કેટલાક ધારે છે કે વ્યાયામથી સ્ત્રીઓની કોમળતા નાશ પામે છે, એ ખોટી દલીલ છે. ભલે, સ્ત્રીઓ અખાડાની પહેલવાની ન કરે પણ તંદુરસ્તી, ઉત્સાહ, સ્વબચાવ માટે, શિયળના રક્ષણ માટે અને શક્તિ મેળવવા પૂરતા વ્યાયામની જરૂર છે.

વર્ષો પહેલાં ઉંચ વર્ગની કન્યાઓને પણ ગૃહકાર્યમાં જરૂરી કસરત મળતી. હાલમાં તે પ્રમાણે કસરત મળતી નથી. ઘરનાં કપડાં તળાવે કે નદીએ ધોવાનો રિવાજ હતો. કુવાગાંથી પાણી ખેંચવાની ફરજ પડતી. દળવા, ખાંડવા કે લીંપવાનું કામ જાતેજ કરતી. એમાં તેમની સર્વ શક્તિનો વિકાસ થતો.

પહેલાંના વખતમાં દરેક ખેડુત ગાય પાળતો. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે જે ઘરમાં દધિમંથન નથી (દુઝાણું) તે ઘર નથી, પણ રણ છે. ગાય પાલન એક ગૃહઉદ્યોગ છે. દૂધ અને છાસ આપણો મુખ્ય ખોરાક છે

"છાસ આ મૃત્યુલોકનું અમૃત છે." ઉદ્યોગ, ખોરાક, કસરત અને ધર્મ એ ચતુર્વિધલાભ ગાય પાળવાથી મળે છે.

રાસ અને ગરબા એ ગુજરાતની સ્ત્રીઓની વિશિષ્ટતા છે. ચાંદનીમાં ગરબા ગાતી સ્ત્રીઓ ખરેખર સ્વર્ગની દેવી જણાય છે. એમાં કળા અને સૌંદર્ય છે. એ શુદ્ધ સુંદરતા અને કોમળતાનો સુમેળ સાધતી અદ્ભુત કળા છે. એ બધા લાભ સાથે એમનું શરીર પણ સમપ્રમાણમાં ખીલતું હતું. પહેલાંની સ્ત્રીઓ કેટલી તંદુરસ્ત હતી તેનો આદર્શ આજની ભરવાડણો બતાવે છે, કેમકે એમનું જીવન તદ્દન કુદરતી છે. ચા, ફેશન કે બીજી કૃત્રિમતા એમણે સ્વીકારી નથી. હું એવી સ્ત્રીઓને વંદન કરું છું કે જેમણે ત્યાગ અને ભાવથી પોતાના પૂર્વજની કીર્તિને જાળવી રાખી છે. આજના યુવકોનેજ દમ આવે છે તો પછી સ્ત્રીઓનું તો પૂછવુંજ શું?

મેળા એ એક સહમિલન છે. એથી તંદુરસ્તીમાં, આનંદમાં ઘણો લાભ થાય છે. મેળાઓએ કેટલાક અપવાદ વગર તંદુરસ્તી અને જીવનમાં ઘણો ભાગ ભજવ્યો છે.

હવે તો એક સુશિક્ષિત બેન લખે છે તેમ "કુવાનાં પાણી નળમાં આવ્યાં, ઘરઘંટીની જગ્યાએ ગામમાં ચક્કી આવી, અને ઘરમાં લીંપણુ ઘસાયાં ને ફરચીબાઈ આવ્યાં, અને છેવટે પલંગમાં પડયા પડયા નવલકથા વાંચવા માંડી." "કુદરત તરફ પાછા ફરો"નો યુગ આવી પહોંચ્યો છે.

શારીરિક દુરસ્તી વગર, નાની ઉંમરે પરણવાથી, સ્ત્રીઓનું શરીર અણુવિકસ્યું રહે છે, અને તરત સંસારમાં જોડાઈને અકાળે તે માતા બને છે. દેશના સુભાગ્યે શારદા એક્ટ થયો. એથી સમાજમાં નવજીવન આવ્યું એ આનંદની વાત છે. સ્ત્રીઓમાં જ્યાં જુઓ ત્યાં રોગો ઘર કરી બેઠા છે. ઇન્જેક્સન અને ઓપરેશનનો રોગ લાગુ પડયો છે. એનું માત્ર કારણ કસરતનો અભાવ અને બાળલગ્ન છે. તે ઉપરાંત અજ્ઞાનતા, શારીરિક અને માનસિક નિર્બળતા, ખોટા વહેમ, ભૂત, ડાકણ જેવા ક્રૂર વહેમ વગેરે છે.

છોકરા છોકરીને સાથે ભણાવો. બંનેને પૂરતી કસરત–રમત–વ્યાયામ કરાવો. લોકલાજને ફગાવી દો અને ભાવિ સમાજને બળવાન બનાવવા તેનાં બીજ શાળામાંજ નાખો. ("આરોગ્ય"ના લેખનો આધાર લેવામાં આવ્યો છે.)

અપૂર્ણ

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ



( ગતાંક પૃષ્ઠ ૩૪૨ થી ચાલુ )

આજ્ઞા :

ડાબો ( જમણો ) પગ આગળ–મૂકો ! પાછો–મૂકો. પગ આગળ ( સામાન્ય રીતે ).

આજ્ઞા :

ડાબો ( જમણો ) પગ આગળ મૂકો ! હતા તેમ–મૂકો.

**સામાન્ય વાઘકૂદકો—**

એક પગ ( જમણો ) બે ફૂટ આગળ લાવવો અને ઘુંટણ વાળવો. એ પગ તરફનો હાથ ઘુંટણ ઉપર સ્હેજ ઉંચે જાંગ ઉપર ટેકાવવો, માથું અને પીઠ સીધી લીટીમાં રાખવાં. ( જુઓ આકૃતિ ૧૧ )

આજ્ઞા :



આકૃતિ ૧૧
સામાન્ય વાઘ કૂદકો.
એક હાથનું ચક્કર.



આકૃતિ ૧૨
પગનો અંગુઠો આગળ,
પકડજ.



આકૃતિ ૧૩
હાથની આંગળીઓના
ટેકા સાથે વાઘબેઠક.

વાઘકૂદકો–ડાબો ( જમણો ) પગ આગળ–મૂકો ! હતા તેમ–મૂકો અથવા, સામાન્ય વાઘકૂદકો, ડાબો ( જમણો ) પગ–તૈયાર ( મોટાં બાળકો

માટે) અથવા ડાબો (જમણો) પગ આગળ, ઘુંટણ વળેલું, હાથ ઘુંટણ ઉપર-તૈયાર (અથવા મૂકો) (નાનાં બાળકો માટે).

**પગનો અંગુઠો આગળ, બાજુએ કે પાછળ :—**

ઘુંટી અને ઘુંટણ બરાબર લંબાવી અંગુઠો અને તેટલો આગળ, બાજુએ કે પાછળ મૂકવામાં આવે છે. આધારપગ સીધો રાખવામાં આવે છે. શરીર અને માથું ટટાર હોય છે.

આજ્ઞા :

ડાબો (જમણો) પગ આગળ (બાજુએ કે પાછળ) આંગળાં ઉપર-મૂકો ! પાછો-મૂકો. (જુઓ આકૃતિ ૧૨)

**વાઘબેઠક.**

હાથ લગભગ ખભા જેટલા પહોળા જમીન ઉપર બે ઘુંટણ વચ્ચે રાખી મૂકવામાં આવે છે. એડી ભેગી રાખી ઘુંટણ પુરેપુરાં વાળવામાં આવે છે. પીઠ સીધી અને ગરદન ટટાર રાખવામાં આવે છે.

**ફેરફાર.**

આંગળાંઓના ટેકાથી વાઘબેઠક. ફક્ત આંગળીનાં ટેરવાંજ જમીનને અડકે છે. (જુઓ આકૃતિ ૧૩)

આજ્ઞા :

**વાઘબેઠક—નીચે ! ઉભા-થાઓ.**

**હાથની સ્થિતિ.**

હાથ ગમે તે સ્થિતિમાં રાખતાં પીઠ વચગાંથી વળી જાય છે. આ અટકાવવું જોઈએ.

**હાથ ઉપર વાળવો.**

ખભા ઉપર આંગળીઓ રહે તે પ્રમાણે કોણી આગળથી હાથ વાળવા. કાંડાની પીઠ બહાર પડે અને છાતીની બાજુઓ ઉપર દબાણ ન થાય તે પ્રમાણે કોણી અંદર રહે. પીઠ વળી ન જાય અને છાતી અકડ ન બને તે માટે સંભાળ રાખવી.

આજ્ઞા :

હાથ-વાળો ! હાથ નીચે-લાંબા.

**માથા ઉપર આરામ.**

આંગળીનાં ટેરવાં માથા ઉપર ધીમેથી મૂકવાં. કાંડાં અને આંગળીઓ

( + વિદ્યુતને ધન વિદ્યુત્ અને – વિદ્યુતને ઋણ વિદ્યુતના નામે કેટલેક ઠેકાણે લખેલું છે). આ બે પતરા ઉપર બે જાતના વિદ્યુત્ પરમાણુઓ ભેગા થયા. હવે બેટરી છોડી નાખો. તોપણ બંને પતરાં ઉપર વિદ્યુત્-પરમાણુઓ તો રહેવાનાજ. બે પતરાં વચ્ચે શું છે ? હવા. આ રીતે બે પતરાં અને વચ્ચે હવા એ ત્રણ મળી આપણી કને એક એવું સાધન થયું કે જેના વડે વિદ્યુતનો સંગ્રહ કરી શકીએ. હવાને બદલે બીજો કોઈ પણ દુર્વાહક પદાર્થ વાપરી શકાય છે, પણ તે પદાર્થના પ્રમાણમાં બે પતરાંની વિદ્યુત્ સંગ્રહશક્તિમાં ફેર પડે છે. બે પતરાં વચ્ચે અબરખ રાખીએ તો સંગ્રહશક્તિ ઘણી વધે છે.

હવે આ બે પતરાં પર વિદ્યુત્ છે એની ખાતરી શી ? તાર વડે તે બે પતરાં જોડો. તરતજ તારમાં પ્રવાહ વહેતો માલમ પડશે.

આવાં યન્ત્રોને અંગ્રેજીમાં condenser કન્ડેન્સર અથવા ગુજરાતીમાં આપણે સંગ્રહપટ કહીશું. સંગ્રહશક્તિનું માપ દર્શાવવા માટે નીચે મુજબ બોલાય છે: ૧ ફેરેડ, ૨ ફેરેડ, ૫ માઈક્રોફેરેડ વગેરે. ૧૦૦૦૦૦૦મો ફેરેડનો ભાગ તે ૧ માઇક્રોફેરેડ.

મોજાં

"વાયરલેસ" એટલે અંગ્રેજીમાં "તાર વગરનું" એવો અર્થ થાય છે. 'વાયરલેસ'-યંત્રમાં તાર વગર ચાલતું નથી. અમુક અમુક ઠેકાણે તાર વગર યન્ત્રોના ભાગો જોડી શકાતા નથી. પણ સાધારણ તારમાં (Telegraph)–ટેલિગ્રાફમાં એક સ્થળથી બીજે સ્થળ તાર લઈ જવામાં આવે છે ( રેલ્વે ગાડીમાંથી તારના થાંભલા નજરે પડે છે. ) તેમ અહીં તાર વપરાતા નથી. મુંબઈથી લંડન સંદેશા વાયરલેસથી મોકલાય છે, પણ મુંબઈ અને લંડન વચ્ચે તાર જણાતા નથી. અહીં તાર વપરાતા નથી. માટે વાયરલેસ નામ અપાયું.

જો બે સ્થળ તાર વડે જોડાતાં નથી તો પછી તમને શંકા થશે કે સંદેશા કેવી રીતે જતા હશે ? તમે ધ્વનિ વિષે શીખ્યા હશો. એક માણસ બોલે તો તેનો અવાજ બીજો માણસ સાંભળે છે, તે કેવી રીતે ? આ આખી રીત તપાસો. માણસના બોલેલા શબ્દોથી હવામાં મોજાં પેદા થાય છે અને તે મોજાં કાનના પડદાને અથડાય છે, જેથી સાંભળવાનું ભાન થાય છે.

તમે તળાવના પાણીમાં પથ્થર નાખો. પાણીમાં શું પરિણામ દેખાય છે ? પાણીમાં ચારે બાજુ ગોળ જતાં મોજાં દેખાય છે. શરૂઆતનાં મોજાં નાનાં અને ઉંચાં હોય છે. પછી દૂરના મોજાં ઘેરાવામાં મોટાં પણ નીચાં

થાય છે. તરતજ બીજો પત્થર ફેંકો. બીજાં મોજાં ઉત્પન્ન થાય છે. અગાઉના મોજાં જોડે તે ભેગાં થાય છે. આમ જો ઉપરાઉપરી પત્થરો ફેંકાય તો મોજાં થયાંજ કરે છે. તમે તળાવમાંના પાણીમાં એક નાની લાકડાની અથવા કાગળની હલકી ચીજ મૂકો તો માલમ પડશે કે તે ઉંચીનીચી થાય છે, પણ પોતાની અસલ જગ્યા લગભગ કાયમ રાખે છે. આથી એમ શિખાય છે કે પાણીમાં મોજાં થાય છે છતાં તે આગળ વહેતું નથી.

આજ પ્રમાણે ધ્વનિનાં મોજાં હવામાં થાય છે. જો કંઈ અવાજ થાય તો બધી બાજુએ–ચારે દિશા, ઉપર નીચે સઘળી બાજુએ–હવાનાં મોજાં જાય છે. પાણીમાંનાં મોજાં માત્ર ચારજ દિશામાં હતાં. માત્ર સપાટી પરજ, પણ ધ્વનિનાં મોજાં તો દડાની માફક ફુલતાં હોય એમ આગળ વધે છે.

ગરમી અને પ્રકાશનાં પણ મોજાં હોય છે. તેની અસર મોજાંદ્વારા બીજે પહોંચે છે. સૂર્ય પરથી પ્રકાશ અને ગરમી પૃથ્વી પર મોજાં મારફત આવે છે, પણ આ મોજાં શામાં ઉત્પન્ન થાય છે? વિજ્ઞાનશાસ્ત્રીઓની કલ્પના છે કે પૃથ્વીથી ઘણે દૂર હવા નથી. પણ Ether–ઇથર–નામનો પદાર્થ છે. ઇથરને લગતી બધી બાબતો અને તેના ગુણો હજુ શોધાયા નથી. તેને પદાર્થ કહેવો કે કેમ તેને સારૂ બે મત છે. આપણા સમજવા ખાતર માનીએ છે કે ઇથરમાં મોજાં ઉત્પન્ન કરવાનો ગુણ છે. સૃષ્ટિમાં સઘળે ઠેકાણે ઇથર આવેલુંજ છે. પ્રકાશ અને ગરમીનાં મોજાં ઇથરમાં એક સેકન્ડની ૧૮૬૦૦૦ માઇલની ઝડપે આગળ વધે છે. અવાજ, ગરમી, પ્રકાશ વગેરેનાં મોજાં આપણાથી દેખાતાં નથી.

વિદ્યુતનાં oscillating જાતના મોજાં છે. વિદ્યુતના પરમાણુઓ ધ્રુજે તો ઇથરમાં વધઘટનાં ઉત્પન્ન થાય છે. જે થોડો ફેરફાર છે તે હવે જોઈશું.

તમે Aerial–એરિયલ નામ સાંભળ્યું હશે. તેને આપણે હવાઇ તાર કહીશું. તેમાં બે વાંસ ઉભા કરી વચ્ચે તારો બંધાય છે. તાર બાંધવા માટે વાંસને બદલે બીજી કોઈ દુર્વાહક વસ્તુનો ઉપયોગ કરાય છે. એ તારોમાંથી વિદ્યુતનો આંદોલિત પ્રવાહ પસાર થાય છે, ત્યારે શી સ્થિતિ છે તે જુઓ. ઉપર એરિયલ, નીચે પૃથ્વી, અને એ બેની વચ્ચે હવા છે,

આવે, ત્યારે ત્યારે પૃથ્વી અને એરિયલ વચ્ચેના ઇથરમાં એવો ફેરફાર થાય છે કે જેથી વિદ્યુતના મોજાં ઉત્પન્ન થાય છે. આવાં મોજાં એક સેકન્ડની ૧૮૬૦૦૦ માઇલની ઝડપથી વહે છે.

મોજાંની લંબાઈ ઘણાં કારણોને લીધે બદલાય છે. આસરે દસ લાખ જુદી જુદી લંબાઇનાં મોજાં સંભવે છે. આ મોજાં પ્રકાશનાં કિરણો માફક સીધી લીટીમાં જતા નથી, પણ પૃથ્વીની ગોળાઇ પ્રમાણે તે ગોળ માર્ગ લે છે. વળી તે બધી દિશામાં જાય છે.

મોજાંની લંબાઈ મીટર વડે મપાય છે. એક સેકન્ડમાં કેટલાં મોજાં ઉત્પન્ન થાય તે frequency (ફ્રિક્વન્સી) કહેવાય છે.

| ( મોજાંની લંબાઈ ) | | | ( ફ્રિક્વન્સી ) | |
|---|---|---|---|---|
| ૩૦૦૦૦ | મીટર | ત્યારે | ૧૦૦૦૦ | એક સેકન્ડમાં |
| ૩૦૦૦ | ,, | ,, | ૧૦૦૦૦૦ | ,, |
| ૩૦૦ | ,, | ,, | ૧૦૦૦૦૦૦ | ,, |
| ૩૦ | ,, | ,, | ૧૦૦૦૦૦૦૦ | ,, |
| ૩ | ,, | ,, | ૧૦૦૦૦૦૦૦૦ | ,, |

ઉપલા કોઠક પરથી જણાય છે કે મોજાંની લંબાઈ અને ફ્રિક્વનસી વચ્ચે સંબંધ છે. લંબાઈ ઉપરથી ફ્રિક્વનસી અને ફ્રિક્વનસી ઉપરથી લંબાઈ જાણી શકાય છે.



વિદ્યુત્-પ્રવાહ બે જાતનો છે: ડાયનેમોમાંથી પ્રવાહ (વિદ્યુત-શક્તિનો પ્રવાહ) એક માર્ગી એટલે એકજ દિશામાં વળે એવો મેળવી શકાય છે. સાધારણ બેટરીમાંથી જે પ્રવાહ મળે છે તે એકમાર્ગી છે તે Direct current અથવા D. C.-ડી. સી. કરન્ટ તરીકે બોલાય છે.

બીજી જાતનો પ્રવાહ દ્વિમાર્ગી છે. તે પ્રવાહ ઉલટાસુલટી દિશામાં વહે છે. જે યંત્રમાંથી મળે છે તે Alternator ઓલ્ટરનેટર કહેવાય છે. આ પ્રવાહને Alternating current અથવા "A. C. એ. સી. કરન્ટ" ના નામથી ઓળખવામાં આવે છે.



## ગુણધાતનો

( ગતાંક પૃષ્ઠ ૩૭૧

| | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | ૦૦૦૦ | ૦૦૪૩ | ૦૦૮૬ | ૦૧૨૮ | ૦૧૭૦ | ૦૨૧૨ | ૦૨૫૩ | ૦૨૯૪ |
| ૧૧ | ૦૪૧૪ | ૦૪૫૩ | ૦૪૯૨ | ૦૫૩૧ | ૦૫૬૯ | ૦૬૦૭ | ૦૬૪૫ | ૦૬૮૨ |
| ૧૨ | ૦૭૯૨ | ૦૮૨૮ | ૦૮૬૪ | ૦૮૯૯ | ૦૯૩૪ | ૦૯૬૯ | ૧૦૦૪ | ૧૦૩૮ |
| ૧૩ | ૧૧૩૯ | ૧૧૭૩ | ૧૨૦૬ | ૧૨૩૯ | ૧૨૭૧ | ૧૩૦૩ | ૧૩૩૫ | ૧૩૬૭ |
| ૧૪ | ૧૪૬૧ | ૧૪૯૨ | ૧૫૨૩ | ૧૫૫૩ | ૧૫૮૪ | ૧૬૧૪ | ૧૬૪૪ | ૧૬૭૩ |
| ૧૫ | ૧૭૬૧ | ૧૭૯૦ | ૧૮૧૮ | ૧૮૪૭ | ૧૮૭૫ | ૧૯૦૩ | ૧૯૩૧ | ૧૯૫૯ |
| ૧૬ | ૨૦૪૧ | ૨૦૬૮ | ૨૦૯૫ | ૨૧૨૨ | ૨૧૪૮ | ૨૧૭૫ | ૨૨૦૧ | ૨૨૨૭ |
| ૧૭ | ૨૩૦૪ | ૨૩૩૦ | ૨૩૫૫ | ૨૩૮૦ | ૨૪૦૫ | ૨૪૩૦ | ૨૪૫૫ | ૨૪૮૦ |

## કોઠો

નું અનુસંધાન )

| ૮ | ૯ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | ૪ | ૯ | ૧૩ | ૧૭ | ૨૧ | ૨૬ | ૩૦ | ૩૪ | ૩૮ |
| ૦૩૩૪ | ૦૩૭૪ | ૪ | ૮ | ૧૨ | ૧૬ | ૨૦ | ૨૪ | ૨૮ | ૩૨ | ૩૬ |
| | | ૪ | ૮ | ૧૨ | ૧૫ | ૧૯ | ૨૩ | ૨૭ | ૩૧ | ૩૫ |
| ૦૭૧૯ | ૦૭૫૫ | ૪ | ૭ | ૧૧ | ૧૫ | ૧૯ | ૨૨ | ૨૬ | ૩૦ | ૩૩ |
| | | ૩ | ૭ | ૧૧ | ૧૪ | ૧૮ | ૨૧ | ૨૫ | ૨૮ | ૩૨ |
| ૧૦૭૨ | ૧૧૦૬ | ૩ | ૭ | ૧૦ | ૧૪ | ૧૭ | ૨૦ | ૨૪ | ૨૭ | ૩૧ |
| | | ૩ | ૭ | ૧૦ | ૧૩ | ૧૬ | ૨૦ | ૨૩ | ૨૬ | ૩૦ |
| ૧૩૯૯ | ૧૪૩૦ | ૩ | ૭ | ૧૦ | ૧૩ | ૧૬ | ૧૯ | ૨૨ | ૨૫ | ૨૯ |
| | | ૩ | ૬ | ૯ | ૧૨ | ૧૫ | ૧૯ | ૨૨ | ૨૫ | ૨૮ |
| ૧૭૦૩ | ૧૭૩૨ | ૩ | ૬ | ૯ | ૧૨ | ૧૫ | ૧૭ | ૨૦ | ૨૩ | ૨૬ |
| | | ૩ | ૬ | ૯ | ૧૧ | ૧૪ | ૧૭ | ૨૦ | ૨૩ | ૨૬ |
| ૧૯૮૭ | ૨૦૧૪ | ૩ | ૬ | ૮ | ૧૧ | ૧૪ | ૧૭ | ૧૯ | ૨૨ | ૨૫ |
| | | ૩ | ૫ | ૮ | ૧૧ | ૧૪ | ૧૬ | ૧૯ | ૨૨ | ૨૪ |
| ૨૨૫૩ | ૨૨૭૯ | ૩ | ૫ | ૮ | ૧૦ | ૧૩ | ૧૬ | ૧૮ | ૨૧ | ૨૩ |
| | | ૩ | ૫ | ૮ | ૧૦ | ૧૩ | ૧૫ | ૧૮ | ૨૦ | ૨૩ |
| ૨૫૦૪ | ૨૫૨૯ | ૨ | ૫ | ૭ | ૧૦ | ૧૨ | ૧૫ | ૧૭ | ૨૦ | ૨૨ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮ | ૨૫૫૩ | ૨૫૭૭ | ૨૬૦૧ | ૨૬૨૫ | ૨૬૪૮ | ૨૬૭૨ | ૨૬૯૫ | ૨૭૧૮ |
| ૧૯ | ૨૭૮૮ | ૨૮૧૦ | ૨૮૩૩ | ૨૮૫૬ | ૨૮૭૮ | ૨૯૦૦ | ૨૯૨૩ | ૨૯૪૫ |
| ૨૦ | ૩૦૧૦ | ૩૦૩૨ | ૩૦૫૪ | ૩૦૭૫ | ૩૦૯૬ | ૩૧૧૮ | ૩૧૩૯ | ૩૧૬૦ |
| ૨૧ | ૩૨૨૨ | ૩૨૪૩ | ૨૨૬૩ | ૩૨૮૪ | ૩૩૦૪ | ૩૩૨૪ | ૩૩૪૫ | ૩૩૬૫ |
| ૨૨ | ૩૪૨૪ | ૩૪૪૪ | ૩૪૬૪ | ૩૪૮૩ | ૩૫૦૨ | ૩૫૨૨ | ૩૫૪૧ | ૩૫૬૦ |
| ૨૩ | ૩૬૧૭ | ૩૬૩૬ | ૩૬૫૫ | ૩૬૭૪ | ૩૬૯૨ | ૩૭૧૧ | ૩૭૨૯ | ૩૭૪૭ |
| ૨૪ | ૩૮૦૨ | ૩૮૨૦ | ૩૮૩૮ | ૩૮૫૬ | ૩૮૭૪ | ૩૮૯૨ | ૩૯૦૯ | ૩૯૨૭ |
| ૨૫ | ૩૯૭૯ | ૩૯૯૭ | ૪૦૧૪ | ૪૦૩૧ | ૪૦૪૮ | ૪૦૬૫ | ૪૦૮૨ | ૪૦૯૯ |
| ૨૬ | ૪૧૫૦ | ૪૧૬૬ | ૪૧૮૩ | ૪૨૦૦ | ૪૨૧૬ | ૪૨૩૨ | ૪૨૪૯ | ૪૨૬૫ |
| ૨૭ | ૪૩૧૪ | ૪૩૩૦ | ૪૩૪૬ | ૪૩૬૨ | ૪૩૭૮ | ૪૩૯૩ | ૪૪૦૯ | ૪૪૨૫ |
| ૨૮ | ૪૪૭૨ | ૪૪૮૭ | ૪૫૦૨ | ૪૫૧૮ | ૪૫૩૩ | ૪૫૪૮ | ૪૫૬૪ | ૪૫૭૯ |
| ૨૯ | ૪૬૨૪ | ૪૬૩૯ | ૪૬૫૪ | ૪૬૬૯ | ૪૬૮૩ | ૪૬૯૮ | ૪૭૧૩ | ૪૭૨૮ |
| ૩૦ | ૪૭૭૧ | ૪૭૮૬ | ૪૮૦૦ | ૪૮૧૪ | ૪૮૨૯ | ૪૮૪૩ | ૪૮૫૭ | ૪૮૭૧ |
| ૩૧ | ૪૯૧૪ | ૪૯૨૮ | ૪૯૪૨ | ૪૯૫૫ | ૪૯૬૯ | ૪૯૮૩ | ૪૯૯૭ | ૫૦૧૧ |
| ૩૨ | ૫૦૫૧ | ૫૦૬૫ | ૫૦૭૯ | ૫૦૯૨ | ૫૧૦૫ | ૫૧૧૯ | ૫૧૩૨ | ૫૧૪૫ |
| ૩૩ | ૫૧૮૫ | ૫૧૯૮ | ૫૨૧૧ | ૫૨૨૪ | ૫૨૩૭ | ૫૨૫૦ | ૫૨૬૩ | ૫૨૭૬ |
| ૩૪ | ૫૩૧૫ | ૫૩૨૮ | ૫૩૪૦ | ૫૩૫૩ | ૫૩૬૬ | ૫૩૭૮ | ૫૩૯૧ | ૫૪૦૩ |
| ૩૫ | ૫૪૪૧ | ૫૪૫૩ | ૫૪૬૫ | ૫૪૭૮ | ૫૪૯૦ | ૫૫૦૨ | ૫૫૧૪ | ૫૫૨૭ |
| ૩૬ | ૫૫૬૩ | ૫૫૭૫ | ૫૫૮૭ | ૫૫૯૯ | ૫૬૧૧ | ૫૬૨૩ | ૫૬૩૫ | ૫૬૪૭ |
| ૩૬ | ૫૬૮૨ | ૫૬૯૪ | ૫૭૦૫ | ૫૭૧૭ | ૫૭૨૯ | ૫૭૪૦ | ૫૭૫૨ | ૫૭૬૩ |
| ૩૮ | ૫૭૯૮ | ૫૮૦૯ | ૫૮૨૧ | ૫૮૩૨ | ૫૮૪૩ | ૫૮૫૫ | ૫૮૬૬ | ૫૮૭૭ |
| ૩૯ | ૫૯૧૧ | ૫૯૨૨ | ૫૯૩૩ | ૫૯૪૪ | ૫૯૫૫ | ૫૯૬૬ | ૫૯૭૭ | ૫૯૮૮ |
| ૪૦ | ૬૦૨૧ | ૬૦૩૧ | ૬૦૪૨ | ૬૦૫૩ | ૬૦૬૪ | ૬૦૭૫ | ૬૦૮૫ | ૬૦૯૬ |
| ૪૧ | ૬૧૨૮ | ૬૧૩૮ | ૬૧૪૯ | ૬૧૬૦ | ૬૧૭૦ | ૬૧૮૦ | ૬૧૯૧ | ૬૨૦૧ |
| ૪૨ | ૬૨૩૨ | ૬૨૪૩ | ૬૨૫૩ | ૬૨૬૩ | ૬૨૭૪ | ૬૨૮૪ | ૬૨૯૪ | ૬૩૦૪ |
| ૪૩ | ૬૩૩૫ | ૬૩૪૫ | ૬૩૫૫ | ૬૩૬૫ | ૬૩૭૫ | ૬૩૮૫ | ૬૩૯૫ | ૬૪૦૫ |
| ૪૪ | ૬૪૩૫ | ૬૪૪૪ | ૬૪૫૪ | ૬૪૬૪ | ૬૪૭૪ | ૬૪૮૪ | ૬૪૯૩ | ૬૫૦૩ |

| | | ૨ | ૫ | ૭ | ૯ | ૧૨ | ૧૪ | ૧૬ | ૧૯ | ૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૭૪૨ | ૨૭૬૫ | ૨ | ૫ | ૭ | ૯ | ૧૧ | ૧૪ | ૧૬ | ૧૮ | ૨૧ |
| | | ૨ | ૪ | ૭ | ૯ | ૧૧ | ૧૩ | ૧૬ | ૧૮ | ૨૦ |
| ૨૯૬૭ | ૨૯૮૯ | ૨ | ૪ | ૬ | ૮ | ૧૧ | ૧૩ | ૧૫ | ૧૭ | ૧૯ |
| ૩૧૮૧ | ૩૨૦૧ | ૨ | ૪ | ૬ | ૮ | ૧૧ | ૧૩ | ૧૫ | ૧૭ | ૧૯ |
| ૩૩૮૫ | ૩૪૦૪ | ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૨ | ૧૪ | ૧૬ | ૧૮ |
| ૩૫૭૯ | ૩૫૯૮ | ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૨ | ૧૪ | ૧૫ | ૧૭ |
| ૩૭૬૬ | ૩૭૮૪ | ૨ | ૪ | ૬ | ૭ | ૯ | ૧૧ | ૧૩ | ૧૫ | ૧૭ |
| ૩૯૪૫ | ૩૯૬૨ | ૨ | ૪ | ૫ | ૭ | ૯ | ૧૧ | ૧૨ | ૧૪ | ૧૬ |
| ૪૧૧૬ | ૪૧૩૩ | ૨ | ૩ | ૫ | ૭ | ૯ | ૧૦ | ૧૨ | ૧૪ | ૧૫ |
| ૪૨૮૧ | ૪૨૯૮ | ૨ | ૩ | ૫ | ૭ | ૮ | ૧૦ | ૧૧ | ૧૩ | ૧૫ |
| ૪૪૪૦ | ૪૪૫૬ | ૨ | ૩ | ૫ | ૬ | ૮ | ૯ | ૧૧ | ૧૩ | ૧૪ |
| ૪૫૯૪ | ૪૬૦૯ | ૨ | ૩ | ૫ | ૬ | ૮ | ૯ | ૧૧ | ૧૨ | ૧૪ |
| ૪૭૪૨ | ૪૭૫૭ | ૧ | ૩ | ૪ | ૬ | ૭ | ૯ | ૧૦ | ૧૨ | ૧૩ |
| ૪૮૮૬ | ૪૯૦૦ | ૧ | ૩ | ૪ | ૬ | ૭ | ૯ | ૧૦ | ૧૧ | ૧૩ |
| ૫૦૨૪ | ૫૦૩૮ | ૧ | ૩ | ૪ | ૬ | ૭ | ૮ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૫૧૫૯ | ૫૧૭૨ | ૧ | ૩ | ૪ | ૫ | ૭ | ૮ | ૯ | ૧૧ | ૧૨ |
| ૫૨૮૯ | ૫૩૦૨ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૮ | ૯ | ૧૦ | ૧૨ |
| ૫૪૧૬ | ૫૪૨૮ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| ૫૫૩૯ | ૫૫૫૧ | ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૭ | ૯ | ૧૦ | ૧૧ |
| ૫૬૫૮ | ૫૬૭૦ | ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૧૦ | ૧૧ |
| ૫૭૭૫ | ૫૭૮૬ | ૧ | ૨ | ૩ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૫૮૮૮ | ૫૮૯૯ | ૧ | ૨ | ૩ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૫૯૯૯ | ૬૦૧૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૬૧૦૭ | ૬૧૧૭ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૮ | ૯ | ૧૦ |
| ૬૨૧૨ | ૬૨૨૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૬૩૧૪ | ૬૩૨૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૬૪૧૫ | ૬૪૨૫ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૬૫૧૩ | ૬૫૨૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૪૫ | ૬૫૩૨ | ૬૫૪૨ | ૬૫૫૧ | ૬૫૬૧ | ૬૫૭૧ | ૬૫૮૦ | ૬૫૯૦ | ૬૫૯૩ |
| ૪૬ | ૬૬૨૮ | ૬૬૩૭ | ૬૬૪૬ | ૬૬૫૬ | ૬૬૬૫ | ૬૬૭૫ | ૬૬૮૪ | ૬૬૯૫ |
| ૪૭ | ૬૭૨૧ | ૬૭૩૦ | ૬૭૩૯ | ૬૭૪૯ | ૬૭૫૮ | ૬૭૬૭ | ૬૭૭૬ | ૬૭૮૯ |
| ૪૮ | ૬૮૧૨ | ૬૮૨૧ | ૬૮૩૦ | ૬૮૩૯ | ૬૮૪૮ | ૬૮૫૭ | ૬૮૬૬ | ૬૮૭૫ |
| ૪૯ | ૬૯૦૨ | ૬૯૧૧ | ૬૯૨૦ | ૬૯૨૮ | ૬૯૩૭ | ૬૯૪૬ | ૬૯૫૫ | ૬૯૬૪ |
| ૫૦ | ૬૯૯૦ | ૬૯૯૮ | ૭૦૦૭ | ૭૦૧૬ | ૭૦૨૪ | ૭૦૩૩ | ૭૦૪૨ | ૭૦૫૦ |
| ૫૧ | ૭૦૭૬ | ૭૦૮૪ | ૭૦૯૩ | ૭૧૦૧ | ૭૧૧૦ | ૭૧૧૮ | ૭૧૨૬ | ૭૧૩૫ |
| ૫૨ | ૭૧૬૦ | ૭૧૬૮ | ૭૧૭૭ | ૭૧૮૫ | ૭૧૯૩ | ૭૨૦૨ | ૭૨૧૦ | ૭૨૧૮ |
| ૫૩ | ૭૨૪૩ | ૭૨૫૧ | ૭૨૫૯ | ૭૨૬૭ | ૭૨૭૫ | ૭૨૮૪ | ૭૨૯૨ | ૭૩૦૦ |
| ૫૪ | ૭૩૨૪ | ૭૩૩૨ | ૭૪૪૦ | ૭૩૪૮ | ૭૩૫૬ | ૭૩૬૪ | ૭૩૭૨ | ૭૩૮૦ |
| ૫૫ | ૭૪૦૪ | ૭૪૧૨ | ૭૪૧૯ | ૭૪૨૭ | ૭૪૩૫ | ૭૪૪૩ | ૭૪૫૧ | ૭૪૫૯ |
| ૫૬ | ૭૪૮૨ | ૭૪૯૦ | ૭૪૯૭ | ૭૫૦૫ | ૭૫૧૩ | ૭૫૨૦ | ૭૫૨૮ | ૭૫૩૬ |
| ૫૭ | ૭૫૫૯ | ૭૫૬૬ | ૭૫૭૪ | ૭૫૮૨ | ૭૫૮૯ | ૭૫૯૭ | ૭૬૦૪ | ૭૬૧૨ |
| ૫૮ | ૭૬૩૪ | ૭૬૪૨ | ૭૬૪૯ | ૭૬૫૭ | ૭૬૬૪ | ૭૬૭૨ | ૭૬૭૯ | ૭૬૮૬ |
| ૫૯ | ૭૭૦૯ | ૭૭૧૬ | ૭૭૨૩ | ૭૭૩૧ | ૭૭૩૮ | ૭૭૪૫ | ૭૭૫૨ | ૭૭૬૦ |
| ૬૦ | ૭૭૮૨ | ૭૭૮૯ | ૭૭૯૬ | ૭૮૦૩ | ૭૮૧૦ | ૭૮૧૮ | ૭૮૨૫ | ૭૮૩૨ |
| ૬૧ | ૭૮૫૩ | ૭૮૬૦ | ૭૮૬૮ | ૭૮૭૫ | ૭૮૮૨ | ૭૮૮૯ | ૭૮૯૬ | ૭૯૦૩ |
| ૬૨ | ૭૯૨૪ | ૭૯૩૧ | ૭૯૩૮ | ૭૯૪૫ | ૭૯૫૨ | ૭૯૫૯ | ૭૯૬૬ | ૭૯૭૩ |
| ૬૩ | ૭૯૯૩ | ૮૦૦૦ | ૮૦૦૭ | ૮૦૧૪ | ૮૦૨૧ | ૮૦૨૮ | ૮૦૩૫ | ૮૦૪૧ |
| ૬૪ | ૮૦૬૨ | ૮૦૬૯ | ૮૦૭૫ | ૮૦૮૨ | ૮૦૮૯ | ૮૦૯૬ | ૮૧૦૨ | ૮૧૦૯ |
| ૬૫ | ૮૧૨૯ | ૮૧૩૬ | ૮૧૪૨ | ૮૧૪૯ | ૮૧૫૬ | ૮૧૬૨ | ૮૧૬૯ | ૮૧૭૬ |
| ૬૬ | ૮૧૯૫ | ૮૨૦૨ | ૮૨૦૯ | ૮૨૧૫ | ૮૨૨૨ | ૮૨૨૮ | ૮૨૩૫ | ૮૨૪૧ |
| ૬૭ | ૮૨૬૧ | ૮૨૬૭ | ૮૨૭૪ | ૮૨૮૦ | ૮૨૮૭ | ૮૨૯૩ | ૮૨૯૯ | ૮૩૦૬ |
| ૬૮ | ૮૩૨૫ | ૮૩૩૧ | ૮૩૩૮ | ૮૩૪૪ | ૮૩૫૧ | ૮૩૫૭ | ૮૩૬૩ | ૮૩૭૦ |
| ૬૯ | ૮૩૮૮ | ૮૩૯૫ | ૮૪૦૧ | ૮૪૦૭ | ૮૪૧૪ | ૮૪૨૦ | ૮૪૨૬ | ૮૪૩૨ |
| ૭૦ | ૮૪૫૧ | ૮૪૫૭ | ૮૪૬૩ | ૮૪૭૦ | ૮૪૭૬ | ૮૪૮૨ | ૮૪૮૮ | ૮૪૯૪ |
| ૭૧ | ૮૫૧૩ | ૮૫૧૯ | ૮૫૨૫ | ૮૫૩૧ | ૮૫૩૭ | ૮૫૪૩ | ૮૫૪૯ | ૮૫૫૫ |
| ૭૨ | ૮૫૭૩ | ૮૫૭૯ | ૮૫૮૫ | ૮૫૯૧ | ૮૫૯૭ | ૮૬૦૩ | ૮૬૦૯ | ૮૬૧૪ |
| ૭૩ | ૮૬૩૩ | ૮૬૩૯ | ૮૬૪૫ | ૮૬૫૧ | ૮૬૫૭ | ૮૬૬૩ | ૮૬૬૯ | ૮૬૭૪ |
| ૭૪ | ૮૬૯૨ | ૮૬૯૮ | ૮૭૦૪ | ૮૭૧૦ | ૮૭૧૬ | ૮૭૨૨ | ૮૭૨૭ | [illegible] |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬૬૦૯ | ૬૬૧૮ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૬૭૦૨ | ૬૭૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૭ | ૮ |
| ૬૭૯૪ | ૬૮૦૩ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૬૮૮૪ | ૬૮૯૩ | ૧ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૬૯૭૨ | ૬૯૮૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| | | | | | | | | | | |
| ૭૦૫૯ | ૭૦૬૭ | ૧ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૭૧૪૩ | ૭૧૫૨ | ૧ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૭૨૨૬ | ૭૨૩૫ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૭ |
| ૭૩૦૮ | ૭૩૧૬ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૬ | ૭ |
| ૭૩૮૮ | ૭૩૯૬ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૬ | ૭ |
| | | | | | | | | | | |
| ૭૪૬૬ | ૭૪૭૪ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ | ૭ |
| ૭૫૪૩ | ૭૫૫૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ | ૭ |
| ૭૬૧૯ | ૭૬૨૭ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ | ૭ |
| ૭૬૯૪ | ૭૭૦૧ | ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૭૭૬૭ | ૭૭૭૪ | ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૬ | ૭ |
| | | | | | | | | | | |
| ૭૮૩૯ | ૭૮૪૬ | ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૬ | ૬ |
| ૭૯૧૦ | ૭૯૧૭ | ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૬ | ૬ |
| ૭૯૮૦ | ૭૯૮૭ | ૧ | ૧ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૬ | ૬ |
| ૮૦૪૮ | ૮૦૫૫ | ૧ | ૧ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ |
| ૮૧૧૬ | ૮૧૨૨ | ૧ | ૧ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ |
| | | | | | | | | | | |
| ૮૧૮૨ | ૮૧૮૯ | ૧ | ૧ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ |
| ૮૨૪૮ | ૮૨૫૪ | ૧ | ૧ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ |
| ૮૩૧૨ | ૮૩૧૯ | ૧ | ૧ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ |
| ૮૩૭૬ | ૮૩૮૨ | ૧ | ૧ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૫ | ૬ |
| ૮૪૩૯ | ૮૪૪૫ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૬ |
| | | | | | | | | | | |
| ૮૫૦૦ | ૮૫૦૬ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૬ |
| ૮૫૬૧ | ૮૫૬૭ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ |
| ૮૬૨૧ | ૮૬૨૭ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ |
| ૮૬૮૧ | ૮૬૮૬ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ |
| ૮૭૩૯ | ૮૭૪૫ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૫ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૭૫ | ૮૭૫૧ | ૮૭૫૬ | ૮૭૬૨ | ૮૭૬૮ | ૮૭૭૪ | ૮૭૭૯ | ૮૭૮૫ | ૮૭૯૧ |
| ૭૬ | ૮૮૦૮ | ૮૮૧૪ | ૮૮૨૦ | ૮૮૨૫ | ૮૮૩૧ | ૮૮૩૭ | ૮૮૪૨ | ૮૮૪૮ |
| ૭૭ | ૮૮૬૫ | ૮૮૭૧ | ૮૮૭૬ | ૮૮૮૨ | ૮૮૮૭ | ૮૮૯૩ | ૮૮૯૯ | ૮૯૦૪ |
| ૭૮ | ૮૯૨૧ | ૮૯૨૭ | ૮૯૩૨ | ૮૯૩૮ | ૮૯૪૩ | ૮૯૪૯ | ૮૯૫૪ | ૮૯૬૦ |
| ૭૯ | ૮૯૭૬ | ૮૯૮૨ | ૮૯૮૭ | ૮૯૯૩ | ૮૯૯૮ | ૯૦૦૪ | ૯૦૦૯ | ૯૦૧૫ |
| ૮૦ | ૯૦૩૧ | ૯૦૩૬ | ૯૦૪૨ | ૯૦૪૭ | ૯૦૫૩ | ૯૦૫૮ | ૯૦૬૩ | ૯૦૬૯ |
| ૮૧ | ૯૦૮૫ | ૯૦૯૦ | ૯૦૯૬ | ૯૧૦૧ | ૯૧૦૬ | ૯૧૧૨ | ૯૧૧૭ | ૯૧૨૨ |
| ૮૨ | ૯૧૩૮ | ૯૧૪૩ | ૯૧૪૯ | ૯૧૫૪ | ૯૧૫૯ | ૯૧૬૫ | ૯૧૭૦ | ૯૧૭૫ |
| ૮૩ | ૯૧૯૧ | ૯૧૯૬ | ૯૨૦૧ | ૯૨૦૬ | ૯૨૧૨ | ૯૨૧૭ | ૯૨૨૨ | ૯૨૨૭ |
| ૮૪ | ૯૨૪૩ | ૯૨૪૮ | ૯૨૫૩ | ૯૨૫૮ | ૯૨૬૩ | ૯૨૬૯ | ૯૨૭૪ | ૯૨૭૯ |
| ૮૫ | ૯૨૯૪ | ૯૨૯૯ | ૯૩૦૪ | ૯૩૦૯ | ૯૩૧૫ | ૯૩૨૦ | ૯૩૨૫ | ૯૩૩૦ |
| ૮૬ | ૯૩૪૫ | ૯૩૫૦ | ૯૩૫૫ | ૯૩૬૦ | ૯૩૬૫ | ૯૩૭૦ | ૯૩૭૫ | ૯૩૮૦ |
| ૮૭ | ૯૩૯૫ | ૯૪૦૦ | ૯૪૦૫ | ૯૪૧૦ | ૯૪૧૫ | ૯૪૨૦ | ૯૪૨૫ | ૯૪૩૦ |
| ૮૮ | ૯૪૪૫ | ૯૪૫૦ | ૯૪૫૫ | ૯૪૬૦ | ૯૪૬૫ | ૯૪૬૯ | ૯૪૭૪ | ૯૪૭૯ |
| ૮૯ | ૯૪૯૪ | ૯૪૯૯ | ૯૫૦૪ | ૯૫૦૯ | ૯૫૧૩ | ૯૫૧૮ | ૯૫૨૩ | ૯૫૨૮ |
| ૯૦ | ૯૫૪૨ | ૯૫૪૭ | ૯૫૫૨ | ૯૫૫૭ | ૯૫૬૨ | ૯૫૬૬ | ૯૫૭૧ | ૯૫૭૬ |
| ૯૧ | ૯૫૯૦ | ૯૫૯૫ | ૯૬૦૦ | ૯૬૦૫ | ૯૬૦૯ | ૯૬૧૪ | ૯૬૧૯ | ૯૬૨ |
| ૯૨ | ૯૬૩૮ | ૯૬૪૩ | ૯૬૪૭ | ૯૬૫૨ | ૯૬૫૭ | ૯૬૬૧ | ૯૬૬૬ | ૯૬૭ |
| ૯૩ | ૯૬૮૫ | ૯૬૮૯ | ૯૬૯૪ | ૯૬૯૯ | ૯૭૦૩ | ૯૭૦૮ | ૯૭૧૩ | ૯૭૧ |
| ૯૪ | ૯૭૩૧ | ૯૭૩૬ | ૯૭૪૧ | ૯૭૪૫ | ૯૭૫૦ | ૯૭૫૪ | ૯૭૫૯ | ૯૭૬ |
| ૯૫ | ૯૭૭૭ | ૯૭૮૨ | ૯૭૮૬ | ૯૭૯૧ | ૯૭૯૫ | ૯૮૦૦ | ૯૮૦૫ | ૯૮૦૯ |
| ૯૬ | ૯૮૨૩ | ૯૮૨૭ | ૯૮૩૨ | ૯૮૩૬ | ૯૮૪૧ | ૯૮૪૫ | ૯૮૫૦ | ૯૮૫૪ |
| ૯૭ | ૯૮૬૮ | ૯૮૭૨ | ૯૮૭૭ | ૯૮૮૧ | ૯૮૮૬ | ૯૮૯૦ | ૯૮૯૪ | ૯૮૯૯ |
| ૯૮ | ૯૯૧૨ | ૯૯૧૭ | ૯૯૨૧ | ૯૯૨૬ | ૯૯૩૦ | ૯૯૩૪ | ૯૯૩૯ | ૯૯૪૩ |
| ૯૯ | ૯૯૫૬ | ૯૯૬૧ | ૯૯૬૫ | ૯૯૬૯ | ૯૯૭૪ | ૯૯૭૮ | ૯૯૮૩ | ૯૯૮૭ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૮૭૯૭ | ૮૮૦૨ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૫ |
| ૮૮૫૪ | ૮૮૫૯ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૫ | ૫ |
| ૮૯૧૦ | ૮૯૧૫ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ |
| ૮૯૬૫ | ૮૯૭૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ |
| ૯૦૨૦ | ૯૦૨૫ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ |
| ૯૦૭૪ | ૯૦૭૯ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ |
| ૯૧૨૮ | ૯૧૩૩ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ |
| ૯૧૮૦ | ૯૧૮૬ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ |
| ૯૨૩૨ | ૯૨૩૮ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ |
| ૯૨૮૪ | ૯૨૮૯ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ |
| ૯૩૩૫ | ૯૩૪૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ |
| ૯૩૮૫ | ૯૩૯૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ | ૫ |
| ૯૪૩૫ | ૯૪૪૦ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૪૮૪ | ૯૪૮૯ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૫૩૩ | ૯૫૩૮ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૫૮૧ | ૯૫૮૬ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૬૨૮ | ૯૬૩૩ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૬૭૫ | ૯૬૮૦ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૭૨૨ | ૯૭૨૭ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૭૬૮ | ૯૭૭૩ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૮૧૪ | ૯૮૧૮ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૮૫૯ | ૯૮૬૩ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૯૦૩ | ૯૯૦૮ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૯૪૮ | ૯૯૫૨ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૪ | ૪ |
| ૯૯૯૧ | ૯૯૯૬ | ૦ | ૧ | ૧ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૪ |

મે. રા. ટ્રે. કૉલેજ, અમદાવાદ

ચં. કે. અમીન



# શારીરિક કેળવણી

( ગતાંક પૃષ્ઠ ૩૭૩ થી ચાલુ )

## રમતવિભાગ

રમત એ કસરતનો પ્રકાર છે. રમત માણસનો આનંદ છે. આનંદ એ જીવન છે. બાળકને રમત ખૂબ પ્રિય છે. ઘરમાં રહેનાર બધાં માણસો એક રમતજ રમે છે, એમ ઊંડા ઉતરીને વિચારવાથી સમજાય છે. પાનાં, સોગટાં, કેરમ, વગેરે પણ એક આનંદજનક રમત છે.

રમત ઇશ્વરે બાળકના જીવન સાથેજ ઘડેલી છે. નિયમિત રમતથી દેશની, સમાજની, અને પોતાની ઉન્નતિ થાય છે.

આપણે નાના હતા ત્યારે આપણને મુખ્ય ઇચ્છા શી હતી? પાદરનો વડ કે મેદાન, કૂળીઉં કે નદી યાદ કરો. બાળપણના એ વિજયમેદાન યાદ આવતાં આપણને આપણો રમતગમતનો પ્રેમ અને પ્રવૃત્તિ યાદ આવશે. જે વડ તળે આપણે રમ્યા હતા તે જગ્યાએ આપણા પૂર્વજીવનની તૈયારી કરાવી હતી. તેણે સુરાતનના પાઠ બતાવ્યા હતા ને તેને સમાજમાં દાખલ કર્યા હતા. તે મહાપૂણ્ય પવિત્ર જગ્યાનો ઉપકાર ભૂલાય તેવો નથી. એ વડ, મેદાન, મોહોલ્લા ને પાદરને પાછાં સજીવન કરો. બાળકને રમવા દો. આપણે રમત પર અંકુશ મૂકી વર્તમાન બાળકને અન્યાય કર્યો છે એનું પ્રાયશ્ચિત કરવુ પડશે. મોટેરાંનું કર્તવ્ય છે કે તેમણે બાળકને રમવા દેવાં. બાળક રમી કૂદીને પોતાનું મનોબળ અને અંગબળ મજબુત કરી ભાવિ જિંદગીની તૈયારી કરે છે. રમવાનું, અવાજ કરવાનું, તાળી પાડવાનું, ઘોડા દોડાવવાનું, નકલ કરવાનું તેમને બહુ ગમે છે. એ બધી ક્રિયાઓ બાળકમા સાહજિક છે.

રમતના અંધારા જમાનામાં ગુજરાતની કેટલીક દેશી રમતો નાશ પામી છે. જેમ મહાભારતના યુદ્ધથી દેશની સર્વ વિદ્યા નષ્ટ થઈ તેમ ધીરે ધીરે દેશી રમતો નાશ પામતી ચાલી છે. તેથી બાળકોની શારીરિક શક્તિ ઘટી ગઈ છે અને પરિણામે માનસિક શક્તિ પણ ઘટી છે. બુદ્ધિના વિષયો ગણિત વગેરે નબળા પડ્યા તેનું કારણ કંઇ એવું હોય એમ મને લાગે છે. રમતગમતની અસર એક દસકા પછી થાય છે.

બાળક જડ વસ્તુમાં પણ ચેતન કલ્પે છે. એ શક્તિનો લાભ શિક્ષકે લઈ જાતજાતની પશુની, પ્રાણીની, વૈદની, પરીની, રાજાની, ટપાલીની,

દુકાનની, લશ્કરની વગેરે રમતો યોજના કરી રમાડવી. રમતથી બાળકને જ્ઞાન મળે છે. તે જ્ઞાન એકીકરણ અને પૃથક્કરણ બંને રીતે મળે છે. રમતથી દુરંદેશીપણું, ચેતનશક્તિ, વિવેકશક્તિ ખીલે છે. ઉપરાંત ઉચ્ચ-નીચના ભેદ ભૂલી જવાય છે. શેઠ, નોકર, ગરીબ, શ્રીમંત વગેરે સાથે રમે છે. અસ્પૃશ્યતા પણ મટે છે.

છોકરા તથા છોકરી બંનેને રમત રમવાની જરૂર છે. કેટલાંક માબાપો છોકરીને રમત રમવા દેતાં નથી તેથી તેનો આનંદ ઉડી જાય છે અને તેનો દેહ અણુવિકસ્યો રહે છે. કેટલાક ધારે છે કે રમતો સ્કાઉટોજ સારી રમે છે. એ ખોટી દલીલ છે. દરેક બાળકે રમત રમવાની જરૂર છે. રમત માટે ("રમતનું શિક્ષણમાં મહત્ત્વ" નો લેખ સને ૧૯૩૪ ના સપ્ટેમ્બરમાં વાંચી લેવો.)

ચીનમાં બૌદ્ધ ભિક્ષુકોએ ધર્મના પ્રચાર સાથે વ્યાયામનો પ્રચાર પણ કીધો હતો, અને તે હજુ ચાલે છે. એનાં બીજ ભારતીય જહાજ-માં પૂર્વમાં ગયાં. ત્યાં તે ફાલી, ફૂલીને મોટા થયાં, જ્યારે જ્યાં ઉત્પન્ન થયાં ત્યાં નહિ જેવાંજ રહ્યાં.

ઉપરના લખાણથી જો કંઈ પણ બાળકમાં ચેતન કે ઉત્સાહ આપશે તો હું કૃતાર્થ થઈશ.

ભીખુભાઈ કસનજી નાયક
પ્રો. આર. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.

# સાક્ષરતાનો પ્રચાર–એક માર્ગ

આધુનિક ગુજરાતીમાં સાધારણ રીતે આપણે સાક્ષર શબ્દને વિદ્વાન-ના પર્યાય તરીકે વાપરીએ છીએ. આ લઘુ લેખમાં સાક્ષરતા શબ્દ તેના મૂળ અર્થમાં વાપર્યો છે. આપણા દેશમા જનતાનો મોટો ભાગ નિરક્ષર છે. તેને અક્ષરજ્ઞાન આપવાના યત્નો વિષે ચર્ચા કરવાનો આ લઘુ લેખનો ઉદ્દેશ છે.

ભણવા લાયક ઉંમરના બાળકોની પણ મોટી સંખ્યા હજી અક્ષરજ્ઞાન વિનાની છે, તો પછી મોટી ઉંમરનાંની તો વાત જ શી? ભણવા લાયક ઉંમરનાં બાળકોની કેળવણી શાળાઓમાં અપાય એ ઇષ્ટ છે. કેળવણીની

આધુનિક સ્થિતિને પહોંચી વળવા અત્યારે અસ્તિત્વ ધરાવતી શાળાઓની સંખ્યા પુરતી છે કે નહિ, કેળવણી ફરજિઆત કરવી કે નહિ, અને જો કરવી તો તેના ખર્ચ માટે શી યોજના કરવી એ પ્રશ્નો આ લેખના વિષયની બહાર છે.

અહીં તો મોટી ઉંમરનાં માણસોમાં સાક્ષરતા ફેલાવવી એ ઇષ્ટ છે કે નહિ, અને જો ઇષ્ટ હોય તો તે કેવી રીતે થઈ શકે અને શિક્ષકભાઈઓ તેમજ વિદ્યાર્થીઓ તેમાં કેટલો અને કેવો ફાળો આપી શકે એજ વિચારવાનું ઉપસ્થિત થાય છે.

ગામડાંઓમાં તેમજ શહેરના અમુક ભાગોમાં જે નિરક્ષરો માલુમ પડે છે તે બે પ્રકારના હોય છેઃ ભણવા લાયક ઉંમરના હોય ત્યારે કદી પણ શાળા અગર બીજી કોઈ સંસ્થાનો લાભ ન લેવાને લીધે જેઓ મોટી ઉંમરે પણ નિરક્ષર રહ્યા છે તે, અને નાનપણમા થોડું થોડું વાંચતાં લખતાં શીખી પાછળ મહાવરાના અભાવે જેઓ પાછા નિરક્ષરતામાં પડી ગયા હોય તે. આ બને જાતનાં માણસો આપણને સમાજમાં મળી આવે છે. એમનામાં સાક્ષરતાનો પ્રચાર કરવા માટે શું કરવું એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

નિરક્ષર બાળકોમાં સાક્ષરતાપ્રચારની યોજના હાથ ધરવાની જરૂર છે. પણ તેના કરતા પણ વધારે જરૂર મોટાંઓમાં સાક્ષરતાપ્રચારની યોજનાની છે. બાળકો માટેની યોજનાનું પરિણામ તાત્કાલિક સમાજને ન દેખાય એ સ્વાભાવિક છે. પણ મોટાઓમા સાક્ષરતાપ્રચારની યોજના હાથ ધરવામાં આવે, તો તેનું પરિણામ સમાજમાં તાત્કાલિક દેખાઈ આવે છે. યોગ્ય માર્ગે અને યોગ્ય રીતે સાક્ષરતાપ્રચારનું કાર્ય હાથ ધરવામા આવે તો જે વર્તુળમા તે પ્રયોગ કરવામાં આવ્યો હોય તેના સમાજજીવનમા બહુજ અલ્પ સમયમાં ઘણો ફેરફાર થાય એમ માનવાને કારણ છે. કુટુમ્બનું અને સમાજનું અગત્યનું અંગ હોવા છતાં પણ બાળક સમાજ ઉપર અસર કરી શકતું નથી, ઊલટું સમાજની અસર બાળક ઉપર થાય છે. સારા સંસ્કારવાળાં બાળકો માબાપ કે પાડોશીઓ ઉપર બહુ અસર કરી શકતા નથી તેમની કૌટુમ્બિક અને સામાજિક સ્થિતિ, તેમની આર્થિક પરતંત્રતા અને સામાન્ય પરાવલંબીપણું આ જાતની અસર કરવામાં વિઘ્નરૂપ નીવડે છે; પણ તેજ બાળકો જ્યારે મોટાં થાય છે, પોતે કુટુમ્બના સંચાલક થાય છે, કે આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરે છે, ત્યારે સમાજ ઉપર સચોટ અસર કરી શકે છે. આથી આધુનિક સમાજજીવનમાં ફેરફાર કરવો હોય, આધુનિક સમાજને અજ્ઞાન, વહેમ, અનારોગ્ય વગેરે-

માંથી બચાવવો હોય તો મોટાંઓમાં સાક્ષરતાપ્રચારની યોજના હાથ ધરવા જેવી છે. કહેવાનો એ આશય નથી કે નિરક્ષર બાળકોને કેળવવાના યત્નો ન કરવા, પણ બાળકોને કેળવવાના યત્નની સાથે જો મોટાંઓમાં સાક્ષરતા પ્રચાર કરવાની યોજના હાથ ધરવામાં ન આવે તો ઉપર બતાવ્યા પ્રમાણે તેનો લાભ તાત્કાલિક દેખાશે નહિ એટલુંજ નહિ, પણ આ નિરક્ષર મોટેરાંઓનો સમાજ બાળકોની સાક્ષરતા ઉપર ઉલટી અસર કરશે, અને થોડી સાક્ષરતા પ્રાપ્ત કરેલાં બાળકો આગળ આદર્શરૂપ હોઈ બાળકોને પણ નિરક્ષરતાના ગર્તમાં ખેંચી પાડવામાં સાધનરૂપ બનશે. આટલા માટે નિરક્ષર બાળકોમાં સાક્ષરતા પ્રચાર કરવાની જેટલી જરૂર છે, તેટલીજ કે બલ્કે વધારે મોટાંઓમા સાક્ષરતા પ્રચાર કરવાની જરૂર છે. સમાજનું એક અંગ નિરક્ષર હોય તો સમાજજીવન સુધારવાના યત્નોમાં એ વિઘ્નરૂપ નીવડે એ દેખીતું છે.

આ પ્રમાણે જો આપણે મોટાઓમાં સાક્ષરતા પ્રચાર કરવાની અગત્ય સ્વીકારીએ તો તે યોજના કેવી હોવી જોઇએ તેનો વિચાર કરવાની આવશ્યક્તા ઉભી થાય છે. આ પ્રશ્નને આપણે જુદી જુદી દૃષ્ટિથી તપાસવો પડશે. આપણા દેશની નિરક્ષરતાના કારણો તપાસીએ તો તેમાં આપણી ગરિબાઈ એક અગત્યનું કારણ છે. વળી આપણા દેશનો ખેતીનો ધંધો એ પણ એક બીજું કારણ છે. આપણી આબોહવા અને કુદરતી મહેરને લીધે પ્રાપ્ત થતું આળસ પણ એક કારણ છે. સગવડોનો અભાવ એ ચોથું કારણ છે.

જે દેશોમાં જનતાનો મોટો ભાગ કારખાનાંઓમાં કામ કરનાર છે, તે દેશોમાં કામના કલાક ગમે તેટલા હોય પણ એમાં એક જાતનો નિયમ રહે છે. પ્રત્યેક કારીગર ચોક્કસ વખતે કામે ચઢે છે અને ચોક્કસ વખતે છૂટો થાય છે. પોતે જાણે છે કે પોતાને આટલી નવરાશ રોજ મળે છે અને એ રીતે એ નવરાશનો જો તે સદુપયોગ કરવા ધારે તો તે કરી શકે છે.

આપણા દેશનો ખેતીનો ધંધો આ જાતની યાંત્રિક નિયમિતતાને વશ નથી. કુદરતના બનાવો સાથે જોડાએલો હોવાથી અને તેના પર આધાર રાખતો હોવાથી તેમાં આ જાતની યાંત્રિક નિયમિતતા સચવાતી નથી. વળી એક કારખાનાનો કારીગર જ્યારે કારખાનાની બહાર નીકળે છે, ત્યારથી તે બીજે દિવસે પાછો કારખાને આવે ત્યાંસુધી, પોતાના સમયનો માલિક હોય છે. તેની ફરજને અંગે તેને ઘેર કાંઈ કામ કરવાનુ

હોતું નથી. જ્યારે એક ખેડુત ઘેર આવે ત્યારે પણ તેને પોતાના ધંધાને લગતાં કામકાજ કરવાનાંજ હોય છે. આથી રોજ નિયમિત રીતે તે સમય મેળવી શકતો નથી. વળી તેના ધંધામાં પણ તેની નિરક્ષરતા તેને નડતી હોય એમ તેને લાગતું નથી. એથી તે નિવારવા ખાસ યત્નો કરવા તે પ્રેરાતો નથી. ખેતરોમાં આખો દિવસ શારીરિક શ્રમ કર્યા પછી તેને માત્ર આરામ કે ગમત તરફ અભિરુચિ રહે છે. આવે પ્રસંગે તેને કોઈ ભણાવવાનો યત્ન કરે તો સ્વાભાવિક રીતે તેને તે રુચિકર નથી લાગતું. આપણી ગરિબાઈ જેટલે અંશે સ્વલક્ષી તેટલે અંશેજ તેને દૂર કરવાનું આપણા હાથમાં રહે છે. વળી આપણી આબોહવા, થોડા શ્રમે આપણને થકવી નાંખે તેવી હોય તો તે સંજોગ ઉપર પણ આપણો કાબુ નથી. આ વિચારતાં આપણે શિક્ષકભાઇઓ બે બાબતો કરી શકીએ તેમ છીએ; અને તે એ કે આપણે તેમને આનંદ પડે તેવી સાક્ષરતાપ્રચારની યોજના કરી આપીએ અને જેમની વૃત્તિ જાગે તેમને સગવડ કરી આપીએ.

સાક્ષરતાપ્રચારના યત્નો નિષ્ફળ જવાનું એક મોટું કારણ નજરે ચઢે છે. ઘણી વખત સેવાભાવી જનો મોટેરાંઓમાં સાક્ષરતાપ્રચારના યત્નો કરે છે. પણ નાનાં બાળકોને જેમ પ્રથમ પાઠો અપાય તે પદ્ધતિથી પાઠો આપવાની શરૂઆત કરે છે. આની પાછળ માનસશાસ્ત્રના જ્ઞાનનો અભાવ છે. જે વસ્તુઓ બાળકોને આનંદ આપે તે મોટાંઓને પણ આનંદ આપે એ અનુમાન ઉપર આ પદ્ધતિ યોજાએલી હોવાથી તેનો હેત્વાભાસ સ્પષ્ટ છે.

મોટાંઓની કેળવણીની શરૂઆત મોટાંઓને રસ પડે તેવી વાતોથી થવી જોઈએ. મૂળાક્ષર પદ્ધતિથી બાળકો કંટાળી જાય એ સાવ સંભવિત છે. પણ જેમના મનમા વાંચતાં શીખવાની અભિલાષા જાગી છે એવાં મોટાંઓને આ ચાવીઓ ન બતાવવાનું ખાસ પ્રયોજન મને દેખાતું નથી. વાર્તાપદ્ધતિમાં બાળકોને ખૂબ રસ પડે, વિચારનું એકમ વાક્ય છે, માટે વાક્યોદ્વારાજ વાચન થવું જોઈએ, જેમાં કાંઈ અર્થ નથી એવી મૂળાક્ષરની નિશાનીઓ કંટાળારૂપ છે, વગેરે સિદ્ધાંતો બાળકોની બાબતમાં તદન ખરા ભલે હોય, પણ અક્ષરજ્ઞાન લેવા તૈયાર થએલાં મોટેરાંઓને, ચકલાચકલીની વાતોથી આનંદ ન પડે; વાક્યો પરથી શબ્દ પર અને શબ્દ પરથી અક્ષર પર જવાની પૃથક્કરણની રીત કંટાળાભરેલી લાગે એમાં પણ નવાઈ નથી. આવે પ્રસંગે મને તો મોટાંઓને મૂળાક્ષર પરિચય કરાવી, એકદમ કોઈ રસિક વાર્તા પર લઈ જવા ઠીક લાગે છે.

મોટાંઓના મનમાં અક્ષરજ્ઞાન પ્રાપ્તિ માટે જિજ્ઞાસા જગાડવી, એ મને સૌથી વધારે અગત્યનું અને પ્રથમ પગથીઉં લાગે છે. ગામનાં મોટેરાંઓને ભેગાં કરી, કોઈ ધાર્મિક કે વાર્તાની ચોપડીનું ભાવપૂર્વક વાચન તેમની સમક્ષ કરી બતાવવાથી આ વૃત્તિ જાગૃત થવાનો સંભવ છે. જ્યાં એક વખત વૃત્તિ જાગી પછી શિક્ષકનું કામ સરળ બને છે. મૂળાક્ષરોની ચાવી અને સાથે સાથે કોઇ રસપૂર્ણ પુસ્તકનું વાચન એ બીજું પગથીઉં છે. આમ એક વખત વાચન તરફ અભિરુચિ થાય પછી આ યોજના જુદું સ્વરૂપ લે છે. મોટેરાંમાં અક્ષરજ્ઞાન પ્રચાર કરનારે ખાસ લક્ષમાં રાખવું કે એણે બાળકોની નિશાળ જેવું વાતાવરણ ઉભું કરવાનું નથી. એ કરવા જતાં એમાંથી રસ જતો રહેશે અને સંખ્યા પડી ગયા વગર રહેશે નહિ.

સમયની પસંદગી એ બીજી અતિ અગત્યની વાત છે. આને માટે સામાન્ય નિયમ અશક્ય છે. શીખનારને નવરાશ હોય તે સમય યોગ્ય છે. આખું વર્ષ પણ એનો એ સમય રહે એ બનવું પણ સંભવિત નથી. કામથી પાછા ફરવાના સમયથી માંડીને નિદ્રાવશ થવાના સમયની શરૂઆત સુધીના સમયમાં આ કાર્યક્રમ ગોઠવી શકાય. સાથે સાથે ખેતર બહાર, ઘર આંગણે, તેમજ ખેતરોમાં જઈને કામ કરવાની ઋતુઓ પ્રમાણે મળતી નવરાશ સાથે પણ આનો સુમેળ સાધવો જોઈએ.

**કાર્યક્રમ** સૌથી વધારે અગત્યની બાબત છે. આની પસંદગી ઉપરજ પ્રગતિનો આધાર રહેશે. શરૂઆત તો ઘણાંએ સારાં કાર્યોની થઈ શકે છે, પણ તેનો નિભાવ એજ થોડા સમયમાં પ્રશ્ન થઈ પડે છે. સાક્ષરતાનો પ્રચાર કરવાની શરૂઆત કર્યા પછી જો તે કાર્ય બંધ કરી દેવું પડે, તો તેમાં કાર્યક્રમનો મોટો દોષ સમજવો. ઉપર કહ્યું છે તેમ જે બાળકોને ગમે તે મોટાંઓને ગમે એ સૂત્ર ભૂલભરેલું છે, એ લક્ષમાં રાખવું. આપણું ધ્યેય શું છે. આ લેખની શરૂઆતમાં કહ્યું છે તેમ જો સમાજજીવન સુધારવું એ આપણું ધ્યેય હોય તો કાર્યક્રમ એવા પ્રકારનો ગોઠવવો જોઈએ કે વાચન માટે અભિરુચિ થાય અને સાથે સાથે તેમને નિત્યજીવનમાં ઉપયોગી એવું ઘણું જ્ઞાન પ્રાપ્ત પણ થાય. આ દૃષ્ટિએ ગ્રામજનતાને ઉપયોગી થઈ પડે એવી બાબતોનો કાર્યક્રમમાં સમાવેશ હોવો જોઈએ. શાળાની માફક વખતપત્રક કરી ઇતિહાસ, ભૂગોળ શીખવાથી મોટાંઓ સહેજમાં કંટાળી જાય. એમને આપવાનું બધું જ્ઞાન સરળ વાચન મારફતે હોવું જોઇએ. સૂર્યોદય ઉપરથી ગામની દિશાઓની સાદી સમજ આપી તે પરથી ગામના નકશાની સમજ, નજીકના શહેરમાં

જે પાશ્ચાત્ય દેશોની કેળવણીની પદ્ધતિ આપણા દેશમાં પ્રવર્તી રહેલી છે તે નિર્દોષ અને સંપૂર્ણ છે એવું કોઈ કહી શકે નહિ. આ કથન તુલનાત્મક શક્તિ-ધરાવનાર સહેજે સમજી શકશે. ખરૂં જોતાં જ્યાં જ્યાં જેવો યુગધર્મ તેવી કેળવણીની પણ આવશ્યકતા છે, એટલે તે ક્ષેત્રમાં પણ સુધારાની જરૂર છે.

શિક્ષક પોતાના કામની મહત્તા સમજતો હોય તો શિક્ષા કરવી છોડી દે. આજનો જમાનો કે હવે પછીનો જમાનો એવી અશ્લીલતા નિભાવી શકશે નહિ. એ વાત આજે નિર્વિવાદ છે તો શિક્ષકોએ શા માટે પોતાના ઉચ્ચ કાર્યને અથવા મહત્તાવન્તી સેવાને એબ લાગવા દેવી?

શિક્ષણમાં શિક્ષાની જરૂર જણાય પણ તે એવી ન હોવી જોઈએ કે જેથી બાળ માનસ ઉપર માઠી અસર થવા પામે. આપણે સારી રીતે જાણીએ છીએ કે રાજદ્વારી કાનુનનો ભંગ કરનારને રાજ્ય શિક્ષા કરે છે. બાળક જ્યારે ગુનો કરે છે ત્યારે માતાપિતા શિક્ષા કરે છે. જ્યારે શાળામાં માતાપિતાને સ્થાને શિક્ષક હોય છે, ત્યારે તે હક્ક તેને પ્રાપ્ત થાય છે. તેમાં નવાઈ તો નહિ જ. તેમજ શિક્ષકના આ હક્ક સામે ભાગ્યેજ કોઈ વાંધો ઉઠાવનાર મળે.

શિક્ષા સામે કોઈનો વિરોધ નથી; જે વિરોધ છે તે શરીરશિક્ષા સંબંધી છે. તેની સામે કેળવણીના ક્ષેત્રમા જ્યાં જુઓ ત્યાં ક્રાન્તિ થઈ રહી છે. પાશ્ચાત્ય દેશોમાંથી તે પુરાણી પંડ્યાનીતિને હાંકી કાઢવા માંડી છે. કુશળ કેળવણીકારોએ બાળમાનસનો સારી રીતે અભ્યાસ કરીને જાહેર કર્યું છે, કે જ્યાસુધી બાળકોને આપણે નિર્ભય બનાવ્યાં નથી ત્યાંસુધી કદી સાચી કેળવણી આપી શકવાનાં નથી. આપણે જાણીએ છીએ કે, પશુ અને માનવ વચ્ચે આભજમીનનો ફેર છે. વારંવાર તેમને શિક્ષા કરી તેમના બુદ્ધિવિકાસને રૂંધી નાખવો જોઈએ નહિ. કવિવર રવિન્દ્રનાથ ટાકુર કહે છે, કે "બાળક એટલે વિકાસ પામતો મનુષ્ય." ઘણીવાર આપણી બરડતાથી અને તોછડાઈથી બાળકોના સ્વમાન, તેમજ મસ્તીભર્યા સ્વભાવને કચડી નાખીએ છીએ. પરિણામે એ સંતતિ સમાજની દુર્દશા લાવનાર, અથવા સમાજને બોજારૂપ નીવડે તેમાં શક નહિ. કદાચ ઘણા વાંચકને આ કથન રુચિકર ન લાગે, તો માફ કરે, પણ આ બાબત ખાસ વિચારવા યોગ્ય છે.

આપણે પેસ્તેલોઝાઈ, હર્બર્ટ સ્પેનસર કે પછી રૂસોના આનોલ્ડની વાતો કરીએ છીએ, તેમના સિદ્ધાંતોને સન્માનીએ છીએ, તેમની પદ્ધતિ-

આને શિક્ષણમાં સ્થાન આપીએ છીએ; છતાં પરિણામે શૂન્ય હોય છે, તેનું કારણ શું ? તેનું કારણ એજ કે એ પદ્ધતિનો આપણે માત્ર દેખાવજ કરીએ છીએ. જો એ સિદ્ધાંતો મુજબજ કામ કરતા હોઈએ તો જે સિદ્ધાંતો ઉપર એ પદ્ધતિ કે શિક્ષણ આપવાની યોજના રચાઈ છે, તે સિદ્ધાંતો દરેક શિક્ષકના જીવનમાં ગુંથાઈ ગએલા હોવા જોઈએ. એવા શિક્ષકને ભાગ્યેજ શિક્ષા કરવાનો પ્રસંગ આવે.

કહેવાનું એજ છે કે:—"સારા શિક્ષકોને સોટીની જરૂર ભાગ્યેજ પડે, અને બીજા પ્રકારની શિક્ષા પણ ક્વચિતજ કરવી પડે" જે શિક્ષકો વગર સજાએ શાળાની વ્યવસ્થા રાખે છે, અને શિક્ષણ આપે છે તેવા શિક્ષકો શિક્ષણ આપવાની કળામાં પ્રથમ પદને લાયક છે.

પ્રત્યેક શિક્ષકે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે, કે જેમ મારપછાડ વધારે તેમ શિક્ષકની પ્રતિષ્ઠા ઓછી થાય છે. છતાં પણ કોઈ સંજોગોમાં શિક્ષા કરવાનો પ્રસંગ આવી પડે તો તે શિક્ષા શિક્ષકે પોતે નહિ કરતાં મુખ્ય મહેતાજીને એ બાબત સોંપી દે એ વધુ ઇચ્છવા જોગ છે. મહેતાજીઓ માટેના જે ધારા કેળવણી ખાતાએ યોજ્યા છે તેમાં સ્પષ્ટ જણાવ્યું છે કે:—"ઉપશિક્ષક કદી શિક્ષા કરી ન શકે અને મુખ્ય મહેતાજી પણ ગુનાનો પ્રકાર જોઈને ગુના માટે શિક્ષા કરે; તેમ તે હલકી અને હદમાં રહીને શિક્ષા કરે." આ તો કાયદાની વાત થઈ. ત્યારે શિક્ષા કરનારે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે, કે તે પોતે ન્યાયાધીશ નથી, પણ ન્યાયાધીશ કરતાં તેણે કાંઈક અધિક કરવાનું છે. જ્યારે શિક્ષક શિક્ષા કરે ત્યારે તેનામાં બે બાબતો અવશ્ય હોવી જ જોઈએ: પ્રથમ ન્યાય અને પછી દયા. એમાંથી એકની જો ઉણપ હશે તો તે શિક્ષક પોતાની પ્રતિષ્ઠા ગુમાવશે.

આપણો મુખ્ય ઉદ્દેશ એ હોવો જોઈએ કે આપણે બાળકોને ઉત્તમ મનુષ્ય બનાવવાં છે. ન્યાયાધીશને તો પુરાવા ઉપર આધાર રાખવો પડે છે. તે વડે જે ગુનો સાબીત થાય, તે પ્રમાણમાં કાયદામાં ફરમાવેલી શિક્ષા કરવાની છે; આ કામ શિક્ષકનું ન હોય. શિક્ષકે તો ઈશ્વરની પેઠે ન્યાય દયામિશ્રિત આપવાનો છે. આપણો ઉદ્દેશજ એ છે કે ગંદાં, ગોબરાં, અસંસ્કારી બાળકોમાંથી ઉત્તમ મનુષ્ય બનાવવાં. કોઈપણ સમાજ કે પછી દેશની ઉન્નતિ, અવનતિનો ખરો આધાર તે દેશની કેળવણી અને કેળવણી આપનાર શિક્ષકો ઉપર છે.

કોઈપણ પ્રયત્ને આપણે બાળકોને શિક્ષા અને તેના ભયમાંથી મુક્ત કરવાં જોઈએ. શિક્ષાથી સુધારો જણાયે પણ તે સાચો સુધારો કહી ન

શકાય, કારણ તેની અસર ઘણો વખત ટકી શકતી નથી. કદાચ બાળકો અવળી દિશામાં પણ દોરાઈ જાય. સ્વાભાવિક નિયમ એવો છે કે વ્યથાથી માણસનું અંતઃકરણ સુમાર્ગ તરફ દોરાય છે, કારણ કુમાર્ગનું પરિણામ દુઃખ છે. એ દુઃખથી અંતઃકરણની શુદ્ધિ છે.

વિચારવાની વાત એ છે કે બાળકો એ નથી સ્ત્રી કે નથી પુરુષ. એમની દુનિયાજ નિરાળી છે. એમના જે ગુના બને છે, તે સાચેજ ગુના નથી હોતા, પણ તેમની સમજશક્તિની ઉણપ એટલે (અજ્ઞાન) હોય છે. પરિણામે લાલચથી તેઓ ઝટ દોરવાઈ જાય છે જેને અટકાવવા આપણે ભયનો ઉપયોગ કરીએ છીએ, પણ તે ભય જ્યાંસુધી તેમની જાણમાં હશે ત્યાં-સુધી તેઓ તે કામ કરતાં અટકશે, પણ જ્યારે લાલચનું પ્રમાણ વધશે, તો જે સ્થિતિ (અજ્ઞાન) પ્રથમ હતી, તેજ સ્થિતિમાં બાળકો પાછાં આવી જશે. એટલે ઘડીભરને માટે બાળકને ભય અને શિક્ષાથી કાબુમાં રાખી શકાય, પણ તેને આપણે સુધારી તો ન જ શકીએ.

અમેરિકાના પ્રખ્યાત વિદ્વાન ડૉ. જી સ્ટૅન્લી હૉલે શોધી કહાડ્યું છે, કે "બાળકોમાં જુદી જુદી જાતની ૨૯૮ ધાસ્તી કે ભય છે." વર્તમાન યુગમા આમાંની ઘણીખરી નાબુદ થઈ છે, કારણકે આપણા તેમજ પરદેશના વિદ્વાનોએ અથાગ શ્રમ લઈ કેળવણીના ક્ષેત્રમાં સુધારો કરવા માંડ્યો છે. આ સુધારાને આપણે યથાશક્તિ અનુસરીએ તોપણ આપણે સારી લાયકાત પ્રાપ્ત કરી શકીએ, અને શિક્ષણમાંથી શિક્ષાને તિલાંજલી આપી શકીએ. ડૉ. જી. સ્ટૅન્લી પૂછે છે કે "ભયનો નાશ શાથી થાય?" તેનો ઉત્તર તેઓ પોતેજ આપે છે કે, "પ્રીતિ જે ભયનો વિરોધી શબ્દ છે તેનાથી." એટલે શિક્ષણમાં બાળકને ભય ન બતાવતાં, તેને તેના અભ્યાસ પ્રતિ તથા પોતા પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થાય તેવો પ્રયત્ન શિક્ષકે કરવો ઘટે છે. જેથી પોતાનું કામ સરળતાથી થઈ શકે.

નીચેની બાબતો જે શિક્ષક પોતાના જીવનમાં વણી શકે તે શિક્ષકને શિક્ષા કરવાનો પ્રસંગ ક્વચિત જ આવે, તેમજ પોતે એક આદર્શ શિક્ષક તરીકે ઉત્તમ કામ કરી શકે.

૧. શિક્ષકને પોતાની શક્તિમાં વિશ્વાસ હોવો જોઈએ.
૨. શિક્ષકનું ચારિત્ર્ય અતિ આકર્ષક અને સંસ્કારી હોવું જોઈએ.
૩. ધાર્મિકવૃત્તિ હોવી જોઈએ.
૪. કર્તવ્યની ઉંચી સમજ હોવી જોઈએ.
૫. પોતાના કામમાં અત્યાસક્તિ હોવી જોઈએ.

૬. બાળસ્વભાવનો સારો પરિચય અને પરીક્ષાની ચાતુરી હોવી જોઈએ.
૭. પ્રેમનો પ્રવાહ અણખુટ વ્હેતો હોવો જોઈએ.
૮. દ્રઢતા કેળવવી જોઈએ.
૯. અપમાન સહન કરતાં આવડવું જોઈએ.
૧૦. જ્ઞાન સાથે નીતિનું સંમિશ્રણ કરતાં આવડવું જોઈએ.

આ ઉપરાંત ઘણી બાબતો શિક્ષકમાં હોવી ઘટે અને આવા શિક્ષકને સોટી પ્રત્યે સદાની સુગ ઉત્પન્ન થાય તેમાં શક પણ નહિ.

નિત્યાનંદ એસ.
આસી. પી. મિશનસ્કૂલ, પ્રાંતિજ.

# સોનેરી કેળાંની શારીરિક પોષક તરીકે અગત્ય

શરીર બંધારણનાં તત્ત્વો તેમજ ગરમી ઉત્પાદક તત્ત્વો લીલાં ફળમાં ઘણાં ઓછાં હોય છે, પણ તેની અંદરના વાઇટેમીન તેમજ ક્ષારોના જથ્થાના પરિણામે ખોરાક તરીકે તેની ગણના કરવામાં આવેલી છે. કેળાં ઉપરના સત્રથી અબાધિત હોતાં કીમતી ખોરાક ગણાય છે, તેમજ તે શરીરની નિયમિતતા જાળવે છે. ડૉ. મેયર તથા રૅાસ લખે છે કે બીજાં અનેક ફળો કરતાં કેળામાં ગરમી ઉત્પાદક શક્તિ ઘણીજ છે. વધારેમાં વર્ષની ગમે તે મોસમમાં આ ફળ મળી શકે છે અને બીજાં ફળોની સાથે સરખાવતાં અડધી કીમતે તેમાંથી ઉષ્ણતાજનક શક્તિ મળી રહે છે.

કેળાંનું પૃથક્કરણ કરતાં માલમ પડયું છે કે તેના ગર યા તો ગાવામાં ૭૫ % પાણી છે, શરીરના તંતુઓ જલદી શોષણ કરી શકે તેવી જાતની સાકર તેમાં ૨૨ % છે, કાંજીવાળા પદાર્થ ૧.૩ ટકા, ચરબીનાં તત્ત્વો .૬ % અને ક્ષારો ફક્ત .૮ % તેમાં રહેલા છે.

ડૉ. વાલ્ટર હોલીસ એડી એવો અભિપ્રાય ધરાવે છે કે કેળાંમાં રહેલો પુષ્કળ પાણીનો જથ્થો ગરમ ઋતુઓમા થતા ઠંડા પાણીના અતિશય ઉપયોગને કાબુમાં રાખે છે. સામાન્ય સાકરથી થતાં નુકસાનોની અટકાયત કરી તેવાં તત્ત્વોનો પુરતો જથ્થો શરીરને તે પુરો પાડે છે. ગરમીઉત્પાદક શક્તિ તેમાં રહેલા કહોળી તત્ત્વના પરિણામે મળી રહે છે. કેળાંના ત્રણ અધોળ ગાવામાંથી લગભગ ૧૦૦ ઉષ્મા ગરમી મળે છે, જેમાંની ૮૮ ઉષ્મા તો તેમાં રહેલું કહોળી તત્ત્વજ પુરી પાડે છે.

ઉપર જણાવેલી સ્થિતિ જોતાં કોઈપણ જાતના કહોળનો ઉપયોગ નહિ કરવા છતાં કેળાંમાં રહેલું કહોળી તત્ત્વ શરીરની વૃદ્ધિ માટે પુરતું થઈ પડે છે ને તેથીજ કેળાંને ખાસ અગત્યના ખોરાક તરીકે ગણવામાં આવે છે. તેમ છતાં ફક્ત કેળાં પરજ તે બાબે આધાર રાખવો તે વ્યાજબી નથી. ઉષ્માની ગણતરી કરતાં તેમાં રહેલું ચરબીનું તત્ત્વ નહિજ જેવું છે તોપણ ચરબી શોષનાર વીટમન 'अ' જેમાં રહેલું છે તે નિમિત્તે કેળાંને ઉપયોગ કરવો તે ખાસ આવશ્યક છે.

તેની અંદર રહેલું ક્ષારોનું પ્રમાણ ક્ષારોના જથા કરતાં જણાઈ આ તેવું છે. કેળાંમાં રહેલ, 'કેલ્શિઅમ' તેમજ 'મેગ્નેશિઅમ' નાં તત્ત્વ શરીરમાં આવતા તેજાબી તત્ત્વોની સામે ટક્કર ઝીલે છે. ખોરાક તરીકે વપરાતા માંસ તેમજ અનાજનાં તત્ત્વોના તેજાબી ગુણો નાબુદ કરવા કેળાં મદદગાર નીવડે છે. તેની અંદર રહેલું લોહનું તત્ત્વ લોહી બનાવવામાં પણ ઉપયોગી નીવડે છે ને તે પુરતા પ્રમાણમાં છે. ઉપરાંતમાં કેળાંમાંના કોષો ઝાડાનું બંધકોશપણું પણ દૂર કરે છે.

કેળામા રહેલા વીટેમીન अ. ब ને कનાં પરિણામે ટામેટાની પણ કેટલેક અંશે તે ગરજ સારે છે. વીટેમીન 'ड' પણ તેમાં પુરતા પ્રમાણમાં છે. ફક્ત 'ड' વીટેમીન તેમાં ખુટતું હોવાને લીધે જે ફળાદિમાં તે રહેલું હોય તેવાં ફળ યા તો કાડલિવર ઓઇલનો વપરાશ કરવાથી તેની ખોટ પુરી પડે છે ને તે ખોટ તે રીતે પુરી પાડવી જોઈએ.

કેટલીક વ્યક્તિઓનું માનવું છે કે કેળાં પચાવવાં મુશ્કેલ છે, પણ તેનો પચવાનો આધાર તેના પાકાપણા પર અવલંબે છે. જ્યારે તે પુરેપુરી પીળાશ પકડે ત્યારેજ વાપરવા લાયક થાય છે ને જ્યારે તેની છાલ કાળાશ પકડતી જાય ત્યારે તેનો ઉપયોગ અતિ ઉત્તમ થઈ પડે છે. આનાજ પરિણામે કાચાં કેળાનો ઉપયોગ કા તો બાફીને યા તો તળીનેજ કરવામાં આવે છે કે જેથી પચવામાં તે હરકતકર્તા થઈ ન પડે.*

એમ. એમ. પરીખ

---

* હેલ્થ ને વેલ્થ માસિક પરથી.

# ટ્રેનિંગ સંસ્થાઓ માટેની શારીરિક કેળવણીનો નવો અભ્યાસક્રમ

( ગતાંક પૃષ્ઠ ૩૮૦ થી ચાલુ )

બાળકોનો રસ ચાલુ રહે અને કસરતનો હેતુ તેમની સમક્ષ રહે તે માટે :—

(૧) તેઓ ઘુંટી પકડે ( કોઠો ૧ લો ).

(૨) એક પછી બીજા હાથે કે બે હાથે ઘુંટી પકડે ( કોઠો ૩જો).

(૩) પગની વચ્ચે કે બહાર કે એક બાજુએથી બીજી બાજુએ આગળ અને પાછળ બને તેટલા દૂર જમીનને અડકવું (કોઠો ૧૨ ).

(૪) તાલનિયમ પ્રમાણે સાથેના દબાણ સહિત ઘુંટી પકડવી. આ સ્થિતિમાં તાલ પ્રમાણે સાથેના ધડના નીચેના દબાણથી કોણી વળશે અને લંબાશે. ( જુઓ આકૃતિ ૨૦ )

બાળકોની શક્તિ પ્રમાણે પહોળા, થોડા પહોળા, પગ પાસે, પગ આગળ, કે બેસીને એ સ્થિતિથી આ કસરતો લેવાય.

( જુઓ આકૃતિ ૧૫, ૨૦, ૨૧, ૨૨ ).



આકૃતિ ૨૦
પગ પહોળા, ધડ આગળ નમતું અને ઘુંટીની પકડ.



આકૃતિ ૨૧
પગ લાંબા સીધા, ધડ માથુ ઢીંચણ ઉપર અને પગનાં આંગળાની પકડ.



આકૃતિ ૨૨
ધડ આગળ નમતું, એક પગ આગળ અને ઘુંટીની પકડ.

આજ્ઞાના દાખલા :

(क) ધડ નીચે-વાળો (આ શબ્દો ન બોલવા હોય તો ન બોલવા.) ( તાલ પ્રમાણે દબાણ સાથે ), હથેલી જમીન ઉપર મૂકો—શરૂ ! એક. બે, એક......બંધ !

(ख) ઘુંટી પકડવા ધડ નીચે-વાળો; તાલપ્રમાણે સહિત દઘાણુ.
ઘુંટી પકડવા—નીચે !

ધડ નીચે લો—શરૂ! એક બે, અને......બંધ!

(ग) ધડ નીચે વાળવું.

માથું અને ખભા સ્થિર રાખી શરીર કેડમાંથી વાળવામાં આવે છે. માથાના ઉપલા ભાગથી કરોડના મૂળ સુધીનો ભાગ સીધી લીટીમાં આવે એવી રીતે ખભા સીધા અને ગરદન પણ સીધી રાખવી એ હેતુ છે. કસરત બરાબર કરવાની શક્તિ ઉપર ગતિ કેટલી હદ સુધી થાય તેનો આધાર રહે. કસરત શીખવતાં કેડનો ભાગ પાછો લેવાની સૂચના ઉપયોગી માલમ પડશે. જુઓઃ—આકૃતિ ૨૩



આકૃતિ ૨૩. ધડ આગળ વળેલું, કરોડ, માથું સીધાં.

આજ્ઞાઓઃ—

ધડ (જરા) આગળ – વાળો !

ધડ ઉંચું – લો.

કેટલીક છુટથી થાય તેવી આનંદજનક કસરતો આ જુથમાં છે. કોઠામાં જેમ આવશે તેમ તેનું વર્ણન આપવામાં આવશે.

### જુથ બીજું. હાથની કસરતો.

હાથની કસરતો ખભાને અને હાથના સાંધાને છુટા કરે છે અને હાથ, ગરદન, ખભા અને છાતીના સ્નાયુને મજબુત કરે છે, અને એ રીતે શરીરના તે ભાગને યોગ્ય દેખાવ આપે છે. છાતીના વિકાસ અને વળવાની શક્તિ ઉપર તેમની ચોક્કસ અસર છે. આની બે મુખ્ય જાત છેઃ એક જાત હલનચલન શક્તિ ઉત્પન્ન કરે છે અને બીજી સ્નાયુને મજબુત કરે છે. અને સારી સ્થિતિની ભાવના ઉત્પન્ન કરે છે. સાધારણ રીતે દરેક પાઠમાં દરેક જાતની એક કસરત રાખેલી છે. હાથની જોરથી કે ઝડપથી ગતિ થાય અથવા તે ઉપર લેવામાં આવે ત્યારે યોગ્ય સ્થિતિ જાળવી રાખવી એ ખાસ મુશ્કેલ છે, પણ એ ચોક્કસ સમજવું જોઈએ કે સારી યોગ્ય સ્થિતિ ટકી ન રહે તો કસરતની અસર ઘણી ઓછી થાય છે અને ખરૂં કહેવામાં આવે તો તેવી કસરતમાં ફાયદા કરતાં નુકસાન વધારે છે. સારી સ્થિતિ જતી અટકાવવા માટે કમરમાંજ ગતિ થાય તેવી શરૂ કરવા મારેની સ્થિતિ વારંવાર સુચવવામાં આવી છે.

'હાથ ઉંચા કરો' એ સ્થિતિ બાળકોને એટલી બધી મુશ્કેલ પડે છે કે બાર વરસ સુધી હાથ 'અડધે સુધી લંબાવવા' એ તેને બદલે લેવામાં આવે છે.

હાથ ગોળ ગોળ કે એક બાજુથી બીજી બાજુ ફેરવવા.

ખભાના સાંધા છુટે તે માટે આ કસરતો ઉપયોગી છે. એ સાંધામાં-જ ગતિ થાય તે બાબત ઉપર જેટલો ભાર મૂકીએ તેટલો ઓછો. ઉભા રહીને આ કસરત કરતાં પીઠ વળી ન જાય તે માટે કમર નિયમમાં રાખવી જોઈએ. આ કારણને લીધે આ કસરતો પહેલાં એક હાથથી લેવામાં આવે છે અને ગતિ એકજ ભાગમાં થાય તેવી સ્થિતિથી શરૂઆત કરવામાં આવે છે. દાખલા તરીકે વાંકુ સૂવું, બેસવું, છુટથી આગળ ધપવું, ધડ થોડું આગળ વાળવું અથવા ખભા પકડવા.

**એક હાથ ગોળ ગોળ ફેરવવો.**

સીધો પણ સખત નહિ, મુઠી ધીમેથી વાળેલી, એ સ્થિતિમાં હાથ આગળ, ઉંચે, પાછળ, નીચે, એમ ગોળ લેવામાં આવે છે. કસરત છુટથી કરવાની છે. મેળવેલી ગતિથી બળ મળે છે અને ઝડપ નક્કી થાય છે. સાથે શ્વાસની માફક આ કસરત થાય તે ઇચ્છવા જોગ નથી. શરૂઆતમાં હાથ ધીમેથી જરા પાછળ લઈ હાથ ફેરવવાનું શરૂ કરવું ઉપયોગી માલમ પડશે. ( જુઓ આકૃતિ ૧૧, પૃષ્ઠ ૩૭૪ )

**આજ્ઞા :**

હાથ ગોળ ગોળ ફેરવવા. ડાબો ( જમણો ) હાથ–શરૂ ! બંધ ! ફેરફાર ( એક હાથ ઉંચે ). હાથ ગોળ ગોળ આગળ, પાછળ. છુટથી બળ-પૂર્વકની ગતિ; બંને હાથ એક સાથે કામ કરે, એક હાથ ઉપર આવે ત્યારે બીજો નીચે જાય.

**કૂદકા સાથે કે એડી ઉંચી કરી હાથ ગોળ ફેરવવો;** સતત કરવાની.

ગોળ ફરતો હાથ કૂદકાને મદદ કરે છે. ઉંચુ કૂદવું, એડી ઉંચી કરવી, આખું શરીર બરાબર ઉંચુ કરવું એ બાબતોને ઉત્તેજન આપવું જોઈએ.

નોંધ—નાનાં બાળકો ઉભા રહી હાથ ગોળ ફેરવે તે અનુકૂળ નથી કારણકે પીઠ વળવાનો સંભવ છે.

**આજ્ઞા :**

હાથ ગોળ ફેરવવા અને એડી ઉંચી લેવી (કૂદકો ભરવો)–શરૂ ! બંધ !

**કોણી ગોળ ફેરવવી.**

કોણી છુટથી વાળી હાથ બાજુએ ઉંચા કરો. હાથ આગળ લઈ અડધી

મુઠ્ઠી વાળો. કોણી મોટા વર્તુળમાં ગોળ ફેરવો, આગળ ઉંચે, પાછળ, નીચે. બહુ ચોકસાઈની જરૂર નથી.

આજ્ઞા :

કોણી ગોળ ફેરવો—શરૂ ! બંધ !

**એક હાથ આગળ ને ઉંચે, આગળ ને નીચે ફેરવો.**

હાથ જોરથી આગળ ને ઉંચે ફેરવવામાં આવે છે, પાછી ગતિ તેવીજ રીતે થાય છે. હાથ ગોળ ફેરવવાની માફક છુટો રહે છે.

આજ્ઞા :

એક હાથ આગળ અને ઉંચે ફેરવો—શરૂ ! એક અને બે અને એક અને—બંધ !

**(ધડ જરા આગળ, હાથ સાથળના આગલા ભાગ ઉપર) એક આગળ ઉંચે ફેરવવો.**

આ કસરતમાં હાથ જોરથી આગળ ઉંચે ફરે છે, અને સાથળ ઉપર પોતાની સ્થિતિએ આવી જાય છે. શરૂઆતની સ્થિતિ કસરતની અસરમાં ઉમેરો કરે છે અને પીઠ આગળ પડતી અટકાવે છે.

આજ્ઞા :

સાથળ ઉપર હાથ અને ધડ જરા આગળ—વાળો !

ઉપરની માફક ચાલુ રાખો.

**(એક હાથ ઉંચે) આગળ ફરતાં હાથ બદલવો.**

આજ્ઞા :

ડાબો (જમણો) હાથ આગળ ઉંચે—ફેરવો ! હાથ બદલવો—શરૂ ! બંધ !

**હાથ લંબાવવા.—**

**હાથ બાજુએ અને વચમાં લંબાવવો.**

આ કસરતો હંમેશાં બે ગતિમાં થાય છે. ઉપરની વળેલી સ્થિતિમાંથી હાથ જોરથી ઇચ્છિત દિશામાં લંબાય છે. બાજુની સ્થિતિમાં હાથ સીધા બાજુએ ખભાની સાથે સપાટીમાં લંબાવવામાં આવે છે, આંગળીઓ સીધી અને હથેળીઓ નીચી રાખવામાં આવે છે. વચ્ચેની સ્થિતિમાં હાથ ત્રાંસા ઉંચે બાજુએ રાખવામાં આવે છે, આંગળીઓ સીધી ને હથેળીઓ ઉંચી રાખવામાં આવે છે. હાથની ચોક્કસ વચ્ચેની સ્થિતિ હેતુપૂર્વક દર્શાવી નથી.* આ બે સ્થિતિનો ખાસ મુદ્દો એ છે કે હાથ

બરાબર લંબાવવા અને તે વખતે છાતીનો ભાગ અને માથું ટટાર થવાની લાગણી અનુભવે.

આજ્ઞા :

હાથ—વાળો ! હાથ બાજુએ વચ્ચે—લંબાવો !

હાથ—વાળો ! હાથ નીચે—લંબાવો !

પછી હાથ બાજુએ ( વચ્ચે )—લંબાવો એક ! બે !

જે સ્થિતિમાં યત્ન ચાલુ રાખવાનો હોય તેમાં ખાસ આરામ રહેવો જોઈએ.

**હાથ ઉંચા કરવાની ક્રિયા.—**

ઉંચા કરવાથી કે એકથી બીજી બાજુએ લેવાથી એકજ ગતિએ હાથ બાજુએ, વચ્ચે લઈ શકાય. જુઓ આકૃતિ ૨૪–૨૫.



આકૃતિ ૨૪
હાથ બાજુઓએ લાંબા, એડી હલી, ઘુંટણ પુરા વળેલા.



આકૃતિ ૨૫
હાથ વચગાળે માથા તરફ ઉંચા, પહોળા પડતા લાંબા; હથેલી સીધી, પગ ભેગા.

---

* નાનાં બાળકોને સખ્તાઈ વિના બને તેટલાં ઉંચાં થવા દેવાં જોઈએ. કંઈક મોટી ઉમરે બાજુએ, ઉંચે અને નીચે હાથ લેવાની અને હાથની તાલી પાડવાની કસરત જેમાં થોડી વાર ટકવાનું છે તે લેવાય. મોટાં બાળકોના કોઠામાં એક હાથ ઉંચે લેવાની કસરત અભ્યાસક્રમમાં લીધી છે. એમ માનવામાં આવે છે કે જેમ તાલીમ અને મહાવરો વધે તેમ વચ્ચેની સ્થિતિમાં હાથ વચ્ચેનું અંતર ઓછું થાય, અને કેટલાક નીચે આપેલા ફેરફારોમાં હાથ વચ્ચેની સ્થિતિને નહિ પણ ઉંચેની સ્થિતિને અનુકૂળ થવા જોઈએ.

આજ્ઞા :

હાથ બાજુએ (વચ્ચે)—ઉંચા! સામી બાજુએ લાવો.

હાથ ઉંચા કરવામાં એકજ માર્ગ લેવાનો છે, પણ ગતિ ઘણી ધીમી થાય છે.

**હાથ એકથી બીજી બાજુ લેવાની અને ઉંચે લેવાની કસરતના ફેરફાર.—**

(क) હાથ બાજુએ ઉંચે અને બાજુએ નીચે લેવા, માથા ઉપર તાળી પાડવી અને બાજુએ એકવાર થાબડવું (કમર અંદર, માથા ઉપર આરામ નહિં).

(ख) હાથ બાજુએ ઉપર લેવા, નીચે લેવા, આંગળીઓ માથા ઉપર અને બાજુએ ધીમેથી અડકાડવી.

(ग) હાથ બાજુએ (જરા છુટા). હાથ નીચે આગળ, નીચે બાજુએ લેવા. (નીચેની સ્થિતિએ જતાં હાથ બાજુએ અડકે છે. હાથ આગળ વધે તે વખતે તેમની વચ્ચેનું અંતર ખભા જેટલું હોય) એડી ઉંચી કરવાની અને ઘુંટણ વાળવાની અને કૂદકો ભરવાની સાથે આ કસરત શીખવવામાં આવે છે.

(घ) હાથ બાજુએ અને નીચે સતત ચાલ્યા કરે, વચ્ચેની સ્થિતિ ચાર પગથીએ પહોચે, ચોથે પગથીએ વચ્ચેની સ્થિતિએ અટકે. દરેક પછીના પગથીએ હાથ ઉંચે ગતિ કરે.

(च) ત્રણ પગથીએ વચ્ચે પહોચવા હાથ આગળ અને નીચે સતત ચાલ્યા કરે (પહોળા ઉંચે લંબાય). ત્રીજે પગથીએ વચ્ચેની સ્થિતિએ અટકે. હાથ આગળ જાય તે વખતે શરીર પાછું ન જાય તે માટે સંભાળ લેવી. જુઓ આકૃતિ ૨૬.

(छ) એક હાથ આગળ ઉંચો લેવો. ઘુંટણ ઉંચું કરવું (ઉંચું કરેલું ઘુંટણ પીઠ વળી જાય તેને અટકાવે છે. સમતોલપણાની કસરતોમાં પણ આ કસરત આપેલી છે.)

(ज) હાથ આગળ ઉંચે લેવા (ધીમે) અને નીચે લંબાવવા (હાથ ઉંચા થાય તે વખતે શરીર પાછું ન વળવું જોઈએ).



આકૃતિ ૨૬
હાથનાં ચક્કર
(ફેરફાર)

### હાથ વાળી ભીંત સામા લંબાવવા.

દિવાલથી હાથ જેટલે છેટે બાળકો સીધાં ઉભા રહે, હથેળી સપાટી સામે સીધી, આંગળાં જરા અંદર વળેલાં રાખે. કોણી સતત વાળી લંબાવવામાં આવે, શરીર ઘુંટીથી સીધી લીટીમાં આગળ પડે. કમરના સ્નાયુઓ સ્થિર રહેવા જોઈએ અને શરીર વક્ર લીટીમાં આગળ આવે. બાળકો મોટાં હોય તેમ દિવાલથી અંતર વધારવામાં આવે, પછી તેઓ આગળ હાથ ઉપર પડશે અને તરતજ કોણી વાળશે. સીધી સ્થિતિ પાછી મેળવવા હાથ વડે જોરથી ધક્કો મારવો પડશે. પગ સરકે નહિ તે માટે સંભાળ રાખવી.

### કોણી પાછળ દબાવવી.

આંગળીઓ ઢીલી બંધ કરી છાતીના ભાગની સામા પોંચાનો ભાગ લાવવા કોણી વાળી ખભાની સીધી લીટીમાં હાથ ઉંચા કરવામાં આવે છે. ખભાની સીધી લીટીમાં કોણી હોય તો હાથ વચ્ચેનું અંતર બરાબર થશે. ખભાને જોર ન પડવું જોઈએ, કોણી બને તેટલી પાછળ લેવામાં આવે છે, પાછા ફરતાં પછીની ગતિ માટે બળ મળે તેવી રીતે આગળ જાય છે. ગતિ સતત છે પણ ઘણો વખત ચાલુ રહેવી જોઈએ નહિ. માથા અને ખભાને આંચકો આપવાનું વલણ અટકાવવું જોઈએ, અને કોણી ખભાની લીટીથી નીચે ન જવી જોઈએ.

આજ્ઞા:

કોણી પાછળ દબાવવી–શરૂ ! અને એક અને બે અને એક, બંધ ! પાછળ લેવા માટેના આંકડા ઉપર ભાર મૂકવો. 'અને' શબ્દથી આગળ ટુંક ગતિ થાય છે. કસરત આગળ લેવાની ગતિથી શરૂ થાય છે તે ધ્યાનમાં રાખવું.

### કોણી દબાવવી અને હાથ લંબાવવો.

કોણી પાછળ દબાવવી અને હાથ લંબાવવો એ બે વારા ફરતી થઈ શકે. હાથ લંબાવવામાં હાથ પાછો લેવામાં આવે તે વખતે કોણી સીધી થાય છે. ત્રણની ગણતરીએ કોણી દબાવવી અને હાથ લંબાવવો એ સહેલું પડશે. પછી ગતિ વારાફરતી થાય.

આજ્ઞા:

ત્રણની ગણતરીએ કોણી દબાવવી અને હાથ લંબાવવો–શરૂ ! અને પાછળ લો, અને લંબાવો અને એક, અને બે, અને ત્રણ એ પ્રમાણે બંધ !

આ જુથ મારેની યોગ્ય આનંદજનક કસરતો આ જાતની કસરતોની વ્યવસ્થા કરવામાં એ ટોળી સરખા બળવાળી થાય અને દરેક ભાગ તે સે એ જોવું જોઈએ. થોડા થોડા સમયને અંતરે પણ વારે વારે ખેંચતાણ થાય તેવી કસરત ઘણા સમય સુધી શ્રમ પડે તેવી કસરત કરતાં વધારે ફાયદાકારક છે. ડાબા અને જમણા હાથ સરખા વાપરવા જોઈએ. પોંચા પાસેનું કાંડું પકડવાથી સારી પકડ આવે છે અને બને ત્યારે તેનો ઉપયોગ કરવો. એકદમ ખેંચવું કે ઢીલું મૂકવું તેમાં ઘણી ચતુરાઈ બતાવી શકાય છે.

**એક હાથે ખેંચતાણ** રમનારા સામસામા ઉભા રહે છે, એક બીજાનાં કાંડાં પકડે છે, પગ અંદરની બાજુથી ભેગા રાખે છે. ખેંચ શરૂ કરવા સામસામાં બાળકો બહારના પગથી બાજુએ ધપે છે અને અંદરનો હાથ સીધો કરે છે. સમતોલ જાળવવા બહારનો હાથ બાજુએ ઉંચો કરવામાં આવે છે. ખેંચો–એ આજ્ઞા થતા દરેક બાળક પોતાની સામા બાળકને એક લીટી ઉપરથી કે એક નિશાની ( દિવાલ વગેરે ) તરફ ખેંચવા યત્ન કરે છે.

**ઘુંટણ બરાબર વાળી કરવાની ખેંચતાણની કસરત**—રમનારા વચમા બંને હાથે દોરડું, પટો, સળીઓ કે સોટી પકડી રાખે છે. પછી બંને જણા ઘુંટણ બને તેટલા બહાર વાળે છે અને આ સ્થિતિમાં કૂદકો ભરી સામાને લીટી ઉપરથી ખેંચવા દરેક યત્ન કરે છે. હાથ ઝાલીને પણ આ ખેંચતાણની કસરત થઈ શકે. જો લાકડી વાપરવામાં આવે તો ખેંચવાને બદલે ધક્કો મારવાનું થાય.

**હારમાં ખેંચતાણ**—દરેકમાં છથી વધારે બાળક ન હોય તેવી બે ટુકડીઓ પાડવામાં આવે છે. તે વચ્ચેના લીટાની દરેક બાજુએ સામસામી ઉભી રહે છે. એક ટુકડી એક બાજુએ એક ટુંકું પગલું ભરે છે, એટલે બાળકો વ્યુત્ક્રમ રીતે ઉભાં રહે છે. ( દરેક પોતાની સામે નાની તીરકસ બાજુએ આવે છે. ) દરેક પછી ડાબે હાથે પોતાની સામે નાનો ડાબો હાથ પકડે છે, અને તેવી રીતે જમણી તરફનાનો જમણો હાથ પકડે છે. બળ કરવા બધા જમણા કે ડાબો પગ પાછળ મૂકે છે અને હાથ સીધા કરે છે. એક હાર બીજીને મધ્ય લીટી ઉપર ખેંચી જવા પ્રયત્ન કરે છે.

એક ટોળીનો દરેકે દરેક જણ લીટી ઉપરથી ખેંચાઈ જાય ત્યાંસુધી રમત ચાલે છે, તેથી દરેક હાર આમ તેમ જઈ શકે તે માટે પુષ્કળ જગાની જરૂર પડે છે. હાર તૂટે તો હરિફાઈ બંધ થાય.

# ધોરણ ૪ થું

विषय—મૂક વાચન

નામ : મિ. દેરાસરી

સામાન્ય હેતુ—મુખ્ય વિચાર સમજાય તેવી રીતે વાર્તા વાંચતાં શીખવવાનો.

તા. ૭–૮–૩૭

વિશેષ હેતુ—'કાબુલી' વાર્તા વાંચવાનો.

સમય ૪૦ મિનિટ

સાહિત્યો—ચિત્ર.

| મુદ્દા | શૈલી | કા. પા. નોંધ |
|---|---|---|
| **આરંભ**<br>વર્ગવ્યવસ્થા<br>આરંભ પ્રશ્નો | વર્ગને સ્ફૂર્તિમાં લાવી વ્યવસ્થિત રીતે ગોઠવવો.<br>કાબુલી જોયો હોય તે હાથ ઉંચા કરે. કાબુલીઓ ક્યાંથી આવે છે? આપણા શહેરમાં શો ધંધો કરે છે? શું શું વેચે છે? કેવું બોલે છે? કાબુલીને જોઈ નાના છોકરાઓ શું કરે છે? ખરી વાત, પણ બધા કાબુલીઓ એવા નથી હોતા. તેઓ પણ આપણા જેવા માણસજ છે. એમને પણ છોકરાં વહાલાં લાગે છે અને નાનાં બાળકો જોડે રમવું એમને પણ ગમે છે. | |
| **મુખ્ય વિષય**<br>રજુઆત | આવા એક કાબુલીની વાત મારી પાસે છે. તમારે તે વાંચવી છે? હાજી. એક સરતે વાંચવા આપું. | |
| શાંત વાચનનો પ્રશ્ન | કબાટમાંથી રૂપીઆની નોટો કાઢી મીનીના બાપ કાબુલીને શા માટે આપે છે તે શોધી કાઢો. | વાર્તા મનમાં વાંચીને શોધી કાઢો. |
| સૂચના | મનમાં વાંચજો. ચોપડી ડાબા હાથમાં આંખથી ૧' દૂર રાખી ટટાર બેસી વાંચજો. | |

## ઉપજાતિ છંદ

### રાગ કેદાર, તાલ ઝપતાલ, મધ્યકાળ માત્રા ૧૦

| ૧ ૨ ૩ ૪ ૫ | ૬ ૭ ૮ ૯ ૧૦ | | |
|---|---|---|---|
| સ – સ – સ | મ – મ – – | મ રી પ – પ | ધ – પ – – |
| સી – તા – સ | મા – ણી – – | સ તી કો – ણ | શા – ણી – – |
| — — | 7 — | — — | 7 — |
| પ – પ – પ | સં – પ – – | મ રી ધ મ પ | મ રી સ – – |
| પ – તિ – પ્ર | તિ – જ્ઞા – – | ય સ દા – પ્ર | મા – ણી – – |
| — — | 7 — | — — | 7 — |
| પ – પ – પ | સં સં સં – – | ધ ધ સં – રીં | સં ધ પ – – |
| કુ – રં – ગ | હ ણ વા – – | મ તિ ભ્ર – ષ્ટ | કી – ધી – – |
| — — | 7 — | — — | 7 — |
| સં – સં ધ ધ | પ મ – – | મ રી ધ મ પ | મ રી સ – – |
| પિ – ના – શ | કા – ળે – – | વિ પ રિ – ત | બુ – દ્ધિ – – |
| — — | 7 — | — — | 7 — |

નોટ—ઈંદ્રવજ્રા છંદ
ઉપેન્દ્રવજ્રા
ઉપજાતિ
} આ ત્રણે છંદો ઉપર મુજબ વગાડવા.

બાપાલાલ દવે

---

## સને ૧૯૩૭માં ઉત્તર ભાગમાં લેવાએલી છોકરીઓ માટેની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં બેઠેલી વિદ્યાર્થીનીઓના કામની સમાલોચના; ભૂલો સુધારવાની સૂચનાઓ સાથે.

ભાષાઃ—ઘણી વિદ્યાર્થીનીઓ પ્રશ્નપત્ર બરાબર વાંચી જતી નથી, પરિણામે તેમના જવાબ મુદ્દાસર હોતા નથી. શબ્દોને વાક્યોમાં વાપરી બતાવવાને બદલે તેઓએ તેવા શબ્દોના માત્ર પર્યાયજ આપ્યા હતા. પૃથક્કરણ નબળું હતું અને વ્યાકરણજ્ઞાન અસંતોષકારક હતું. હસ્તાક્ષર પર ધ્યાન આપવામાં આવતું નથી. ઘણી વિદ્યાર્થીનીઓને વિરામચિહ્નોનો યોગ્ય ઉપયોગ કરતાં આવડતું નથી.

**મુખપાઠઃ**—વાચન સંતોષકારક હતું, જો કે કેટલીક વિદ્યાર્થીનીઓ એમ ધારતી હતી કે ઉતાવળથી વાંચી જવામાં લાયકાતનો ગુણ આવે છે. હસ્તલેખોનું વાચન એકંદર સંતોષકારક હતું, છતાં તેમાં સરળતાપૂર્વકના વાચનની ખામી જણાઈ આવી હતી. ટુંકા અક્ષરથી બાંધેલાં મથાળાં વિસ્તાર કરી વાંચી બતાવવાં જોઈએ. જેથી વાચન સમજપૂર્વક થઈ શકે. કાવ્યનું રહસ્ય સમજ્યા વિના મોંએથી કવિતા બોલી જવામાં આવી હતી. પોપટ જેમ બોલે તેમ તે બોલી જવામાં આવતી.

**નિબંધઃ**—વિરામચિહ્નો ઉપર લક્ષ આપવામાં આવ્યું નથી. શબ્દો અને વાક્યોનું પુનરાવર્તનજ કરવામાં આવતું. પદવિભાગ પ્રમાણે શબ્દોને છોડવામાં નહોતા આવ્યા. શબ્દભંડોળ બહુ મર્યાદિત હતું અને જોડણીમાં ભૂલો કરવામાં આવી હતી. વિચારોની સુવ્યવસ્થા હતી નહિ એથી એમ માલમ પડી આવે છે કે વિદ્યાર્થીનીઓને પદ્ધતિપૂર્વક વિચાર કરવાનું શીખવવામાં આવ્યું નથી.

**શ્રુતલેખનઃ**—ફકરાનું લેખન બરાબર થયું નહોતું. જોડણીમાં ભૂલો હતી.

**સૂચનાઓઃ**—નમુનારૂપ કેટલાક પ્રશ્નો વિદ્યાર્થીનીઓને આપવા જોઈએ તે એવા હેતુથી કે તેઓ ઘેર ગદ્યપદ્યના પાઠો સમજપૂર્વક વાંચે. પછીથી વર્ગમાં તે પ્રશ્નોના ઉત્તર નમુનારૂપે આપવા જોઈએ. પ્રશ્નોના ઉત્તર બરાબર મુદ્દાપૂર્વક આપે તેવી રીતનો તેમને સંપૂર્ણ મહાવરો પાડવો જોઈએ.

વ્યાકરણ અને પૃથક્કરણ ભાષાનાં અંગ તરીકે ગણવાં જોઈએ, અને એ પ્રમાણે તેઓને ભાષા શીખવામાં તે મદદરૂપ થઈ પડે. રસિક અને બુદ્ધિપૂર્વક યોજાએલી યુક્તિઓનો વારંવાર ઉપયોગ થવો જોઈએ. મુખ-વાચન અને કવિતાના મુખપાઠ વિદ્યાર્થીનીઓ સમક્ષ નમુના રૂપે આપવા જોઈએ, અને વિદ્યાર્થીનીઓ તેનું અનુકરણ કરે.

હસ્તલેખોના વાચનનો વિષય છોડી દેવો જોઈએ નહિ કે બેદરકારીથી તે શીખવવો પણ નહિ; કારણકે આ વિષય તેમના જીવનનું સજીવ અંગ છે. ટુંકા અક્ષરથી બાંધેલાં મથાળાં સમજાવવાં જોઈએ અને વિદ્યાર્થીનીઓને રિપોર્ટ સંબંધી જે લેખી મનોયત્નો આપવામાં આવે તેમાં તેવાં મથાળાંનો ઉપયોગ કરવાનું તેમને કહેવું જોઈએ. જુદી જુદી યુક્તિઓદ્વારા તેમની નેત્રેન્દ્રિય તેમજ કર્ણેન્દ્રિય કેળવવી જોઈએ કે જેથી તેઓ શબ્દોની જોડણી ખરી રીતે લખતાં શીખે.

સાહિત્ય પ્રત્યે તેમને રસ ઉત્પન્ન થાય એટલા માટે વિશેષ વાચનનો ઉત્સાહ આણવો જોઈએ. નિબંધ માટે તેમને વિષયો આપવા જોઈએ અને શિક્ષકે જુદા જુદા દૃષ્ટિબિંદુથી તે બારિકાઈથી તપાસવા જોઈએ. સારી વાર્તાઓ તેમની સમક્ષ વાંચી બતાવવી, અને પછીથી વિદ્યાર્થીનીઓએ તેમની સ્મૃતિને મદદરૂપ થઈ પડે એવા તેમાંથી મુદ્દા નોંધી લેવા જોઈએ. પછીથી તેઓ તેમનો પોતાનો નિબંધ લખે.

**ગણિત:**—ગણિતનો પ્રશ્ન એકંદર રીતે કસોટીપત્ર હતો. વિદ્યાર્થીનીઓએ ટુંકી રીતને બદલે લાંબી રીતોથી દાખલા ગણ્યા હતા. શું માગવામાં આવ્યું છે તેની તેઓએ દરકાર કરી નહોતી અને જવાબ ખોટા આપ્યા હતા.

**ઘરનું નામું:**—કામ સાધારણ હતું.

**સૂચનાઓ:**—વિદ્યાર્થીનીઓને ગણિતના મૂળભૂત સિદ્ધાંતોનું સંપૂર્ણ અને પરિપક્વ જ્ઞાન હોવું જોઈએ. વિષયનો દરેકે દરેક સિદ્ધાંત વિદ્યાર્થીનીઓ બરાબર રીતે સમજે છે તેની ખાતરી કરવા માટે શિક્ષકે દરેક ઉપાય યોજવા જોઈએ. નમુનારૂપે હિસાબ ગણી બતાવતી વખતે તેના દરેક ક્રમિક પગથીઆની શાસ્ત્રીય વાસ્તવતા ઉપર ભાર મૂકવો જોઈએ. પછીથી દાખલા પસંદ કરી એવી રીતના તે આપવા જોઈએ કે તે તેમના મનોયત્નરૂપે નીવડે અને તેમાં સિદ્ધાંતો પણ આવી જાય. તેમની માનસિક શક્તિ ઉત્તેજિત થાય એટલા માટે મુખગણિત પહેલાં લેવું જોઈએ.

**ભૂગોળ:**—વિદ્યાર્થીનીઓનું કામ એકંદર રીતે ઠીક હતું; તોપણ આ વિષયનું શાસ્ત્રીય સ્વરૂપ તેઓ સમજી શકી નહોતી. આપેલા નકશામાં સ્થળો પુરી શકી નહોતી અને ભૂલો કરી હતી. નકશાનું વાચન વિસારી દીધેલું જણાય છે. વિદ્યાર્થીનીઓનું હિંદની રેલ્વે યોજનાઓ—માર્ગો સંબંધીનું જ્ઞાન નબળું હતું આથી સ્પષ્ટ થાય છે કે વહેવારૂ જ્ઞાનને જોઈએ તેવી અગત્ય આપવામાં આવી નહોતી.

**સૂચનાઓ:**—વિષયનું શિક્ષણ આપતી વખતે તેના બૌદ્ધિક સ્વરૂપને આગળ પડતું રજુ કરવું જોઈએ અને ગોખણપટ્ટીને સ્થાન પણ ન હોય. દરેકે દરેક પાઠ આપતી વખતે સ્થાનિક ભૌગોલિક પરિસ્થિતિથી નિર્મિત થએલ મનુષ્યજીવનને તેનું કેન્દ્ર બનાવવું જોઈએ, અને આ પ્રમાણે વિષયમાં ચેતન લાવવું જોઈએ. વર્ણનાત્મક પુસ્તકો કે ચોપાનીઆં, સામયિક પત્રોમાંથી કાપી લીધેલા ફકરા, સારાં ચિત્રો, એક નાનું પ્રદર્શન, ખરા ભીંતે ટાંગવાના નકશા, અને જુદી જુદી રીતે વિષયનું પ્રત્યક્ષ જ્ઞાન, એ બધી બાબતો ભૂગોળના પાઠમાં ઘણું મહત્ત્વનું સ્થાન ભોગવે છે. ટુંકમાં

વિષયનું નવીનતમ આધુનિક સ્વરૂપ શિક્ષકે તેમજ વિદ્યાર્થીનીઓએ સંપૂર્ણ રીતે સમજવું જોઈએ.

**ઇતિહાસઃ**—વિદ્યાર્થીનીઓને હિંદના પ્રાચીન ઇતિહાસનો ઘણો અસ્પષ્ટ ખ્યાલ હતો. જ્ઞાતિઓ સંબંધી પણ તેઓ ઠીક રીતે તેમનું જ્ઞાન દાખવી શકી નહતી. ઐતિહાસિક વ્યક્તિઓનો પરસ્પર ભેળસેળ કરી નાખ્યો હતો; દાખલા તરીકે, મહમ્મદ ગીઝની અને મહમ્મદ પેગંબર, નુરજહાંન અને મુમતાઝ. વળી સહાયકારી યોજના, ખિનવારસપણાનો સિદ્ધાંત અને કાયમી વ્યવસ્થા સંબંધી પણ તેમને સ્પષ્ટ જ્ઞાન હતું નહિ અને તે સંબંધી ફરક બતાવી શકી નહોતી. ઐતિહાસિક બીનાઓ ગોખી નાખેલી હતી અને ગુંચવણી કરી નાખી હતી.

**સૂચનાઓઃ**—આ વિષય તેમને નાગરિકના ધર્મ તેમજ રાજનીતિનો ખ્યાલ આપે છે, એથી વિષયનું મહત્ત્વ ઘણું છે. આધુનિક સમયના વિદ્યાર્થીને ભવિષ્યની પ્રજાકીય ઉત્ક્રાન્તિમાં પોતાનો હિસ્સો આપવાનો છે અને એટલાજ કારણસર ભૂત સમયના માનવ અનુભવનો સંપૂર્ણ લાભ લેવો જોઈએ. શિક્ષકે પોતાના પાઠના કેન્દ્રરૂપે અગત્યના બનાવો ગણવા જોઈએ અને તેવા બનાવોની આજુબાજુ બીજી વસ્તુઓની ગુંથણી કરવી જોઈએ. મહાન વ્યક્તિઓનાં જીવનચરિત્રોની પણ તેટલીજ અગત્ય હોવી જોઈએ, કારણકે એ વ્યક્તિઓ પ્રજાના ઇતિહાસને ઘડનાર વ્યક્તિઓ છે.

જુદા જુદા નકશા, સમયના તખતા, વંશવૃક્ષો, અને ઐતિહાસિક કે ભૌગોલિક નકશા વર્ગમાં રાખવા જોઈએ અને તેનો પુરો ઉપયોગ કરવો જોઈએ.

**આરોગ્યઃ**—કામ એકંદર રીતે સંતોષકારક હતું. કેટલીક વિદ્યાર્થીની-ઓનું વિષયનું જ્ઞાન અચોકસ હતું. તેઓ પ્રકીર્ણ બાબતોજ જાણતી હતી. શરીરના જુદા જુદા ભાગોનું શું શું કર્તવ્ય છે તેની સમજ તેમનામાં નહોતી. કેટલીકના જવાબ મુદ્દાસર હતા નહિ અને આકૃતિઓ જે તેમણે દોરી હતી તે અશુદ્ધ હતી.

**સૂચનાઓઃ**—નમુના અને નકશાઓનો છુટથી ઉપયોગ થવો જોઈએ અને ગોખણપટ્ટી કરવાનો સમય આપવો નહિ તેમજ તેને ઉત્તેજન પણ ન આપવું. યોગ્ય પ્રસંગોએ જાદુઈ ફાનસની સ્લાઇડોનો ઉપયોગ કરી વિષયનું સ્પષ્ટીકરણ કરવું જોઈએ. સાધનની ખોટ જરૂરી સ્કેચ અથવા આકૃતિઓ દોરી પુરી પાડવી જોઈએ.

**સોયકામ (સીવણ)**:—આ કામમાં આ વરસે સુધારો થયો છે. અને કેટલાંક કપડાં શાબાશી મળે તેવાં તૈયાર કરવામાં આવ્યાં હતાં.

ગુંથણકામ તેમજ માપ વેતરવાના કામ પર યોગ્ય લક્ષ આપવાની જરૂર છે. સાધનો કેવી રીતે વાપરવાં તે સંબંધી તેઓ પુરેપુરી વાકેફ હોવી જોઈએ. તેમને કેવી રીતે પકડવાં તે પણ તેઓએ જાણવું જોઈએ.

**સૂચનાઓ:**—આ વિષયમાં શિક્ષકે વ્યક્તિગત ધ્યાન આપવાની ઘણી જરૂર છે; વિશેષમાં, તે વિષયમાં શિક્ષક પોતે પણ નિષ્ણાત હોય. તેણે સીવવાનું કામ કઈ રીતે ઉત્તમ થાય તે બતાવવું–જાતે કરી બતાવવું જોઈએ અને ઉત્તમ નમુનો પ્રદર્શિત કરવો જોઈએ. આથી વધારે સારૂં કામ કરવા તેમને ઉત્તેજન મળશે.

**સૃષ્ટિજ્ઞાન:**—એકંદર રીતે આ વિષયમાં કામ સંતોષકારક હતું.

**ચિત્રકામ:**—કામ સંતોષકારક હતું.

**સંગીત:**—વાદ્ય વગાડવાના કામ ઉપર તેમજ નોટેશન પરત્વે વિશેષ લક્ષ આપવાની જરૂર છે.

**નોંધ:**—ઉપરના ત્રણે વિષયોમાં વિદ્યાર્થીનીઓનું કામ એકંદર સંતોષકારક હતું તેથી સૂચનાઓ આપી નથી.

## ઉર્દુ ઉમેદવારો.

**ભાષા, નિબંધ, શ્રુતલેખન:**—ઘણી વિદ્યાર્થીનીઓ વિચાર સ્પષ્ટ કરવામા નબળી હતી અને તેમના અક્ષર પણ ખરાબ હતા. તેઓ વ્યાકરણ અને નિબંધના વિષયમાં નબળી હતી. બુદ્ધિપૂર્વકના શિક્ષણનો અભાવ છે એમ માલમ પડી આવે છે.

**ભૂગોળ:**—આ વિષયના શિક્ષણમાં કોઈ સુધારો થયો નથી. વિદ્યાર્થીનીઓનું વિષયનું જ્ઞાન નબળું હતું.

**ઇતિહાસ:**—પરિણામ એકંદર ઠીક હતું. વિદ્યાર્થીનીઓ કેટલાક પ્રશ્નો બરાબર સમજી નહોતી.

**આરોગ્ય:**—પરિણામ એકંદર ઠીક હતું.

**સૃષ્ટિજ્ઞાન:**—પરિણામ ઠીક હતું. ભાષામાં દોષો જણાયા હતા.

**ગણિત અને ઘરનામું:**—ગણિતના મૂળભૂત સિદ્ધાંતો વિદ્યાર્થીનીઓ સમજી નહોતી. નામાના વિષયમાં વ્યાખ્યાઓ સંબંધીના પ્રશ્નના ઉત્તર બરાબર આપવામાં આવ્યા નહોતા. કોઈપણ વિદ્યાર્થીની યોગ્ય રીતે તારીજ કાઢી શકી નહોતી. કેટલાંક ખાતાં સંબંધી તેમને અધુરૂં જ્ઞાન હતું.

**સોયકામ:**—સાધારણ જ્ઞાન કરતા પણ તેમનામાં ઓછું જ્ઞાન હતું.

**ચિત્રકામ:**—કામ એકંદર ઠીક હતું.

**નોંધ:**—ગુજરાતી ઉમેદવારોના સંબંધમાં તેમના કામ સંબંધી જે સૂચનાઓ કરવામાં આવી છે તે ઉર્દુ ઉમેદવારોના કામ સંબંધી પણ વાંચવી.

## પાઠ્યપુસ્તક, ઇનામ અને લાયબ્રેરી માટે સરકારી ખાતા તરફથી મંજુર થએલાં પુસ્તકોની યાદી

(ગતાંક પૃષ્ઠ ૩૮૮ થી ચાલુ)

| નંબર | પુસ્તકોનું નામ | ગ્રન્થ કર્તા | પ્રગટ કર્તા (ઠેકાણા સહિત) | નકલ દીઠ કિંમત રૂ. આ. પા. | રિમાર્ક |
|---|---|---|---|---|---|
| ૪૦ | કલ્પવૃક્ષ (સને ૧૯૩૬ ની પહેલી આવૃત્તિ) | ઉમિયાશંકર ઠાકર | ગીતમંજરી કાર્યાલય, ધોરી ફળીઆ, આણંદ. | ૧—૪—૦ (લુગડાનું પુંઠું) ૧—૦—૦ (કાગળનું પુંઠું) | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૪૧ | અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૧ ભૂમિકા (સને ૧૯૩૫ ની પહેલી આવૃત્તિ) | એચ. ટી. પારેખ | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ. | ૧—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૪૨ | અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૨ ઉદ્ભવ અને વિકાસ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | ,, | ,, | ૧—૦—૦ | ,, |
| ૪૩ | કપાસ ભાગ ૨ ( ,, ) | એમ. એસ. પંડ્યા | એમ. એસ. પંડ્યા, મોડેલ ફાર્મ, વડોદરા. | ૧—૪—૦ | એગ્રિકલચરલ બાયસ કલાસોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૪૪ | આપણી આંખો ( ,, ) | એચ. એ. દેસાઇ | એચ. એ. દેસાઇ, પ્રીતમનગર, એલિસબ્રીજ, અમદાવાદ | ૦—૨—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૬ | જનપદ (સને ૧૯૩૬ ની પહેલી આવૃત્તિ) | મનુભાઇ જોધાણી | ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. | ૦–૧૨–૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૪૭ | વાનર પુરાણ ( " ) | બી. એમ. ભટ્ટ | " | ૦–૬–૦ | " |
| ૪૮ | બકોર પટેલની પાંચમી વાતો (સને ૧૯૩૭ની પહેલી આવૃત્તિ) | હરિપ્રસાદ વ્યાસ | ગાંડિવ સાહિત્યમંદિર, સુરત. | ૦–૫–૦ | " |
| ૪૯ | ઠુમરિકા (સને ૧૯૩૬ ની પહેલી આવૃત્તિ) | બી. પી. શાહ | " | ૦–૪–૦ | " |
| ૫૦ | સામાજિક વાતો ભાગ ૨ (સને ૧૯૩૭ની પહેલી આવૃત્તિ) | રમાકાન્ત દ્વિવેદી | શ્રી સાહિત્યમંદિર, સુરત. | ૦–૩–૦ | " |
| ૫૧ | ઉદ્‌બોધન ( " ) | પદ્માવતી દેસાઇ | મિસિસ પદ્માવતી દેસાઇ, ૩૭ ન્યુ ટાળક સોસાઇટી, સરખેજ રોડ, અમદાવાદ. | ૦–૫–૦ | " |
| | | શારદાપ્રસાદ વર્મા | યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત. | ૦–૨–૬ | " |
| ૫૨ | ફોરમ ૧૦ મી લહરી સમાજ સેવકો ( " ) | " | " | ૦–૨–૦ | " |
| ૫૩ | ફોરમ ૧૧ મી લહરી વિસરાતી સ્મૃતિ ( " ) | " | " | ૦–૩–૦ | " |
| ૫૪ | ફોરમ લહરી ૯ તારામંડળ (સને ૧૯૩૭ ની બીજી આવૃત્તિ) | " | " | ૦–૧–૬ | " |
| ૫૫ | ફોરમ લહરી ૧ નરવીરો (ચોથી આવૃત્તિ) | " | " | ૦–૨–૦ | " |
| ૫૬ | ફોરમ લહરી ૨–સાધુમંતો (બીજી આવૃત્તિ) | " | " | ૦–૨–૬ | " |
| ૫૭ | ફોરમ લહરી ૩–દેશનેતા (ત્રીજી આવૃત્તિ) | " | | | |

| ક્રમ | પુસ્તક | લેખક | પ્રકાશક | કિંમત | ઉપયોગ |
|---|---|---|---|---|---|
| ૫૮ | ફોરમ લહરી ૪–તેજરેખા | શારદાપ્રસાદ વર્મા | યુગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત. | ૦—૪—૦ | પ્રાથમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે |
| ૫૯ | ફોરમ લહરી ૫–ઓશક્તિ (બીજી આવૃત્તિ) | ,, | ,, | ૦—૩—૦ | ,, |
| ૬૦ | ગાંડિવ કુમારમાળા ૮ આફતેમર્દ (સને ૧૯૩૭ની પહેલી આવૃત્તિ) | બી. સી. જોષી | ગાંડિવ સાહિત્યમંદિર, હવાડીયા ચકલા, સુરત. | ૧—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૬૧ | જાપાનની કેળવણી (૧૯૩૭) | જે. જે. મોદી | પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ, પોસ્ટબોક્સ નં.૧૦, રાવપુરા, વડોદરા. | ૦—૮—૦ | માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે |
| ૬૨ | તણખા મંડળ ૪થું (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | ધૂમકેતુ | ગૌરીશંકર જી. જોષી, ખાનપુર, અમદાવાદ | ૨—૦—૦ | ,, |
| ૬૩ | કુંવરબાઈનું મામેરૂં ( ,, ) | સી. એમ. ઓઝા | ચંદ્રકાન્ત એમ. ઓઝા, ભાવનગર હાઉસ, રાજકોટ. | ૦—૨—૦ | છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૬૪ | રાસ પરિમલ ( ,, ) | એન. એમ. શાહ | નટવરલાલ મોતીલાલ શાહ, ગાંધીરોડ, અમદાવાદ. | ૦—૬—૦ | ,, |
| ૬૫ | ફુલવેણી (૧૯૩૬) | એમ. પી. શાહ | મુળજીભાઈ પી. શાહ, રાવપુરારોડ, વડોદરા | ૦—૧૦—૦ | છોકરીઓની પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૬૬ | મીરાતે અહમદી વૉલ્યુમ ૨–ખંડ ૩ (સને ૧૯૩૫ની પહેલી આવૃત્તિ) | ભાષાંતર કર્તા ડી. બી. કે. એમ. ઝવેરી | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ | ૧—૦—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | ગુ… …ર્ક્યુલર સોસાઇટી, અમદાવાદ | | સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૬૭ | મીરાતે અહમદી વૉલ્યુમ ૨—ખંડ ૪ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | „ | „ | ૧—૦—૦ | „ |
| ૬૮ | ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૬ (સને ૧૯૩૫ની પહેલી આવૃત્તિ) | એચ. ટી. પારેખ | „ | ૧—૦—૦ | „ |
| ૬૯ | ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૭ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | „ | „ | ૧—૦—૦ | „ |
| ૭૦ | મંડુકોપનિષદ ( „ ) | એસ. એસ. ભીડે ભાષાંતર કર્તા એમ. સી. ભટ્ટ | „ | ૦—૮—૦ | „ |
| ૭૧ | વહાણુની પરિભાષા (સને ૧૯૩૫ની પહેલી આવૃત્તિ) | એચ. આર. માંકડ | „ | ૦—૮—૦ | „ |
| ૭૨ | ભીમરચિત પ્રબોધપ્રકાશ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | કે. કે. શાસ્ત્રી | „ | ૦—૮—૦ | „ |
| ૭૩ | મનોમુકુર ગ્રંથ બીજો (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | એન. બી. દિવેટીઆ | „ | ૧—૦—૦ | „ |
| ૭૪ | મનુષ્ય સ્વભાવ અને સામાજિક ક્રમ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | વિનોદીની નીલકંઠ | „ | ૧—૦—૦ | „ |
| ૭૫ | વિજ્ઞાન વ્યાખ્યાનમાળા નં. ૭ ગુજરાતની વનસ્પતિઓ (સને ૧૯૩૫ની પહેલી આ | બી. જી. વૈદ્ય | „ | ૦—૪—૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે, એગ્રિકલ્ચર બાયસ ક્લાસો અને |

| | | | | | |
|---|---|---|---|---|---|
| | | | | | ટ્રેનિંગ સંસ્થાઓમાં વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૭૬ | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી હીરક મહોત્સવ ગ્રંથમાળા નં. ૧૬ ભૌગોલિક કોષ (પ્રાચીન અને મધ્યકાલીન) (સને ૧૯૩૬ ની પહેલી આવૃત્તિ) | ડી. પી. દેરાસરી | ,, | ૦–૧૨–૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૭૭ | શિક્ષણ સંસ્થાઓ વિભાગ પહેલો (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | ... | સુરત જિલ્લા વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિમિટેડ, સોનીફળીઆ, સુરત | ૧—૦–૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૭૮ | લૉંગમેન્સ ઇન્ડિયન એટલાસ | ... | લૉંગમેન્સ ગ્રીન ઍન્ડ કૉ., ૫૩ નીકોલ રોડ, મુંબઈ | ૦–૧૦–૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં વાપરવા માટે. |
| ૭૯ | સાબરમતી પ્રથમખંડ (પહેલી આવૃત્તિ) | નગીનદાસ પારેખ | પ્રસ્થાન કાર્યાલય, પારસી અગીઆરી પાસે, અમદાવાદ | ૧—૪–૦ | પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલો અને ટ્રેનિંગ સંસ્થાઓમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૮૦ | દિનચર્યા ( ,, ) | બી. જી. વૈદ્ય | ,, | ૧—૮–૦ | ,, |
| ૮૧ | નીલપંખી–એક સ્વપ્નરંગી નાટક (સને ૧૯૩૪ની પહેલી આવૃત્તિ) | દીલીપ કોઠારી | શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર | ૦–૧૪–૦ | ,, |
| ૮૨ | ચીન જાપાનની યાત્રા (પહેલી આવૃત્તિ) | શાંતીમોહન સેન | પ્રસ્થાન કાર્યાલય, પારસી અગીઆરી પાસે, અમદાવાદ | ૦—૮–૦ | ,, |
| ૮૩ | સાબરકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ (સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | બી. પી. શાહ | સી. બી. શાહ એન્ડ પી. બી. શાહ એડવાન્સ મિલ્સ, અમદાવાદ | ૦—૫–૦ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |

ટીપ:—(૧) આપણું ગુજરાત-ગુજરાતની ઐતિહાસિક વાતો કર્તા મેસર્સ વી. જે. કુટમુટીઆ અને પી. પી. ઠાકર, ૧૯૩૬ની બીજી આવૃત્તિ નામંજુર કરી છે.

(૨) બાળવાચનમાળા પુસ્તક પહેલું–શબ્દપોથી કર્તા મિ. એસ. કે. પટેલ, ૧૯૩૭ની બીજી આવૃત્તિ નામંજુર કરી છે.

(૩) વડનગરા નાગર ગરબાવળી–સુરત કર્તા મિસિઝ પ્રસન્નવિદ્યાગૌરી, ૧૯૩૭ની ત્રીજી આવૃત્તિ એ છોકરીઓની પ્રાથમિક સ્કૂલો અને સ્ત્રીઓની ટ્રેનિંગ સંસ્થાઓ માટે વિદ્યાર્થીઓની લાયબ્રેરી તરીકે મંજુર કરેલાં પુસ્તકોની યાદી સાથે ચાલુ કર્યું છે.

(અંગ્રેજીમાં સહી) એન. એ. કાદરી, ડીર. એજ્યુ. ઇન્સ. ઉ. ભા.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૬–૭–૧૯૩૭ ના પત્ર નં. ૫૨૫૯ મા કરેલી સૂચનાનુસાર.)

---

## જાહેરખબરના નવા ભાવ

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે સને ૧૯૩૬ ના જાન્યુઆરિથી જાહેરખબરના ભાવમાં ઘટાડો કરી તે નીચે મુજબ રાખવામાં આવ્યા છે.

| મુદત | એક પાન | અડધું પાન | પા પાન |
|---|---|---|---|
| આખું વર્ષ | રૂ. ૭૦ | રૂ. ૫૦ | રૂ. ૩૫ |
| છ માસ | રૂ. ૩૫ | રૂ. ૨૫ | રૂ. ૧૮ |
| ત્રણ માસ | રૂ. ૨૨ | રૂ. ૧૫ | રૂ. ૧૧ |
| એક માસ | રૂ. ૧૦ | રૂ. ૭ | રૂ. ૬ |

સરકારી કેળવણીખાતા તરફથી શાળાઓમાં ખરીદવા માટે
મંજુર થએલું




# બાળ પખવાડિક

ગિજુભાઈનો અભિપ્રાય

“ આ તો સૌ કરતાં ચડિયાતું છે. એ જોઈ ને બધાંને સુધરવું પડશે, ”

વા૦ લવા૦ રૂપિયા પાંચ ટ૦ ખ૦ સાથે.

શાળાઓને નમૂનો મફત.

---

**ચાલો ભજવીએ:** ભાગ ૧ થી ૧૦. મેળાવડાઓ માટે તમારે જોઈશે જ જોઈશે. આખા સટના રૂપિયા પાંચ, ટપાલ ખર્ચ જુદું.

---

## ગાંડીવ બાલોદ્યાનમાલા

નાં આડસઠ પુષ્પો બહાર પડયાં છે ને ઇનામ, લાયબ્રેરી માટે મંજુર થએલાં છે. સસ્તાં, સુંદર, સચિત્ર, સુબોધક. યાદી માટે આગલાં શાળાપત્ર જુઓ અથવા નીચેને સરનામે લખો :—

---

**ગાંડીવ સાહિત્ય મંદિર : : સુરત.**

## અનુક્રમણિકા




કેળવણીખાતાના હુકમથી

**તંત્રી અને પ્રકાશક (ફેબ્રુઆરિ ૧૯૩૫ થી)**

**હીરાલાલ ત્રિકમલાલ ધોળકિયા, બી. એ., એસ. ટી. સી. ડી.**

**હેડમાસ્તર પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ**




ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટિંગ પ્રેસમાં-પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સલાપોસ રોડ—અમદાવાદ.



પુસ્તક ૭૬ ] ડિસેમ્બર ૧૯૩૭ [ અંક ૧૨

પ્રજાની ઉન્નતિનો આધાર તેની કેળવણી પર છે; અને કેળવણીનો આધાર તેના શિક્ષકો ઉપર છે. આ સૂત્ર જેટલું વહેલું અમલમાં આવે તેટલી વહેલી ઉન્નતિ.

## બુદ્ધિમાપન

(ગતાંક પૃષ્ઠ ૪૦૯ થી ચાલુ)

### વર્ષ ૧૦

૧. સ્મૃતિ પરથી આકૃતિઓ કાઢવી.

મેજપર નીચે જણાવ્યા પ્રમાણેની બે આકૃતિઓ દોરેલી હોય એવું કાર્ડબોર્ડ ઉંધું મૂકો.





બાળકને કાગળ ને પેન્સિલ આપો અને પછી સૂચના આપો. આ પત્તા પર બે આકૃતિઓ છે. દસ સેકન્ડ સુધીજ તે જોવા દેવામાં આવશે અને પછી તમારે તે દોરવી પડશે.

એમાંથી એક તદ્દન ખરી ને બીજી અર્ધી ખરી હોય તો ચાલે.

ચિત્રકામ શીખેલું બાળક નહિ શીખેલા કરતાં વધારે સારૂં કામ કરશે. ચોકખાઈ પર બહુ ભાર મૂકવાની જરૂર નથી. જુદી જુદી ઉંમરનાં બાળકોના જવાબોના નમુના રાખી મૂકવા.

૨. અશક્યતા શોધી કાઢવી.—

પ્રથમ બાળકને વાક્ય ધ્યાન દઈને સાંભળવા કહેવું અને તેમાં જે મુર્ખાઈ હોય તે શોધી કાઢવા જણાવવું.—

(ક) એક સૈનિકે તેની માતાને લખ્યું–હું આ કાગળ એક હાથમાં તરવાર ને બીજા હાથમાં બંદૂક સાથે લખું છું.

(ખ) એક ગાડાવાળાએ કહ્યું કે ગાડામાં જેમ વધારે ભાર ભરેલો હોય તેમ તે વધુ જલદીથી જઈ શકે.

(ગ) એક માણસને એના મિત્ર તરફથી કાગળ મળ્યો. એમાં લખ્યું હતું કે જો આ કાગળ તમને ન મળે તો મને તરત ખબર આપજો અને તમને બીજો કાગળ લખીશ.

(ઘ) એક દિવસ એક પોલિસને એક માણસનું શબ મળ્યું, જેના આઠ કકડા કરવામાં આવેલા હતા. તેણે ધાર્યું કે તેણે પોતેજ પોતાને મારી નાખ્યો હતો.

(ચ) એક સવાર ઘોડા પરથી એકાએક પડી ગયો. પત્થર સાથે તેનું માથું અફળાયું અને તે તરત મરી ગયો. તેને ઉપાડીને દવાખાને લઈ ગયા અને હવે ફરીથી સાજો નહિ થાય એમ તેમને લાગ્યું.

પાંચમાંથી ત્રણ જવાબ ખરા હોય તો ચાલે.

૩. બે મિનિટમા ૪૫ શબ્દો કહી જવા.—

બાળક ન સમજે તો આકાશ, ગાય, સુખી, જાહો એવા શબ્દો કહીને બોલવા જણાવવું. વાક્યો ચાલે નહિ. એના એ શબ્દો બાદ કરતાં બે મિનિટમાં ૪૫ શબ્દો બોલી જાય તો બસ છે. ફક્ત ખરા-જ શબ્દો ધ્યાનમાં લેવા.

જુદી જુદી ઉંમરનાં બાળકોની સંખ્યા ને શબ્દોની નોંધ રાખવી. પુરૂં થયા પછી શબ્દ કે વિષય કેવી રીતે યાદ કર્યો તે સંબંધી બાળકને પૂછવું. સાહચર્યો કેવી રીતે બાંધવામાં આવેલ તે પણ જાણવાનું ઠીક થઈ પડશે. અર્ધી અર્ધી મિનિટે શબ્દોની સંખ્યામાં કેવો ફેર પડે છે તેની નોંધ નીચે આપી છે.—

ફતેહમંદ બાળકો માટેની નોંધ છે.—

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| ૧૯·૩ | ૧૩·૪ | ૧૦·૩ | ૮·૫ |

૪. વાંચીને આઠ બાબતો યાદ રાખવી.—

પ્રથમ બાળકને જણાવવું કે આ પેરા બને તેટલી સારી રીતે તારે વાંચવાનો છે. બાળક ન જાણે તેનો ઉચ્ચાર જણાવવો. પાંચ સેકન્ડથી વધુવાર એકીવખતે થોભવું નહિ. વાંચતાં પહેલાં બાળકે તેમાંથી યાદ રાખવાનું છે એમ સૂચના આપવી નહિ.

અમદાવાદમાં ગઈ રાત્રે ભયંકર આગ લાગી હતી અને આસ્તોડિઆ દરવાજા બહાર પાંચ લાતીઓ બળી ગઈ. તેને હોલવતાં ઘણો વખત ગયો. ૧૫ કુટુંબ ઘરબાર વગરનાં થયાં અને ચાળીસેક હજાર રૂ. નું નુકસાન થયું. પથારીમાં એક નાનું બાળક ઊંઘતું હતું તેને બચાવતાં એક યુવાન વિદ્યાર્થીના હાથ લગભગ બળી ગયા.

૧ ભયંકર આગ. ૨ અમદાવાદમાં. ૩ ગઈ રાત્રે. ૪ પાંચ લાતીઓ બળી. ૫ આસ્તોડિઆ દરવાજા બહાર. ૬ હોલવવાને બહુ વખત ગયો. ૭ ૧૫ કુટુંબ ઘરબાર વગરનાં થયાં. ૮ ચાળીસહજાર રૂ. નું નુકસાન. ૯ એક બાળકને બચાવતા. ૧૦ જે પથારીમાં ઊંઘતું હતું. ૧૧ એક યુવાન વિદ્યાર્થી. ૧૨ હાથ લગભગ બળી ગયા. (ખાસ જરૂરી પ્રસંગે શિક્ષક પણ વાંચી બતાવે તો ચાલે.) આવાં બીજાં વાક્યો પણ યોજી શકાય.

૫. સમજણપૂર્વકના જવાબ (સમજ).—

પ્રથમ કહો કે હું પ્રશ્ન પૂછું તેના જવાબ તમારે આપવાના છે.

૧. એક મનુષ્ય કે જેને તમે ઓળખતા નથી તેના વિષે અભિપ્રાય આપવા તમને જણાવવામાં આવે તો તમે શું કહેશો ?

૨. શા માટે મનુષ્યની પરીક્ષા તેના શબ્દો કરતાં કાર્યોથી કરવી જોઈએ ?

૩. એક માણસને કોઈ દુકાનમાંથી ચોરી કરતાં જુઓ તો શું કરશો ?

ત્રણમાંથી બે જવાબ ખરા હોય તો બસ છે.

ખરા જવાબ. ૧. બીજા કોઈને પૂછવા કહો. તમે તેને ઓળખતા નથી એમ કહો.

૨. કેટલીક વખત લોકો બોલે છે પણ કરતા નથી. તમે શું બોલો

પર પ્રેમ, શિક્ષક પ્રત્યે માન, કુળાભિમાન, જુના ઘર વિષેની મમતા, શાળા પ્રત્યે વફાદારી, એ બધાં લાગણીના રૂપમાંજ છે. એનાં બીજ જન્મ પછી ૭ કે સાત વરસ સુધીના સમય દરમિઆન ક્રમિકતાથી વાવી શકાય છે. કેટલીક લાગણીઓ પ્રેમના રૂપમાં ન હોતાં તિરસ્કારના રૂપમાં પણ હોય છે. સૌથી પહેલી લાગણીઓનું સ્વરૂપ મિશ્ર પ્રકારનું રહે છે, પણ સામાન્ય રીતે આવી લાગણીઓને માટે કોઈ ચોક્કસ પારિભાષિક શબ્દ મળી આવતો નથી, એટલે તેવી લાગણીઓને ધ્યાન અથવા રસના અર્થમાં સમજવી પડશે. એ વખતેજ જે લાગણીઓ વેગવાન અને કાયમ સ્વરૂપની હોય તેનોજ વિકાસ કરવો ઉચિત ગણાશે, કારણ કે એજ એ એક એવું સાધન છે કે જેના વડે બાળકની વિકારવૃત્તિઓને નિયમિત કરી શકાય અને તેનું વર્તન એકધારૂં બનાવી શકાય.

બાળકના તેના માતપિતા તરફના રોજના વર્તનની અસર શિશુશિક્ષણ-શાળામા તેના સહવાસમાં આવતાં મોટેરાં તરફના વર્તનથી ઉપર જેવામાં આવશે, અને પરિણામે બાળકના પ્રત્યે તેઓના પ્રતિવર્તનની છાપ પણ તેના ઉપર પડશે જે ભવિષ્યમાં અસરકારક નીપજશે. પોતાનાં ભાઈબેન પ્રત્યેની તેની જે લાગણી હશે તેની અસર શાળાની બહાર તેને મળતાં તેનાં સોબતીઓ પ્રત્યેની લાગણી ઉપર થશે, અને ફરીથી તેને શાળામાં જે નવો અનુભવ મળ્યો હશે તેને લઈને જે ટેવો તેને પડી ગઈ હશે તેમાં સુધારો થશે અથવા તો તેવી ટેવો જે સ્વરૂપમાં પડી હશે તેજ સ્વરૂપમા મજબુત થશે.

આવી જાતની વૃત્તિઓ કે લાગણીઓમાં સૌથી અગત્યની લાગણી જે "આત્મત્વ" ની છે તે પોતા તરફના પ્રેમ કે લાગણીના રૂપમાં છે. બીજાં માણસો જેવા પ્રકારનું તેના તરફ વર્તન રાખે અથવા તેના વિષે તેઓ જે કાંઈ બોલે તેથી, તથા તેઓ તેના રોજના વર્તન પ્રત્યે કેવું વલણ દાખવે તેથી તે ક્રમેક્રમે પોતાને વિષે એક જાતનો અભિપ્રાય બાંધતું થાય છે, અને પરિણામે તે પોતાની જાતને વિશિષ્ટ પ્રકારની ધ્યાન ખેંચનારી વ્યક્તિ તરીકે માને છે. આવી જાતની માન્યતાથી તેનામાં એક જાતનો આદર્શ ખડો થાય છે અને તે આદર્શ પ્રમાણે તે વર્તવા તૈયાર થાય છે અથવા તો તેનાથી ઉતરતા પ્રકારનું જીવન ગુજારે છે. આદર્શના સંબંધમાં તેની જે લાગણીઓ બંધાતી હોય તે કાં તો સ્વાર્થ પરત્વેની હોય અથવા તો વધારે શુદ્ધ અને ઉમદા હોય, આથી જે રીતે બાળકની પ્રશંસા થતી હોય, તેને શિક્ષા

થતી હોય, અથવા જે રીતે તેનામાં વિશ્વાસ અને સ્વાશ્રય ઉપર રચાએલી સ્વતંત્રતા ઉત્પન્ન કરવામાં આવતાં હોય, અથવા તેને દાબી દઇ બીકણ અને અશ્રદ્ધાળુ બનાવવામાં આવતું હોય, અથવા તો એમ પણ બને કે તેને વધારે પડતી અગત્ય આપી એક જોહુકમીવાળું બાળક બનાવી દેવામાં આવતું હોય કે જેના કહેવા પ્રમાણે ઘરનાં બધાં માણસોને કરવું પડતું હોય, એ બધી રીતો પ્રમાણેના વર્તનથી તેનામાં નીતિ સંબંધી એવું ચારિત્ર બંધાય છે કે જે પછીથી ભુસાડી શકાતુંજ નથી. આથી જ્યાં માતપિતાનું બાળક પ્રત્યેનું વર્તન ડહાપણભરેલું ન હોય અથવા તો જ્યાં માતા અને પિતા વચ્ચે કજીઆકંકાસ ચાલતા હોય, તેમનો સંબંધ દુઃખકારક કે અતિશય લાગણીઓથી ભરપુર હોય, તેવા સ્થળે શિશુશિક્ષણ શાળાનું સુવ્યવસ્થિત વાતાવરણ શાંત અને નિઃસ્વાર્થી રીતથી બાળકને ઘરની અયોગ્ય પરિસ્થિતિની કાયમની માઠી અસરમાંથી બચાવી લે છે.

નાનાં બાળકોનું બીજાં બાળકો પ્રત્યેનું લાગણીયુક્ત વર્તન અમુક રીતે બદલાતું જાય છે અને તેના ઉપર વિકાસ અને પરિસ્થિતિના બદલાતાં સ્વરૂપ અસર કરે છે. ત્રણ વરસની કે તે પહેલાંની ઉંમરે બાળકનું બીજાં બાળકો પ્રત્યેનું વર્તન–પ્રત્યાઘાતરૂપે–સામાન્ય રીતે અવિશ્વાસ અને અણગમાના સ્વરૂપમાં રહે છે. પછીથી તેની જગાએ શત્રુવટ–પ્રયોગરૂપે દેખા દે છે, અને એવે વખતે બાળક પોતે ઓછોવત્તો આગળ પડતો ભાગ લઈ તેમાં પોતાનો રસ પ્રદર્શિત કરે છે. જ્યાં જ્યાં સાથમાં રમતો રમવાના પ્રસંગો આવે છે ત્યાં ત્યાં આવી જોહુકમીને બદલે બીજા સાથીઓની જોડે કામ કરીને આનંદની લાગણી અનુભવવામાં આવે છે. પહેલાં તો આવા પ્રસંગોનો પુરેપુરો લાભ લેવામાં આવશે નહિ તેમજ રમતનું સ્વરૂપ પણ સહકારનું રૂપ લેશે નહિ. બીજાં બાળકો પાસે રમતાં હોય તો તેમાં દરેકને રમવાનું ગમે છે. પણ સાડા ચાર વરસની ઉમર પહેલાં બાળક ઘણે ભાગે બીજાં બાળકો પાસે રમતાં હોય તોપણ એકલુંજ રમ્યા કરે છે. દરેક બાળક પોતાનીજ રમત રમ્યા કરે છે, અને તે જો પોતાની રમતમાં બીજાં બાળકોને ભેળવવા માગતું હોય તો તે વખતે તેનો હેતુ એ હોય છે કે તેઓ તેની અમુક ભાવનાને અનુસરે. આ સમયે બાળકોના આપોઆપ જે સમૂહો પડી જાય છે તે હંમેશાં નાના હોય છે. સામાન્ય રીતે બબ્બે ત્રણ ત્રણના સમૂહો બંધાય છે, અને ભાગ્યેજ તેવા સમૂહોમાં ચાર કરતાં વધારે બાળકો ભેગાં થએલાં જોવામાં આવે છે. જ્યારે જ્યારે સમૂહ ૭, સાત કે તેથી જરા વધારે બાળકોનો બને છે ત્યારે તે તરતજ

વિખાઈ જાય છે અને તેમાંથી નાના સમૂહો બની જાય છે. આવા સમૂહો પ્રસંગોપાત બને છે અને તે મર્યાદિત પણ હોય છે છતાં આવી રીતે બાળકોના ભેગા રમવાથી એક એવું ક્ષેત્ર તૈયાર થાય છે કે જેમાં સામાજિક ભાવનાનાં અંકુરો ફૂટવા માંડે છે. બાળકોને સંગ-સોબતનો વાસ્તવિક અનુભવ મળે છે અને એથીજ ભવિષ્યના સામાજિક સહકારનો પાયો રચાય છે. અપૂર્ણ



# રેડિઓ

## "વાલ્વ"-તેનું કાર્ય

(ગતાંક પૃષ્ઠ ૪૧૫થી ચાલુ)

હવે રેડિઓ યંત્રમાં વપરાતા વાલ્વ વિષે જાણવું જોઈએ. આને અંગ્રેજીમાં Three-electrode Radiovalve અથવા Thermo-ionic Valve કહેવાય છે. એની શોધ ફ્લેમિન્ગ નામના વિજ્ઞાનશાસ્ત્રીએ કરી હતી. ખરેખર આ શોધથી વાયરલેસનું કામ ઘણું સરળ અને ઉપયોગી થઈ પડ્યું તમે તમારા ઘરમાં વીજળીનો દીવો બળતો જોયો હશે. તેના વડે ફ્લેમિન્ગે પ્રયોગ કર્યો.

રેડિઓમાં વપરાતા વાલ્વને બરાબર જુઓ. તેની અંદર શું શું છે? તે એક કાચનો ગોળો છે. તે દુર્વાહક પદાર્થની બનેલી બેઠક પર ગોઠવાએલો છે. અંદર ત્રણ વસ્તુ છેઃ ૧. તારનું ગુંચળું, ૨. જાળી, ૩. એમિટર




એનોડ પર + ચાર્જ હોવાથી–ચાર્જવાળા પરમાણુઓ ફિલામેન્ટમાંથી ઉડે છે અને એનોડ તરફ જાય છે. આથી વાલ્વમાં પ્રવાહ ઉત્પન્ન થાય છે; જ્યારે નીચેની આકૃતિમાં એનોડ પર – ચાર્જ હોવાથી ફિલામેન્ટમાંના – ચાર્જવાળા પરમાણુઓ ઉડી શકતા નથી તેથી વાલ્વમાં પ્રવાહ બંધ થાય છે.

પતરાનો કકડો. વારૂ, આ ત્રણે કેવી રીતે ગોઠવાએલા છે? જાળી વડે તારનું ગુંચળું ઢંકાય છે અને જાળી આસપાસ પતરાનો કકડો છે.

આ ગોળો જ્યારે અફળાય છે ત્યારે મોટો અવાજ થાય છે, અને શું ભાંગી જાય છે? મોટો અવાજ થવાનું કારણ શું? અંદરથી હવા લઈ લીધેલી હોય છે. અંદર આ હવાશૂન્ય ગોળામાં ત્રણ ચીજો મૂકેલી છે. તારના ગુંચળાને Filament ફિલામેન્ટ, જાળીને Grid ગ્રીડ, અને પતરાના કકડાને એનોડ Anode કહેવાય છે.

એવો એક ગોળો લો. ૩૦ વોલ્ટની બેટરીનો છેડો પ્રવાહમાપક યંત્રને જોડો અને પ્રવાહમાપક યંત્રને એનોડ સાથે જોડો. ૬ વોલ્ટની બીજી બેટરી લો અને તેના બે છેડાને ફિલામેન્ટના બે છેડા સાથે જોડી દો અને તેના છેડા જોડે ૩૦ વોલ્ટની બેટરીનો છેડો જોડો. પ્રવાહમાપક યંત્રમાં નજર કરો.

શરૂઆતમાં પ્રવાહ માલમ પડતો નથી. થોડીવાર પછી પ્રવાહ શરૂ થાય છે.

મોટી બેટરીનો + છેડો નાની બેટરી જોડે અને – છેડો એનોડ સાથે જોડો અને પ્રવાહ માપો. પ્રવાહ વહેતોજ નથી.

વારૂ, હવે આનાં કારણો જોઈએ. નાની બેટરીના પાવર વડે ફિલામેન્ટ તપે છે ત્યારે તેમાંથી electrons ઋણ વિદ્યુતપરમાણુ બહાર ઉડે છે. એનોડ પર + વિદ્યુત્ હોવાથી ઇલેકટ્રોન તેના તરફ આકર્ષાય છે અને તેથી વિદ્યુત્ પ્રવાહ શરૂ થાયછે. બીજી વખત જ્યારે એનોડ–છેડા સાથે જોડીએ તો એનોડ પર–વિદ્યુતવાળા પરમાણુઓ ભેગાં થાય છે અને તેથી બે–વિદ્યુત્ પરમાણુવચ્ચે આકર્ષણ થતું નથી. આથી પ્રવાહ પણ વહેતો નથી.

જો કે ઓલ્ટર્નેટિન્ગ પ્રવાહ વાપર્યો તોપણ જ્યારે એનોડ + છેડા સાથે જોડાએલો હતો ત્યારે વાલ્વમાં પ્રવાહ રહેતો હતો. ઇલેકટ્રોન એકજ દિશા તરફ વહેતા હતા. આ સમજવા માટે બાઇસિકલનો પંપ સરખાવો. પંપમાં ઉપરનીચે દાંડો હલાવીએ તોપણ હવા તો એકજ દિશામાં એટલે ટ્યુબમાં અંદરજ દાખલ થાય છે. તેની રીતે પ્રવાહ બહાર ગમે તે દિશામાં વહે પણ વાલ્વમાં તો ઈલેક્ટ્રોન એકજ દિશામાં ઉડે છે. તે દિશા તે ફિલામેન્ટથી એનોડ તરફની.

એરિઅલમાંથી આવતો પ્રવાહ એક માર્ગી હોતો નથી, અને તેને એકમાર્ગી બનાવવામાં આ ઉપર દર્શાવેલી બાબતોનો ઉપયોગ કરાય છે.

હવે જાળી–ગ્રીડનો ઉપયોગ અને કાર્ય જોઇએ.

ત્રણ બેટરી લો. એક આસરે ૩૦ વોલ્ટની, બીજી આસરે ૬ વોલ્ટની, અને ત્રીજી ૨થી ૬ વોલ્ટની.

૩૦ વોલ્ટની બેટરીનો + છેડો એનોડ જોડે જોડો. ૨થી ૬ વોલ્ટની



(૧ ૩૦ વોલ્ટની બેટરી ૨ ૨ થી ૬ વોલ્ટની બેટરી ૩ ૬ વોલ્ટની બેટરી 'ખ' પર – પરમાણુ હોવાથી 'ગ' પરના પરમાણુઓ વચ્ચે આકર્ષણ થતું નથી; ઉલટું બંને વચ્ચે વિરોધ બળ થવાથી દૂર રહેવા પ્રયત્ન થાય છે. આથી મૂળ પ્રવાહ મંદ પડે છે.)

બેટરીના બંને છેડા ફિલામેન્ટને જોડો. ૩૦ વોલ્ટની બેટરીનો–છેડો બીજા નંબરની બેટરીના + છેડા સાથે જોડો. ૬ વોલ્ટની ત્રીજી બેટરીનો–છેડો ગ્રીડ સાથે જોડો અને–છેડો ફિલામેન્ટની બેટરીના–છેડા જોડે જોડો, અને એનોડ પ્રવાહ પર અસર જુઓ. આ ગોઠવણથી એનોડ (अ) ઉપર + વિદ્યુત પરમાણુ ભેગા થયા. ફિલામેન્ટ પર તો–વિદ્યુત પરમાણુ છેજ. એટલે + અને–પરમાણુ વચ્ચે આકર્ષણ થવાથી પ્રવાહ શરૂ થઈ જાય છે. પણ ગ્રીડને બેટરી સાથે જોડવાથી ત્રીજો પ્રવાહ શરૂ કર્યો. ગ્રીડપર–પરમાણુ હોવાથી ફિલામેન્ટના



(૧ ૩૦ વોલ્ટની બેટરી ૨ ૨ થી ૬ વોલ્ટની બેટરી ૩ ૬ વોલ્ટની બેટરી. ક એનોડ, ખ ગ્રીડ, ગ ફિલામેન્ટ 'ખ' ઉપર + પરમાણુ હોવાથી 'ગ' ઉપરના – પરમાણુ વચ્ચે આકર્ષણ થાય છે. વળી 'ક' ઉપર પણ + પરમાણુ છે તેથી મૂળ પ્રવાહનું બળ વધે છે.)

પરમાણુ વચ્ચે આકર્ષણ થતું નથી. પણ તેઓ ઉલટી દિશામાં જાય છે. આને લીધે અગાઉ ઉત્પન્ન થએલા પ્રવાહમાં હરકત પડે છે, તેથી તે મંદ થાય છે.

અહીં એક બાબત ધ્યાનમાં રાખવાની છે. ગ્રીડનો પ્રવાહ થોડો હોય, તોપણ તે એનોડના ઘણા મોટા પ્રવાહને મંદ પાડી શકે છે. એનોડ પર ગમે તેટલું મોટું વીજળીનું દબાણ હોય તો તે ગ્રીડના થોડા દબાણવાળા પ્રવાહ વડે મંદ પાડી શકાય છે, અટકાવી પણ શકાય છે. (આસરે સો-ગણું)

૬ વોલ્ટ-બેટરીનો + છેડો ગ્રીડ જોડે જોડો, અને હવે એનોડ પ્રવાહની શી અસર થાય છે તે જુઓ.

માલમ પડશે કે એનોડ પ્રવાહ એકદમ વધી જાય છે. કારણ શું? કારણ કે ફિલામેન્ટના ઇલેક્ટ્રોનને આકર્ષવામાં તે એનોડને મદદરૂપ થઈ પડે છે.

આ પ્રયોગ પરથી સમજાશે કે ગ્રીડ પરના વીજળીના દબાણ વડે એનોડ પ્રવાહ બંધ કરી શકાય અને તે વધતો ઓછો પણ થઈ શકે છે.

ગ્રીડને બેટરીને બદલે એરિઅલ સાથે જોડીએ તો ઉપર પ્રમાણેજ અસર થાય છે. એરિઅલમાંની + વિદ્યુતઅસરથી એનોડ પ્રવાહ ત્વરિત




(૧ ૨૦ વોલ્ટની મોટી બેટરી ૨ ન.ની બેટરી ક એનોડ ખ ગ્રીડ ૩ એરિઅલ. એરિઅલ મારફત વાયરલેસ મોજાં ગ્રીડ પર અસર કરે છે જેથી વાલ્વની અંદરના પ્રવાહમાં ફેરફાર થાય છે.)

થાય છે અને-વિદ્યુત અસરથી એનોડ પ્રવાહ મંદ પડે છે. ગમે તેટલી ઝડપથી એરિઅલમાં ફેરફાર થાય તોપણ એનોડ પ્રવાહ પર અસર થયા વગર રહેતી નથી.

હવે જો એમ ગોઠવણ થાય કે દરેક-વિદ્યુતની અસરથી અનોડ

પ્રવાહમાં બહુ ઓછી અસર થાય અને દરેક + વિદ્યુતની અસરથી એનોડ પ્રવાહમાં બહુ મોટી અસર થાય તો આ વાલ્વ Rectifier રેકિટફાયર તરીકે વપરાય છે. રેકિટફાયરનું કાર્ય વિદ્યુતના મોજા ઉલટસુલટ હોય છે તેમને એકજમાર્ગી બનાવવાનું છે.

જો વાલ્વમાં એવી રીતે ગોઠવણ થાય કે જેથી દરેક–વિદ્યુત અસરથી દા. ત. (એરઅલમાંની) એનોડ પ્રવાહ એકદમ ઓછો થઈ જાય, અને દરેક અસરથી એનોડ પ્રવાહમાં બહુ મોટો વધારો થાય તો વાલ્વ Amplifier નું કામ કરે છે. Amplifier એમ્પ્લીફાયર એટલે




(એરિઅલમાંથી આવતાં મોજાં વાલ્વમાંથી બહાર નીકળતાં મોજાં એરિઅલની + અસર ગ્રીડ પર થાય ત્યારેજ માત્ર એનોડમાં પ્રવાહ વહે છે અને એક માર્ગી મોજાં થાય છે. એરિઅલમાંથી આવતો પ્રવાહ મોજાં ઉત્પન્ન કરે છે અને તે વાલ્વમાંથી નીકળીને એક માર્ગી અને મોટાં થાય છે. એક સેકન્ડમાં અસંખ્ય મોજાં આવવાથી તેની અસર આ મુજબ છે.)

અભિવૃદ્ધિ કરનાર વિદ્યુત મોજાંને મોટાં બનાવનાર સાધન. નાનાં મોજાંની ટેલિફોનમાં અસર થતી નથી તેથી તેમને મોટાં કરવાં પડે છે.

અપૂર્ણ

# ચિત્રકામ

( ગતાંક પૃષ્ઠ-૪૩૬ થી ચાલુ )

બાળકોના વિચારો શુદ્ધ ભાષામાં જાણવા માટે અક્ષરોના આકારો, શબ્દો, વાકયરચના અને વ્યાકરણ શીખવવામાં આપણે દરરોજના કલાકોના કલાક વિતાડીએ છીએ, કેમકે એ ભાષા આપણે સરળતાથી સમજી શકીએ છીએ; પરંતુ પેન્સિલ કે પેસ્ટલની મદદથી થોડા વખતમાં પોતાના ભાવો ચિત્રલિપિદ્વારા દર્શાવવાના બાળકના અતિ ઉત્સાહી કાર્યને આપણે પ્રોત્સાહન આપતા નથી કેમકે કદાચ તેની ચિત્રલિપિની કલ્પનાઓના ભાવો આપણે ઘણીવાર સમજી શકતા નથી. જો સંભાળપૂર્વક આવી ચિત્રલિપિની ભાષાનો અભ્યાસ કરવામાં આવે તો બાળકની એ માત્ર આડીઅવળી લીટી જેવી જણાતી કુદરતી ભાષામાં આપણને જરૂર રસ પડે.

કમનસીબે બાળકની એ માનીતી ચિત્રલિપિની ભાષાના અભ્યાસના અભાવે બાળકની એ વિષયદ્વારા ખીલતી કલ્પના અને સર્જનની શક્તિનો નાશ થાય છે. જો શરૂઆતથીજ આ ચિત્રલિપિની અને લેખનની એમ બંને ભાષાનો સુમેળ સાધવામાં આવે તો બાળકોના જ્ઞાનમાં અજબ ફેરફાર થાય એ નિઃશંક છે. ચિત્રલિપિની ભાષાદ્વારા બાળકો પોતાના ભાવ અસરકારક રીતે દર્શાવી શકે, તે માટે તેમને યોગ્ય પદ્ધતિદ્વારા શિક્ષણ આપવાની અને યોગ્ય સાધનોનો વપરાશ કરતાં શીખવવાની જરૂર પડે એ દેખીતું છે, એટલે તેને માટેનાં સાધનો અને જરૂરી સૂચનાઓ નીચે આપવામાં આવી છે.—

## છુટા આખા હાથે ચિત્ર પડાવવાના અભ્યાસ માટેનાં સાધન અને સૂચના.—

૧. રેતી કે ધૂળમાં આંગળી કે સળી વડે ચીતરવા વિષે.—

નાનાં બાળકોને રમત સાથે જ્ઞાન પ્રાપ્ત થાય, અને ખુશીથી કામ કરી શકે એવી આ રીત છે:–ખુલ્લી હવામાં બહાર જ્યાં રેતી કે ધૂળ હોય ત્યાં બાળકોને લઈ જઈ આંગળી કે સળી વડે આખા છુટા હાથે મોટા પ્રમાણમાં ચિત્રો પડાવવાં. ઉપલી સગવડ ન હોય ત્યાં નાની રકાબીઓમાં રેતી ભરી તેમાં ચિત્રો પડાવવાં.

શરૂઆતમાં બાળકોને તેમના મનના વલણ પ્રમાણે કામ કરવા દેવું. આથી દરેક બાળકની કુદરતી શક્તિનો આપણને ખ્યાલ આવશે.

બાળકો આ વિષયમાં ધીમે ધીમે રસ લેતા થશે. જ્યાં જ્યાં જરૂર લાગે ત્યાં ત્યાં શિક્ષકે જુદું ચિત્ર પાડી સમજાવવું. બાળકો મરજી મુજબ

ઐચ્છિક વિષય લઈ કામ કરે તે વખતે ઉત્તેજન આપી તેમને આગળ વધારવાનું કામ શિક્ષકનું છે. આમાં શિક્ષકની કુનેહની જરૂર છે. થોડો વખત આવી જાતનો અભ્યાસ ચાલુ રાખવાથી બાળકોના ખભાના સ્નાયુઓને કસરત મળે છે, અને બાળકોની છુટા આખા હાથે કામ કરવાની શક્તિમાં પણ વધારો થાય છે. નિરીક્ષણ કરવાનો, મનને એકાગ્ર કરવાનો અને નવીન વિચારો ઉત્પન્ન કરવાનો સારો અભ્યાસ આવાં કામો કરવાથી થાય છે. ધીમે ધીમે પિંડપદ્ધતિથી કે રેખાપદ્ધતિથી સાદા પદાર્થ, કુદરતી પદાર્થ તેમજ ચિત્રકામના બીજા વિષયોનો અભ્યાસ કરાવવો.

૨. પત્થર કે લીંપણવાળી જગા પર ચિત્રકામ કરવા વિષે.—

જે શાળામા પત્થરની ભોંય હોય અને સગવડ હોય, ત્યાં રંગીન કે સફેદ ચાક અને રંગીન રંગના ભૂકાથી કામ કરી શકાય. બાળકો ચાકથી આખા છુટા હાથે પિંડપદ્ધતિથી તેમજ રેખાપદ્ધતિથી ચીતરી શકે છે. રેખાદ્વારા ચીતરેલા કટમા રંગીન રંગનો ભૂકો પુરી પદાર્થ આબેહૂબ બતાવી શકાશે. આથી તેમને રંગનું જ્ઞાન પણ આપી શકાશે. બાળકોને રંગીન વસ્તુ કાઢવાની ઘણી હોંસ હોય છે, એટલે આવી જાતનું ચિત્રકામ તેઓ ઝડપથી લેશે. શિક્ષકે રંગીન સાદા આકારના પદાર્થ, કુદરતી પદાર્થ, પેટર્ન વગેરે રસ ઉત્પન્ન કરે એવા વિષયોનું ચિત્રકામ કરાવવું.

લીંપણ ઉપર રંગીન કે સફેદ ચાક કે ભૂકાથી તેવુંજ કામ થઈ શકે છે. બાળાઓ સાથીઆ પુરે છે તેને મળતું આ કામ છે. તેથી બાળાઓની શાળામા આ બાબત વધુ ઉપયોગી છે. બાળકો આંગળીની ચપટીમાં કરકરો સફેદ ભૂકો લઈ છુટા આખા હાથે લીટીઓથી બનતી આકૃતિઓ બનાવી શકે છે અને તેના યોગ્ય આકારમાં રંગીન ભૂકો એકસરખો હલકે હાથે ભરી દે છે. આજ રીતે ચિત્રકામના બીજા વિષયોનાં ચિત્રો પણ ચીતરી શકાય છે.

૩. કાળા પાટીઆ, રંગીન કે સફેદ કાગળ કે કાળી ભીંત પર ચિત્રકામ કરવા વિષે.—

ઉપર વર્ણવેલી પહેલી અને બીજી રીત બાળવર્ગના અભ્યાસક્રમમાં શરૂઆત કરવા માટે ઘણી ઉપયોગી છે; છતાં ઘણી શાળામાં એની અવગણના કરવામાં આવે છે અને શરૂઆતમાં કાળા પાટીઆ પર કામ લેવામાં આવે છે. આખા છુટા હાથે કામ કરવા માટે બાળકો કાળા પાટીઆની સામે ત્રાંસા ઉભા રહી રંગીન કે સફેદ ચાકથી પિંડચિત્ર કે રેખાચિત્ર ચીતરી શકે છે. હાથ લાંબો કરી ગોળાકાર, લંબગોળાકાર, ચોરસ વગેરે

આકારો પરથી બનતા પદાર્થો અને ડ્રોઇંગના બીજા વિષયો પણ લઈ શકાય છે. જ્યાં સગવડ હોય ત્યાં રંગીન કાગળપર રંગીન ક્રેયોનથી કામ કરાવવામાં આવે છે. તેમજ સફેદ કાગળ પર ચારકોલ કે રંગીન ક્રેયોનથી કામ કરી શકાય છે.

કાળા પાટીઆનું કામ શિક્ષકવર્ગને પણ ઘણું ઉપયોગી છે, કારણ કે ડ્રૉઇંગ સિવાયના બીજા વિષયોમાં પણ તેઓને આનો ઉપયોગ કરવાની જરૂર પડે છે.

અભ્યાસમાં આગળ વધેલાં બાળકોને બે હાથે પણ ચિત્રકામનો મહાવરો કરાવવો. આ કામમાં બંને બાજુના એક સરખા આકાર હોય તેવા પદાર્થ કે સુશોભિત આકૃતિઓ બતાવી શકાય છે.

૪. સ્લેટ અને પેનવડે કામ કરવા વિષેઃ—

સ્લેટ સાધારણ રીતે બાળકો પાસે નાની હોય છે. તેને બાંકડી ઉપર રાખવામાં આવે છે. જ્યાં બાકડીઓ વપરાતી ન હોય, ત્યાં બાળકો ચિત્રકામ કરતી વખતે પગની ઘોડી કરી તે પર સ્લેટ રાખે છે. આવી સ્થિતિમાં છુટા હાથનું ચિત્ર પાડી શકાય. આખા છુટા હાથે કામ કરવું હોય ત્યારે તો આખો હાથ ફરી શકે એટલી જગા કામ કરવાની સપાટી અને બાળક વચ્ચે રહેવી જોઈએ.

બાળકો માટે ચિત્રકામમાં વપરાતાં સખત સાધનો વિષે ઉપર જણાવી ગયા. હવે વળી શકે એવાં નરમ સાધન વિષે વિવેચન કરીએ.

૫. પીંછી અને રંગવડે ચિત્ર કાઢવા વિષેઃ—

પીંછી અને પાણીના રંગ બાળકોને ભાગ્યેજ આપવામાં આવે છે, કારણકે શરૂઆતમાં આ રંગથી તેઓ ચિત્રકામ બગાડી મૂકે છે, કાં તો પોતાનાં કપડાં અને આજુબાજુ બધે રંગ રંગ કરી મૂકે છે, એટલે ઘણું-ખરું આ કામ બાળકોને અપાતું નથી, પરંતુ ધ્યાન આપી સંભાળપૂર્વક કામ લેવામાં આવે, તો આ સાધનોથી પણ કામ કરી શકાય છે.

માત્ર એક રંગથી સાધારણ નં. ૫ની પીંછી વડે સફેદ કાગળ પર પાંદડાં, ગોળાકાર વસ્તુઓ, લીટીઓથી પેટર્ન વગેરે સુશોભિત રીતે ચીતરી શકાય છે. છુટા આખા હાથે તેમજ છુટા હાથે બંને રીતે કામ થઈ શકે છે.

પી. આર. ટ્રેનિંગ કૉલેજ

દમનલાલ મહેતા
ચિત્રકામના શિક્ષક

મ્યુ૦ બાઈ ગુલાબબાઈ

કરે એવી કસરત મૂકેલી છે. ઘણી નિશાળોમાં જે પરિસ્થિતિ પ્રવર્તે છે તેમાં ઉભા રહીને, દોડતાં, કૂદતાં થઈ શકે તેવી પગની કસરતો કીમતી છે તેથી અને બાળકો અને ખાસ કરીને બાળાઓના પેટના ભાગ નબળા છે એમ માલમ પડયું છે, તેથી કોઠાના કાટખુણ કૌંસમાં આપેલી બળપૂર્વકની પેટની કસરતો જ્યારે જ્યારે બની આવે ત્યારે લેવી જોઇએ.

## સમતોલપણા તથા પગની કસરતો

સમતોલપણાની અને પગની કસરતોની બે મુખ્ય જાતો છે. બે પગ ઉપર શરીર આધાર રાખે તેવી કસરતો, દાખલા તરીકે, ઘુંટણ બરાબર વાળવી, અને એક પગ ઉપર શરીર આધાર રાખે તેવી, દાખલા તરીકે, પગ ઉંચો કરવો. આ બે જાતની કસરતોમાં ઘણા છુટવાળા અને ઓછા સખત ફેરફાર છે. તેમાં કેડ, ઘુંટી, અને ઘુંટણમાં વળવાની શક્તિ વધે અને શરીરના બધી જાતના ફેરફાર વ્યવસ્થિત અને નિયમમાં રહે એ મુખ્ય હેતુ છે. કોઠામાં જેમ જેમ આવશે તેમ તેમ આ કસરતોનું વર્ણન આપવામા આવશે. જેમ અવયવનો સહકાર મેળવવાની શક્તિ વધે તેમ વધારે ચોકસાઈની આશા રખાય અને શરીરના બાંધાનો સારો દેખાવ ધીમે ધીમે ખીલે. આ કસરતો બરાબર થઈ છે તે સમજી લેવા ટેકાથી શરૂ કરવામાં આવે છે.

એડી ઉંચી કરવી અને ઘુંટણ પુરેપુરા વાળવા (ઘુંટણ પુરેપુરા વળેલા હોય તેવી સ્થિતિ).

એડી ઉંચી કરવામાં આવે છે અને પછી ઘુંટણ પુરેપુરી વાળવામાં આવે છે. કસરત વખતે શરીર આગળ ધસવું ન જોઈએ. શરૂઆતથી જ વજન બરાબર એડી ઉપર મુકવું જોઈએ. ઘુંટણ પણ બાજુથી અને નીચેથી બરાબર દબાવવા જોઈએ, જેથી બધી કસરત દરમિઆન માથાની સખત નહી તેવી ટટાર સ્થિતિ જારી રહે. (જુઓ આકૃતિ ૨૬)

(ક) (પગ આગળ) **એડી ઉંચી કરવી અને ઘુંટણ પુરેપુરા વાળવા.** એક પગ જરા આગળ લેવામાં આવે છે એટલે એડી બીજા અંગુઠાની સપાટીમાં આવે છે. સ્થિતિના મુદ્દા ઉપરની માફક છે. પણ ઘુંટણો આગળ હોય છે. (જુઓ આકૃતિ ૨૭)

(ખ) જરા ઓછી સખત સ્થિતિમાં આ કસરત કરી શકાય તે માટે ઘુંટણ એકદમ પુરેપુરા વાળી દઇ શરૂ કરવું.

ઘુંટણ પુરેપુરા વાળેલા હોય તે વખતે નીચેની કસરતો કરી શકાયઃ—

**(क) ઘુંટણ ઉછાળવા.** પગ જમીન ઉપર રાખી સતત ધીમે ધીમે ઘુંટણો ઉંચાં નીચાં કરવાની ક્રિયા ચાલુ રાખવી. માથું અને ધડ સીધાં રહેવાં જોઈએ.

આજ્ઞાઃ—

એડી—ઉંચી ! ઘુંટણ પુરા–વાળો !

ઘુંટણ ઉછાળવા—શરૂ ! એક, બે, એક, બે...



આકૃતિ ૨૭
પગ આગળ, એડી ઉંચી અને ઘુંટણ પુરેપુરા વળેલા.



આકૃતિ ૨૮
ઘુંટણ પુરા વળેલા. કૂદકો (કાગકૂદકો)



આકૃતિ ૨૯
ઘુંટણ ઉંચા કરેલા.

**(ख) કૂદકા ભરવા** (કાગડાની માફક). આગળ, બાજુએ પાછળ કે જગાએ ભરી શકાય. ટેકો લેવાય કે ન લેવાય. (જુઓ આકૃતિ ૨૮)

**(ग) આગળ ચાલવું** (બતક ચાલ). શરીર નીચે પગ રાખી ઘુંટણ ધીમે ઉછાળી નાનાં પગલાં ભરવાં. ઘુંટણ બહાર કરતાં આગળ પડતા વધારે હોય.

ઘુંટણ પુરા વાળેલા હોય તે સ્થિતિ કોઠામાં દોરડાં કૂદવા સાથે, આંગળાં ઉપર ચાલવા સાથે, બાજુએ પગલું કૂદવા વગેરે કસરતો સાથે જોડી શકાય. તેમાં ટેકો હોય કે ન હોય. પ્રસંગોપાત હાથની કસરત દાખલ કરવામાં આવે છે. આ કસરતોનું વર્ણન જેમ આવશે તેમ આપવામાં આવશે.

**ઘુંટણ ઉંચા કરવા.** (ઘુંટણ ઉંચા કરવાની સ્થિતિ) જાંગ શરીર-

ને કાટખુણે આવે ત્યાંસુધી ઘુંટણ ઉંચા કરવામાં આવે છે. પગ જાંગને કાટખુણે આવે અને ઘુંટી બરાબર લંબાવવામાં આવે. ઉભો પગ બરાબર સીધો રાખવામાં આવે અને શરીર ટટાર રાખવામાં આવે. અંગુઠો આગળ હોય તે સ્થિતિથી આ કસરત શરૂ કરવામાં આવે છે. (આકૃતિ ૨૯)

આજ્ઞા :

જમણો (ડાબો) ઘુંટણ–ઉંચે!

ઘુંટણ—નીચે!

ફેરફાર.

(क) એક પગ ઉપર ઉભા રહેવું. (આકૃતિ ૩૦, ૩૧)



આકૃતિ ૩૦
એક પગે ઉભા રહેવું, એક પગ આગળ લાવી હાથમાં પકડવો.



આકૃતિ ૩૧
એક પગે ઉભા રહેવું, પગ પકડી પાછળ લઇ જવો.



આકૃતિ ૩૨
એક પગે ઉભા રહેવું, સોયમાં દોરો પરોવવો.

(ख) ઘુંટણ ઉંચા લઈ જગાએ દોડવું.

(ग) ઘુંટણ ઉંચા લઈ કૂદકો ભરવો (કોઠો ૩)

(घ) સોય પરોવવી (પાઠ ૨જો) (આકૃતિ ૩૩)

(च) ઘુંટણ માથા સુધી લાવવા. હાથની મદદથી ઘુંટણ બને તેટલા ઉંચે લાવવા; શરીર ટટાર, ઉભો પગ સીધો. પછી ઘુંટણને માથું અડકાડો (કોઠામાં બીજા જુથમાં આપેલી છે.) (આકૃતિ ૩૩)



આકૃતિ ૩૩
ઘુંટણ ઉંચે લાવવા. ફેરફાર-
કપાળે ઘુંટણ અડાડવા.

(છ) ઘુંટણ અને એક હાથ આગળ ઉંચે લેવો.

(જ) (સાંકળ ઝાલવી, ઘુંટણ ઉંચે લેવા) એડી ઉંચી કરવી.
(આકૃતિ ૩૪)

**પગ ઉંચે લેવા, આમ તેમ હલાવવા અને ગોળ ગોળ ફેરવવા.**



આકૃતિ ૩૪
હાથની સાંકળ પકડ–
ઘુંટણ ઉંચે, એડી ઉંચી



આકૃતિ ૩૫
ખભા પકડ (આધાર), પગ બાજુએ ઉંચા
સીધા રાખવા.

શરૂઆતમાં આ કસરતો સખ્તાઈ વગર કરવામાં આવે છે. કેડમાં ખાસ ગતિ થાય તે માટે મુખ્યત્વે કરીને યત્ન થવો જોઈએ અને એડી ઉંચી કરવાથી ઘણી કસરતોમાં મદદ મળશે. જેમ શક્તિનો વિકાસ થાય તેમ ટટાર રહેવું અને ઉભો પગ સીધો રાખવો એ સ્થિતિને ઉત્તેજન મળવું જોઈએ. પગ બાજુએ કે આગળ ઉંચા કરવા.

જરૂર હોય તે દિશામાં પગ બને તેટલો ઉંચો લેવો. ઘુંટણ સીધા રાખવા અને ઘુંટી લંબાવવી. શરીર ટટાર અને ઘુંટણ સીધો ઉભો. (મોટા બાળકો માટે) (આકૃતિ ૩૫)



આકૃતિ ૩૬
આધાર રાખી ઉભા રહેવું,
વળેલી ઘુંટણે પગનું ચકર.

આજ્ઞા :

ડાબો (જમણો) પગ આગળ (બાજુએ)-ઉંચો !

પગ—નીચો !

ફેરફાર:

(क) હાથને એજ અથવા સામેના પગથી લાત મારો (નોંધ, પાદ ૧૫)

ઉપરની કસરત ચાલતાં કે કૂદતાં લઈ શકાય (કોઠો ૯)

(ख) પગ આગળ (બાજુએ) લેવો, નીચે અને ઉંચે. આ કસરતો બાજુએ આંગળા આગળ હોય તે સ્થિતિથી શરૂ કરવામાં આવે છે.

(ग) પગ આગળ અને પાછળ હલાવવો.

### એક ગણતાં સુધીમાં પગ ગોળ ફેરવવો.

પગ આગળ, બાજુએ લેવામાં આવે છે અને પછી એક ગણતાં સુધીમાં ગોળાકાર ગતિમાં તે નીચો લેવામાં આવે છે. મોટું વર્તુળ લેવાય તે માટે ઉત્તેજન આપવું જોઈએ.

### વાળેલા ઘુંટણ સાથે પગ ગોળ ફેરવવો

ઘુંટણ વાળવા અને બને તેટલી ઉંચે લેવા, પછી પગ ગોળ ફેરવવો. (આકૃતિ ૩૬)

### અંગુઠો પાછળ ધપાવવો

પગ ૨ થી ૩ ફુટ પાછળ અંગુઠા ઉપર મૂકવામાં આવે છે. શરીર આગળ એવી રીતે વાળવામાં આવે છે કે માથું, ધડ અને પગ સીધી લીટીમાં આવે; વજન આગલા પગ ઉપર રહે છે. શરૂઆતમાં અંગુઠો પાછળ ટેકાવવાની સ્થિતિ લેવામાં આવે છે–સ્થિતિ લેવામાં ઉતાવળ કરવી ન જોઈએ.

આજ્ઞા :

ડાબો પગ અંગુઠા ઉપર–મૂકો !
અંગુઠો પાછળ ધપાવી–મૂકો !
પાછા—મૂકો !

### (અંગુઠો પાછળ ધપાવવો) પગ ઉંચો કરવો (જરા) અંગુઠાથી ટપ્ ટપ્ અવાજ કરતાં ઠોકવું. (આકૃતિ ૩૭)

આજ્ઞા :

અંગુઠો ઠોકવો, પગ ઉંચો–શરૂ ! એક, બે, એક, બે–અટકો !



આકૃતિ ૩૭
અંગુઠો પાછળ ખેંચવો. પગ જરા ઉંચો કરી અંગુઠાથી જમીન ઉપર ઠોક કરવી.

પગ વધારે ઉંચો લેવા માટે ગણતરી ધીમી કરવી જોઈએ.

### પેઢાની કસરતો

આ જાતની કસરતો સૂતાં સૂતાં કે બેઠાં બેઠાં કરવાથી પેઢા ઉપર સારામાં સારી અસર ઉપજાવી શકાય છે. તેમાં શરીર કે પગ ઉંચા કે નીચા કરવાના છે. આ બે કસરતના ઘણા ફેરફાર છે અને તે પોતાની મેળે સમજી શકાય છે. (આકૃતિ ૩૮, ૩૯, ૩૯અ)



આ. ૩૮
ચતા સુવું. એક ધુંટણ હાથની પકડથી છાતી તરફ લાવવો.



આકૃતિ ૩૯
ચતા સુવું. બંને ધુંટણ છાતી પર લાવવા.

પેઢાની કસરતોની બીજી જાત સંકોચ સ્થિતિમાંથી લેવાય છે, દાખલા તરીકે જગા ઉપર સંકોચ કૂદકો ભરવો, આગળ કે બાજુએ ખસવું, પગથી પાછળ કૂદવું, કે બાજુએ કૂદવું. જેમાં પગ કે ઘુંટણ ઉંચી કરવાની હોય તે બધી કસરતો પેઢાને માટે સારી છે અને દરેક કોઠામાં એવી ઓછામાં ઓછી એક કસરત આવેલી છે. બીજા જુથની કેટલીક કસરતોમાં ધડ પગ તરફ જોરથી ખેંચવામાં આવે છે. તેની પણ પેઢાના સ્નાયુ ઉપર અસર થાય છે. (આકૃતિ ૪૦)



આકૃતિ ૩૯—અ

ચત્તા સુવું, બાઇસિકલ ચલાવવી

પેઢાની કસરતોનાં ઘણાં મૂળભૂત ઉદાહરણ બાળકો માટેના પાઠોમાં છે અને દરેક પાઠને છેડે નોંધમા તેમનું વર્ણન કરેલું છે. જ્યાં આગળ વપરાએલા ફેરફારનું આગળ વર્ણન આપવાની જરૂર પડી ત્યાં તે કોઠામાં આપવામાં આવેલું છે.

જુથ પમું. ધડ ફેરવવું અને બાજુએ વાળવું.

આ કસરતોથી કરોડની શક્તિ ખીલે છે અને શરીરની દિવાલના સ્નાયુ મજબુત થાય છે. પેઢાની કસરતોની માફક તે કરોડની યોગ્ય સ્થિતિ ચાલુ રાખવાને મદદ કરે છે. તેઓ પાંસળાંમાં છુટથી ગતિ કરે છે, અને એ રીતે છાતીના બાંધાની શક્તિ અને બળ વધારે છે.

# ધોરણ ૪.

વિષય:—મુખવાચન
સા. હેતુ:—ભાવપૂર્વક વાંચતાં શીખવવાનો
વિ. હેતુ:—મીનીની વાર્તાનું વાચન કરાવવાનો.
સાધન—વાર્તાનું પુસ્તક, પાત્રવાર વાર્તાની તારવણી.

મિ. દેરાસરી
સમય: ૪૦ મિનિટ
તા. ૧૪-૮-૩૭

| મુદ્દા | | શૈલી | કા. પા. ની નોંધ |
|---|---|---|---|
| આરંભ | વર્ગ વ્યવસ્થા | વર્ગને વ્યવસ્થિત કરવો. | મીની |
| | આરંભ પ્રશ્નો: | આપણે ગઈ વખતે કઈ વાર્તા વાંચી! તમે એને કયું નામ આપશો. નામની યોગ્યતા કઢાવવા હકીકતના પ્રશ્નો પૂછવા. | કાબુલી. પિતાનું હેત. |
| મુખ્ય વિષય | રજુઆત | ચાલો, ત્યારે આજે આપણે એ વાર્તા ધોરો કાઢીને વાંચતાં શીખીએ. | |
| | શબ્દોચ્ચાર. | કા.પા. ની નોંધમાં જણાવેલા શબ્દોના ઉચ્ચાર કરાવીશ. કેટલાક શબ્દોના સમગ્ર ઉચ્ચાર પણ કરાવીશ. | કહેવાઓ છો. બાદામ. ખડખડાટ આંગણામાં. |
| | બાળકનું વાચન | એક બાળકને વાંચવા કહી, જરૂર જણાતાં નમુનો આપીશ. | હરખાઉં છું. અમળાવે. |
| | નમુનાનું વાચન | ભાવપૂર્વક થોડો ભાગ હું વાંચી બતાવીશ. બાળકોની ઇચ્છા હશે તો, આખી વાત વાંચી સંભળાવીશ. | ખવડાવનાર, આશીર્વાદ. |
| | બાળકોનું વાચન | બાળકોને વારા ફરતી વર્ગ સમક્ષ બોલાવી વંચાવીશ. | |
| | (સૂચના) | સામાન્ય સૂચના આપીશ. | |

| | | | |
|---|---|---|---|
| | દોષ અન્વેષણ | વાંચનાર બાળકની ભૂલો વગેરે તરફ બીજાઓનું લક્ષ ખેંચી તે સુધરાવીશ. સાંભળનારને તેમની સમક્ષ. વંચાએલા ભાગનો સાર પૂછીશ. (કોઈ વખત) | |
| | પાત્રો બનીને વાચન | બાળકોને અમુક અમુક પાત્ર બનવા ઉત્તેજિત કરીશ અને તે તે પાત્રના મુખમાં મૂકેલા સબ્દો તેમની પાસે ભાવપૂર્વક વંચાવીશ. | (૧) મીની, બા, બાપા.<br>(૨) મીની, કાબુલી.<br>(૩) કાબુલી, બાપા. |
| પુનરાવર્તન | અ. નાટ્યપ્રયોગ | વાર્તાનાં ત્રણ દશ્ય છે, તેમનો એક પછી એક નાટ્યપ્રયોગ કરાવીશ. | |
| | બ. પ્રશ્નો | આ વાર્તામાં પંડિતોના ઉપર શી ટીકા છે?<br>બાળકોની જરૂરિઆતો મા વધારે સમજે કે બાપ?<br>બાપ તરીકે કોણ સારી રીતે વર્તે છે–મીનીના બાપ કે કાબુલી.<br>જેલજીવન ઉપર શી ટીકા છે?<br>સાસરાને શેની સાથે સરખાવ્યું છે? | |
| | | કાબુલીઓનો દેશ કેવો છે? | કાબુલી..........હતો. |
| | | નીચેનાં શબ્દોમાંના જે કાબુલીના સ્વભાવ તથા શરીર જોડે બંધબેસતા આવે તે લખો.<br>ગાંડો, હેતાળ, મૂર્ખ, ઝનુની, નાજુક, સ્વદેશાભિમાની, કદાવર. | |

## સંગીતનું નોટેશન

**રાગ પીલુ, તાલ ચતુશ્ર જાતિ, એકતાલ, માત્રા ૪, મધ્યકાલ**

સ ની | સ – રી રી | ગॅ – સ ની | સ – રી રી | ગॅ – – – |
સુ ખ | દા – ય ક | રે – સુ ખ | દા – ય ક | રે – – – |

સ રીॅ ની – | સ – રી ગॅ | સ રીॅ ની – |
સા – ચા – | સં – ત નો | સં – ગ – |

પ – ની ની | સ – રી પ | ગॅ રી ગॅ રી | સ –
સં – ત સ | મા – ગ મ | ફી – – ટી | એ –

પ પ | ગॅ રી સ ની | સ – રી પ | ગॅ રી ગॅ રી | સ –
ટી રે | સં – ત સ | મા – ગ મ | થી – – ટ | જે –

**નોંધ—પછીની બધી લીટીઓ ઉપર પ્રમાણે લેવી.**

**બી. એ. દવે**

---

## ચર્ચાપત્ર–ગણિત–એક દાખલો.

ધારો કે મુંબઈ અને મદ્રાસ વચ્ચે–૭૯૨–માઈલનું અંતર છે. હવે તે બંને સ્થળેથી એકજ ટાઇમે સામાસામી ટ્રેનો ઉપડે છે. જે સ્થળે બંને ટ્રેનો એક બીજીને પસાર કરે છે તે સ્થળેથી મુંબઈ પહોંચનારી ટ્રેન ૬ કલાક, ૨૪ મિનિટે મુંબઈ પહોંચે છે ને મદ્રાસ પહોંચનારી ટ્રેન ૧૦ કલાકે મદ્રાસ પહોંચે છે, તો બંને ટ્રેનોનો વેગ કેટકેટલા માઇલનો હશે?

**રતીલાલ કેશવલાલ ભટ્ટ**

હેડમાસ્તર લો. બો. સ્કૂલ,
મોટી વાવડી, તા. ધંધુકા, અમદાવાદ.

---

## જવાબ.

क

મુંબઈ ———————————— મદ્રાસ

ગાડીઓ મુંબઈ અને મદ્રાસથી એક સાથે ઉપડે છે, क બિંદુ આગળ ભેળી પસાર થાય છે. મુંબઈથી ઉપડતી ગાડીની ઝડપને 'ज' સંજ્ઞા આપીએ અને મદ્રાસથી ઉપડતી ગાડીની ઝડપને, 'झ' સંજ્ઞા આપીએ. વખતને व (क બિંદુએ પહોંચતાં બંને ગાડીને લાગેલો વખત—કલાકમાં) કહીએ.

$\frac{\text{મુંબઈથી क સુધીનું અંતર}}{\text{મદ્રાસથી क સુધીનું અંતર}} = \frac{\text{ज व}}{\text{झ व}} = \frac{\text{ज}}{\text{झ}}$, એટલે મુંબઈથી क સુધીનું અંતર અને क થી મદ્રાસ સુધીનું અંતર એ બેનું—

$\text{ગુણોત્તર} = \frac{\text{ज}}{\text{झ}}$

મદ્રાસ વાળી ગાડી क થી મુંબઈ ૬ ક. ૨૪ મી. માં પહોંચે છે, એટલે क થી મુંબઈનું અંતર = $\frac{૩૨}{૫}$ झ થયું. મુંબઈવાળી ગાડી क થી મદ્રાસ ૧૦ કલાકમાં પહોંચે છે, એટલે क થી મદ્રાસ સુધીનું અંતર = ૧૦ ज થયું. એ પ્રમાણે.—

$\frac{\text{મુંબઈથી क સુધીનું અંતર}}{\text{મદ્રાસથી क સુધીનું અંતર}} = \frac{\frac{૩૨}{૫}\text{ झ}}{૧૦\text{ ज}}$ એટલે મુંબઈથી क સુધીનું અંતર અને क થી મદ્રાસ સુધીનું અંતર એ બેનું—

$\text{ગુણોત્તર} = \frac{\frac{૩૨}{૫}\text{ झ}}{૧૦\text{ ज}}$

$\therefore \text{ગુણોત્તર} \times \text{ગુણોત્તર} = \frac{\text{ज}}{\text{झ}} \times \frac{\frac{૩૨}{૫}\text{ झ}}{૧૦\text{ ज}} = \frac{૩૨}{૫} \div ૧૦ = \frac{૧૬}{૨૫} = \frac{૪}{૫} \times \frac{૪}{૫}$

$\therefore \text{ગુણોત્તર} = \frac{૪}{૫} = ૪ : ૫$

કુલ અંતર ૭૯૨ માઈલના ૪ : ૫ ના પ્રમાણમાં ભાગ પાડતાં ૯ ભાગ = ૭૯૨ માઇલ.

$\therefore$ ૧ ભાગ = ૮૮ માઇલ. $\therefore$ ૪ ભાગ = ૩૫૨ માઈલ અને ૫ ભાગ = ૪૪૦ માઇલ.

એટલે $\frac{३२}{५}$ ક્ષ = ૩૫૨ અને ૧૦ ઝ = ૪૪૦

∴ $\frac{ક્ષ}{૫} = \frac{૩૫૨}{૩૨}$ = ૧૧ ∴ ઝ = ૪૪

∴ ક્ષ = ૫૫

જવાબ ૪૪ માઇલ મુંબઈથી ઉપડતી ટ્રેનની ઝડપ.
૫૫ માઇલ મદ્રાસથી ઉપડતી ટ્રેનની ઝડપ.*

ચં. કે. અમીન
પ્રે. રા. ટ્રે. કૉલેજ, અમદાવાદ.

## આવકાર ગીત

ગોંધાં મ્હેમાનો સોહાય, અમોલાં શા કરીએ સન્માન;
અમને ભારે આનંદ થાય, શિશુ સ્નેહભીનાં સન્માન,
વસંત મ્હોરે ટહુકી કોયલ, દેતી આદરમાન; (૨)
(સાચા) દીલથી દેતાં આજ, શિશુ સ્નેહભીનાં સન્માન.
હીરા માણેક હાથ નહિ, પણ હૈયે હરખ અપાર; (૨)
(પ્રેમી) ઉરના દઈ ઉલ્લાસ, શિશુ સ્નેહભીનાં સન્માન.
તિમિર હણાયે હોય સુધાકર, કૌમુદી મન હરખાય; (૨)
(ઉત્તમ) પગલે પાવન થાય, શિશુ સ્નેહભીનાં સન્માન.
આરત અંતર અતિ મનોહર, 'રસમાલી' રસપાન; (૨)
(જીવન) ઝીલતાં સુખીઆં થાઓ, શિશુ સ્નેહભીનાં સન્માન.

'રસમાલી' એલ. એમ. પટેલ
હેડ માસ્તર, કારંજ સ્કૂલ, તા. ઓલપાડ.

* નોંધ—બીજી રીતે આ દાખલો થઈ શકે છે, પણ આ ઠીક લાગી છે, તે આપી છે.

## મુંબઈ ઇલાકાની ઉર્દુ શાળાઓ માટે મંજુર થએલાં પુસ્તકોની યાદી

| નંબર | પુસ્તકનું નામ | ગ્રંથકર્તા | પ્રગટકર્તા કે બુકસેલરનું નામ | કિંમત રૂ. આ. પા. | શા માટે મંજુરી આપવામાં આવી છે. |
|---|---|---|---|---|---|
| ૧ | ઉર્દુકી પહલીં કિતાબ (સને ૧૯૩૫ની બીજી આવૃત્તિ) | શમસુલ ઉલેમા સૈયદ મુમ્તાઝઅલી એન્ડ સન્સ, લાહોર. | દારૂલ-ઇશાઅત, પંજાબ, લાહોર | ૦—૭—૦ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠયપુસ્તક તરીકે. |
| ૨ | „ દુસરી કિતાબ ( „ ) | „ | „ | ૦—૮—૦ | „ |
| ૩ | „ તીસરી કિતાબ ( „ ) | „ | „ | ૦—૯—૦ | „ |
| ૪ | ખાયબાન-એ-ઉર્દુ ભાગ (સને ૧૯૩૫ની પહેલી આવૃત્તિ) | „ | „ | ૦—૯—૧૦ | „ |
| ૫ | „ ભાગ ૨ ( „ ) | „ | „ | ૦—૧૦—૩ | „ |
| ૬ | „ ભાગ ૩ ( „ ) | „ | „ | ૦—૧૦—૯ | „ |
| ૭ | „ ભાગ ૪ ( „ ) | „ | „ | ૦—૧૧—૩ | „ |
| ૮ | ઉર્દુ વર્નાક્યુલર જ્યોમેટ્રી ભાગ ૧ (પહેલી આવૃત્તિ) | મીર સજ્જાદઅલી "શાકીર" એન્ડ મહમ્મદ હુસેઇન તરીકે | ધી બ્રિટન પ્રેસ, ડંકનરોડ, મુંબઇ | ૦—૮—૦ | „ |
| ૯ | અનીસ-ઉલ-કવાઇદ ભાગ ૨ (ધોરણ ૪થા માટે) સને ૧૯૩૬ની પહેલી આવૃત્તિ) | અસાંદ અનસારી નસીરાબદી | આલમગીર પ્રેસ, લાહોર | ૦—૩—૦ | „ |
| ૧૦ | દીનયાત-કી કિતાબ ભાગ ૧ (સને ૧૯૩૭ની આવૃત્તિ) | મૌલાના ફઝલુલ્લાખાન શાહ જહાનપુરી | ઇસ્લામીઆ બુક ડેપો, મહમ્મદઅલી રોડ, મુંબઇ ૩ | ૦—૧—૬ | ઇસ્લામી સ્કૂલો માટે પાઠયપુસ્તક તરીકે. |
| ૧૧ | „ દુસરી કિતાબ ( „ ) | „ | „ | ૦—૩—૦ | „ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૨ જદીદ ઉર્દૂ ખતવા કિતાબ ( „ ) | „ | „ | ૦—૩—૬ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૧૩ રફીક-એ-નેપાદ (પહેલી આવૃત્તિ) | મહમદખાન, ચાંદખાન | અન્જમન પ્રેસ, મુંબઈ | ૦—૪—૬ | પ્રાથમિક સ્કૂલોમા વિદ્યાર્થીઓની લાયબ્રેરી માટે. |
| ૧૪ હાઇજીન ન્યોઅદિ (ઉર્દૂ) (સને ૧૯૩૭ની આવૃત્તિ) | એચ. કુદરો સ્ટેમ્પ | લોંગમેન્સ ગ્રીન એન્ડ કું. લિ. મુંબઈ | ૧-૧૨—૦ | પ્રાથમિક સ્કૂલોમાં શિક્ષકોની લાયબ્રેરી માટે. |
| ૧૫ હીસ્ટરી ઓફ મહારાષ્ટ્ર (સને ૧૯૩૪ની આવૃત્તિ) | મુન્શી મહમદ અબ્દુર-રહેમાન અહમદ સાહેબ, હેડમાસ્તર, મ્યુનિ. ઉર્દૂ સ્કૂલ નં. ૧૦, પુના. | મુફીદ-એ-આમામ પ્રેસ, લાહોર | ૦—૪—૦ | પ્રાથમિક સ્કૂલોમાં પાઠયપુસ્તક તરીકે. |

મુંબઈ. તા. ૨૧-૮-૧૯૩૭.

(અંગ્રેજીમા સહી) એન. જી. ઘાડગીલ
પર્સનલ આસિ. ટુ ધી એજ્યુ. ઇન્સ મુંબઈ અને
સેક્રેટરી ઉર્દૂ સ્કૂલ બુક કમિટી, મુંબઈ.

( ગે. પર્સનલ આસિ ટુ ધી એજ્યુ. ઇન્સ. બી. ડી, અને સેક્રેટરી ઉર્દૂ સ્કૂલ બુક કમિટી મુંબઈના તા.૨૫-૮-૧૯૩૭ ના પત્ર નં. આર-૩૮-૮૫ માં કરેલી સૂચનાનુસાર. )

૨. દરેક મધ્યસ્થળે કમિટી આ પરીક્ષા લેશે. અને તે દરેક મધ્યસ્થળના સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર તે કમિટીના પ્રેસિડેન્ટ તરીકે રહેશે.

૩. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફોર્મમાં મોકલવી. આ અરજી ઉમેદવારોએ પોતપોતાના જિલ્લાના પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલવી. પરીક્ષાની અરજીનું ફોર્મ પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ પાસેથી મળી શકશે.

૪. પરીક્ષામાં દાખલ થવા માટેની અરજીઓ પરીક્ષાની ફીના રૂ. ૧) સાથે પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર તા. ૧ લી જાન્યુઆરિ ૧૯૩૮ સુધીમાં મળી જવી જોઈશે; તે દિવસ પછીથી અરજીઓ સ્વીકારશે નહિ.

૫. ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત, વગેરે હકીકત તા. ૧૨ મી જુલાઈ, ૧૯૨૮ ના મુંબઈના સરકારી ગેઝેટના ભાગ ૧ લાના પૃષ્ઠ ૧૪૧૨ થી ૧૪૧૬ માં છપાએલા અને તા. ૧૮ મી ઓગસ્ટ ૧૯૩૧ ના સરકારી નોટિફિકેશન નં. ૨૪૯૬ થી સુધારેલા અને તા. ૨૦ મી ઓગસ્ટ ૧૯૩૧ ના મુંબાઈ સરકારી ગેઝેટના ભાગ ૧ લાના પૃષ્ઠ ૧૮૮૩ માં છપાએલા નિયમોમાંથી મળી આવશે. સ્પેશિયલ સ્કોલરશિપની રકમ કેળવણીખાતાના સરકારી ઠરાવ નં. ૫૨૧૮ તા. ૯ મી જુન ૧૯૩૩ થી ઘટાડી (ધોરણ ૧ થી ૩ માટે માસિક રૂ. ૪) એમ નક્કી કરવામાં આવી છે. પરીક્ષાના વિષયો ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડના પ્રેસિડેન્ટો, લોકલ ઓથોરિટી મ્યુનિસિપાલિટિઓ અને દરેક માધ્યમિક સ્કૂલોના હેડમાસ્તરોને આ ઓફિસના નં. ૪૧૩૨ તા. ૧૪-૭-૧૯૩૭ના રોજ લખી જણાવ્યા છે તે પ્રમાણે રહેશે.

૬. જે ઉમેદવારોનાં કાયમનાં ઘર દેશી રાજ્યોમાં હોય, જે ઉમેદવારોનાં કાયમનાં ઘર આ ઇલાકાના બ્રિટિશ જિલ્લામાં આવેલાં હોય પણ જેઓ દેશી રાજ્યોની માધ્યમિક સ્કૂલોમાં ભણતા હોય અને જે ઉમેદવારો મુંબાઇ ઇલાકાની બહાર બ્રિટિશ જિલ્લાના હોય તેઓ સ્કોલરશિપની પરીક્ષામાં બેસી શકશે નહિ.

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઓફિસ, અમદાવાદ, તા. ૨૫-૧૧-૧૯૩૭.

(અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી

એજ્યુ. ઇન્સ. એન. ડી.

# કાઝી શાહબુદ્દીન સ્કોલરશિપ પરીક્ષા

## ઉત્તર ભાગ

(૩)

આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ અને ખેડા જિલ્લાઓની કોઈપણ જાહેર શાળાઓના મુસલમાન ઉમેદવારો માટે કાઝી શાહબુદ્દીન એન્ડાઉમેન્ટ ફંડમાંથી રૂ. પાંચની એક, એવી બે, હાઈ અને સ્પેશિઅલ સ્કોલરશિપ (શિષ્યવૃત્તિ) માટેની હરિફાઈની પરીક્ષા સને ૧૯૩૮ના ફેબ્રુઆરિની તા. ૧લી મંગળવારથી તા. ૩જી ગુરૂવાર સુધીના રોજ (ત્રણ દિવસ) અનુક્રમે આર. સી. હાઈસ્કૂલ અમદાવાદ, અને ગવર્મેન્ટ હાઈસ્કૂલ, નડિઆદ સ્થળોએ ૧૧-૩૦ વાગે લેવામાં આવશે.

૨. દરેક મધ્યસ્થળે કમિટી આ પરીક્ષા લેશે, અને તે મધ્યસ્થળની સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર તે કમિટીના પ્રેસિડેન્ટ તરીકે રહેશે.

૩. પરીક્ષામાં બેસવા માટેની અરજી નક્કી કરેલા છાપેલા ફોર્મમાં મોકલવી અને અરજી ઉમેદવારોએ પોતપોતાના જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર મોકલવી. પરીક્ષાની અરજીનું ફોર્મ પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટને અરજી કરેથી મળી શકશે.

૪. પરીક્ષામાં દાખલ થવા માટેની અરજીઓ પરીક્ષાની ફીના રૂ. ૨) સાથે પરીક્ષક કમિટીના પ્રેસિડેન્ટ ઉપર તા. ૧ લી જાન્યુઆરિ ૧૯૩૮ સુધીમાં મળી જવી જોઈશે. પરીક્ષાના વિષયો ડિસ્ટ્રિક્ટ લોકલબોર્ડના પ્રેસિડેન્ટો, લોકલ ઓથોરિટી મ્યુનિસિપાલિટીઓ અને દરેક માધ્યમિક સ્કૂલોના હેડમાસ્તરોને આ ઓફિસના નં. ૪૬૩૨ તા. ૧૪-૭-૧૯૩૭ના રોજ લખી જણાવ્યાં છે તે પ્રમાણે રહેશે.

૫. ઉમેદવારોની ઉંમર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત વગેરે નિયમો તાઃ ૨૧ મી નવેમ્બર ૧૯૨૯ ના મુંબઈ સરકારી ગેઝેટ ભાગ ૧ ભાના પૃ૰ ૨૪૭૨ થી ૨૪૭૫ માં છપાયા છે.

ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબની ઓફિસ, અમદાવાદ, તા. ૨૫-૧૧-૧૯૩૭

(અંગ્રેજીમાં સહી) બી. જે. જી. શાસ્ત્રી
એજ્યુ. ઇન્સ. એન. ડી.

(ઉ. ભા. ના મે. એજ્યુ. ઇન્સ. સાહેબના તા. ૨૫-૧૧-૧૯૩૭ ના પત્ર નં. ૧૦૪૨૮માં કરેલી સૂચનાનુસાર).

# ઇનામપત્રક

## અમદાવાદ જિલ્લો

| | | | |
|---|---|---|---|
| નવાવાડજ | શેઠ રૂપનારાયણદાસ છગનલાલે | ૧૦૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| લાંભા | મિ. મણિલાલ જગન્નાથ દવેએ | ૪૦—૦—૦ | બે દિવસ સુધી નિશાળના વિદ્યાર્થીઓને જમાડયા તથા છોકરાઓને ખાદીની ટોપી વહેંચી તથા બાળાઓને ઓઢણીઓ વહેંચી. |
| | મિ. રણછોડભાઈ નારણભાઈ પટેલે | ૧૫—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| | મિ. મગનલાલ રણછોડભાઈ પટેલે | ૧૫—૦—૦ | ,, |
| વણઝર | રા. બા રતીલાલ જીવણલાલ લાખીઆ તરફથી મે. કલેકટર સાહેબ બહાદુરના હસ્તે | ૫—૦—૦ | મિઠાઈ વહેંચી. |
| | સહકારી મંડળીના રૌપ્ય મહોત્સવને અંગે | ૧૪—૩—૦ | જર્મન સિલવરના પ્યાલા રકાબી વહેંચ્યા. |
| | બાઈ પસી પા. મોતીભાઈ ઝવેરભાઈની દીકરીએ | ૫—૪—૦ | લાકડશી લાડુ વહેંચ્યા. |
| સરવાળ | પટેલ પોપટ કુબેરે | ૬—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| ફતેપુર | ડૉકટર વાસુદેવભાઈ માધવલાલ પંડિત | ૧૦—૦—૦ | વિદ્યાર્થીઓને જમાડયા. |
| જહાંગીરપુરા | પટેલ કાળીદાસ વીરચંદે | ૨૫—૦—૦ | ,, |
| | પટેલ મોતીભાઈ કુબેરદાસે | ૪૦—૦—૦ | ,, |
| ધનસુરા | રણાસણના વતની શાહ શંકરદાસ જયચંદદાસે તેમના દીકરાના લગ્ન પ્રસંગે | ૧૦—૦—૦ | ઘડિઆળ ભેટ આપ્યું. |
| અમેર | અમદાવાદ શાહપુર પરબડીની પોળમાં રહેતા ભાવસાર ગોરધનદાસ મનસુખરામે | ૧૮—૦—૦ | છોકરાઓને ઉપયોગી ચોપડીઓ તથા મિઠાઈ વહેંચી. |
| તગેડી | મિ. કરશનદાસ વંદ્રાવનદાસે શાહ નારણદાસ ગોરધનદાસ તરફથી | — | ઉપયોગી પુસ્તકો તથા કાપિ વગેરે ઇનામો વહેંચ્યાં. |
| નરોડા | વ્યાસ છગનલાલ રઈજીભાઈએ તથા પટેલ ગંગારામ નાગરદાસના વિધવાબાઈ રૂક્મણી | ૯૫—૦—૦ | મુખ્ય સ્કૂલ કન્યાશાળા તથા અંગ્રેજી સ્કૂલના વિદ્યાર્થીઓને જમાડયા. |

